# યોગી કથામૃત

## [એક યોગીની આત્મકથા]

AUTOBIOGRAPHY OF A YOGI નો અનુવાદ

લેખક
શ્રી શ્રી પરમહંસ યોગાનંદ

વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, પ્રા. લિમિટેડ
૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.

Autobiography of a Yogi: Complete and unabridged published in Gujarati in India with the permission of Self-Realization Fellowship [Yogoda Satsanga Society of India]; Los Angeles, California, U S. A.



અનુવાદક :
મગનભાઈ નાયક

બીજી આવૃત્તિ
૧૯૭૨

કિંમત : રૂ. ૧૨.૦૦

પ્રકાશક :
કનુભાઈ કે. વોરા,
વોરા ઍન્ડ કંપની,
પબ્લિશર્સ પ્રા લિ.,
૩, રાઉન્ડ બિલ્ડિંગ,
મુંબઈ ૨.

મુદ્રક :
પ્રભાતસિંહ ઇનામદાર
પબ્લિકા પ્રિન્ટરી,
વલાસણ,
વાયા આણંદ, જિ. ખેડા.
(ગુજરાત)

## સમર્પણ

મારા ઈશ્વરપ્રિય,

પરમ આરાધ્ય, પરમ પૂજ્ય ગુરુદેવ

શ્રીયુત શ્રી. શ્રી. સ્વામી

શ્રી. યુક્તેશ્વરગિરિજી મહારાજનાં

દિવ્ય કરકમલોમાં

સમર્પિત

— યોગાનંદ

# પ્રસ્તાવના

હિંદના સંતપુરુષોના સંબંધમાં ઘણાં જ થોડાં પુસ્તકો અંગ્રેજીમાં લખાયાં છે અને તેમાં પણ એક પત્રકાર કે પરદેશી તરફથી નહીં પણ આશ્રમની જૂની પ્રણાલિકા પ્રમાણે લાંબા કાળ સુધી દીક્ષા પામેલાં એક યોગી તરફથી યોગીઓના સંબંધમાં લખાયેલા આ પુસ્તકની અગત્યં ખાસ વધી જાય છે. આધુનિક હિંદુ સંતોની અલૌકિક જીવનકથાઓ અને સિદ્ધિઓના પ્રથમ દાર્શનિક સાક્ષી તરીકે આપેલા વર્ણનથી આ પુસ્તક આજે અગત્યનું છે અને દીર્ઘ કાળ સુધી એવું રહેવાનું છે. આ પુસ્તકના પ્રતિભાસંપન્ન લેખકનો પરિચય મને હિંદ અને અમેરિકા એમ બંને ઠેકાણે થયો હતો. હું ઇચ્છું છું કે આ પુસ્તકનો પ્રત્યેક વાચક એમનો આભાર માનશે અને એમની યોગ્ય કદર કરશે. ખરેખર, એમનું આ અસામાન્ય જીવનવૃત્તાંત હિંદુ માનસ અને અંતઃકરણ કેટલું ઊંડું અને ગંભીર છે અને ભારતનો આધ્યાત્મિક ભંડાર કેટલો વિપુલ છે તેનું સ્પષ્ટ રીતે નિદર્શન કરે છે.

આ પુસ્તકમાં અનેક ઋષિઓ પૈકીના એક શ્રી યુક્તેશ્વરગિરિની જીવનકથા આલેખવામાં આવી છે. તેમનો પરિચય મેળવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. આ વંદનીય સંતનો ફોટો મારા "ટિબેટન યોગ ઍન્ડ સિક્રેટ ડૉક્ટ્રીન્સ"* નામના પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર મૂકવામાં આવ્યો છે. બંગાળના ઉપસાગરને કિનારે ઓરિસ્સાના પુરી શહેરમાં હું શ્રી યુક્તેશ્વરગિરિને મળ્યો હતો. તેઓ ત્યાંના એક શાંત આશ્રમના મુખી તરીકે યુવાન શિષ્યોને આધ્યાત્મિક સાધના અને શિક્ષણ આપવાનું મુખ્ય કામ કરી રહ્યા હતા. તેમણે વાતચીતમાં યુનાઈટેડ સ્ટેઈટ્સ અને અમેરિકાના બીજા ભાગો તથા ઈંગ્લાંડના લોકોના કલ્યાણના માર્ગોમાં ઊંડો રસ બતાવ્યો હતો, અને દૂરદૂરની પ્રવૃત્તિઓ — ખાસ કરીને તેમના પટ્ટશિષ્ય પરમહંસ યોગાનંદની કેલિફોર્નિયાની પ્રવૃત્તિઓ — સંબંધમાં ખૂબ પૂછપરછ કરી હતી. તેમના ઉપર એમની ઘણી પ્રીતિ હતી.

* ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ-૧૯૩૫

સને ૧૯૨૦ની સાલમાં એમણે જ તેમને પોતાના પ્રતિનિધિ તરીકે પશ્ચિમમાં મોકલ્યા હતા.

શ્રી યુક્તેશ્વરજી કોમળ મુખમુદ્રા ધરાવતા, મૃદુ અવાજ અને આનંદી સ્વભાવવાળા સજ્જન હતા. શિષ્યો તરફથી તેમને જે સ્વાભાવિક પૂજ્યભાવ બતાવાતો હતો તેમને તેઓ સંપૂર્ણ રીતે લાયક હતા. જે કોઈ તેમને ઓળખતું, પછી તે ગમે તે સમાજનો માણસ હોય, તે તેમનો ઊંચો આદર કરતું. મારા સ્વાગત માટે જ્યારે તેઓ આશ્રમને દરવાજે આવીને ઊભા રહેલા તે વખતની તેમની ઊંચી, સીધી, ભગવાં વસ્ત્રોથી ઢંકાયેલી અને ભૌતિક આકાંક્ષાઓની ઉપેક્ષા કરતી તપસ્વી આકૃતિનું સ્મરણ હજી પણ સ્પષ્ટ રીતે થયા કરે છે. તેમના લાંબા વાળ કાંઈક વાંકડિયા હતા અને મુખ દાઢીવાળું હતું. તેમનો દેહ સ્નાયુઓથી સુદૃઢ પણ નાજુક અને સપ્રમાણ હતો. તેમની ચાલવાની ગતિ ચપળ હતી. પોતાના ભૌતિક વસવાટ માટે એમણે પુરીનું પવિત્ર શહેર પસંદ કર્યું હતું, કે જ્યાં હિંદના દરેક પ્રાંતના પ્રતિનિધિ તરીકે ભાવિક હિંદુઓનાં ટોળેટોળાં જગન્નાથ–" દુનિયાના સ્વામી "–ના પ્રસિદ્ધ મંદિરમાં દરરોજ દર્શન માટે આવે છે. એ જ પુરી શહેરમાં સને ૧૯૩૬ની સાલમાં એમણે આ ક્ષણભંગુર જગત તરફ પોતાની મર્ત્ય આંખો હંમેશને માટે મીંચી, આ સફળ જન્મનો સફળ અંત આણ્યો હતો.

શ્રી યુક્તેશ્વરના ઉચ્ચ ચારિત્ર્ય અને પવિત્રતાના પ્રમાણની નોંધ લેવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થાય છે તેથી મને ઘણો આનંદ થાય છે. સહજભાવે અપનાવાયેલું, જગતના કોલાહલથી દૂર, શાંત અને આદર્શ એવું એમનું જીવન, શ્રી પરમહંસ યોગાનંદે આવતા યુગો માટે આ પુસ્તકમાં વર્ણવેલું છે.


લેખક **ડબ્લ્યુ વાય. ઇવાન્સ-વેન્ટ્ઝ**

'ધી ટિબેટન બુક ઑફ ધી ડેડ,' એમ એ., ડી. લિટ., એસ.સી.

'ટિબેટન્સ ગ્રેટ યોગી મીલારેપા,' જિસસ કોલેજ, ઑક્સ્ફર્ડ

'ટિબેટન યોગ એન્ડ સિક્રેટ ડોક્ટ્રીન્સ' વગેરે

## મહાસમાધિ પછી શ્રી શ્રી પરમહંસ યોગાનંદના શરીરે બતાવેલું ચમત્કારિક અવિકારીપણું

શ્રી શ્રી પરમહંસ યોગાનંદે યુ. એસ. એ.ના કેલિફોર્નિયા પરગણાના લોસ એન્જેલેસ શહેરમાં, હિંદના તે વખતના એલચી શ્રી બિનોય સેનના માનમાં આપવામાં આવેલા ખાણા વખતે ભાષણ કર્યા પછી તા. ૭મી માર્ચ, ૧૯૫૨ને રોજ મહાસમાધિ લીધી હતી.

જગતના આ મહાન ગુરુએ યોગની ઉપયોગિતા ફક્ત જીવનમાં જ નહિ પરન્તુ મૃત્યુમાં પણ પ્રદર્શિત કરી હતી. મહાસમાધિ બાદ સપ્તાહો વીત્યા છતાં એમનું તેવું ને તેવું જ વદન અવિકારીપણાના દિવ્ય તેજથી ઝળહળતું હતું.

શ્રી હેરી ટી. રોવ, જે કેલિફોર્નિયાના ગ્લેન્ડેલ પરગણાના ફોરેસ્ટ લોન મેમોરિયલ પાર્કના મરણગૃહના ડિરેકટર હતા, તેમણે સેલ્ફ રીઍલિઝેશન ફેલોશિપ (આત્મસાક્ષાત્કાર સંઘ)ને એક સરકારી પ્રમાણપત્ર મોકલ્યું હતું. તેમાંથી નીચે પ્રમાણેનો ઉતારો કરવામાં આવ્યો છે:

" પરમહંસ યોગાનંદના મૃત શરીરમાં વિકારનાં કોઈ પણ દેખીતાં લક્ષણો જણાયાં નથી એ અમારા અનુભવમાંનો એક

અલૌકિક બનાવ છે. મૃત્યુ પછીના વીસ દિવસ પછી પણ એમના શરીરમાં કોઈ વિક્રિયા જણાઈ નથી. એમની ત્વચા પર કરચલીનાં કોઈ પણ ચિહ્નો દેખાયાં નહિ તેમ જ શારીરિક કોશો પણ સુકાયા નહિ. શરીરની આવી સંપૂર્ણ અવિકારી અને સુરક્ષિત સ્થિતિ એ અમારા જાણવા પ્રમાણે મૃત્યુની તવારીખમાં એક અભૂતપૂર્વ બનાવ છે. યોગાનંદના મૃત શરીરનો સ્વીકાર કરતી વખતે કર્મચારીઓએ એવી અપેક્ષા રાખેલી કે કાચના કવરમાંથી શરીરની વધતી જતી વિક્રિયાઓનાં સઘળાં ચિહ્નો જોઈ શકાશે. પરંતુ જેમજેમ દિવસો વીતતા ગયા તેમતેમ તપાસ હેઠળ રાખેલું આ શરીર વિકારનાં કશાં પણ ચિહ્નો બતાવતું નથી તે જોઈને અમારું આશ્ચર્ય વધતું ગયું. દેખીતી રીતે યોગાનંદનું શરીર બિલકુલ અવિકારી હતું. કોઈ પણ વખતે એમના શરીરમાંથી વિક્રિયાની જરા પણ દુર્ગંધ આવી નથી.

તા. ૨૭મી માર્ચે જ્યારે યોગાનંદના શરીરને પેટીમાં ગોઠવીને ઉપર કાંસાનું ઢાંકણ ગોઠવ્યું તે વખતે એમનો જે શારીરિક દેખાવ હતો તેવો જ તા. ૭મી માર્ચે પણ જણાયો હતો. મૃત્યુની રાત્રિએ જેવા એ તાજા હતા અને શરીરની સ્થિતિ વિકારરહિત હતી તેવા જ એ તા. ૨૭મી માર્ચે પણ જણાયા હતા. તા. ૨૭મી માર્ચે આ શરીરમાં કશો પણ વિકાર પેઠો છે એવું કહેવાનું અમારી પાસે કશું કારણ નહોતું. આ કારણોને લીધે અમે ફરીથી જાહેર કરીએ છીએ કે પરમહંસ યોગાનંદનો કેસ એક અભૂતપૂર્વ અનુભવ હતો.

▣ ▣ ▣

# અમેરિકન પ્રકાશકનું નિવેદન

પરમહંસ યોગાનંદે બિનસાંપ્રદાયિક અને બિનનફાકારક એવી બે સંસ્થાઓ સ્થાપી છે :

સેલ્ફ રીએલીઝેશન ફેલોશિપ (એસ. આર. એફ.), અમેરિકામાં જે આંતરરાષ્ટ્રીય મધ્યવર્તી કેન્દ્ર છે અને બીજી હિંદમાં યોગદા સત્સંગ સોસાયટી ઑફ ઇન્ડિયા (વાઈ. એસ. એસ.). એમણે ઘણી વખત કહ્યું છે કે આ બે સંસ્થાઓ મારફતે ક્રિયાયોગનો મુક્તિદાયક સંદેશ આખા જગતના ખૂણેખૂણામાં ફેલાશે. અણુબોંબના આજના જમાનામાં દિલ કંપાવનારા ભય સામે માણસની આ જ એક મોટી જરૂર છે—ઈશ્વરનો સીધો વ્યક્તિગત અનુભવ કરવાની ચોક્કસ વ્યક્તિગત પ્રક્રિયાઓ જાણીને તેને આચારમાં મૂકવાની જરૂર.

સને ૧૯૫૫માં શ્રી દયામાતા ' સેલ્ફ રીએલીઝેશન ફેલોશિપ ' અને ' યોગદા સત્સંગ સોસાયટી ઑફ ઈન્ડિયા 'નાં ત્રીજાં પ્રમુખ થયાં. તેમના પુરોગામી સદ્દગત રાજર્ષિ જનકાનંદ પરમહંસ યોગાનંદની સને ૧૯૫૨માં થયેલી મહાસમાધિ પછી પ્રમુખ બન્યાં હતાં. શ્રી દયામાતા સને ૧૯૩૧ની સાલથી યોગાનંદજીનાં અંતેવાસી શિષ્યા હોઈ ગુરુજીનું જીવનકાર્ય આગળ ધપાવવાની તાલીમ અને આશીર્વાદ તેમણે મેળવ્યાં છે. વખતોવખત તેઓ હિંદની મુલાકાતો લે છે જ્યાં તેમના સત્સંગનો અને પ્રવચનોનો લાભ લાખો માણસોએ લીધો છે.

આ પુસ્તકના પ્રથમ પ્રકરણમાં જ આ મહાગુરુએ લાહીરી મહાશયના સંબંધમાં એક ફકરો લખ્યો છે — જેના શબ્દોનો પડઘો, પરમહંસ યોગાનંદના પોતાના શિષ્યોના અને જે સાધકો તેમને તેમની આધ્યાત્મિક શિક્ષણપત્રિકાઓ અને પુસ્તકો મારફતે જ પિછાણે છે તેમના અંતઃકરણમાં આજે પણ પડે છે :

"શરૂઆતમાં તો હું ઘણો દિલગીર થયો કારણકે તેઓ શારીરિક રીતે જીવંત નહોતા. પણ પછીથી જ્યારે તેમનું ગુપ્ત સર્વવ્યાપકપણું મારા ધ્યાનમાં આવ્યું ત્યારે મારી દિલગીરી નષ્ટ થઈ. જે શિષ્યો એમનાં પ્રત્યક્ષ દર્શન કરવા અતિ આતુર હતા તેમને એમણે લખ્યું છે : 'મારા હાડ અને માંસનું દર્શન કરવા તમે શા માટે આવો છો જ્યારે તમારી કૂટસ્થ (આધ્યાત્મિક દૃષ્ટિ)માં હું હંમેશાં હોઉં છું જ ?' "

૩૮૮૦, સાન રાફેલ એવેન્યુ,
લોસ એન્જેલેસ, કેલીફોર્નિયા.
યુ. એસ. એ.
નવેંબર ૧, ૧૯૬૮

સેલ્ફ રીએલીઝેશન
ફેલોશિપ

## AIMS AND IDEALS OF YOGODA SATSANGA SOCIETY OF INDIA (YSS)

Founded in 1917 by Sri Sri Paramahansa Yogananda, Sri Sri Daya Mata, Sangha Mata and President.

To disseminate among the nations a knowledge of definite scientific techniques for attaining direct personal experience of God.

To reveal the complete harmony and basic oneness of original Christianity as taught by Jesus Christ and original Yoga as taught by Bhagavan Krishna; and to show that these principles of truth are the common scientific foundation of all true religions.

To point out the one divine highway to which all paths of true religious beliefs eventually lead; the highway of daily, scientific devotional meditation on God.

To demonstrate the superiority of mind over body, of soul over mind.

To liberate man from his threefold suffering : physical disease, mental inharmonies, and spiritual ignorance.

To promote spiritual understanding between East and West, and to advocate the exchange of their finest distinctive features.

To harmonize science and religion through realizing that Nature and its laws originated in the Divine Mind : the unique First Cause.

To encourage 'plain living and high thinking,' and to spread a spirit of brotherhood among all peoples by teaching the eternal basis of their unity : kinship with God.

To overcome evil by good, sorrow by joy, cruelty by kindness, ignorance by wisdom.

To serve mankind as one's larger Self.

# અનુક્રમ

## યોગદા સત્સંગ સોસાયટી આફ ઇન્ડિયાની નોંધ

પરમહંસ યોગાનંદની "**એક યોગીની આત્મકથા**"ની ગુજરાતી આવૃત્તિના પ્રકાશક શ્રી. એમ. કે. વોરાનો અમે આભાર માનીએ છીએ.

આ લેખકનાં બીજાં અંગ્રેજી પુસ્તકો નીચે પ્રમાણે છે:

**WHISPERS FROM ETERNITY SCIENCE OF RELIGION**
**SAYINGS OF YOGANANDA METAPHYSICAL MEDITATIONS**
**SCIENTIFIC HEALING AFFIRMATIONS & COSMIC CHANTS.**

'**એક યોગીની આત્મકથા**'ની ગુજરાતી, બંગાળી અને અંગ્રેજી આવૃત્તિઓ તથા પરમહંસ યોગાનંદનાં બીજાં પુસ્તકો જાણીતા બુક સ્ટોરોમાંથી અથવા નીચેના ઠેકાણેથી મળી શકે છે:

યોગદા સત્સંગ સોસાયટી ઓફ઼ ઇન્ડિયા,
યોગદા બ્રાંચ મઠ પુસ્તક વિક્રય વિભાગ,
જૂનો હજારીબાગ રોડ,
**રાંચી ૧** (બિહાર).

યોગદાની શિક્ષણપત્રિકાઓ (પરમહંસ યોગાનંદના ઉપદેશો)ની માહિતી પણ ઉપલે ઠેકાણેથી મળી રહેશે.

સોસાયટીનું મધ્યવર્તી કેન્દ્ર અને રજિસ્ટર્ડ ઓફિસ:—
યોગદા સત્સંગ સોસાયટી ઓફ઼ ઇન્ડિયા,
યોગદા મઠ,
૨૧, ઉપેન્દ્રનાથ મુકરજી રોડ,
દક્ષિણેશ્વર, **કલકત્તા** ૫૭.

યોગદા સત્સંગ સોસાયટી ઓફ઼ ઇન્ડિયા
દક્ષિણેશ્વર, કલકત્તા, ૫૭
નવેંબર ૧, ૧૯૬૮

## ૧

# મારાં માતાપિતા અને શિશુજીવન

પરાપૂર્વથી જીવનનાં અંતિમ સત્યોની શોધ અને તેની સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવતી ગુરુ–શિષ્ય પરંપરા એ હિંદી સંસ્કૃતિનાં આગવાં લક્ષણો ગણાતાં આવ્યાં છે. મારો પોતાનો માર્ગ પણ મને એવા ઈસુ ખ્રિસ્ત જેવા ઋષિ પાસે લઈ ગયો કે જેનું ભવ્ય જીવન યુગોથી ઘડાતું આવ્યું હતું. હિંદની ચિરંજીવ સંપત્તિ સરખા જે મહાન ગુરુઓ અહીં થઈ ગયા તે પૈકીના તેઓ એક હતા. પ્રત્યેક જમાનામાં અહીં પાકેલા આવા મહાપુરુષોએ જ બેબિલોન અને ઇજિપ્તના જેવી અવદશાથી હિંદનું રક્ષણ કર્યું છે.

મારા પૂર્વજન્મની ઘટનાઓની ઊલટાસૂલટી સ્મૃતિઓ મને ઘણી વખત થઈ આવે છે. દૂરના ભૂતકાળમાં હિમાલયના હિમમય પ્રદેશોમાં જીવન વિતાવતો હું એક યોગી[1] હતો એવી સ્પષ્ટ યાદ મને હવે તાજી થાય છે. જેમ કોઈ અમર્યાદ અને અપૂર્વ કડી ભૂતકાળની સ્મૃતિઓ તાજી કરે તેમ તે જ કડી હવે મને ભવિષ્ય-કાળની પણ ઝાંખી કરાવે છે.

શિશુજીવનની પરવશતાઓનો ખ્યાલ મારા મનમાંથી હજી ભૂંસાયો નથી. ટેકણ સિવાય ચાલવાની અને ખુલ્લી રીતે બોલવાની મારી અશક્તિ મને ઘણી જ સાલતી હતી. આ શારીરિક પરાધીન-

તાનો મને જેમજેમ અનુભવ થતો ગયો તેમતેમ પ્રાર્થનાની વૃત્તિઓ ઉછાળા મારવા લાગી. મારી તીવ્ર ભાવનાઓને લીધે હૃદયમાં અનેક ભાષાઓના શબ્દો ઊભરાવા લાગ્યા. ભાષાઓ માટે મનમાં થતી આવી ગડમથલને લીધે મારી આજુબાજુના લોકોમાં બોલાતી બંગાળી ભાષાના શબ્દોચ્ચારથી મારા કાન આસ્તેઆસ્તે ટેવાઈ ગયા. વડીલોની માન્યતા પ્રમાણે બાળમાનસને રંજન કરનારાં રમકડાંઓ અને અંગૂઠાચૂસણીઓને બદલે મારા શિશુમાનસને આ જાતનું લોભામણું વલણ મળ્યું હતું.

માનસિક વૃત્તિઓનો જુસ્સો અને તેને અનુકૂળ થવાની શરીરની અશક્તિને લીધે મને ઘણી વાર હઠીલા રુદનની પ્રક્રિયા શરૂ થતી. મારી આવી દુર્દશા માટે મારા કુટુંબને જે વ્યાકુળતા અનુભવવી પડતી તેની દુઃખદ યાદ મને હજી આજે પણ આવે છે. વધારે સુખદ બનાવોની પરંપરા પણ મારા સ્મૃતિપટ પર ચડી આવે છે. હું આજે મારી માતાનાં લાડકોડ તથા કાલીકાલી બોલી બોલવાના અને પા પા પગલી ચાલવાના મારા પ્રથમ પ્રયત્નો ભૂલી ગયો છું. તેમ છતાં એણે જ આત્મવિશ્વાસનો નૈસર્ગિક પાયો સુદૃઢ રીતે મારામાં નાખ્યો છે.

મારા અતીત કાળની સ્મૃતિઓ કાંઈ અસાધારણ કહેવાય એવી નહોતી. ‘ જન્મ ’ અને ‘ મરણ ’ના નાટકીય આવાગમનને લીધે સ્મૃતિભંગ થતો હોવા છતાં ઘણા યોગીઓ પોતાની આત્મ-ચેતના કાયમ રાખે છે. જો મનુષ્ય માત્ર શરીરનો જ બનેલો હોય તો એના નાશ સાથે એના સ્વરૂપનો પણ અંત આવે, પણ પેગંબરો યુગો થયા જે કહે છે તે સાચું હોય તો મનુષ્ય ખરી રીતે અદેહી છે. ઇંદ્રિયસંવેદનો સાથે માનવીના સતત અહંકારનો સંબંધ માત્ર અલ્પજીવી છે.

શિશુજીવનના બનાવોની સ્પષ્ટ યાદ વિલક્ષણ હોવા છતાં અપ્રાપ્ય નથી. મારા અનેક દેશોના પ્રવાસો દરમ્યાન ઘણાં પ્રામાણિક

સ્ત્રીપુરુષો તરફથી તેમના બાળજીવનની ઘણી કહાણીઓ મેં સાંભળી છે.

મારો જન્મ હિંદના ઈશાન ખૂણામાં હિમાલયના તરાઈ વિભાગમાં આવેલા ગોરખપુર શહેરમાં પાંચમી જાન્યુઆરી, ૧૮૯૩ને ગુરુવારના રોજ થયો હતો. શરૂઆતનાં મારાં આઠ વર્ષ અહીં જ વીત્યાં હતાં. અમે આઠ સંતાન હતાં : ચાર પુત્રો અને ચાર પુત્રીઓ. હું મુકુન્દલાલ ઘોષ[૨] બીજો પુત્ર અને ચોથું સંતાન હતો.

માતા અને પિતા બન્ને ક્ષત્રિય વર્ગનાં બંગાળીઓ હતાં. બન્ને સાધુસ્વભાવથી વિભૂષિત હતાં. શાંત અને ગૌરવભર્યો તેમનો દાંપત્યપ્રેમ અઘટિત રીતે કદી વ્યક્ત થયો ન હતો. મારાં માતા-પિતાની આવી સંપૂર્ણ સુસંવાદિતાના મધ્યબિંદુની આસપાસ આઠ તરુણ આત્માઓની જીવનઘટમાળ ગૂંથાયેલી હતી.

મારા પિતા ભગવતીચરણ ઘોષ માયાળુ અને ગંભીર હતા. પણ કેટલીક વાર તેઓ ખૂબ કડક થતા. અમે છોકરાઓ એમને ખૂબ ચાહતા; પણ પૂજ્યભાવની શિસ્તને લીધે કાંઈક છેટે રહેતા. એક અગ્રગણ્ય ગણિતશાસ્ત્રી અને તર્કશાસ્ત્રી તરીકે તેઓ ઘણુંખરું પોતાની બુદ્ધિમાં જ રાચતા. પણ માતા લાગણીપ્રધાન હતાં અને બધું શિક્ષણ અમને પ્રેમથી જ આપતાં. તેમના સ્વર્ગવાસ પછી પિતા વધારે કોમળ થયેલા. મને અનુભવે જણાયેલું કે તેમની દૃષ્ટિ ઘણી વખત માતૃતુલ્ય બની જતી.

અમે છોકરાઓએ શરૂઆતમાં શાસ્ત્રોના ખાટામીઠા જ્ઞાનનો સ્વાદ માતાની હાજરીમાં જ ચાખ્યો હતો. મારી માતા શિસ્તની બધી જરૂરિયાતોને પહોંચી વળે એવી સાનુકૂળ વાતો ઘણી હોશિયારીથી રામાયણ અને મહાભારતમાંથી શોધી કાઢતી અને અમને ઠપકો આપવાની સાથે આ મહાકાવ્યોમાંથી બોધ આપતી.

પિતાને દરરોજ માન આપવાના એક પ્રતીક તરીકે સાંજે તેઓ ઑફિસેથી ઘેર આવે ત્યારે માતા અમને સારાં કપડાં પહેરાવી

સ્વાગત કરવા તૈયાર રાખતી. બંગાલ–નાગપુર રેલવે જે હિંદની એક મોટી કંપની છે તેમાં તેમનું સ્થાન તેના વાઇસ પ્રેસિડન્ટની સમાન કક્ષાનું હતું. તેમનું કામ મોટે ભાગે મુસાફરી કરવાનું હતું અને તેથી મારા શિશુજીવન દરમ્યાન અમારા કુટુંબને ઘણાં શહેરોમાં રહેવું પડયું હતું.

દરિદ્રનારાયણો તરફ મારી માતાનો હાથ ઘણો ઉદાર હતો. પિતા પણ તેમની તરફ કરુણાર્દ્ર રહેતા, પણ નિયમ અને વ્યવસ્થાની તેમની ભાવના ઘરના બજેટ સુધી પહોંચી જતી. મારી માતાએ એક વાર એક પખવાડિયામાં પિતાની માસિક આવક કરતાં, ગરીબોને ખવડાવવામાં વધારે ખરચ કરી નાખ્યો હતો.

'દેવી, હું જે કહું છું તે એટલું જ કે તમે તમારું દાન વાજબી મર્યાદામાં રાખો.'

પતિ તરફનો આટલો નરમ ઠપકો પણ માતાને દુઃખદાયક લાગ્યો.

આ ઝઘડાનો અમને છોકરાઓને કશો પણ અણસારો આવવા દીધા સિવાય તેમણે શાંતિથી ગાડી મંગાવી.

'નમસ્તે, હું મારી માતાને ઘેર જાઉં છું.' પુરાણી અંતિમ તાકીદ.

અજાયબ થઈ અમે બધાં રડારોળ કરવા મંડી પડયાં. બરાબર એ જ વખતે અમારા મામા આવી પહોંચ્યા. એમણે પિતાના કાનમાં કોઈ ગુરુમંત્ર ફૂંકયો જે યુગો થયાં કદાચ છૂપો જ હતો. પિતાએ કાંઈક સમાધાનકારક વાણી ઉચ્ચારી એટલે માતાએ આનંદમાં આવી જઈ ગાડીવાળાને રજા આપી. મારાં માતાપિતા વચ્ચે જે એક ઝઘડો મેં જોયો તેનો આવી રીતે અંત આવ્યો, પણ બીજો એક વિશિષ્ટ પ્રકારનો વાદવિવાદ હવે મને યાદ આવે છે.

'એક નિરાધાર બાઈ આપણે ઘેર આવી છે તેને આપવા માટે દશ રૂપિયા જોઈએ છે તે કૃપા કરીને આપો.' માતાના સ્મિતમાં સમજાવવાની અજબ શક્તિ હતી.

'દશ રૂપિયા શા માટે ? એક બસ થશે.' પિતાએ સમર્થનમાં કહ્યું. 'જ્યારે મારા પિતા, પિતામહ અને પિતામહી એકદમ ગુજરી ગયાં ત્યારે મને ગરીબીનું પ્રથમ ભાન થયેલું. લાંબું ચાલીને દૂરની શાળાએ જતાં પહેલાં નાસ્તા માટે મને એક કેળું મળતું. યુનિવર્સિટીમાં ગયા પછી પૈસાની એટલી તંગી પડતી કે મહિને એક રૂપિયો આપવા માટે એક સંપત્તિવાન ન્યાયાધીશને અરજ ગુજારેલી જે તેણે એવી ટીકા સાથે નકારેલી કે એક રૂપિયો પણ ઘણો મૂલ્યવાન છે.'

'એ ઇનકારને તમે કેટલી કડવાશથી યાદ કરો છો ?' માતાએ તર્કશુદ્ધ જવાબ આપ્યો. 'શું તમે એમ ઇચ્છો છો કે આ સ્ત્રી પણ તમારી માફક તમારા ઇનકારની આવી જ યાદ કર્યા કરે ?'

'તમે જીત્યાં !' પરાજિત પતિઓના અવિસ્મરણીય અભિનય-પૂર્વક એમણે પોતાનું પાકીટ ઉઘાડયું. 'આ રહી દશની નોટ, મારી શુભેચ્છા સાથે એ એને આપો.'

પિતાજી હંમેશાં કોઈ પણ નવી સૂચનાનો પહેલાં તો ઇનકાર જ કરતા. પેલી અજાણી સ્ત્રી જેણે મારી માતાની સહાનુભૂતિ સંપાદન કરી હતી તેની સાથેનું વલણ એમની સામાન્ય સાવચેતીના નમૂનારૂપ કહી શકાય. તાત્કાલિક સ્વીકાર પ્રત્યેનો એમનો અણગમો વાસ્તવમાં તો 'ઉચિત પ્રતિછાયા'ના સિદ્ધાંતને જ અનુસરે છે. પિતાજી હંમેશાં વિવેકી, વાજબી અને સમતોલ વૃત્તિવાળા હતા. જ્યારે હું મારી અનેક માગણીઓનું એકબે દલીલોથી સમર્થન કરતો ત્યારે મારી માગણીઓ પૂરી કરવામાં આવતી—પછી એ વેકેશન દરમ્યાનની સહેલગાહ હોય કે મોટરસાઈકલ હોય.

પિતા અમારાં બાળજીવન દરમ્યાન હંમેશાં શિસ્ત બાબતમાં કડક હતા, પણ એમનું પોતાનું જીવન ખરેખર સ્પાર્ટાના લોકો જેવું હતું. દાખલા તરીકે એમણે કદી થિયેટર જોયું ન હતું. મનોરંજન માટે તેઓ જાતજાતની આધ્યાત્મિક સાધનાઓ અને ભગવદ્‌ગીતાના વાચનમાં વખત ગાળતા. બધા જ મોજશોખો એમને માટે ત્યાજ્ય હતા.

બૂટનની જોડી તદ્દન ઘસાઈ જાય ત્યાં સુધી વાપરતા. મોટરગાડીની વપરાશ લોકપ્રિય થઈ ત્યારે એમના છોકરાએ મોટર ખરીદી પણ પિતાએ દરરોજ ઑફિસે જવા માટે ટ્રોલીકારના ઉપયોગથી જ સંતોષ માન્યો હતો. સત્તા ચલાવવા માટે દ્રવ્યનો સંચય તેમને ગમતો નહિ.

કલકત્તા અર્બન બેંકનું ઉદ્‌ઘાટન કર્યા પછી એના શૅરો ખરીદી લાભ ઉઠાવવાની એમણે ના પાડી હતી. નવરાશના વખતમાં એક નાગરિક તરીકેની ફરજ બજાવવાની જ એમણે ઇચ્છા રાખી હતી.

પિતાએ નિવૃત્તિ લીધા પછી કેટલેક વરસે બંગાલ–નાગપુર રેલવે કંપનીના ચોપડા તપાસવા એક અંગ્રેજ હિસાબનીશ ઈંગ્લાંડથી આવ્યો. આ હિસાબનીશે આશ્ચર્યપૂર્વક જોયું કે પિતાએ બોનસની ચડી ગયેલી રકમ માટે કદી અરજી જ કરી નથી.

'એમણે એકલાએ ત્રણ માણસોનું કામ કર્યું છે!' પેલા હિસાબનીશે કંપનીને રિપોર્ટ કર્યો. 'પાછલા લેણા તરીકે એના રૂ. ૧,૨૫,૦૦૦ બાકી નીકળે છે.' રેલવે અધિકારીઓએ આટલી રકમનો ચેક પિતાને મોકલી આપ્યો. આ રકમ એમને નજીવી લાગેલી જેથી એમણે એ સંબંધી કુટુંબને વાત સરખી પણ કરી નહોતી. ઘણા વખત પછી મારા કનિષ્ઠ બંધુ વિષ્ણુએ એમને આ વિષે પૂછેલું, કેમ કે બેંકમાંથી આવતા પત્રક ઉપર તેણે એટલી મોટી રકમ જમા થયેલી જોઈ હતી.

આવા પાર્થિવ નફા સારુ રાચવું શા માટે?' પિતાએ જવાબ આપ્યો. 'જે સ્થિતપ્રજ્ઞ થવાની ઉમેદ રાખતો હોય તેણે નફાથી હરખાઈ જવાનું નથી અને નુકસાનથી દિલગીર થવાનું નથી. એ તો જાણે છે કે માણસ ખાલી હાથે દુનિયામાં આવે છે અને ખાલી હાથે વિદાય થાય છે.'

પરિણીત જીવનની શરૂઆતમાં જ મારાં માતાપિતા બનારસના લાહીરી મહાશય જેવા એક મહાન ગુરુનાં શિષ્ય બન્યાં હતાં. આ

સંતસમાગમથી પિતાની નૈસર્ગિક તપોમય પ્રકૃતિ વધારે દૃઢ બની. માતાએ મારી મોટી બહેન રોમાને એક વખત કહેલું : 'તારા પિતા અને હું વરસમાં એક જ વાર સંતાનોત્પત્તિના હેતુથી પતિ-પત્ની તરીકે રહીએ છીએ.'

અવિનાશબાબુની મારફતે મારા પિતા લાહીરી મહાશયના પ્રથમ સમાગમમાં આવ્યા. તેઓ ઘણા વરસ સુધી બંગાલ-નાગપુર રેલવેમાં પિતાની ઑફિસમાં નોકર હતા. અવિનાશે મને ઘણા ભારતીય સંતોની અદ્‌ભુત વાતો સંભળાવી છે. એવી દરેક વખતે ઉપસંહારમાં આખરે તેઓ એમના ગુરુના ઉચ્ચતર ગુણો સંભારીને તેમની પ્રશંસા કર્યા સિવાય રહેતા નહિ.

'તમારા પિતા લાહીરી મહાશયના શિષ્ય કેવા અસાધારણ સંજોગોમાં થયા તે તમને ખબર છે?'

ઉનાળાની રજામાં એક દિવસે નમતે બપોરે જ્યારે અવિનાશ અને હું અમારા ઘરના કંપાઉંડમાં બેઠા હતા ત્યારે તેણે આ ગૂઢ પ્રશ્ન પૂછ્યો. મેં નકારમાં માથું ધુણાવ્યું અને કાંઈક અપેક્ષા સાથે સ્મિત કર્યું.

'તમારા જન્મ અગાઉ વર્ષો પહેલાં મેં મારા ઑફિસરને અર્થાત્ તમારા પિતાને ઑફિસમાંથી એક અઠવાડિયાની રજા માટે અરજી કરી હતી કેમકે મારે બનારસમાં મારા ગુરુનાં દર્શને જવું હતું. પણ તમારા પિતાએ મને હસી કાઢ્યો હતો

'શું તમે ધર્મઘેલા થઈ જવા માગો છો?' તેમણે મને સવાલ કર્યો અને કહ્યું, 'તમારા ઑફિસના કામમાં એકાગ્ર થાઓ, જો તમારે પ્રગતિ કરવી હોય તો.'

'તે દિવસે નિરાશ વદને જંગલને આડે માર્ગે થઈને હું ઘેર જતો હતો ત્યારે તમારા પિતા મને સામે મળ્યા. તેઓ પાલખીમાં આવતા હતા. તેમણે નોકરો અને વાહનને રજા આપી

અને મારી સાથે ચાલવા લાગ્યા. પછી મને આશ્વાસન આપી તેમણે દુનિયામાં સફળ થવા પુરુષાર્થી બનવા કહ્યું હતું; પણ હું તો ધ્યાન વગર તેમને સાંભળતો હતો, મારું અંતર વારંવાર પોકારતું હતું : 'લાહીરી મહાશય ! હું તમારાં દર્શન સિવાય જીવી શકતો નથી !'

અમારો રસ્તો અમને એક શાંત શેઢા સુધી લઈ ગયો. સંધ્યાકાળના સૂર્યનાં કિરણો ત્યાં ઊગેલા ઘાસ ઉપર પથરાયેલાં હતાં. અમે સાનંદાશ્ચર્ય ત્યાં જ થોભી ગયા. ત્યાં જ ખેતરમાં અમારાથી થોડે દૂર મારા મહાન ગુરુનાં અમને દર્શન થયાં.[3]

'ભગવતી, તમે તમારા નોકર પ્રત્યે બહુ કડક રહો છો !' એમના અવાજનો પડઘો અમારે કાને પડચો. જેવા આવ્યા એવી જ ગૂઢ રીતે તેઓ અદૃશ્ય થયા. ઘૂંટણીએ પડીને મેં બૂમ પાડવા માંડી : 'લાહીરી મહાશય ! લાહીરી મહાશય !' તમારા પિતા નિશ્ચેષ્ટ સ્થિતિમાં સ્થિર થઈ ગયા.

'અવિનાશ, હું તમને રજા આપું છું, એટલું જ નહિ; હું પણ રજા લઉં છું અને આવતી કાલે બનારસ જવા ઊપડું છું. મારે આ મહાન લાહીરી મહાશયનાં દર્શન કરવાં જોઈએ. તેઓ તમારે સારુ વસીલો લગાડવા માટે પોતે ઇચ્છામાં આવે ત્યારે સ્થૂળ શરીર ધારણ કરી શકે છે. હું મારી પત્નીને પણ સાથે લઈ જઈશ અને તેમને આધ્યાત્મિક પંથમાં જોડાવા દેવાની વિનતિ કરીશ. તમે અમને તેમને ત્યાં લઈ જશો ?'

'જરૂર.' મારી પ્રાર્થનાનો આવો ચમત્કારિક જવાબ મળવાથી અને બનાવોએ લીધેલા સાનુકૂળ વળાંકથી હું ખુશખુશ થઈ ગયો.

'બીજી સાંજે તમારાં માતાપિતા અને હું બનારસની ગાડીમાં ચડી બેઠાં, ત્રીજે દિવસે અમે એક ગાડી ભાડે કરી સાંકડી ગલીઓ વટાવી મારા ગુરુના એકાંતવાસમાં પગપાળા પહોંચી ગયા. તેમના નાના દીવાનખંડમાં દાખલ થયા પછી અમે ગુરુજીને પગે લાગ્યા.

આ વખતે ગુરુજી એમના હમેશના પદ્માસન પર બેઠેલા હતા. તેમણે તેજસ્વી આંખો ત્રાંસી કરી તમારા પિતા પર સ્થિર કરી. 'ભગવતી, તમે તમારા નોકર પ્રત્યે બહુ કડક છો,' આ શબ્દો બે દિવસ પર પેલા ખેતરમાં બોલાયેલા તેનું પુનરાવર્તન કરતાં તેમણે ઉમેર્યું. 'હું એ જાણીને ખુશ થયો કે મને મળવા માટે તમે અવિનાશને રજા આપી અને તમે પણ તમારી પત્નીને સાથે લઈને અંત્રે આવ્યા.'

'તેમણે ક્રિયાયોગની[૪] આધ્યાત્મિક દીક્ષા તમારાં માતાપિતાને આપી તેથી તેમને ઘણો આનંદ થયો. ગુરુભાઈઓ તરીકે તમારા પિતા અને હું આ દિવ્ય દર્શનના યાદગાર દિવસ પછી ઘનિષ્ઠ મિત્રો બની રહ્યા છીએ. તમારા પોતાના જન્મની બાબતમાં લાહીરી મહાશયે સારો સરખો રસ લીધો હતો. તમારું જીવન તેમના જીવન સાથે ગાઢ રીતે સંકળાયેલું રહેશે. ગુરુના આશીર્વાદ કદી પણ અફળ જતા નથી.'

હું જન્મ્યો ત્યાર પછી થોડા જ વખતમાં લાહીરી મહાશયે આ દુનિયા છોડી હતી. એક સુશોભિત ફ્રેમમાં મઢેલી તેમની છબી જ્યાં જ્યાં મારા પિતાની બદલી થતી ત્યાં ત્યાં ગૃહદેવતાના સિંહાસન ઉપર મૂકવામાં આવતી. કેટલીય વખત, સવારે અને સાંજે મારી માતા અને હું આવા કામચલાઉ સિંહાસન સામે ધ્યાનમાં બેસતાં અને ચંદનપુષ્પો ચડાવતાં. અગરબત્તી અને ધુપસુગંધ તથા સામૂહિક કીર્તનથી અમે દિવ્યતાથી ભરેલી એવી લાહીરી મહાશયની છબીની પૂજા કરતાં.

એમની છબીની મારા જીવન ઉપર સર્વોત્તમ અસર પડી છે. જેમજેમ હું વયમાં વધતો ગયો તેમતેમ મને ગુરુના વધારે ને વધારે વિચારો આવતા ગયા. સમાધિમાં હું ઘણી વખત જોતો કે જાણે પેલી ફ્રેમમાંથી એમની છબી બહાર આવે છે, જીવંત આકાર પકડે છે અને મારી સામે આવી બેસી જાય છે. જ્યારે હું એમના તેજસ્વી

દેહનો પાદસ્પર્શ કરવા જતો ત્યારે તે બદલાઈ જતો, અને ફરી પાછી છબી બની જતી. મારી બાલ્યાવસ્થા પૂરી કરી હું જેમજેમ કિશોર બનતો ગયો તેમતેમ મારા મનમાં ઊઠતી ફ્રેમમાં જડેલી લાહીરી મહાશયની નાની છબી જીવંત પ્રકાશ બનતી. કસોટી અથવા માનસિક વ્યથાની વેળાએ હું હંમેશાં તેમને પ્રાર્થના કરતો અને મારા અંતરમાં મને માર્ગદર્શન સાથે આશ્વાસન મળતું.

શરૂઆતમાં હું બહુ ગમગીન થતો કેમકે તેઓ સદેહે જીવતા ન હતા, પણ જ્યારે મને એમની ગુપ્ત સર્વવ્યાપકતાની ખાતરી થઈ ત્યારથી મારી ગમગીની ઓસરી ગઈ. ઘણી વખત જે શિષ્યો એમને સદેહે જોવા આતુર હતા, તેમને એમણે લખેલું કે 'મારા હાડમાંસના જડ દેહને જોવા તમે શા માટે આવો છો? હું તો તમારા દિવ્ય દર્શનની મર્યાદામાં જ હંમેશાં હોઉં છું.'

હું આઠ વરસનો હતો ત્યારથી જ મને લાહીરી મહાશયના ફોટા મારફતે ચમત્કારિક આરોગ્યસિદ્ધિની પવિત્ર શક્તિની બક્ષિસ મળી હતી. આ અનુભવથી મારો પ્રેમ દૃઢ બન્યો. ઇચ્છાપોર ( બંગાળ )ની અમારી કૌટુંબિક જાગીરમાં મને એક વખત એશિયાટિક કોલેરા થઈ આવ્યો. મારા જીવનની આશા છૂટી ગઈ. ડોક્ટરો કાંઈ કરી શક્યા નહિ. મારી પથારી આગળ બેઠેલાં મારી માતાએ બાવરાં બની જઈને મારા માથા ઉપર દીવાલે લટકાવેલી લાહીરી મહાશયની છબી તરફ દૃષ્ટિ કરવાનો મને ઈશારો કર્યો.

'તારા મનથી તું તેમને નમન કર!' તેમને ખબર હતી કે પ્રણામ માટે હાથ ઊંચા કરવા જેટલી તાકાત પણ ત્યારે મારામાં નહોતી. 'જો તું તારી ખરી ભક્તિ બતાવે અને ખરા મનથી તેમને અંતરથી પગે લાગે તો તારું જીવન બચી જશે!'

હું તેમના ફોટા સામે તાકી રહ્યો અને મને જણાયું કે આંખ આંજી નાખે એવો પ્રકાશ મારા દેહ અને આખા ઓરડાને ઘેરી વળ્યો હતો. મારા ઊબકાઓ અને બીજાં અવશ ચિહ્નો તત્કાળ

ચાલ્યાં ગયાં. હું સાજો થયો અને એકદમ મને એટલી સ્ફૂર્તિ આવી ગઈ કે હું વાંકો વળ્યો અને તેમના ગુરુ ઉપરની તેમની અપાર શ્રદ્ધાના આભારદર્શન તરીકે મારી માતાનો મેં પાદસ્પર્શ કર્યો. માતાએ એ નાની છબી સામે વારંવાર પોતાનું માથું નમાવ્યું હતું.

'ઓ સર્વવ્યાપક ગુરુ, તારા તેજથી મારો પુત્ર સાજો થયો તેથી હું તારો આભાર માનું છું.'

મને પણ ખાતરી થઈ કે જે ઝળહળતા પ્રકાશથી મારો જીવલેણ રોગ જતો રહ્યો તે તેણે પણ જોયો હતો.

પેલો ફોટો એ મારી અમૂલ્ય મિલકત છે. લાહીરી મહાશયે જાતે પિતાજીને આપેલો હોવાથી એમાં પવિત્ર અણુઓ રહેલા છે. આ ફોટાનું મૂળ બહુ ચમત્કારી છે. પિતાના ગુરુભાઈ કાળીકુમાર રાય પાસેથી એ વાત સાંભળી હતી.

એવું જણાય છે કે ગુરુજીને ફોટો પડાવવા તરફ ભારે અણગમો હતો. એમના વિરોધની ઉપરવટ થઈને, એમનો પોતાનો, એમના ભક્તમંડળનો અને કાળીકુમાર રાય સમેતનો સમૂહફોટો લેવામાં આવ્યો. ફોટોગ્રાફરે આશ્ચર્ય સાથે જોયું કે પ્લેટ ઉપર બધા જ શિષ્યોની આકૃતિઓ બરાબર ઊઠી હતી ત્યારે જ્યાં લાહીરી મહાશયની આકૃતિ હોવી જોઈએ ત્યાં મધ્યમાં કોરી જગ્યા સિવાય કાંઈ જ દેખાયું નહિ. આ બનાવની ખૂબ ચર્ચા થઈ.

બીજો એક શિષ્ય ઉત્તમ કળાકાર ફોટોગ્રાફર હતો. ગંગાધરબાબુએ બડાઈ મારી કે એ પોતે ફોટો પાડે તો પેલી આકૃતિ બહાર રહી જવા નહિ પામે. બીજે દિવસે સવારે જ્યારે ગુરુજી એક બાંકડા ઉપર પદ્માસન વાળીને બેઠા હતા અને પાછળ પડદો હતો ત્યારે ગંગાધરબાબુ પોતાના સરંજામ સાથે આવ્યા. સફળતા માટે પૂરેપૂરી સાવચેતી રાખીને એમણે એક પછી એક એમ બાર પ્લેટ લીધી. દરેક ઉપર લાકડાનો બાંકડો અને પડદો સ્પષ્ટ દેખાતાં હતાં પણ ગુરુજીની આકૃતિ ક્યાંય જણાતી નહોતી.

આંખમાં આંસુઓ સાથે અને ભગ્ન અહંકારથી ગંગાધરબાબુએ એમના ગુરુને પિછાણી લીધા. થોડા કલાક પછી લાહીરી મહાશયે મૌન છોડી સારગર્ભિત ટીકા કરી.

'હું આત્મા છું, શું તમારો કૅમેરા સર્વવ્યાપક અદૃશ્યનો પડછાયો લઈ શકશે?'

'મેં જોયું કે એ નહિ લઈ શકે! પણ પૂજ્ય મહારાજ, હું ઘણા જ પ્રેમપૂર્વક આપના દેહમંદિરની છબી લેવા ઇચ્છું છું, કેમકે મારી ટૂંકી સમજ પ્રમાણે એમાં જ પરમાત્માનો વાસ છે.'

'ઠીક છે ત્યારે, કાલે સવારે આવજો. હું તમારે માટે છબી પડાવવા બેસીશ.'

ફોટોગ્રાફરે ફરી પાછો કૅમેરા માંડ્યો. આ વખતે આ પુનિત આકાર ગૂઢ અદૃશ્યતાના અંચળા નીચે ઢંકાયેલો ન હોવાથી પ્લેટ પર બરાબર ઊઠ્યો.

આ પુસ્તકમાં આ ફોટાની નકલ મૂકી છે. લાહીરી મહાશયનાં વિશ્વઢાળવાળાં સુંદર મુખચિહ્નો તેઓ કઈ પ્રજાના છે તે બતાવી શકતાં નથી. ઈશ્વરદર્શનનો એમનો અતુલ આનંદ એમના માર્મિક હાસ્યમાં ક્યાંક ક્યાંક દેખાઈ આવે છે. અર્ધઉઘાડી એમની આંખો એમ સૂચવે છે કે બાકીનું અરધું અંદર જુઓ. જગતની તુચ્છ લાલચો તરફ ઉપેક્ષિત થઈને તેઓ એમના અનુગ્રહને માટે આવતા જિજ્ઞાસુઓના આધ્યાત્મિક પ્રશ્નોના સંતોષકારક ઉત્તર માટે સદા-સર્વદા જાગ્રત રહેતા.

ગુરુજીની છબીની શક્તિથી સાજા થયા પછી થોડા વખતમાં મને એક અસરકારક આધ્યાત્મિક દર્શન થયું. એક સવારે પથારીમાં બેઠાંબેઠાં જ હું ઊંડા ચિન્તનમાં સરકી ગયો.

'બંધ આંખોના અંધકાર પાછળ શું છે?' આ તપાસસૂચક વિચાર મારા મનમાં ખૂબ જોરથી અથડાવા લાગ્યો. પ્રકાશનો એક અમાપ ઝળકારો એકદમ મારી આંતરદષ્ટિ પર પડ્યો. મારા મસ્તકમાં તેજના પડદા ઉપર સિનેમાનાં ચિત્રોની લઘુ આકૃતિઓની માફક પર્વતની ગુફાઓમાં સંતોના દિવ્ય આકારો ધ્યાનસ્થ દશામાં બેઠેલા જોવામાં આવ્યા.

'તમે કોણ છો?' મેં મોટેથી પૂછ્યું.

'અમે હિમાલયના યોગીઓ છીએ.' આ સ્વર્ગીય જવાબને વર્ણવવો મારે માટે મુશ્કેલ હતો. મારું અંતઃકરણ ઉછાળા મારવા લાગ્યું.

'આહા! હું હિમાલય તરફ આવી તમારા જેવો થવા તલસું છું!' દર્શન અદશ્ય થયું, પણ રજતકિરણો ઉત્તરોત્તર મોટાં થતાં જતાં વર્તુળો મારફતે અનંતમાં સમાઈ ગયાં.

'આ અદ્ભુત તેજ શું છે?'

'હું ઈશ્વર છું.[૫] હું પ્રકાશ છું.' વાદળાંઓના ગડગડાટ જેવો આ અવાજ હતો.

'હું તારી સાથે એકરૂપ થવા માગું છું!'

મારી આ દિવ્ય સમાધિ ધીમેધીમે શમી ગઈ. પણ એમાંથી ઈશ્વરની શોધ કરવાની સનાતન પ્રેરણા મને મળી. 'એ શાશ્વત છે, સદાનંદ છે!' આ ભાવના પેલા અત્યાનંદ પછી પણ દીર્ઘજીવી નીવડી.

બાળપણની એક બીજી સ્મૃતિ પણ એટલી જ વિશિષ્ટ છે. અક્ષરશઃ એ સાચી છે, કેમકે એ ઘા હજી પણ મારા શરીર પર મોજૂદ છે. મારી મોટી બહેન ઉમા અને હું અમારા ગોરખપુરના કંપાઉન્ડમાં લીમડાના ઝાડ નીચે સવારના પહોરમાં બેઠાં હતાં. તે મને બંગાળી બાળપોથી વાંચવામાં મદદ કરતી હતી. મારું ધ્યાન ઝાડ પર બેઠેલા પોપટ લીમડાનાં પાકાં ફળ ખાતા હતા તે તરફ હતું. ઉમા તેના પગ ઉપર નીકળેલા ગૂમડા માટે ફરિયાદ કરતી ગઈ અને

મલમની ડબ્બી લઈ આવી. મેં પણ મારા કાંડા પર જરાક મલમ ચોળ્યો.

'તારા તંદુરસ્ત હાથ પર તેં મલમ શા માટે લગાડ્યો ?'

'જો બહેન, મને એમ લાગે છે કે આવતી કાલે મને પણ ગૂમડું નીકળશે; જ્યાં કાલે મને ગૂમડું નીકળવાનું છે ત્યાં તારો મલમ લગાડીને હું એની ચકાસણી કરું છું.'

'જૂઠા છોકરા !'

'બહેન, સવારે શું થાય છે તે જોયા પહેલાં તું મને જૂઠો નહિ કહી શકે,' મેં ગુસ્સાથી કહ્યું.

ઉમાને કંઈ જ અસર ન થઈ. અને એણે ત્રણ ત્રણ વખત મને જૂઠો કહ્યો. મેં ધીમે અવાજે પણ દૃઢ નિશ્ચયથી જવાબ આપ્યો.

'મારામાં રહેલી ઇચ્છાશક્તિથી હું કહું છું કે આવતી કાલે મારા હાથ પર આ જ ચોક્કસ જગ્યાએ સાધારણ મોટા આકારનું એક ગૂમડું ઊપસી આવશે. અને તારું ગૂમડું આજે છે તેના કરતાં બમણું મોટું થશે.'

બીજી સવારે પેલી નિશ્ચિત જગ્યાએ એક મોટું ગૂમડું દેખાયું અને ઉમાના ગૂમડાનું કદ બેવડાયું. ઉમા ચીસ પાડતી માતા પાસે દોડી ગઈ. 'મુકુન્દ તો નજૂમી બની ગયો !' માતાએ ગંભીર બની જઈ શિખામણ આપી કે કોઈને પણ ઈજા કરવા માટે શબ્દોની શક્તિ ( મંત્રોચ્ચાર )નો ઉપયોગ કદી પણ ન કરવો. આ શિખામણ મેં હંમેશાં યાદ રાખી છે અને તે પ્રમાણે ચાલ્યો છું.

મારા ગૂમડાને કાપવામાં આવ્યું. સર્જનના નસ્તરનો ધ્યાન ખેંચે એવો ઘા આજે પણ મોજૂદ છે. મનુષ્યની શબ્દશક્તિનું સ્થાયી સ્મારક મારા જમણા કાંડા પર છે.

ઉમાને ઉદ્દેશીને ઉગ્ર એકાગ્રતાથી બોલાયેલાં પેલાં સાદાં અને ઉપલક દૃષ્ટિએ જોતાં નિર્દોષ વાક્યોમાં બૉંબની માફક ફાટવાની અને

નિશ્ચિત હાનિકારક પરિણામો લાવવાની પૂરતી નિગૂઢ શક્તિ હતી. પાછળથી મને સમજાયું કે વાણીમાં રહેલી આ સ્ફોટક સ્પંદનશક્તિનો ડહાપણભર્યો ઉપયોગ કરી કોઈને જીવનની મુશ્કેલીઓમાંથી ઉગારી શકાય છે અને એ રીતે ઘા અથવા ઠપકા સિવાય શસ્ત્રક્રિયા પણ કરી શકાય છે.[૬]

અમારું કુટુંબ પંજાબમાં લાહોર ગયું. ત્યાં મને કાલીદેવી[૭]ના રૂપમાં દિવ્ય માતાનો ફોટો મળ્યો. અમારા ઘરના ઝરૂખામાં સ્થાપેલા એક નાના કામચલાઉ મંદિરમાં એની પ્રતિષ્ઠા કરવામાં આવી. મને એક પાકી અચળ શ્રદ્ધા બેઠી કે આ પવિત્ર જગ્યામાં ઉચ્ચારેલી કોઈ પણ પ્રાર્થના સફળ થયા સિવાય રહેતી નથી. એ જગ્યાએ એક દિવસે અમે ઉમાની સાથે ઊભાં હતાં ત્યારે અમારી સાંકડી ગલીની સામી બાજુનાં મકાનોનાં છાપરાંઓ ઉપર બે છોકરાઓ પતંગો ઉડાડતા મારા જોવામાં આવ્યા.

'કેમ આટલો બધો શાંત છે?' ઉમાએ મને જરા ધક્કો માર્યો.

'હું એમ વિચાર કરતો હતો કે આ કેવું અજાયબ જેવું છે કે દિવ્ય માતા હું જે માગું તે મને આપે છે.'

'હું ઇચ્છું છું કે તે તને આ બન્ને પતંગો આપી દે.' મારી બહેન કટાક્ષમાં જરા હસી.

'શા માટે નહિ?' મેં તેને માટે મૌન પ્રાર્થનાઓ કરવા માંડી.

હિંદમાં જે પતંગોની દોરીઓને માંજો પાયેલો હોય છે તેવા પતંગોની સ્પર્ધા થાય છે. દરેક ચગાવનાર, પ્રતિપક્ષીના પતંગના માંજાને કાપવાનો પ્રયત્ન કરે છે. કપાયેલો પતંગ છાપરા ઉપર ઊડે છે. અને એને પકડવાની બધાને મજા પડે છે. ઉમા અને હું ઝરૂખામાં હતાં તેથી કોઈ પણ કપાયેલો પતંગ અમારા હાથમાં

આવે એ લગભગ અસંભવિત હતું. એની દોરી કુદરતી રીતે જ છાપરા ઉપર ભેરવાઈ ગઈ હોય.

ગલીની બન્ને બાજુના ચગાવનારાઓની સ્પર્ધા શરૂ થઈ. એક દોરી કપાઈ અને તરત જ તે પતંગ મારી દિશા તરફ ઘસડાયો. ક્ષણ વાર સ્થાયી થયો કેમકે હવાનું જોર કાંઈક ઓછું થયું. આ સ્તંભનથી દોરી જે સામા છાપરા ઉપર કાંટાળા થુવેરમાં ભેરવાયેલી હતી તે છૂટી થઈ. હવાના જોરથી દોરીએ એવો વળાંક લીધો કે તે મારા હાથમાં આવી ગઈ. મેં તે પતંગ પકડી લીધો. વિજયચિહ્ન તરીકે મેં તે ઉમાને આપ્યો.

'એ તો એક સાધારણ અકસ્માત હતો અને નહિ કે તારી પ્રાર્થનાનો જવાબ. જો પેલો બીજો પતંગ તારા હાથમાં આવે તો હું તારી વાત માનું.' બહેનની કાળી ભમર જેવી આંખો કહેતી હતી કે તેના શબ્દો કરતાં તેને વધારે આશ્ચર્ય થયું હતું.

મેં મારી પ્રાર્થનાઓ ખૂબ તીવ્રતાથી ચાલુ રાખી. સામેના ચગાવનારાઓના મજબૂત આંચકાઓથી પેલાનો પતંગ કપાયો. હવામાં નાચતો એ મારી તરફ આવવા લાગ્યો. પેલો થુવેર મારી મદદે આવ્યો. એમાં ભરાયેલી દોરીએ ફરી એવો જ વળાંક લીધો અને તેથી તે મારા હાથમાં આવી શકી. ઉમાની સામે મેં મારું આ બીજું વિજયચિહ્ન ધર્યું.

'ખરેખર દિવ્ય માતા તારી વાત સાંભળે છે! આ બધું મારે માટે તો ઘણું અટપટું છે.' બહેન ગભરાયેલા હરણની માફક નાસી ગઈ.

## ૨

# મારી માતાનું મૃત્યુ
# અને રહસ્યમય તાવીજ

મારા વડીલ બંધુનું લગ્ન એ મારી માતાની મોટામાં મોટી ઇચ્છા હતી. ' આહા ! જ્યારે હું મારા અનંતની વહુનું મોં ભાળીશ ત્યારે આ પૃથ્વી ઉપર હું સ્વર્ગ જોઈશ.' વખતોવખત બોલાયેલા મારી માતાના આ શબ્દોમાં કુળવિસ્તારની તેની દઢ હિંદુભાવના વ્યક્ત થતી હું જોઈ રહ્યો હતો.

અનંતના વિવાહ વખતે હું લગભગ અગિયાર વર્ષનો હતો. માતા આ વખતે કલકત્તે હતી અને ઘણા ઉલ્લાસથી લગ્નની તૈયારીઓ ઉપર દેખરેખ રાખી રહી હતી. પિતા અને હું એકલા ઉત્તર હિંદના બરેલીમાં અમારા ઘર આગળ હતા, જ્યાંથી પિતાની બદલી બે વરસ પછી લાહોર થઈ હતી.

આ અગાઉ મારી બે મોટી બહેનો રોમા અને ઉમાનાં લગ્નોનો ઠાઠમાઠ મેં જોયો હતો; પણ જ્યેષ્ઠ પુત્ર તરીકે અનંત માટેની યોજનાઓ ખરેખર વિશાળ અને શ્રમસાધ્ય હતી. દૂરદૂરથી દરરોજ કલકત્તે આવતાં સગાંસંબંધીઓનું સ્વાગત કરવામાં માતા રોકાયેલાં રહેતાં. તેમના સુખપૂર્વકના નિવાસ માટે ૫૦, આમહર્સ્ટ સ્ટ્રીટ પરનું એક નવું મોટું મકાન ભાડે રાખી લીધું હતું, દરેક ચીજ

તૈયાર કરવામાં આવી હતી — મિજબાની માટે વિવિધ વાનગીઓ, કન્યાને માંડવે જતાં વખતે વરઘોડામાં ભાઈને માટે બેસવાનું સિંહાસન, વિવિધરંગી બત્તીઓની હારમાળા, હાથીઓ અને ઊંટોના કાર્ડ બોર્ડનાં મોટાં પૂતળાં, અંગ્રેજી, હિંદી અને સ્કોટિશ વાજાંવાળાઓ, ધંધાદારી મનોરંજકો અને પુરાણા પવિત્ર ક્રિયાકાંડો માટે પુરોહિતો.

પિતા અને હું પણ ખૂબ આનંદમાં હતા, અને બરાબર ઉત્સવને ટાંકણે જ કુટુંબ સાથે થઈ જવાની અમારી ગોઠવણ હતી, એમ છતાં આ મહોત્સવની જરાક પહેલાં મને એક અભદ્ર સ્વપ્નદર્શન થયું.

બરેલીમાં મધ્યરાત્રિએ આ બન્યું હતું. અમારા બંગલાના ઓટલા ઉપર હું મારા પિતાની પડખે સૂતો હતો. અમારી પથારી ઉપરની મચ્છરદાનીમાં વિચિત્ર ફફડાટથી હું જાગી ગયો. પારદર્શક પડદો ખસી ગયો અને મેં મારી પ્રેમાળ માતાનો આકાર જોયો.

‘ તારા પિતાને જગાડ ! ’ તેનો અવાજ બહુ જ ધીમો હતો, ‘ આજે સવારે ચાર વાગ્યાની પહેલી જ ગાડી પકડો. તમે મને જોવા ઇચ્છતા હો તો કલકત્તે દોડયા આવો.’ મરણોન્મુખી આકાર અદૃશ્ય થયો.

‘ પિતાજી, પિતાજી, માતા મરણોન્મુખ છે ! ’ મારા ભયમિશ્રિત અવાજથી તેઓ જાગી ગયા. આ આઘાતજનક સમાચાર મેં ડૂસકાં ભરતાં ભરતાં આપ્યા.

‘ આ તારો ચિત્તભ્રમ છે. એની ફિકર કરવાની જરૂર નથી.’ દરેક નવી પરિસ્થિતિને નકારવાનો તેમનો લાક્ષણિક જવાબ પિતાએ આપ્યો, ‘ તારી માતા ખૂબ તંદુરસ્ત છે, હવે પછી કોઈ માઠા સમાચાર મળશે તો કાલે જઈશું.’

‘ અત્યારે જ નહિ નીકળવાની ભૂલ માટે તમે હમેશ પસ્તાતા રહેશો. તમે તમારી જાતને કદી મનાવી શકવાના નથી.’ આંતરવેદનાને લીધે હું હજી વધારે કડવું બોલ્યો, ‘ હું પણ તમને કદી માફ નહિ કરું.’

તે જ સવારના કાળચોઘડિયામાં એક તાર આવ્યો: 'માતાની માંદગી ગંભીર, લગ્ન મુલતવી, એકદમ આવો.'

પિતા અને હું વ્યગ્ર ચિત્તે ઊપડચા. રસ્તામાં જંકશન સ્ટેશને મારા એક કાકા મળી ગયા. ગાડી અનંતગણી ઝડપથી અમારા તરફ ધસમસતી દોડતી આવી રહી હોય એવો ભાસ થયો. મારા મનમાં મચી રહેલા ઘમસાણને લીધે આગગાડીના પાટા ઉપર પડતું મૂકવાનો મજબૂત વિચાર એકદમ સ્ફુરી આવ્યો. માતાથી વિખૂટો પડેલો હું તેના પ્રેમ સિવાયના ઉજ્જડ જગતમાં રહી શકું નહિ. દુનિયામાં પ્રિયતમ મિત્ર તરીકે મારી માતાને હું ચાહતો હતો, તેની સહાનુભૂતિભરી કાળી આંખો શિશુજીવનની નજીવી હરકતોમાં મને મદદરૂપ થતી હતી.

'શું તે હજી જીવંત હશે?' મારા કાકાને આ છેલ્લો સવાલ પૂછવા હું થોભી ગયો.

'જરૂર. તે હજી જીવે છે!' મારા મુખ ઉપરનો મરણિયો નિરધાર તે કળી ગયા; પણ મેં તેની વાત ભાગ્યે જ સાચી માની.

અમે જ્યારે અમારા કલકત્તાને ઘેરે પહોંચ્યા ત્યારે મરણના આઘાતભર્યા સમાચાર જ અમારે સાંભળવાના હતા. હું લગભગ નિર્જીવ સ્થિતિમાં બેભાન થઈને પડ્યો. મારા હૃદયનું સમાધાન થતાં વર્ષો નીકળી ગયાં. સ્વર્ગના દરવાજાઓને પણ તોડીને મારું આક્રંદ મારી માતાને મારી પાસે ખેંચી લાવ્યું. તેના શબ્દોથી મારા દૂઝતા જખમોને છેવટની રૂઝ આવી.

'જન્મજન્માંતરો દરમિયાન ઘણીય કોમળ માતાઓના રૂપમાં તારું જતન કરનારી હું જ હતી! જે બે અત્યંત સુંદર આંખોને તું ખોળે છે તે બન્ને કાળી આંખો આ મારી દૃષ્ટિમાં તું જોઈ લે.'

અમારા પ્રીતિપાત્રની શ્રાદ્ધક્રિયા પતાવ્યા પછી તરત જ પિતા અને હું બરેલી પાછા ફર્યા. દરરોજ પરોઢિયે અમારા બંગલાની સામે આવેલા મોટા શેવલી ઝાડની છાયામાં પથરાયેલી સુંવાળી હરિયાળી જમીન સુધી કરુણ સ્મરણયાત્રા કરવાનો મેં નિયમ રાખ્યો હતો.

કાવ્યમય કલ્પનાઓમાં હું વિચારતો કે આ સફેદ શેવલી ફૂલો ઐચ્છિક ભક્તિભાવથી નીચેની હરિયાળી ગાદી ઉપર ખરે છે. ઝાકળની સાથે સાથે મારાં અશ્રુબિંદુઓનો સંયોગ થતાં કોઈ અપાર્થિવ તેજ ઉષામાંથી પ્રગટતું હું ઘણી વાર જોતો. ઈશ્વરદર્શન માટેના તલસાટની તીવ્ર વેદનાઓથી હું ઘેરાઈ ગયો. હિમાલય તરફનું મારું આકર્ષણ અતિ તીવ્ર બનતું ગયું

આ પવિત્ર પર્વતમાળામાં ઘૂમીને તાજો જ આવેલો મારો એક પિત્રાઈ અમને મળવા બરેલી આવ્યો હતો. યોગીઓ અને સ્વામીઓ[૮]ના ધામ જેવા આ પર્વતરાજ વિષેની તેની વાતો મેં આતુરતાપૂર્વક સાંભળી હતી.

'ચાલો, આપણે હિમાલય તરફ ભાગી જઈએ.' બરેલીના અમારા ઘરમાલિકના જુવાન પુત્ર દ્વારકાપ્રસાદને મેં એક દિવસ સૂચના કરી જે તેણે ધ્યાનમાં લીધી નહિ, એટલું જ નહિ પણ એણે એ વાત મારા મોટાભાઈને કહી દીધી. તેઓ મારા પિતાને મળવા આવ્યા હતા. એક નાદાન છોકરાની આવી અવ્યવહારુ યોજનાને હસી કાઢવાને બદલે અનંતે મારો ઉપહાસ કરવાનો ચોક્કસ નિશ્ચય કર્યો.

'તારો ભગવો ઝભ્ભો ક્યાં છે? તેના સિવાય તારાથી સ્વામી બનાશે નહિ!'

પણ આ શબ્દોથી કાંઈ ન સમજાય એવો હર્ષોન્માદ મેં અનુભવ્યો. હિન્દની ભૂમિ ઉપર પદયાત્રા કરતા એક સાધુ તરીકેનું મારું ચિત્ર સ્પષ્ટ રીતે મારી સામે ખડું થયું. કદાચ તેમણે મારા પૂર્વજીવનની સ્મૃતિઓને જાગૃત કરી હોય; એ ગમે તે હો પણ મેં જોઈ લીધું કે કેટલી નૈસર્ગિક સરળતાથી હું પુરાણા સાધુસમાજનો ઝભ્ભો ધારણ કરી શકું એમ છું.

એક દિવસ સવારે દ્વારકાની સાથે ગપ્પાં મારતાં પ્રભુ માટેના પ્રેમનો ધોધ તીવ્ર વેગથી મારામાં ઊતરતો હું અનુભવી રહ્યો. આ અવાજ સાંભળવામાં મારા સાથીનું બહુ લક્ષ નહોતું પણ હું મારા અંતરના અવાજને એકાગ્રતાથી સાંભળતો હતો.

હું તે સાંજે હિમાલયની તળેટીમાં આવેલા નૈનિતાલ તરફ ભાગી ગયો. અનંતે નિશ્ચયપૂર્વક મારો પીછો પકડ્યો. બરેલી પાછા ફરવાની મને નછૂટકે ફરજ પડી. પરોઢિયે શેવલીના ઝાડ તરફની હમેશની યાત્રા સિવાયની બીજી કોઈ પણ મુસાફરીની મારે માટે બંધી થઈ. મારી સ્વર્ગવાસી માતાઓ—માનવી અને દિવ્ય—માટે મારું અંતઃકરણ રડતું રહ્યું.

માતાના મૃત્યુથી કુટુંબના માળખામાં પડેલી ખોટ અસાધ્ય હતી. પિતાએ ઉત્તરાવસ્થાનાં લગભગ ચાળીસ વર્ષ દરમ્યાન બીજું લગ્ન કર્યું નહિ. તેમના નાના કબીલા તરફ બન્ને માતા અને પિતાની બેવડી ફરજ બજાવવાનું મુશ્કેલ કામ પાર પાડતાં તેઓ વધારે કોમળ અને વધારે સુગમ્ય થયા હતા. તેમણે કુટુંબના ઘણા સવાલોનો શાંતિ અને આંતરદૃષ્ટિથી નિકાલ કર્યો હતો. ઑફિસેથી આવ્યા પછી તેઓ એક તપસ્વી માફક પોતાના ઓરડામાં ચાલ્યા જતા અને મધુરા ગાંભીર્યથી ક્રિયા–યોગનો પ્રયોગ કરતા. માતાના મૃત્યુ પછી ઘણે કાળે ઝીણી ઝીણી સેવા દ્વારા પિતાનું જીવન સુખમય બનાવવા મેં એક અંગ્રેજ પરિચારિકા રોકવાનો પ્રયત્ન કરેલો પણ તેમણે એનો ઇનકાર કર્યો કર્યો હતો.

'તારી માતાના મૃત્યુ સાથે મારી સેવાનો પણ અંત આવ્યો.' જીવનભરની ભક્તિ તરફ તેમની આંખો ખેંચાઈ. 'હું બીજી કોઈ પણ સ્ત્રીની સેવાનો સ્વીકાર નહિ કરું.'

માતાના મૃત્યુ પછી ચૌદ મહિને મને ખબર પડી કે તે મારે માટે એક અગત્યનો સંદેશો છોડી ગઈ છે. અનંત જે એની મરણ-શય્યા ઉપર હાજર હતો તેણે એના શબ્દો નોંધી લીધા છે. જો કે તેણે એવી સૂચના આપેલી કે આનો સ્ફોટ મને એક વરસમાં કરવો, છતાં મારા ભાઈએ ઢીલ કરી. તે થોડા વખતમાં બરેલીથી કલકત્તા જવાનો હતો અને ત્યાં જઈ માતાએ પસંદ કરેલી છોકરીને પરણવાનો હતો. એક દિવસ સાંજે તેણે મને બોલાવી પાસે બેસાડ્યો.

'મુકુન્દ, કાંઈક વિલક્ષણ સમાચાર તને આપવા હું ઘણો નારાજ છું.' અનંતના અવાજમાં વૈરાગ્યની છાંટ હતી, 'કેમ કે ઘરનો ત્યાગ કરવાની તારી ઇચ્છા બળવત્તર બને તેનો મને ભય હતો. ગમે તે હોય પણ તારું અંતર દિવ્ય પ્રેમથી ઓતપ્રોત થઈ રહ્યું છે. હમણાં જ હિમાલય તરફ જતાં મેં તને પકડી પાડ્યો ત્યારે જ મેં એક પાકો નિશ્ચય કર્યો હતો કે મેં જે એક પવિત્ર વચન આપેલું તેનું પાલન મારે હવે વધારે વખત મુલતવી રાખવું ન જોઈએ.' એમ કહીને મારા ભાઈએ મને એક નાની પેટી હવાલે કરી અને માતાનો સંદેશો આપ્યો.

'મારા વહાલા પુત્ર મુકુન્દ! આ શબ્દોથી હું મારા છેલ્લા આશીર્વાદ તને મોકલું છું.' માતાએ કહેવડાવ્યું હતું: 'આ જ અવસરે મારે તને તારા જન્મ પછીના સંખ્યાબંધ ચમત્કારિક બનાવોનું વર્ણન કરવું જોઈએ. તું જ્યારે મારા હાથમાં બાળક હતો ત્યારથી જ તારા નિર્મિત માર્ગની મને જાણ થઈ હતી. હું તને બનારસમાં મારા ગુરુને ઘેર લઈ ગઈ હતી. સંખ્યાબંધ શિષ્યોના સમૂહ પછવાડે હું બેઠી હતી તેથી હું ઊંડા ધ્યાનમાં બેઠેલા લાહીરીમહાશયને બરાબર જોઈ શકતી નહોતી.

'એક બાજુએ હું તને થાબડતી હતી અને બીજી બાજુએ પ્રાર્થના કરતી હતી કે મહાગુરુનું ધ્યાન મારા તરફ દોરાય અને તેઓ તને આશીર્વાદ આપે. જ્યારે મારી પ્રાર્થના અતિ તીવ્ર બની ત્યારે તેમણે આંખો ઉઘાડી અને મને તેમની તરફ જવાનો ઇશારો કર્યો. બીજાઓએ મને માર્ગ આપ્યો. મેં તેમને ચરણે પડી નમસ્કાર કર્યા. લાહીરીમહાશયે તને પોતાના ખોળામાં લીધો અને આધ્યાત્મિકતાનું દાન કરતા હોય એ રીતે તારા કપાળ ઉપર હાથ ફેરવ્યો.

'છોટી માતા, તારો પુત્ર યોગી થશે. આધ્યાત્મિક એંજિન તરીકે તે અનેક આત્માઓને ઈશ્વરના દરબાર સુધી લઈ જશે.'

'આ સર્વજ્ઞ ગુરુએ મારી ગુપ્ત પ્રાર્થના ઝીલી લીધી હતી તે જાણીને મારું અંતઃકરણ આનંદથી ઉછાળા મારવા લાગ્યું. તારા

જન્મ પહેલાં થોડા વખત ઉપર તેમણે મને કહેલું કે તું તેમના માર્ગે અનુસરશે.

'પછીથી મારા દીકરા, પથારીમાં તું નિશ્ચેષ્ટ પડ્યો હતો ત્યારે મહાન દિવ્ય પ્રકાશનું તારું દર્શન મારા અને તારી મોટી બહેન રોમાના જાણવામાં આવેલું કેમ કે અમે બાજુની ઓરડીમાંથી જોતાં હતાં કે તારું નાનું મુખારવિંદ પ્રકાશિત થઈ ઊઠયું હતું. દિવ્યની શોધમાં હિમાલય જવાની વાત તું બોલ્યો ત્યારે તેમાં પોલાદી નિશ્ચયનો રણકો હતો તે અમે સાંભળ્યું હતું.

'વહાલા બેટા, આ બધા ઉપરથી હું જાણી શકી કે તારો માર્ગ દુનિયાદારીની મહત્ત્વાકાંક્ષાઓથી ઘણો જ ભિન્ન છે. મારા જીવનનો સૌથી વિશેષ અપૂર્વ બનાવ જેને લીધે મારી માન્યતાને ઘણું સમર્થન મળ્યું છે તે મને હવે આ મરણોન્મુખી સંદેશો આપવા પ્રેરે છે.

'પંજાબના એક સંત સાથે થયેલી મુલાકાતનો આ પ્રસંગ છે. ત્યારે આપણું કુટુંબ લાહોરમાં રહેતું હતું. એક સવારે નોકરે મારા ઓરડામાં આવીને મને ખબર આપી.

'મા, એક વિચિત્ર સાધુ[૯] બારણે આવ્યો છે. "મુકુન્દની માને" મળવાનો તે આગ્રહ રાખે છે.'

'આ સાદા શબ્દોથી મારા અંતરના ગૂઢ તારો ઝણઝણી ઊઠ્યા. આગંતુકને સત્કારવા હું એકદમ દોડી ગઈ. તેમને પગે પડતાં મને જણાયું કે મારી સામે ઊભેલો પુરુષ ઈશ્વરનો સાચો બંદો છે.

"'માતા,' સંતે કહ્યું, 'મોટા સંતો તમને જણાવે છે કે આ દુનિયા ઉપર તમારે હવે વધારે વખત રહેવાનું નથી. હવે પછીની તમારી માંદગી છેવટની[૧૦] જ હશે.' ત્યાર પછી મૌન પ્રસર્યું, એ દરમ્યાન મને કાંઈ ભય ન લાગ્યો પણ માત્ર ઉત્કૃષ્ટ શાંતિનો એક તરંગ અનુભવ્યો. છેવટે તેમણે મને ફરીથી સંબોધીને કહ્યું :

"'તમારે એક ચોક્કસ ચાંદીના તાવીજના રખેવાળ થવું પડશે. એ હું આજે તમને આપતો નથી; મારા શબ્દોમાં સચ્ચાઈ છે તેની ખાતરી માટે એ તાવીજ જ્યારે તમે ધ્યાનમાં હશો ત્યારે આવતી કાલે તમારા હાથમાં સ્થૂળ આકાર ધારણ કરશે. તમારી મરણપથારી ઉપર તમારે તમારા મોટા દીકરા અનંતને સૂચના આપવી કે એક વરસ સુધી તે તાવીજ તેની પાસે રાખે અને ત્યાર પછી તમારા બીજા દીકરા મુકુન્દને હવાલે કરે. મુકુન્દ આ તાવીજનો અર્થ અને હેતુ મહાપુરુષો પાસેથી સમજી લેશે. આ તાવીજ એને એવે વખતે મળવું જોઈએ કે જ્યારે એણે દુનિયાદારીની સર્વ આશાઓનો ત્યાગ કરી ઈશ્વર માટેની મહાશોધ શરૂ કરી હોય. કેટલાંય વર્ષો સુધી એ તાવીજ એની પાસે રહેશે અને જ્યારે એનો હેતુ સિદ્ધ થઈ ચૂક્યો હશે ત્યારે એ આપોઆપ અદૃશ્ય થઈ જશે. એને ગમે એટલી ગુપ્ત જગ્યામાં રાખવામાં આવશે તોપણ જ્યાંથી એ આવ્યું ત્યાં એ પાછું ચાલ્યું જશે!'

'આ સંતને મેં ભિક્ષા[૧૧] આપવા માંડી અને ઘણા ભક્તિભાવથી હું તેમને પગે લાગી. ભિક્ષાનો સ્વીકાર નહીં કરતાં આશીર્વાદ આપીને તેઓ ચાલ્યા ગયા. બીજે દિવસે સંધ્યાકાળે જ્યારે હાથ જોડીને હું ધ્યાનમાં બેઠી હતી ત્યારે બરોબર સાધુના વચન પ્રમાણે હથેળીઓની વચ્ચે એક ચાંદીના તાવીજે સ્થૂળ આકાર લીધો. ઠંડા સુંવાળા સ્પર્શથી મને એનું જ્ઞાન થયું. લગભગ બે કરતાં વધારે વર્ષો સુધી મેં એનું બહુ કાળજીપૂર્વક જતન કર્યું છે અને હવે અનંતના હવાલામાં આપું છું. મારો શોક કરીશ નહીં કેમ કે મારા મહાન ગુરુ મને પરમાત્માના હાથમાં સોંપી દેવાના છે. નમસ્તે, મારા દીકરા, જગદંબા તારું રક્ષણ કરશે.'

આ તાવીજ મારા કબજામાં આવ્યું ત્યારે પ્રકાશનો એક ચમકારો મારી આજુબાજુ ફરી વળ્યો. કંઈ કંઈ સુપ્ત સ્મૃતિઓ તાજી થઈ. પુરાણા સૌંદર્યવાળું આ તાવીજ ગોળ સંસ્કૃત અક્ષરોથી અંકિત હતું. પૂર્વ જીવનોના ગુરુઓ જેઓ અદૃશ્ય રીતે મારા

કાર્યને દોરી રહ્યા છે તેમના તરફથી આ તાવીજ આવ્યું છે એમ મને સમજાયું, અને ખરેખર એમાં એના કરતાં પણ વિશેષ રહસ્ય હતું, પણ આ તાવીજના[૧૨] અંતર્ગત રહસ્યનો પૂરેપૂરો સ્ફોટ કોઈ નહિ કરે.

મારા જીવનના કેવા ઊંડા દુઃખદાયક સંજોગોમાં છેવટે આ તાવીજ અદૃશ્ય થયું અને તાવીજનો નાશ એ મારા ગુરુની પ્રાપ્તિનો સૂચક કેવી રીતે બન્યો એ વાત આ પ્રકરણમાં કહી શકાય નહિ.

પણ હિમાલય સુધી પહોંચવાના પોતાના પ્રયત્નોમાં નિષ્ફળ નીવડેલો આ નાનો કિશોર આ તાવીજની પાંખો ઉપર દરરોજ દૂરદૂર સુધી ભ્રમણ કર્યા જ કરતો હતો.

## ૩

## બે કાયાધારી સંત

'પિતાજી, કોઈ પણ જાતના દબાણ સિવાય હું ઘેરે પાછા આવવાનું વચન આપું તો તમે મને બનારસ જવાની રજા આપો ખરા ?'

પિતાજી, મારા પ્રવાસ માટેના પ્રેમથી ભાગ્યે જ અજાણ હતા; હું જ્યારે માત્ર બાળક જેવો હતો ત્યારે પણ તેમણે મને ઘણાં શહેરો અને તીર્થોની યાત્રાઓ માટે પરવાનગી આપેલી. મોટે ભાગે મારા એકબે મિત્રો મારી સાથે રહેતા. પિતાજીએ અપાવેલા પહેલા વર્ગના પાસથી અમે મુસાફરી કરતા. કુટુંબના પ્રવાસપ્રેમી સભ્યો માટે એમની રેલવેઅમલદારની પદવી ઘણી અનુકૂળ હતી.

પિતાજીએ મારી વિનતિ ઉપર ઘટતો વિચાર કરવાનું વચન આપ્યું. બીજે દિવસે મને બોલાવીને તેમણે બરેલીથી બનારસનો

વળતો પાસ આપ્યો; રૂપિયાવાળી કેટલીક નોટો અને બે પત્રો પણ આપ્યા.

'મારા બનારસના મિત્ર કેદારનાથબાબુને મારે એક ધંધાવિષયક પ્રસ્તાવ મોકલવાનો છે. કમનસીબે મારી પાસેનું એમનું સરનામું ખોવાઈ ગયું છે. પરંતુ અમારા સામાન્ય મિત્ર સ્વામી પ્રણવાનંદ મારફતે એ પત્ર તું તેમને પહોંચાડી શકીશ. સ્વામીજી મારા ગુરુ-ભાઈ છે. એમણે અસાધારણ ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિ પ્રાપ્ત કરેલી છે. તેમના સમાગમથી તને લાભ થશે. આ બીજી ચિઠ્ઠી તારી ઓળખાણ આપવાનું કામ કરશે.' એટલું કહીને પિતાજીએ આંખમીંચામણાં કરતાં ઉમેર્યું : 'ધ્યાન રાખ, ઘેરથી વારે વારે ભાગી જવાનું નહિ!'

મારી બાર વરસની કિશોરવયમાં જે ઉત્સાહ હોવો જોઈએ તે સાથે હું ચાલી નીકળ્યો. (જો કે વયના વધવા સાથે નવાં દશ્યો અને અજાણી શિકલો જોવાનો આનંદ ઓછો થયો નથી.) બનારસ પહોંચતાં તરત જ હું સ્વામીજીને નિવાસસ્થાને પહોંચી ગયો. આગલો દરવાજો ઉઘાડો હતો; તેમાં થઈને હું બીજે માળે લાંબા હોલ જેવા ખંડમાં દાખલ થયો. એક સ્થૂળકાય ગૃહસ્થ માત્ર કટિ-વસ્ત્ર પહેરીને પદ્માસન વાળીને એક ઊંચા ચોતરા ઉપર બેઠા હતા. એમનું મસ્તક અને કરચલી વિનાની મુખાકૃતિ સફાચટ મૂંડાવેલાં હતાં. એમના હોઠો ઉપર મધુરું સ્મિત રમતું હતું. હું ઘૂસણખોર છું એ મારા વિચારને નિર્મૂળ કરવા માટે એમણે મારું એક જૂના મિત્ર માફક સ્વાગત કર્યું.

એક બાળકના જેવા સ્વરથી પણ શુદ્ધ હૃદયથી આવકાર આપતાં તેઓ બોલ્યા : 'બાબા આનંદ!' મેં નીચા નમીને એમનો ચરણસ્પર્શ કર્યો.

'આપ સ્વામી પ્રણવાનંદ છો?'

તેમણે સંમતિદર્શક ડોકું હલાવ્યું : 'તમે ભગવતીના પુત્ર છો?'

મારા ગજવામાંથી પિતાજીની ચિઠ્ઠી હું કાઢું તે પહેલાં જ તેમણે મને સવાલ કર્યો. આશ્ચર્યચકિત થતાં ભલામણચિઠ્ઠી મેં તેમના હાથમાં મૂકી જે હવે નિરર્થક હતી.

'જરૂર, તારે માટે કેદારનાથબાબુને હું શોધી કાઢીશ.' સંતની આ દૂરદર્શનશક્તિથી મને ઘણું આશ્ચર્ય થયું. તેમણે ત્યાર પછી પત્ર ઉપર દૃષ્ટિ કરી અને મારા પિતા માટે કેટલાક લાગણીભર્યા ઉદ્‌ગાર કાઢ્યા.

'હું બે જાતનાં પેન્શન લઉં છું તે તું જાણે છે? એક તારા પિતાજીની ભલામણથી જ્યાં હું તેમને માટે એક વખત કામ કરતો હતો એ રેલવે ઑફિસમાંથી; અને બીજું મારા દિવ્ય પિતાની ભલામણથી જેને માટે મેં મારું સંસારી જીવન જાણીબૂજીને જલદીથી સમેટી લીધું હતું.'

આ તેમના ગૂઢ શબ્દો મને કાંઈ સમજાયા નહિ.

'દિવ્ય પિતા પાસેથી તમને કઈ જાતનું વેતન મળે છે, સ્વામીજી? શું તે તમારા ખોળામાં પૈસાનાં બંડલ ફેંકે છે?'

તેમણે સ્મિત કર્યું: 'ઘણાં વર્ષોની ઊંડી સાધનાના ફળરૂપે જે અગાધ શાંતિ મને મળી છે તેને હું પેન્શન કહું છું. મને હવે પૈસાની ભૂખ નથી રહી. મારી થોડીક ભૌતિક જરૂરિયાતો ઘણી સારી રીતે સંતોષાય છે, બીજા પેન્શનનું સાચું મહત્ત્વ તને હવે પછી સમજાશે.'

એકાએક અમારો વાર્તાલાપ વચ્ચેથી જ અટકાવીને સ્વામીજી ગંભીરતાપૂર્વક નિશ્ચેષ્ટ થઈ ગયા. આ એક જડ પ્રતિમા છે એવી હવા આજુબાજુ સર્જાઈ ગઈ. શરૂઆતમાં એમની આંખો કાંઈક શોધતી હોય એવી રીતે ચમકી અને પછી નિસ્તેજ થઈ ગઈ. એમના મૌનને લીધે હું છોભીલો પડી ગયો. પિતાના મિત્ર સાથેનો મારો મેળાપ કેવી રીતે થશે તે હજી તેમણે મને કહ્યું નહોતું. કાંઈક અસ્થિરતાથી મારી આજુબાજુ ઓરડામાં અમે બે સિવાય બીજું

કોઈ નથી એ મેં જોઈ લીધું. ઊંચા કરેલા સંચની નીચે પહેલાં સંતની પાવડી ઉપર સહજ મારી નજર પડી.

'છોટા મહાશય[13] ગભરા નહિ. જે માણસને તારે મળવું છે તે હમણાં અર્ધા કલાકમાં જ અહીં આવી જશે.' યોગી મારા મનમાં ચાલતા વિચારો વાંચી રહ્યા હતા, — આ સિદ્ધિ તે વખતે ખાસ મુશ્કેલ નહોતી!

ફરી પાછા તેઓ ગાઢ મૌનમાં સરકી ગયા. ઘડિયાળમાં જોતાં ત્રીસ મિનિટ પૂરી થઈ ગઈ હતી. સ્વામીજીએ આપમેળે આંખો ખોલી બોલ્યા, 'હું ધારું છું કે કેદારનાથબાબુ દરવાજા નજીક આવી ગયા છે.'

મેં કોઈના દાદર ચડવાનો અવાજ સાંભળ્યો. એકદમ ભવ્ય ગંભીરતા સર્જાઈ ગઈ, વિચારોનો વંટોળ શરૂ થયો. 'કોઈ પણ સંદેહવાહકની મદદ સિવાય પિતાના મિત્રને આ જગ્યાએ બોલાવવાનું શક્ય શી રીતે બન્યું? મારા આગમન પછી સ્વામીજી મારા સિવાય બીજા કોઈની પણ સાથે બોલ્યા નહોતા.'

હું એકદમ ઝટપટ ઓરડાની બહાર ગયો અને પગથિયાં ઊતરવા લાગ્યો. અર્ધે દાદરે મધ્યમ ઊંચાઈવાળો, પાતળો અને ઘઉંવર્ણો એક ગૃહસ્થ મને મળ્યો. એ ઉતાવળમાં હતો એવું લાગ્યું.

'આપ કેદારનાથબાબુ છો?' મારો અવાજ જુસ્સાભર્યો હતો.

'હા, અને મને મળવાને અહીં મારી રાહ જોતા ભગવતીના પુત્ર તમે ખરા ને?' મૈત્રીભાવે તેઓ હસ્યા.

'મહારાજ, તમારું અહીં આવવું શી રીતે સંભવિત બન્યું?' તેમના ગહન આગમનથી હું ગૂંચવાડાભર્યો અણગમો અનુભવવા લાગ્યો.

'આજે બધું જ ગૂઢ બની રહ્યું છે. લગભગ એક કલાક પહેલાં જ્યારે હું ગંગામાં સ્નાન પતાવી રહ્યો હતો ત્યારે સ્વામી પ્રણવાનંદ

મારી પાસે આવ્યા. હું તે વખતે ત્યાં હતો એમ તેમણે શી રીતે જાણ્યું તે કાંઈ મારા સમજવામાં આવતું નથી.'

તેમણે કહ્યું, 'ભગવતીનો છોકરો મારા ઓરડામાં તમારી રાહ જોઈ રહ્યો છે. તમે મારી સાથે આવશો ?' હું ખુશીથી કબૂલ થયો. અમે બંને જ્યારે હાથમાં હાથ નાખીને આવતા હતા ત્યારે સ્વામીજી પોતાની પાવડી ઉપર અજાયબ રીતે મારી આગળ નીકળી ગયા; જો કે મેં પણ એવાં જ મજબૂત પગરખાં પહેર્યાં હતાં.

'મારે ઘેર પહોંચતાં તેમને કેટલો વખત લાગશે ?' પ્રણવાનંદજીએ એકદમ થોભીને મને પ્રશ્ન કર્યો.

'લગભગ અર્ધો કલાક.'

'હમણાં મારે કાંઈક બીજું કામ છે.' સ્વામીજીએ મારી સામે માર્મિક દૃષ્ટિ નાખી. 'મારે તમને પાછળ છોડી આગળ ચાલ્યા જવું જોઈએ. તમે મને મારે ઘેર મળજો. ત્યાં ભગવતીનો પુત્ર અને હું તમારી રાહ જોઈશું.'

હું તેમની સાથે કાંઈક બોલું તે પહેલાં તો તેઓ મને છોડી ઝપાટાબંધ આગળ નીકળી ગયા અને ટોળામાં અદૃશ્ય થઈ ગયા. હું જેમ બને તેમ જલદી ચાલતો અત્રે આવી પહોંચ્યો.

આ ખુલાસાથી મારી મૂંઝવણ ઓર વધી પડી. મેં તેમને પૂછ્યું કે તમે પ્રણવાનંદજીને કેટલો વખત થયાં ઓળખો છો.

'ગયે વરસે થોડો વખત અમે એકબીજાને મળ્યા હતા પણ તાજેતરમાં મળી શક્યા નથી. આજે સ્નાનઘાટ ઉપર તેમને ફરી મળતાં મને ખૂબ આનંદ થયો.'

'આ બધું હું સાચું માની શકતો નથી! શું હું મારું મગજ ગુમાવી રહ્યો છું ? તમે શું એમને સ્વપ્નમાં તો જોયા નથી ને ? અથવા શું તમે એમને ખરેખર જોયા હતા ? એમને હાથે સ્પર્શ કર્યો હતો અને પગનો અવાજ સાંભળ્યો હતો ?'

'તમે ખરેખર શું કહેવા માગો છો તે જ હું સમજી શકતો નથી,' તેઓ ગુસ્સામાં બોલી ઊઠ્યા, 'હું તમને જૂઠું કહેતો નથી. શું તમે એટલું પણ સમજતા નથી કે તમે અહીં મારી રાહ જુઓ છો એ વાત માત્ર હું સ્વામીજી મારફતે જ જાણી શકું.'

'વાહ! પેલા માણસ – સ્વામી પ્રણવાનંદ હું અહીં એક કલાક ઉપર આવ્યો ત્યારથી મારી નજરમાંથી એક ક્ષણભર માટે પણ ખસ્યા નથી.' આખી વાતનો ઘટસ્ફોટ કરતાં મેં કહ્યું. અને સ્વામી તથા મારી વચ્ચે થયેલી વાતચીત ફરીને કહી.

તેમની આંખો પહોળી થઈ ગઈ. 'શું આપણે ભૌતિક-દુનિયામાં રહીએ છીએ કે સ્વપ્ન અનુભવીએ છીએ? આવી અદ્ભુત ઘટના જોવાની મેં મારા જીવનમાં કદી આશા રાખી નહોતી! આ સ્વામી એક સામાન્ય માણસ હશે એમ હું ધારતો હતો, પણ હવે હું જોઈ શકું છું કે તેઓ સૂક્ષ્મ શરીર પણ નિર્માણ કરી શકે છે અને તેની મારફતે ચમત્કાર પણ કરી શકે છે!' એકીસાથે અમે બન્ને સ્વામીજીના ઓરડામાં દાખલ થયા.

'જુઓ, આ પેલી જ પાવડીઓ છે જે એમણે ઘાટ ઉપર આવતાં પહેરી હતી.' કેદારનાથબાબુ ગણગણ્યા, 'અત્યારે જેવા એમને હું જોઉં છું તેવા જ માત્ર કૌપીનભેર તેઓ ત્યાં હતા.'

જ્યારે આગંતુક સ્વામીને પ્રણામ કરવા નીચા નમ્યા ત્યારે તેમણે મારા તરફ જોઈને વિનોદભર્યું સ્મિત કર્યું.

'આ બધું જોઈને તું બાઘા જેવો કેમ થઈ ગયો છે? આ દૃશ્ય જગતનું સૂક્ષ્મ ઐક્ય સાચા યોગીઓથી ગુપ્ત રહી શકતું નથી. દૂર કલકત્તાના મારા શિષ્યોને હું ક્ષણભરમાં જોઈ શકું છું અને તેમની સાથે વાત પણ કરી શકું છું એ જ પ્રમાણે તેઓ પણ ઇચ્છા પ્રમાણે કોઈ પણ જડ પદાર્થના અવરોધનું અતિક્રમણ કરી શકે છે.'

આકાશી રેડિયો (અવકાશી દૂરશ્રવણ) અને દૂરદર્શન (ટેલિવિઝન)[૧૪]ની આ તેમની શક્તિઓની વાત મને કરવામાં

તેમનો હેતુ મને એ લાગ્યો કે મારા જુવાન હૈયામાં આધ્યાત્મિકતાનો રસ જાગ્રત થાય. પણ એવો ઉત્સાહ જાગ્રત થવાને બદલે ઊલટો મને આશ્ચર્યમિશ્રિત ભય લાગવા માંડ્યો, કેમ કે એક નિશ્ચિત ગુરુ — શ્રીયુક્તેશ્વર જેને હું હજી મળ્યો નથી — મારફતે જ મારી દિવ્ય શોધની શરૂઆત થવાનું સર્જાયું હતું, તેથી પ્રણવાનંદજીને મારા ગુરુ તરીકે સ્વીકારવાની મને ઇચ્છા જ થઈ નહિ. મારી સામેનું એમનું શરીર એમનું પોતાનું છે કે એની છાયા માત્ર છે એ વિચારથી હું એમને શંકાશીલ નજરે જોવા લાગ્યો.

મારા ઉપર આત્મવેધક દૃષ્ટિ નાખીને અને પોતાના ગુરુની પ્રશસ્તિ કરીને મારી અશાંતિ દૂર કરવાનો સ્વામીજીએ પ્રયત્ન કર્યો.

'લાહીરીમહાશય મારી જાણ પ્રમાણે સૌથી મહાન યોગી હતા. જડ શરીરમાં તેઓ મૂર્તિમંત દિવ્યાત્મા હતા.'

મેં વિચાર કર્યો કે જેનો શિષ્ય ઇચ્છા પ્રમાણે બીજું ભૌતિક શરીર નિર્માણ કરી શક્યો તો તેના ગુરુને કઈ સિદ્ધિઓ અશક્ય હોય?

'ગુરુની મદદ કેટલી અમૂલ્ય છે તેનો ખ્યાલ હું તને આપું છું. બીજા એક ગુરુભાઈ સાથે હું દરરોજ રાત્રે આઠ કલાક ધ્યાન કરતો. દિવસ દરમિયાન અમારે રેલવે ઑફિસમાં કામ કરવું પડતું. મારી કારકુનીની ફરજો બજાવવામાં મુશ્કેલીઓ લાગવા માંડતાં ઈશ્વરભક્તિમાં આખો વખત ગાળવાનું મેં નક્કી કર્યું. દરરોજ મધ્યરાત્રિ સુધી ધ્યાન કરતાં કરતાં આઠ વર્ષ સુધી હું મંડ્યો રહ્યો, એમાં મને અદ્‌ભુત સિદ્ધિઓ મળી. જબરદસ્ત આધ્યાત્મિક દર્શનોથી મારું મન ઝળહળી ઊઠ્યું પણ તેમ છતાં મારી અને પરમાત્માની વચ્ચે એક નાનો પડદો હંમેશાં રહ્યા જ કર્યો હતો. અતિમાનવીય તાલાવેલીની પરાકાષ્ઠાએ પહોંચ્યા છતાં મને સાયુજ્યમુક્તિ ન મળી. એક દિવસ સંધ્યાકાળે હું લાહીરીમહાશયની મુલાકાતે ગયો અને તેમને દિવ્ય મધ્યસ્થી કરવાની વિનંતિ કરી. મારા કાલાવાલા આખી રાત ચાલ્યા.'

"'દિવ્ય ગુરુજી, મારી આધ્યાત્મિક તાલાવેલી હવે એ કક્ષાએ પહોંચી છે કે ઈશ્વરનાં પ્રત્યક્ષ દર્શન સિવાય મારે માટે જીવવું અશક્ય થઈ ગયું છે!'

"'હું શું કરી શકું? તમે હજી વધારે ઊંડું ધ્યાન કરો.'

"'ઓ પ્રભુ મારા ગુરુજી! હું આપને આજીજી કરું છું! મારી સામે આપના દેહધારી સ્વરૂપમાં હું પ્રત્યક્ષ ભગવાનને જ ભાળી રહ્યો છું; મને આશીર્વાદ આપો કે હું આપને અનંત સ્વરૂપે જોઈ શકું!'

'લાહીરીમહાશયે આશીર્વાદ આપતો પોતાનો હાથ લંબાવ્યો. 'તમે હવે જાઓ અને ધ્યાનમાં લાગો, મેં તમારે માટે બ્રહ્મને[૧૫] વકીલાત કરી છે.'

'અત્યંત ઉત્સાહમાં આવી જઈને હું ઘેર ગયો. તે દિવસના ધ્યાનમાં મને મારા જીવનધ્યેયની પૂર્તિ થયેલી લાગી. હવે હું અખંડ શાંતિના રૂપમાં આધ્યાત્મિક પેન્શનનો લાભ લઉં છું. તે દિવસથી માયાના કોઈ પણ આવરણ નીચે પરમાત્માએ પોતાનાં દર્શન મારી દૃષ્ટિએ છુપાવ્યાં નથી.'

પ્રણવાનંદજીનો ચહેરો દિવ્ય તેજથી ચમકી ઊઠ્યો. દિવ્ય-લોકનું એ તેજ મારા હૃદયમાં પણ પ્રવેશી ચૂક્યું. મારો ભય નષ્ટ થયો. સ્વામીજીએ ફરીથી મને વિશ્વાસમાં લીધો.

'કેટલાક મહિનાઓ પછી લાહીરીમહાશયને હું ફરી મળ્યો અને આવી અમૂલ્ય બક્ષિસનું દાન કરવા માટે તેમને ધન્યવાદ આપતાં આપતાં મેં તેમને એક બીજી વાત કહી.

"'દિવ્ય ગુરુજી, હવે હું ઑફિસમાં કામ કરી શકું એમ નથી, મને હવે છૂટો કરો. પરમાત્મા મને હવે હંમેશાં દિવ્યતાના ઘેનમાં જ રાખે છે.'

"'તમારી કંપનીમાં પેન્શન માટે અરજ કરો.'

ઈ. સ. ૧૯૩૫ કલકત્તામાં શ્રી યુક્તેશ્વરજી અને શ્રી યોગાનંદજી

" ' દિવ્ય ગુરુજી, મારી આધ્યાત્મિક તાલાવેલી હવે એ કક્ષ પહોંચી છે કે ઈશ્વરનાં પ્રત્યક્ષ દર્શન સિવાય મારે માટે જી અશક્ય થઈ ગયું છે!'

" ' હું શું કરી શકું? તમે હજી વધારે ઊંડું ધ્યાન કરો.

" ' ઓ પ્રભુ મારા ગુરુજી! હું આપને આજીજી કરું છું! મા સામે આપના દેહધારી સ્વરૂપમાં હું પ્રત્યક્ષ ભગવાનને જ ભા રહ્યો છું; મને આશીર્વાદ આપો કે હું આપને અનંત સ્વ: જોઈ શકું!'

' લાહીરીમહાશયે આશીર્વાદ આપતો પોતાનો હાથ લંબાવ્યે ' તમે હવે જાઓ અને ધ્યાનમાં લાગો, મેં તમારે માટે બ્રહ્મને વકીલાત કરી છે.'

' અત્યંત ઉત્સાહમાં આવી જઈને હું ઘેર ગયો. તે દિવસ ધ્યાનમાં મને મારા જીવનધ્યેયની પૂર્તિ થયેલી લાગી. હવે હું અખં શાંતિના રૂપમાં આધ્યાત્મિક પેન્શનનો લાભ લઉં છું. તે દિવસથ માયાના કોઈ પણ આવરણ નીચે પરમાત્માએ પોતાનાં દર્શન માર દષ્ટિએ છુપાવ્યાં નથી.'

પ્રણવાનંદજીનો ચહેરો દિવ્ય તેજથી ચમકી ઊઠચો. દિવ્ લોકનું એ તેજ મારા હૃદયમાં પણ પ્રવેશી ચૂકયું. મારો ભય ન થયો. સ્વામીજીએ ફરીથી મને વિશ્વાસમાં લીધો.

' કેટલાક મહિનાઓ પછી લાહીરીમહાશયને હું ફરી મળ્યે અને આવી અમૂલ્ય બક્ષિસનું દાન કરવા માટે તેમને ધન્યવા આપતાં આપતાં મેં તેમને એક બીજી વાત કહી.

" ' દિવ્ય ગુરુજી, હવે હું ઑફિસમાં કામ કરી શકું એમ નથી મને હવે છૂટો કરો. પરમાત્મા મને હવે હંમેશાં દિવ્યતાના ઘેનમ જ રાખે છે.'

" ' તમારી કંપનીમાં પેન્શન માટે અરજ કરો.'

ઈ. સ. ૧૯૩૫ કલકત્તામાં શ્રી યુક્તેશ્વરજી અને શ્રી યોગાનંદજી

જ્ઞાનપ્રભા ઘોષ (૧૮૬૮–૧૯૦૪)
પરમહંસ યોગાનંદજીના માતુશ્રી
શ્રી લાહિરી મહાશયના શિષ્યા

ભગવતીચરણ ઘોષ
૧૮૫૩–૧૯૪૨
પરમહંસ યોગાનંદજીના પિતાજી
શ્રી લાહિરી મહાશયના શિષ્ય

સ્વામી શ્રી યુક્તેશ્વર ગિરિ (૧૮૫૫-૧૯૩૬)
જ્ઞાનાવતાર – શ્રી લાહિરી મહાશયનાં શિષ્ય;
શ્રી યોગાનંદજીના ગુરુ

શ્રી શ્રી લાહિરી મહાશય
(૧૮૨૮–૧૮૯૫)
યોગાવતાર શ્રી બાબાજીના શિષ્ય
શ્રી યુક્તેશ્વરના ગુરુ

મહાવતાર બાબાજી
શ્રી લાહિરી મહાશયના ગુરુ

શ્રી પરમહંસ યોગાનંદ

"અંતિમ હાસ્ય"

આ ફોટો તેમણે સમાધિ લીધી તેના એક કલાક પહેલાં જ ભારતીય એલચી શ્રી વિનય આર. સેનને આપવામાં આવેલી માન-પાર્ટી પ્રસંગે લેવામાં આવેલો. માર્ચ ૭, ૧૯૫૨, લોસ એન્જલ્સ, કેલિફોર્નિયા.

"'નોકરીમાંથી આટલા જલદી નિવૃત્ત થવા માટે શું કારણ આપવું ?'

"'તમને જે થતું હોય તે લખો.'

બીજે દિવસે મેં અરજી આપી. કવખતની આ વિનતિનાં કારણોની તપાસ ડૉક્ટરે કરવા માંડી.

"'કામ કરતી વખતે મારી કરોડરજ્જુમાં[16] અદમ્ય જેવી વેદના થાય છે. એ આખા શરીરમાં પ્રસરી જાય છે તેથી હું કામ કરી શકતો નથી.'[17]

'કોઈ પણ જાતની વિશેષ તપાસ સિવાય ડૉક્ટરે મારા પેન્શન માટે સરસ ભલામણ લખી મોકલી. મને તરત પેન્શન મળી ગયું. હું જાણું છું કે આ બાબતમાં લાહીરી મહાશયની દિવ્ય ઇચ્છાશક્તિએ ડૉક્ટર અને તમારા પિતા સમેત બીજા રેલવે અધિકારીઓને પ્રેરણા આપવાનું કામ કર્યું છે. દિવ્ય ગુરુના આદેશને તેમણે સ્વયં માથે ચડાવ્યો અને મને મારા ભગવાનની અખંડ ભક્તિ માટે છૂટો કર્યો.'

આવા અપૂર્વ વાર્તાલાપ પછી સ્વામી પ્રણવાનંદ હંમેશની માફક ધ્યાનસ્થ થઈ ગયા. હું તેમની રજા લેતી વખતે ચરણસ્પર્શ કરવા ગયો ત્યારે આશીર્વાદ આપતાં તેઓ બોલ્યા :

'તારું જીવન ત્યાગ અને યોગનું છે. હું તને ફરીથી મળીશ અને ત્યાર પછી બીજી વખત તારા પિતાજી સાથે હશે.'. વરસો પછી આ આગાહીઓ સાચી પડી હતી.

રાત્રિના વધતા જતા અંધકારમાં અમે કેદારનાથબાબુ સાથે ચાલતા હતા. મેં તેમને પિતાનો પત્ર આપ્યો. તેમણે રસ્તાના દીવાને અજવાળે વાંચ્યો.

'તારા પિતાજી લખે છે કે મારે તેમની રેલવે કંપનીની કલકત્તાની ઑફિસમાં એક અમલદારનો હોદ્દો સ્વીકારવો. સ્વામી પ્રણવાનંદજી જે પેન્શન ભોગવે છે તે પૈકી એકનો સ્વીકાર કરતાં

મને ખૂબ આનંદ થાત પણ એ અશક્ય વાત છે. હું અત્યારે બનારસ છોડી શકું એમ નથી અને હું હજી એકીસાથે બે કાયાઓ ધારણ કરી શકું એવી શક્તિવાળો પણ નથી.'

## ૪

## હિમાલય તરફનું મારું પલાયન અટક્યું

'નજીવું બહાનું કાઢીને તારો વર્ગ-ખંડ તું છોડી આવજે અને ઘોડાગાડી કરી જ્યાં તને મારા ઘરનું કોઈ દેખે નહિ એવી રીતે ગલીમાં આવીને થોભજે.'

હાઈ સ્કૂલનો મારો દોસ્ત; અમર, મિત્તર, જે મારી સાથે હિમાલય આવવા તૈયાર થયો હતો તેને મેં ઉપર પ્રમાણે છેવટની સૂચનાઓ આપી. બીજે દિવસે અમે પલાયન કરવાનું નક્કી કર્યું હતું. સાવચેતીઓ ઘણી જરૂરની હતી કેમ કે અનંતની ચોકી મજબૂત હતી. મારા મનમાં પલાયનનું ભૂત સવાર થયું હોવાની શંકાથી અમારી યોજનાઓ નિષ્ફળ બનાવવા તે કટિબદ્ધ થયો હતો. પેલું તાવીજ આધ્યાત્મિક આથાની માફક ગૂઢ રીતે મારા મનમાં કામ કરી રહ્યું હતું. હિમાચ્છાદિત હિમાલયમાં ગુરુને મેળવવાની હું આશા સેવતો હતો, જેનું મુખારવિંદ ઘણી વખત મને સ્વપ્નોમાં પણ દેખાયું હતું.

હમણાં અમારું કુટુંબ કલકત્તા રહેતું હતું કેમ કે પિતાની બદલી ત્યાં જ સ્થાયી થઈ હતી. પરાપૂર્વના હિન્દી-રિવાજ મુજબ અનંત તેની વહુ સાથે અમારા ૪, ગુરપર રોડવાળા ઘરમાં રહેવા આવ્યો હતો, ત્યાં એક નાના કાતરિયામાં હું દરરોજ ધ્યાનમાં બેસતો અને મારા મનને દિવ્યની શોધ માટે તૈયાર કરતો.

પેલો યાદગાર દિવસ આવી પહોંચ્યો. તેની સાથે તે અપશુકનિયાળ વરસાદને પણ લેતો આવ્યો. રસ્તા ઉપર અમરની ગાડીનો અવાજ સંભળાયો તેની સાથે જ મેં એક કામળો, એક જોડ ચંપલ, બે ચડ્ડીઓ, એક માળા, લાહીરી મહાશયનો ફોટો અને ભગવદ્ગીતાનો એક ગુટકો ઉતાવળેથી બાંધી લીધાં. મારી ત્રીજા માળની બારીએથી આ પોટકું મેં નીચે ફેંક્યું. હું દોડતો દાદર ઊતરી ગયો અને મારા કાકા જે બારણામાં માછલી ખરીદતા હતા તેની બાજુમાં થઈને ભાગ્યો.

'આટલી બધી ધમાલ શી છે?' મારા શરીર ઉપર તેની શંકાશીલ નજર ફરી વળી. મેં તેમની તરફ જોઈ ઉડાઉ સ્મિત કર્યું અને ગલી તરફ ચાલી નીકળ્યો. મારા પોટકાને ઊંચકીને કાવતરાબાજની સાવધાનીથી હું અમરને જઈ મળ્યો. અમે ચાંદની ચોકના વેપારી લત્તામાં પહોંચ્યા. અંગ્રેજી કપડાં ખરીદવા સારુ અમે કેટલાય મહિનાઓથી નાસ્તાના પૈસા બચાવતા હતા. અમે જાણતા હતા કે મારો હોશિયાર ભાઈ જાસૂસનું કામ કરવાનો જ છે. તેથી તેને થાપ આપવા અમે યુરોપિયન પોશાકનો વિચાર કર્યો હતો.

સ્ટેશન તરફ જતાં રસ્તામાં મારા પિત્રાઈ ભાઈ જોતિન ઘોષ જેને સામાન્ય રીતે અમે જતિનદા કહેતા તેને માટે થોભ્યા. હિમાલયમાંના ગુરુની શોધમાં તીવ્ર લાલસાવાળો એ અમારો નવો સાથી હતો. અમારી પાસે તૈયાર હતો તે નવો વેશ એણે ધારણ કરી લીધો. અમે ધાર્યું કે અમે પૂરા સલામત છીએ! મગરૂબીથી અમે ખૂબ ફુલાયા.

'હવે અમારે જે જોઈએ છે તે માત્ર કેનવાસના જોડા.' હું મારા સાથીઓને રબરના તળિયાંવાળા જોડાઓની દુકાને લઈ ગયો. 'આ યાત્રામાં હિંસક ચામડાની ચીજો ત્યાજ્ય ગણાવી જોઈએ.' મારી ભગવદ્ગીતાનું ચામડાનું પૂંઠું અને મારી અંગ્રેજ બનાવટની

સોલા ટોપીમાંની પટ્ટીઓ કાઢી નાખવા હું રસ્તા ઉપર ઊભો રહ્યો.

સ્ટેશને જઈ અમે બરદ્વાનની ટિકિટો ખરીદી કેમ કે ત્યાંથી પછી હિમાલયની તળેટીમાં આવેલા હરદ્વાર તરફ જવાની અમારી યોજના હતી. ટ્રેન ઊપડતાંની સાથે જ મેં મારી કેટલીક ભવ્ય અટકળોને વાચા આપવા માંડી.

'જરાક કલ્પના કરો,' મેં ભારપૂર્વક કહ્યું, 'ગુરુઓ તરફથી આપણને દીક્ષા મળશે અને તેઓ સમાધિમાં આપણને વિશ્વચૈતન્યનો અનુભવ કરાવશે. આપણાં શરીરમાં એવી ચુંબકશક્તિ આવશે કે હિમાલયનાં હિંસક પશુઓ પાળેલાં હોય એ રીતે આપણી પાસે આવશે. પાળેલી ઘરબિલાડીની માફક વાઘ પણ લાડકોડની આશા રાખતા આપણી પાસે આવીં બેસશે!'

મારું આ ભાષણ – જેને હું આલંકારિક અને અક્ષરશઃ બન્ને રીતે લોભામણા ભવિષ્યદર્શન તરીકે લેખતો હતો – તેથી ઉત્સાહિત થઈ અમરે સ્મિત કર્યું. જતિનદાએ પોતાની દૃષ્ટિ ફેરવી દીધી અને બારીની બહાર સરી જતી ભૂમિ ઉપર ખોડી.

લાંબા મૌન પછી જતિનદાએ સૂચના કરી : 'આપણે ત્રણ સરખે ભાગે પૈસા વહેંચી લઈએ. બરદ્વાન સ્ટેશને દરેકે પોતપોતાની ટિકિટ લેવી કે જેથી તે સ્ટેશન ઉપર કોઈને શંકા ન જાય કે આપણે બધા સાથે ભાગી રહ્યા છીએ.'

મને કાંઈ શંકા થઈ નહિ અને હું કબૂલ થયો. મગસકે અમારી ગાડી બરદ્વાન આવી પહોંચી. જતિનદા ટિકિટ ઑફિસમાં ગયો. અમર ને હું પ્લૅટફૉર્મ પર બેઠા. પંદર મિનિટ સુધી રાહ જોઈ અને પછી થોડીક પૂછપરછ કરી પણ નિષ્ફળ ગઈ. બધી દિશાએ શોધાશોધ કર્યા પછી જતિનદાના નામની બૂમ મારી પણ આ નાના સ્ટેશનની આજુબાજુના અંધારપ્રદેશમાં એ સરકી ગયો હતો.

હું તદ્દન નિર્ગત અને આઘાતની વિચિત્ર લાગણીથી જડ થઈ ગયો. શું ઈશ્વર આવી નિરાશાજનક ગૂંચવણનો ઉકેલ કરશે ખરો ! તેની શોધ માટેના મારા આ પૂર્વયોજિત નિશ્ચિત પલાયનનો આવો અદ્‌ભુત પ્રસંગ છેક બગડી ગયો. 'અમર ! આપણે ઘેર પાછા ફરવું જોઈએ.' હું બાળકની માફક રડતો હતો. 'જતિનદાનું આ વિશ્વાસઘાતી પ્રયાણ એ એક અપશુકન છે. આપણું આ પલાયન નિષ્ફળ નીવડવાનું છે.'

'ઈશ્વરને માટેનો તારો પ્રેમ આટલો જ છે ? એક વિશ્વાસઘાતી સાથીની એક નાની કસોટીને પણ તું જીરવી શકતો નથી ?'

અમરની આ દિવ્ય કસોટીવાળી સૂચનાથી મારું હૃદય શાંત થયું. બરદ્વાનની પ્રખ્યાત મીઠાઈઓ સીતાભોગ ( દેવી માટેનો ખોરાક ) અને મોતીચૂર ( મીઠા મોતીની ગોળીઓ )ના નાસ્તાથી અમે તાજા થયા. થોડા જ કલાક પછી અમે બરેલી થઈને હરદ્વાર જવા ઊપડ્યા. બીજે દિવસે મોગલસરાઈના સ્ટેશન ઉપર ગાડી બદલતાં અમે એક અગત્યની વાત ઉપર ચર્ચા કરતા પ્લેટફોર્મ ઉપર ઊભા હતા.

'અમર, રેલવે અધિકારીઓ તરફથી હમણાં જ આપણી પૂરી તપાસ થશે. મારા ભાઈના સંશોધકબુદ્ધિની હું ઓછી આંકણી કરતો નથી ! ગમે તે પરિણામ આવે હું જૂઠું બોલવાનો નથી.'

'હું જે તારી પાસેથી માગું છું, મુકુન્દ, તે એટલું જ કે તારે ચૂપ રહેવું. હું જ્યારે વાત કરતો હોઉં ત્યારે તારે હસવું કે દાંત પીસવા નહિ.'

આ જ વખતે એક યુરોપિયન સ્ટેશન એજન્ટે મારી પાસે આવી પ્રશ્ન કર્યો. તેણે એક તાર મારી સામે ધર્યો જેનો સાર હું તરત જ પામી ગયો

'તમે ગુસ્સામાં ઘેરથી ભાગી આવ્યા છો ?'

'ના.' તેના પ્રશ્નના ઉત્તરમાં ભારપૂર્વક જવાબ આપી શકવાથી મને આનંદ થયો. હું જાણતો હતો કે મારા વિપરીત વર્તન માટે

ગુસ્સો નહિ પણ ‘ દિવ્યતમ ઉદ્વેગ ’ જવાબદાર હતો. અધિકારી પછી અમર તરફ ફર્યો. તે બે વચ્ચે જે વાગ્યુદ્ધ થયું તેથી મારે પૂર્વનિશ્ચિત વીતરાગી ઉદાસીનતા છોડવી પડી.

‘ત્રીજો છોકરો ક્યાં છે?’ પૂર્ણ સત્તાધારી અવાજે તેણે સવાલ કર્યો. ‘ ચાલો, સાચું બોલો ! ’

‘ સાહેબ, તમે ચશ્માં પહેર્યાં લાગે છે. અમે માત્ર બે જ છીએ તે શું તમે જોતા નથી ? ’ અમર ઉદ્ધતાઈપૂર્વક હસ્યો, ‘ હું જાદુગર નથી કે હું ત્રીજો છોકરો ઉત્પન્ન કરી શકું.’

આ ઉદ્ધતાઈથી ડઘાઈ જઈ અધિકારીએ આક્રમણનો નવો મોરચો શોધી કાઢ્યો. ‘ તમારું નામ શું છે ? ’

‘ હું થોમસ કહેવાઉં છું. અંગ્રેજ માતા અને ખ્રિસ્તી ધર્માન્તરિત હિંદી પિતાનો હું પુત્ર છું.’

‘ આ તમારા મિત્રનું નામ શું છે ? ’

‘ હું એને થોમ્સન કહું છું.’

આ દરમ્યાન મારો આંતરિક ઉલ્લાસ પરાકાષ્ઠાએ પહોંચ્યો. કોઈ પણ જાતના વિવેક કર્યા સિવાય હું ત્યાંથી ટ્રેન તરફ ચાલી નીકળ્યો. ટ્રેને પણ જોગાનજોગ એ જ વખતે ઊપડવાની સિસોટી મારી. અધિકારીની સાથે અમર ખેંચાતો આવ્યો. તેણે અમારી વાત માની લીધી અને અમને યુરોપિયનોના ડબામાં ગોઠવવા જેટલું સૌજન્ય દાખવ્યું. બે અર્ધઅંગ્રેજ છોકરાઓ દેશીઓની સાથે મુસાફરી કરે એ વિચાર એમને દુઃખ આપતો હતો એમ લાગ્યું. વિનયપૂર્વક એમની પાસેથી છૂટા પડ્યા પછી હું મારી બેઠક ઉપર બેસી ગયો અને ખડખડાટ હસવા મંડ્યો. એક કસાયેલા યુરોપિયન અધિકારીને સરસ રીતે મહાત કરવાનો સંતોષ મારા મિત્રના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાતો હતો.

પ્લૅટફૉર્મ ઉપર મેં યુક્તિથી તાર વાંચી લીધો હતો. મારા ભાઈ અનંત તરફથી આવું લખાણ હતું : ' ત્રણ બંગાળી છોકરાઓ અંગ્રેજી પોશાકમાં મોગલસરાઈ મારફત હરદ્વાર તરફ ભાગી જાય છે. મારા આવતાં સુધી એમને રોકવાની કૃપા કરો, તમારી સેવાનો ઉદાર બદલો મળશે.'

' અમર, તારા ઘરમાં નિશાનીવાળાં સમય-પત્રકો નહીં રાખવાનું મેં તને કહેલું. ભાઈને આમાંનું એક મળી ગયું હશે.' મારી દૃષ્ટિ ઠપકાભરી હતી.

મારા મિત્રે શરમ અનુભવતાં ઠપકાનો સ્વીકાર કર્યો. અમે બરેલીમાં થોડુંક રોકાયા, ત્યાં દ્વારકાપ્રસાદ[૧૮] અનંતના તાર સાથે અમારી રાહ જોતો હતો. દ્વારકાએ અમને ત્યાં રોકવા ભગીરથ પ્રયત્ન કર્યો; મેં તેને ખાતરી કરાવી કે અમારું આ પલાયન ઉપલકિયા દૃષ્ટિથી યોજવામાં આવ્યું નથી. પહેલાંની માફક આ વખતે પણ દ્વારકાએ હિમાલય તરફ ચાલી નીકળવાના મારા આમંત્રણનો અસ્વીકાર કર્યો.

તે રાત્રિએ જ્યારે અમારી ટ્રેન સ્ટેશન ઉપર ઊભી હતી અને જ્યારે હું અર્ધી ઊંઘમાં હતો ત્યારે બીજા એક તપાસઅધિકારીએ અમરને જગાડ્યો. તે પણ ' થોમસ ' અને ' થોમ્સન 'ની વર્ણ-સંકરતાના જાદુમાં ફસાઈ ગયો. અમારી ટ્રેન આ રીતે વિજયકૂચ કરતી અમને હરદ્વારના સ્ટેશને મળસકે લઈ ગઈ. દૂરથી ભવ્ય પર્વતો અમને આમંત્રણ આપતા હતા. અમે સ્ટેશનેથી બહાર ધસી ગયા અને શહેરના સ્વતંત્ર વાતાવરણમાં દાખલ થઈ ગયા. અમારું સૌથી પહેલું કામ દેશી પોશાક ધારણ કરી લેવાનું હતું કેમ કે અનંતે ગમે તેમ કરીને યુરોપિયન પહેરવેશની છેતરપિંડી પકડી પાડી હતી. પકડાઈ જવાની પૂર્વ આગાહી મારા મગજ ઉપર તોળાઈ જ રહી હતી.

તરત જ હરદ્વાર છોડવાનું સલાહભરેલું લાગતાં ઉત્તરે હૃષીકેશ જવાની ટિકિટો અમે ખરીદી લીધી. અનેક સંતોના ચરણસ્પર્શથી

લાંબા વખતથી આ ભૂમિ પાવન થયેલી છે. હું ટ્રેન પર ક્યારનો ચડી ચૂક્યો હતો, જ્યારે અમર પ્લૅટફૉર્મ પર મંદગતિથી ચાલતો હતો. એક પોલીસની બૂમથી તે એકદમ અટકી ગયો. અમારો અપ્રિય રખેવાળ અમને પોલીસસ્ટેશનના બંગલામાં લઈ ગયો. અમારા બધા પૈસા પણ તેણે જ સંભાળી લીધા. તેણે વિવેકપૂર્વક ખુલાસો કર્યો કે જ્યાં સુધી મારા મોટા ભાઈ આવે નહીં ત્યાં સુધી અમને પકડી રાખવાની તેની ફરજ છે.

આ રખડેલ છોકરાઓનું લક્ષ્યસ્થાન હિમાલય છે એ જાણ્યા પછી પેલા અમલદારે એક ચમત્કારિક વાત સંભળાવી.

'હું જોઉં છું કે તમે સંતો પાછળ દીવાના બન્યા છો! મેં ગઈ કાલે જે સંત જોયો તેના કરતાં વધારે મોટો ઈશ્વરનો બંદો તમને કદી પણ મળવાનો નથી. મારા સાથી અમલદારનો અને મારો એમની સાથેનો પહેલો સમાગમ પાંચ દિવસ ઉપર થયો હતો. એક ચોક્કસ ખૂનની તીવ્ર શોધમાં અમે ગંગાકિનારે રોન ફરતા હતા. અમને મળેલી સૂચના પ્રમાણે અમારે એને જીવતો કે મરેલો પકડવાનો હતો. યાત્રાળુઓને લૂંટવા એણે સાધુનો સ્વાંગ સજ્યો છે એમ કહેવાતું હતું. અમારી સામે થોડેક છેટે પેલા ગુનેગારના વર્ણનને મળતી આવતી એક આકૃતિ અમે જોઈ. ઊભા રહેવાના અમારા હુકમને એણે અવગણ્યો. અમે તેને પકડી પાડવાને દોડ્યા. તેની પછવાડે પહોંચી જઈને તેના ઉપર અતિશય બળથી મેં મારી ફરસીનો પ્રચંડ ઘા કર્યો. એ માણસનો જમણો હાથ આખા શરીરથી લગભગ છૂટો થઈ ગયો.

'કશી પણ ભુમરાણ કર્યા સિવાય અથવા આવા કારી ઘા સામે નજર સરખી પણ નાખ્યા સિવાય પેલા અપરિચિત માણસે અજાયબ રીતે પોતાની ઝડપી ગતિ ચાલુ જ રાખી. અમે કૂદીને એની સામે પહોંચ્યા ત્યારે તેણે શાંતિથી કહ્યું :

'તમે જેને શોધો છો તે ખૂની હું નથી.'

'કોઈ દિવ્ય તેજવાળા ઋષિના શરીરને મેં ઇજા પહોંચાડી છે એ જાણીને મને ઊંડો આઘાત લાગ્યો. તેમનાં ચરણોમાં નમસ્કાર કરીને મેં તેમની માફી માગી અને રક્તના ઊડતા ફુવારાઓ અટકાવવા મારી પાઘડીનું કપડું આગળ ધર્યું.

" 'બેટા, તેં કરેલી ભૂલ બિલકુલ સમજી શકાય એવી છે. ચાલ્યો જા, અને તારી જાતને તું દોષ આપતો નહિ. જગદંબા મારી સંભાળ રાખે છે.' સંતે મારી સાથે પ્રેમથી વર્તાવ કર્યો. તેણે તેનો લટકતો હાથ ખભામાં ખોસી દીધો અને આહા ! તે ત્યાં ચોંટી ગયો. અનિર્વાચ્ય રીતે લોહી વહેતું બંધ થઈ ગયું.

" ' ત્રણ દિવસ પછી પેલા ઝાડ નીચે તમે મને મળવા આવજો. તમે મને સંપૂર્ણ તંદુરસ્ત જોશો. પછી તમને પશ્ચાત્તાપ નહિ થાય.

'ગઈ કાલે હું અને મારા સાથી અમલદાર ઘણી ઉત્સુકતાથી નિર્દિષ્ટ જગ્યાએ જઈ આવ્યા. પેલા સાધુ ત્યાં હતા. તેમણે તેમનો હાથ અમને તપાસવા દીધો. ઇજા કે ઘાનાં કશાં ચિહ્ન ત્યાં ન હતાં.

'હું હૃષીકેશ થઈને હિમાલયના એકાંત પ્રદેશમાં જાઉં છું.' તેણે અમને આશીર્વાદ આપ્યા અને તરત જ ચાલતા થયા. એમની પવિત્રતાથી મારું જીવન ઉન્નત થયું હતું એમ મને લાગે છે.'

ઉપસંહાર કરતાં અમલદારે પવિત્ર ઉદ્દગારો કાઢ્યા. આ અનુભવ દેખીતી રીતે જ તેમને બહુ ઊંડેથી હલાવી ગયો હતો. અસરકારક હાવભાવ સાથે તેમણે આ ચમત્કાર સંબંધી એક છાપેલી કાપલી મને આપી. છાપાની ક્ષોભજનક પદ્ધતિથી હંમેશની સંક્ષિપ્ત રીતે આપવામાં આવેલી રિપોર્ટરની હકીકત કાંઈક અતિશયોક્તિ ભરેલી હતી (અરે દુર્દૈવ ! હિન્દમાં પણ આની ખોટ નથી); એમાં જણાવ્યું હતું કે સાધુનું માથું લગભગ છેદી નાખવામાં આવ્યું હતું !

અમરને અને મને દુઃખ થયું કે ક્રાઈસ્ટની માફક પોતાના ઉપદ્રવીને માફ કરનારા આ મહાયોગીનું આપણે દર્શન કરી શક્યા

નહિ. હિંદ ગઈ બે સદી થયાં ભૌતિક રીતે ભલે ગરીબ હોય પણ એની પાસે દૈવી સંપત્તિનો અખૂટ ખજાનો હજી છે. આ પોલીસબંધુ જેવા સંસારી મનુષ્યોને પણ કોઈ કોઈ વખત આવા ધુરંધર આધ્યાત્મિક પુરુષો રસ્તે જતાં મળી જાય છે.

એમની આવી અદ્‌ભુત વાતથી અમારો કંટાળો દૂર કરવા માટે અમે અમલદારનો આભાર માન્યો. સંભવ છે કે તે અમારા કરતાં વધારે ભાગ્યશાળી છે એમ સૂચવવા માગતો હોય. વગર પ્રયત્ને તેને એક દિવ્ય સંતનો સમાગમ થયો જ્યારે અમારી આતુર શોધ અમને ગુરુને ચરણે લઈ જવાને બદલે અસભ્ય પોલીસથાણામાં લઈ આવી.

હિમાલયની આટલી નજીક હોવા છતાં અમે હજી સુધી બંધનમાં છીએ તેથી મેં અમરને કહ્યું કે મુક્તિ માટે મને બેવડો ઉશ્કેરાટ થાય છે.

'તક મળે તો આપણે સરકી જવું. આપણે પવિત્ર હૃષીકેશ સુધી પગપાળા જઈ શકીશું.' મેં ઉત્તેજન આપતાં સ્મિત કર્યું.

પણ પૈસાનો અમારો મુખ્ય આધાર ઝૂંટવાઈ જતાં મારો સથીદાર નિરાશ થઈ ગયો હતો.

'આવા ભયંકર જંગલપ્રદેશમાં થઈને જઈશું તો આપણે સંતોના ધામને બદલે વાઘોના પેટમાં જ પહોંચીશું !'

અમરના ભાઈ સાથે અનંત ત્રણ દિવસ પછી ત્યાં આવ્યો. અમરે પ્રેમાળ મુક્તિભાવનાથી તેના ભાઈને સત્કાર્યો. મારા વિરોધનું શમન થયું નહોતું તેથી અનંતને મારા તરફથી સખત ઠપકો જ મળ્યો.

સાંત્વન આપતાં અનંત બોલ્યો, 'તારી લાગણી હું સમજું છું. તારી પાસે હું એટલું જ માગું છું કે તારે હમણાં અમારી સાથે બનારસમાં એક સંતને મળવા આવવું અને ત્યાંથી કલકત્તા જઈ તારા શોકમગ્ન પિતાને થોડા દિવસ મળવું. ત્યાર પછી તું અહીં આવી તારા ગુરુની શોધ પુનઃ શરૂ કરી શકશે !'

અમર મારી સાથે હરદ્વાર પાછો આવવાનો નથી એ તેનો ઇરાદો જાહેર કરવા તે આ તબક્કે અમારી સાથે ચર્ચામાં જોડાયો. તે કૌટુંબિક ઉષ્મા અનુભવતો હતો, પણ હું જાણતો હતો કે મારા ગુરુની શોધ હું કદી પડતી મૂકવાનો નથી.

અમારી મંડળી બનારસ જવા માટે ગાડીમાં બેઠી, ત્યાં મને મારી પ્રાર્થનાનો તાત્કાલિક અને અપૂર્વ જવાબ મળ્યો.

અનંતે એક પાકી યોજનાની પૂર્વતૈયારી કરી રાખી હતી. હરદ્વારમાં મને મળતાં પહેલાં એ બનારસ ઊતર્યો હતો અને ત્યાં એક શાસ્ત્રનિષ્ણાતને એવી રીતે તૈયાર કરી રાખ્યો હતો કે જે પાછળથી મારી મુલાકાત કરે. આ પંડિતે અને તેમના પુત્રે મને સંન્યાસમાર્ગથી[૧૯] વિચલિત કરવાનું માથે લીધું હતું.

અનંત મને તેમને ઘેર લઈ ગયો. ઉત્સાહી રીતભાતવાળા યુવાન પુત્રે આંગણામાં જ મારો સત્કાર કર્યો. તેણે મને તત્ત્વ-જ્ઞાનની લાંબી ચર્ચામાં ઉતારી દીધો. મારા ભવિષ્યનું અદૃશ્ય જ્ઞાન પોતાને હોવાનો દાવો કરીને તેણે મારા સાધુ થવાના વિચારને પડકાર્યો. 'તું તારી સામાન્ય જવાબદારીઓનો ત્યાગ કરવાનો આગ્રહ જ રાખશે તો તારે વારંવાર દુઃખોનો જ સામનો કરવો પડશે અને ઈશ્વરને શોધી શકીશ નહિ! સાંસારિક અનુભવો લીધા સિવાય પાછલાં કર્મો[૨૦] ધોઈ શકાશે નહિ.'

જવાબમાં મને ભગવદ્‌ગીતાના[૨૧] અમર શબ્દો યાદ આવી ગયા: 'ગમે એવો રીઢો દુરાચારી પણ જો મારું અનન્ય ભાવે ભજન કરે તો તેનાં બધાં દુષ્ટ કર્મો બળી જાય છે અને તે ઉન્નત જીવ સાધુ બની અખંડ શાંતિ મેળવે છે. નિશ્ચિત માન કે જે ભક્ત મારામાં શ્રદ્ધા રાખે છે તે કદી નાશ પામતો નથી!'

પણ પેલા માણસના જુસ્સાદાર શબ્દોમાં ભાખેલા ભવિષ્ય-કથનથી મારી શ્રદ્ધા જરા ડગી ગઈ. મારા અંતરના સઘળા બળ સાથે મેં ઈશ્વરને મૌન પ્રાર્થના કરી.

'કૃપા કરીને મારી મૂંઝવણનો નિકાલ કર અને મને અહીં જ અને અત્યારે જ જવાબ આપ કે તું મારે માટે કયું જીવન ઇચ્છે છે? સાધુનું કે સંસારી મનુષ્ય તરીકેનું ?'

પંડિતના ઘરના કમ્પાઉન્ડની બહાર ઊભો રહેલો તેજસ્વી ચહેરાવાળો એક સાધુ મારા જોવામાં આવ્યો. એમ લાગતું હતું કે પેલા આત્મસંબોધિત ભવિષ્યદર્શી અને મારી વચ્ચે જુસ્સાભર્યો જે વાર્તાલાપ થયો તે તે સાંભળી ગયો હતો; કેમ કે તેણે મને તેની પાસે બોલાવ્યો. તેની શાંત આંખોમાંથી પ્રચંડ શક્તિપ્રવાહ વહેતો હોય એવું મને લાગ્યું.

'બેટા, પેલા દાંભિક માણસનું તું કાંઈ સાંભળતો નહિ. તારી પ્રાર્થનાના જવાબમાં ભગવાન તને ખાતરી આપવાનું મને સૂચવે છે કે આ જીવનમાં તારે માટે ત્યાગીનો એક જ માર્ગ છે.'

આશ્ચર્ય અને કૃતજ્ઞતામિશ્રિત લાગણીઓ સાથે આ નિશ્ચયાત્મક સંદેશ માટે હું આનંદથી હસ્યો.

'એ માણસથી દૂર ભાગો !' કમ્પાઉન્ડમાંથી પેલો દંભી મને બોલાવી રહ્યો હતો. મારા સંદેશવાહક સંતે હાથ ઊંચા કરી આર્શીર્વાદ આપ્યા અને ત્યાંથી આસ્તેથી ચાલી નીકળ્યા.

— 'પેલો સાધુ તારા જેવો જ દીવાનો છે.' આવી મનોહર ટીકા કરનારો પેલા રૂપેરી વાળવાળો પંડિત હતો. તે અને તેનો પુત્ર મારી સામે દુઃખપૂર્વક જોઈ રહ્યા હતા. 'મેં સાંભળ્યું છે કે ઈશ્વર માટેની તરંગી શોધમાં એણે પણ એનું ઘર ત્યજ્યું છે.'

મેં પીઠ ફેરવી દીધી. મેં અનંતને કહી દીધું છે કે આપણા યજમાનો સાથે હું હવે વધારે ચર્ચા કરવા માગતો નથી. મારો નિરાશ થયેલો ભાઈ તરત જ પ્રસ્થાન કરવા તૈયાર થયો. અમે તાબડતોબ કલકત્તાની ગાડીમાં ચડી બેઠા.

'ષડ્યંત્રસંશોધક બંધુ, હું બે સાથીઓ સાથે ભાગ્યો છું એ તમે કેવી રીતે જાણ્યું ?' ઘર તરફ અમારી ટ્રેનયાત્રા દરમિયાન મેં અનંતની સામે ઊકળતી જિજ્ઞાસા વ્યક્ત કરી. તેણે ખંધું હાસ્ય કર્યું.

'તારી શાળામાં તપાસ કરતાં જણાયું કે અમર તેના વર્ગમાંથી ગયા પછી પાછો આવ્યો નથી. બીજે દિવસે સવારે હું તેને ઘેર ગયો અને નિશાનીઓવાળું સમયપત્રક શોધી કાઢ્યું. અમરના પિતા તે જ વખતે ઘોડાગાડીમાં જવાની તૈયારીમાં હતા અને ગાડીવાન સાથે વાત કરતા હતા.

'મારો દીકરો આજે શાળામાં જવા માટે મારી સાથે આવવાનો નથી. તે ભાગી ગયો છે!' પિતાએ નિસાસો નાખ્યો.

'મેં બીજા સાથી ગાડીવાન પાસેથી સાંભળ્યું છે કે તમારો દીકરો અને બીજા બે જણા યુરોપિયન પોશાક પહેરીને હાવરા સ્ટેશનેથી ગાડીમાં બેઠા છે.' તેણે આશ્ચર્યથી વધારામાં કહ્યું. 'તેમણે ગાડીવાનને ચામડાના જોડાઓ બક્ષિસ તરીકે આપી દીધા છે!'

'આ રીતે ત્રણ ચાવીઓ મારી પાસે આવી ગઈ : સમયપત્રક, ત્રણ છોકરાઓનું જોડકું અને અંગ્રેજી પહેરવેશ.'

કાંઈક આનંદ અને કાંઈક દુઃખની મિશ્ર લાગણીથી અનંતની આ શોધો હું સાંભળી રહ્યો હતો. ગાડીવાન તરફ બતાવેલી ઉદારતા કાંઈક અસ્થાને નીવડી!

'અલબત્ત, સમયપત્રકમાં જે જે શહેરોની નીચે લીટીઓ દોરી હતી તે તમામ સ્ટેશન માસ્તરોને તાર કરવા હું દોડ્યો. બરેલી ઉપર છેકો માર્યો હતો તેથી ત્યાં તારા મિત્ર દ્વારકાને તાર મોકલ્યો. કલકત્તાનાં આપણાં સ્નેહીસ્વજનોમાં તપાસ કર્યા પછી મને ખબર પડી કે આપણો પિત્રાઈ જતિનદા એક રાત્રિએ ઘેર નહોતો. પણ બીજે દિવસે સવારે તે અંગ્રેજી પોશાકમાં આવી પહોંચ્યો હતો.

મેં તેને શોધી કાઢયો. ભોજન માટે આમંત્ર્યો. મારી મૈત્રીભરી રીત-ભાતથી શંકારહિત થઈ તેણે મારું આમંત્રણ સ્વીકાર્યું. રસ્તે જતાં ભોળવીને હું તેને પોલીસથાણે લઈ ગયો, તેની ફરતે ઘણા અમલદારો વીંટળાઈ વળ્યા. જેમના દેખાવ ઝનૂની હોય તેમને જ મેં અગાઉથી પસંદ કર્યા હતા. તેમની ઉગ્ર આંખોને લીધે જતિનદાએ પોતાની રહસ્યમય વર્તણૂકનો હેવાલ આપવાનું કબૂલ કર્યું.

તેણે ખુલાસો કરતાં કહ્યું : ' હિમાલય તરફનું મારું પ્રયાણ ઉલ્લાસભર્યા આધ્યાત્મિક મિજાજમાં થયું હતું. ગુરુઓનો સમાગમ થવાની સંભાવનાથી હું પ્રેરાયો હતો. પણ જ્યારે મુકુન્દે કહ્યું કે હિમાલયની ગુફાઓમાં આપણી સમાધિદશા વખતે વાઘો આકર્ષાઈ આવે છે અને પાળેલી બિલાડીઓની માફક આપણી બાજુમાં આવી બેસે છે, ત્યરે મારો જુસ્સો ઓસરી ગયો અને મારે કપાળે પરસેવાનાં બિંદુઓ બાઝયાં. મેં વિચાર્યું કે હવે શું જો વાઘનો હિંસક સ્વભાવ આપણી સમાધિની શક્તિથી ન બદલાય તો શું તેઓ આપણી સાથે ઘરની બિલાડીની માફક માયાથી વર્તશે ? મારાં મનઃચક્ષુ સમક્ષ મેં મારી જાતને કોઈક વાઘના પેટમાં ફરજિયાત મહેમાન બની હોવાનું જોઈ લીધું – તે પણ એકીવખતે આખા શરીરનો પ્રવેશ નહિ પણ જુદા જુદા ભાગોના અલગ અલગ હપ્તાઓથી !

જતિનદાના અદૃશ્ય થઈ જવાથી મને જે ગુસ્સો આવ્યો હતો તે હાસ્યમાં ઓગળી ગયો. ટ્રેનમાં હાસ્યની જે છોળ ઊછળી તે એણે જે ઉદ્વેગ મને કર્યો હતો તેને શાંત પાડવાને પૂરતી હતી. મારે કબૂલ કરવું જોઈએ કે જતિનદા પણ પોલીસના લફરામાંથી છૂટી શક્યો નથી. તેથી મને કાંઈક સંતોષ થયો !

મારી વિનોદી વૃત્તિને જરા ક્રોધનો પાસ લાગ્યો : ' અનંત[૨૨] તમે જન્મજાત રક્તશોધક શિકારી કૂતરા જેવા છો ! અને હું જતિદાને કહીશ કે પહેલી નજરે જેમ લાગતું હતું તેમ તું છેતરપિંડીની કોઈ

વૃત્તિથી નહિ પણ આત્મરક્ષણના દૂરંદેશી ખ્યાલથી પ્રેરાયો હતો તે જાણીને હું ખુશ થયો છું.'

કલકત્તામાં ઘેરે ગયા પછી પિતાજીએ ગદ્‌ગદ વિનતિ કરતાં મને કહ્યું કે નિદાન મારે મારો હાઈ સ્કૂલનો અભ્યાસ પૂરો થાય ત્યાં સુધી મારા ચંચળ પગને સંયમમાં રાખવા. મારી ગેરહાજરી દરમ્યાન એક પ્રેમાળ યોજના તેમણે ઘડી કાઢી હતી. સંત પંડિત સ્વામી કેવળાનંદ[૨૩] દરરોજ અમારે ઘેર નિયમિત આવે એવી એમણે ગોઠવણ કરી.

'આ સંત તારા સંસ્કૃતના શિક્ષક થશે.' મારા પિતાએ શ્રદ્ધાપૂર્વક આદેશ આપ્યો.

આ રીતે પિતાએ એક વિદ્વાન ફિલસૂફના શિક્ષણ દ્વારા મારી ધાર્મિક જિજ્ઞાસાઓને સંતોષવાની આશા રાખી હતી. પણ કાંઈક અણધારી સૂક્ષ્મ રીતે બાજી ઉલટાઈ ગઈ. મારા નવા શિક્ષક શુષ્ક બુદ્ધિજ્ઞાન આપવાને બદલે ઈશ્વરદર્શનની મારી અભિલાષાને સંતોષવા લાગ્યા. પિતાજીને ખબર ન હોય પણ સ્વામી કેવળાનંદ લાહીરી મહાશયના પટ્ટશિષ્ય હતા. આ અદ્વિતીય ગુરુને તેમની દિવ્ય આકર્ષણની અદમ્ય શક્તિને લીધે અદશ્ય રીતે ખેંચાઈ આવેલા હજારો શિષ્યો હતા. એક શિષ્ય પાસેથી મેં સાંભળ્યું હતું કે લાહીરી મહાશય કેવળાનંદને ઘણી વખત ઋષિ અથવા સાક્ષાત્કારી સંત તરીકે સંબોધતા.

મારા આચાર્યના સુંદર ચહેરા ઉપર વાંકડિયા વાળ વિપુલ પ્રમાણમાં શોભી રહ્યા હતા. તેમની કાળી આંખો બાળકની માફક પારદર્શક અને નિર્દોષ હતી. તેમના કાગદી શરીરની બધી ક્રિયાઓ શાંતિથી અને વિચારપૂર્વક થતી હતી. હંમેશાં મૃદુ અને પ્રેમાળ એવા તેઓ બ્રહ્મનિષ્ઠામાં સંપૂર્ણ લીન થયા હતા. ઊંડા ક્રિયાયોગવાળી ધ્યાનાવસ્થામાં અમે બન્ને સાથે સુખપૂર્વક બેસી કલાકો ગાળી કાઢતા.

કેવળાનંદ પુરાણાં શાસ્ત્રો અને પવિત્ર પુસ્તકોના ખ્યાતનામ નિષ્ણાત હતા. એમની વિદ્વત્તાને લીધે એમને 'શાસ્ત્રી મહાશય'નો

ઉલટાળ મળ્યો હતો, પણ સંસ્કૃતના શિક્ષણમાં મારી કાંઈ ઝાઝી પ્રગતિ થઈ નહીં. લગભગ પ્રત્યેક અવસર પર ગદ્ય વ્યાકરણની હું ઉપેક્ષા કરતો અને યોગ તથા લાહીરી મહાશયની વાતો આગળ કરતો. એક દિવસ મારા શિક્ષકે ગુરુ સાથેના પોતાના જીવનની કાંઈક વાત કહેવાની કૃપા કરી.

'વિરલ સદ્‌ભાગી તરીકે, લાહીરી મહાશયના અંતેવાસી તરીકે મારે તેમની સાથે દશ વર્ષ સુધી રહેવાનું થયું હતું. તેમનું બનારસનું ઘર એ મારી રાત્રિના ધ્યાનનું લક્ષ્યસ્થાન હતું. ગુરુજી હંમેશાં પહેલા માળના આગલા ખંડમાં હાજર હોય જ. તેઓ પીઠ વગરના સાદા પાટલા ઉપર પદ્માસન વાળીને બેસતા. શિષ્યો એમને માળા ઘાલી હોય એમ અર્ધવર્તુળાકારમાં બેઠક લેતા. તેમની આંખો પ્રકાશી ઊઠતી અને દિવ્ય આનંદથી નાચવા લાગતી. તેમની આંખો હંમેશાં અર્ધી બંધ રહેતી કેમ કે તેની મારફતે તેઓ આંતરિક દૂરબીનના તેજકિરણથી સનાતન શાંતિના પ્રદેશમાં ડોકિયાં કરતા. તેઓ લંબાણપૂર્વક ભાગ્યે જ બોલતા. કોઈ કોઈ વખત કોઈ શિષ્યને મદદની જરૂર હોય ત્યારે તેમની દૃષ્ટિ તેની ઉપર કેન્દ્રિત થતી; અને એવી વેળા પ્રકાશના પ્રવાહની માફક આરોગ્યપ્રદ શબ્દોનો વરસાદ વરસતો.

'ગુરુના એક જ દૃષ્ટિપાતથી મારા હૃદયમાં અવર્ણનીય શાંતિ સ્ફુરી આવતી. અમર્યાદના પદ્મની માફક એની સુવાસ મારામાં વ્યાપેલી રહેતી. શબ્દોચ્ચાર કર્યા વગર દિવસો સુધી તેમના સાંનિધ્યમાં રહેવા માત્રથી મારા સત્ત્વનું ઊર્ધ્વીકરણ થતું હોવાનો મારો અનુભવ છે. મારી એકાગ્રતાના માર્ગમાં મને જો કોઈ અવરોધ ઊભો થયેલો લાગે તો હું તેમનાં ચરણો સમક્ષ ધ્યાન કરવા બેસી જતો. ત્યારે અત્યંત સૂક્ષ્મતમ સ્થિતિ પણ મારા કાબૂમાં આવી જતી. નિમ્ન કક્ષાના ગુરુઓ સમક્ષ આવાં દર્શનો અપ્રાપ્ય રહેતાં. ગુરુજી ઈશ્વરનું જીવંત મંદિર હતા, જેના ગુપ્ત દરવાજાઓ સર્વ શિષ્યો માટે ભક્તિથી જ ખુલ્લા થતા.

'લાહીરી મહાશય શાસ્ત્રોના માત્ર પુસ્તકિયા ટીકાકાર નહોતા. 'દિવ્ય પુસ્તકાલય'માં તેઓ અનાયાસ પ્રવેશ કરતા. તેમની સર્વજ્ઞતાના ફુવારામાંથી શબ્દોનું ફીણ અને વિચારોનો પ્રવાહ ઊડતો રહેતો. વેદોમાં[૨૪] યુગો થયા ગુપ્ત રહેલા તત્ત્વજ્ઞાનના અગાધ શાસ્ત્રને ઉકેલવાની અદ્દ્ભુત ચાવીઓ તેમની પાસે હતી. પ્રાચીન પુસ્તકોમાં વર્ણવેલા ચેતનાના વિવિધ થરોનો ખુલાસો કરવાનું કહેતાં તેઓ ખુશીથી સમજાવવા તૈયાર થઈ જતા.

"'હું તે થરોમાં પ્રવેશ કરીશ અને હમણાં જ તમને મારો અનુભવ કહું છું.' આથી જે ગુરુઓ શાસ્ત્રોને મોઢેથી ગોખી રાખે છે અને અનુભવરહિત સારનો જ માત્ર ઉપદેશ કરે છે તેનાથી તેઓ તદ્દન વિરુદ્ધના હતા.

"'જે અર્થ તમને ઠીક લાગતો હોય તે પ્રમાણે આ પવિત્ર શ્લોકોનો અર્થ સમજાવો.' અલ્પભાષી ગુરુ ઘણી વખત બાજુમાં બેઠેલા શિષ્યને ઉપર મુજબની સૂચના આપતા અને કહેતા: 'હું તમારા વિચારોને માર્ગદર્શન આપું છું કે જેથી તમે સાચો ખુલાસો કરી શકો.' આ પ્રમાણે લાહીરી મહાશયનાં ઘણાં દર્શનોની નોંધ લેવામાં આવી છે અને તેના ઉપર અનેક શિષ્યોએ ગ્રંથો ભરીને ભાષ્યો લખ્યાં છે.

'ગુરુજી ગુલામી માન્યતાઓને કદી ઉત્તેજન આપતા નહીં. તેઓ કહેતા, કે શબ્દો તો માત્ર ખોખાં છે. ધ્યાનમાં તમારા આનંદી સંપર્ક મારફતે તમે ઈશ્વરની હાજરીની ખાતરી કરી લો.'

'શિષ્યના ગમે એવા પ્રશ્ન માટેના ઉકેલ માટે ગુરુજી ક્રિયાયોગની જ ભલામણ કરતા.

"'હું તમને દોરવણી આપવાને સદેહે હાજર ન હોઉં ત્યારે પણ આ યૌગિક ચાવી એની કાર્યક્ષમતા ગુમાવવાની નથી

આ પ્રક્રિયા સૈદ્ધાંતિક પ્રેરણાઓની માફક મર્યાદિત થઈ શકશે નહીં, અભરાઈ પર ચડાવી શકાશે નહીં અથવા ભૂલી જઈ શકાશે નહીં. ક્રિયાની મારફતે મોક્ષને માર્ગે અવિરત આગળ ચાલતાં જ રહો કેમ કે અભ્યાસમાં જ એની શક્તિ સમાયેલી છે.'

'હું પોતે તો એમ માનું છું કે ભગવાનની શોધમાં નીકળેલા મનુષ્ય માટે સ્વપ્રયત્નથી મુક્તિ મેળવાનો અત્યાર સુધી પ્રચલિત થયેલો જો કોઈ વિશેષ કાર્યસાધક માર્ગ હોય તો તે ક્રિયા છે. એના પ્રયોગથી સર્વ પ્રાણીઓમાં ગુપ્તપણે બિરાજેલો સર્વ શક્તિમાન પરમાત્મા લાહીરી મહાશય અને તેમના સંખ્યાબંધ શિષ્યોના દેહો મારફતે દૃશ્ય રીતે પ્રગટ થયો છે.'

કેવળાનંદે નગદ પુરાવા સાથે ઉપસંહાર કરતાં કહ્યું.

'ઈસુ ખ્રિસ્તની માફક લાહીરી મહાશયે કેવળાનંદની હાજરીમાં એક ચમત્કાર સર્જ્યો હતો. મારા સંત શિક્ષકે સામે પડેલા સંસ્કૃતના પુસ્તક ઉપરથી દૃષ્ટિ ખસેડીને મને એક દિવસ વાત કરવા માંડી.

'રામુ નામના એક અંધ શિષ્યે મારી સક્રિય સહાનુભૂતિ જાગ્રત કરી હતી. જે ગુરુમાં દિવ્યતા પૂર્ણ કળાએ પ્રકાશે છે તેની વફાદારીથી સેવા કરનારાની આંખો પ્રકાશવિહોણી હોઈ શકે ખરી ? એક દિવસ સવારે રામુ સાથે હું વાત કરવા ગયો હતો પણ તે હાથે બનાવેલા તાડના પંખાથી ધૈર્યથી કલાકો સુધી ગુરુને પવન નાખતો બેઠો હતો. તે ઓરડામાંથી બહાર આવ્યો ત્યારે હું તેની પાછળ ગયો.

"'રામુ, તું ક્યારથી આંધળો થયો છે ?'

"'હું જન્મથી જ આંધળો છું સાહેબ, સૂર્યનો પ્રકાશ જોવાને હું કદી ભાગ્યશાળી થયો નથી.'

"'આપણા સર્વશક્તિમાન ગુરુ તને મદદ કરી શકશે. તેમને વિનતિ કર.'

'બીજે દિવસે રામુ ઘણા સંકોચપૂર્વક લાહીરી મહાશય પાસે ગયો. પોતાની અતુલ આધ્યાત્મિક સંપત્તિમાં શારીરિક શક્તિની વૃદ્ધિ કરવાની વિનંતિ કરવાને માટે શિષ્ય શરમ અનુભવતો હતો.

"'ગુરુજી, અખિલ બ્રહ્માંડનો જ્યોતિર્ધર આપનામાં બેઠો છે. હું આપને પ્રાર્થના કરું છું કે આપ તેનું તેજ મારી આંખોમાં પૂરો કે જેથી હું ઊતરતી કક્ષાનું સૂર્યનું તેજ ભાળી શકું.'

"'રામુ, મને મુશ્કેલ પરિસ્થિતિમાં મૂકવા માટે તને કોઈએ ચડાવ્યો છે. મારી પાસે એવી કોઈ રોગહારક શકિત નથી.'

"'મહારાજ, આપનામાં બેઠેલો ભગવાન રોગને જરૂર હરી શકશે.'

"'એ ખરેખર જુદી વાત છે, રામુ. ભગવાનની શકિતની કોઈ મર્યાદા નથી! જે તારાઓ અને માંસપિંડોને ગૂઢ જીવનતેજથી પ્રકાશમાન કરે છે તે જ તારી આંખોમાં દર્શનનું તેજ પૂરે.' ગુરુજીએ રામુના કપાળમાં ભ્રૂકુટિ[૨૫] આગળ સ્પર્શ કર્યો.

"'તારું મન ત્યાં એકાગ્ર કર અને સાત દિવસ સુધી રામનામનો[૨૬] વારંવાર જપ કર. સૂર્યનું તેજ ઉષાના રૂપમાં જરૂર તને દેખાશે.'

'ઓહો! એક અઠવાડિયામાં એમ જ બન્યું. પહેલી જ વાર રામુએ નિસર્ગનું સૌન્દર્ય નિહાળ્યું. સર્વજ્ઞ ગુરુએ પોતાના શિષ્યને અચૂક રીતે રામનામનો જપ કરવાનું સૂચવ્યું કેમ કે એ જ એના ઇષ્ટદેવ હતા. રામુની શ્રદ્ધા એ ભક્તિભાવથી ખેડાયેલું ક્ષેત્ર હતું, એમાં ગુરુજીનાં રોગહારક શક્તિશાળી બીજો ઊગી નીકળ્યાં.' કેવળાનંદ ક્ષણભર મૌન રહ્યા અને ગુરુની વિશેષ પ્રશંસા કરતાં ઉમેર્યું :

'લાહીરી મહાશયે જે સઘળા ચમત્કારો સર્જ્યા તેમાં એ સ્પષ્ટ દેખાતું હતું કે તેમણે અહંવૃત્તિને[૨૭] કર્તાનું સ્થાન કદી લેવા દીધું નથી. સંપૂર્ણ અવિરોધી શરણાગતિ દ્વારા ગુરુજી સર્વ સમર્થ રોગહારક શક્તિને પોતાનામાંથી સ્વચ્છ[?]થી વહેવા દેતા.'

'સંખ્યાબંધ શરીરોને લાહીરી મહાશયે ચમત્કારિક રીતે રોગ-મુક્ત કર્યાં છે. તેમને આખરે તો ચિતાના અગ્નિમાં ભસ્મ થઈ જ જવાનું છે; પણ શાંત આધ્યાત્મિક ચેતનાઓ જે એમણે જગાવી અને ખ્રિસ્તના જેવા શિષ્યો નિર્માણ કર્યા એ જ એમના અમર ચમત્કારો છે.'

હું સંસ્કૃતનો વિદ્વાન કદી ન થયો. સ્વામી કેવળાનંદે મને દિવ્યતર વાક્યરચના શીખવી.

# ૫

# 'સુગંધ સંત' પોતાના ચમત્કારો બતાવે છે.

'આ વિશ્વમાં દરેક ચીજને પાકવા માટે ચોક્કસ ઋતુ મુકરર થયેલી હોય છે અને દરેક હેતુ સિદ્ધ થવા માટે ચોક્કસ સમય નિશ્ચિત થયેલો હોય છે.'૨૮

શાંતિ મેળવવા માટે સોલોમનની ઉપલી ઉક્તિમાં રહેલું ડહાપણ મને હજી લાધ્યું નહોતું. ઘેરથી બહાર નીકળવાના મારા દરેક પ્રયાણ વખતે મારી આજુબાજુ મારા નિયત ગુરુનાં દર્શન માટે હું બહુ બારીક નજર રાખતો. પણ હાઈ સ્કૂલનો મારો અભ્યાસ પૂરો ન થાય ત્યાં સુધી અમારો પરસ્પર ભેટો થવાનું સર્જાયું નહોતું.

અમર સાથેનું હિમાલય તરફનું મારું પલાયન અને મારા જીવનમાં શ્રી યુક્તેશ્વરજીના પ્રવેશના મહાન દિવસની વચ્ચે બે વર્ષ વહી ગયાં. આ સમય દરમ્યાન હું ઘણા ઋષિઓને મળ્યો – 'સુગંધ

સંત' 'શાર્દૂલસ્વામી,' 'નાગેન્દ્રનાથ ભાદુરી,' 'માસ્ટર મહાશય' અને પ્રખ્યાત બંગાળી વૈજ્ઞાનિક 'જગદીશચંદ્ર બોઝ.'

'સુગંધ સંત' સાથેના મારા સંપર્કમાં બે પ્રાસ્તાવિક વાતો હતી : એક અનુકૂળ અને બીજી રમૂજી.

'ભગવાન સરળ છે; બીજું બધું ગૂંચવણભરેલુ છે. નિસર્ગની સાપેક્ષ દુનિયામાં શુદ્ધ મૂલ્યોની અપેક્ષા ન રાખો.'

કાલીમાતાના[૨૯] મંદિરમાં તેની મૂર્તિ સામે જ્યારે હું શાંતિથી ઊભો હતો ત્યારે ઉપરનાં ફિલસૂફીવાળાં આખરી સત્યો મારા કાનમાં આસ્તેથી પ્રવેશી ગયાં. પાછળ ફરીને જોઉં છું તો એક ઊંચો માણસ ઊભેલો દેખાયો જેનાં કપડાં ઉપરથી તે એક ભટકતા સાધુ જેવો જણાતો હતો.

'તમે ખરેખર મારા વિચારોમાં ચાલતું ઘમસાણ પામી ગયા લાગો છો !' આભારપૂર્વક મેં સ્મિત કર્યું : 'નિસર્ગનાં ભદ્ર અને રુદ્ર રૂપો વચ્ચેના ગોટાળાના પ્રતીક જેવી કાલીમાતાએ મારા કરતાં ઉત્કૃષ્ટ ભેજાંઓને ગૂંચવાડામાં નાખ્યાં છે !'

'બહુ થોડાઓ જ એનું રહસ્ય ઉકેલી શકે છે ! જીવન દરેક બુદ્ધિમાનની સમક્ષ સારાં અને નરસાંના પડકારરૂપ કોયડો ભયંકર રીતે ફેંકે છે, એના ઉકેલનો પ્રયત્ન સરખો પણ ન કરનારાં ઘણાં-ખરાંઓ થીબસના જમાનાની માફક આજે પણ મૃત્યુદંડ આપીને છુટકારો મેળવે છે. અહીંતહીં કોઈ રડ્યોખડ્યો ગગનગામી આત્મા જ પરાજયનો સ્વીકાર કદી ન કરે. દ્વૈતની માયામાંથી[૩૦] એ અદ્વૈતનું નિર્મળ સત્ય શોધી કાઢે છે.'

'મહારાજ, તમે ખાતરીપૂર્વક બોલો છો.'

'જ્ઞાન મેળવવાનો અત્યંત દુઃખદાયક માર્ગ જે પ્રામાણિક આત્મનિરીક્ષણ છે તેનો મેં દીર્ઘકાળપર્યંત પ્રયોગ કર્યો છે.આત્મ-

નિરીક્ષણ — પોતાના વિચારોનું નિષ્ઠુર અવલોકન એ કડક અને હલાવી નાખનારો અનુભવ છે. કઠણમાં કઠણ અહંવૃત્તિના એ ચૂરેચૂરા કરી નાખે છે. પણ સાચું આત્મપૃથક્કરણ ગણિતની ચોકસાઈથી ઋષિઓનું જ નિર્માણ કરે છે. અહંકારીઓમાં આત્માનો આવિર્ભાવ અથવા વ્યક્તિગત સ્વીકારોનું પરિણામ એ આવે છે કે ઈશ્વર અને વિશ્વના તેમના પોતાના ખ્યાલો જ સાચા છે એમ તેઓ માનવા લાગે છે.'

'આવી ઉદ્ધત અપૂર્વતા સામે સત્ય રાંકભાવે જરૂર નિવૃત્ત થાય છે.' હું વાદવિવાદની મજા માણી રહ્યો હતો.

સાધુએ આગળ ચલાવ્યું : 'માણસ જ્યાં સુધી દંભમાંથી છૂટતો નથી ત્યાં સુધી તે સનાતન સત્ય સમજી શકતો નથી. જન્મ-જન્માંતરોના કીચડથી ભરેલું માનવીમન સંસારની અસંખ્ય ઈન્દ્ર-જાળોના પ્રત્યાઘાતી જીવનથી ઊભરાતું રહે છે. માણસ જ્યારે પ્રથમ વાર આંતરિક દુશ્મનો સામે ઝૂઝે છે ત્યારે સમરાંગણનાં યુદ્ધો ઝાંખાં પડી જાય છે. આ દુશ્મનો મર્ત્ય નથી કે જેને બળના દાંતાળા વ્યૂહથી વશ કરી શકાય. સર્વવ્યાપક, અવિરત ઉદ્યમી, ઊંઘમાં પણ માણસનો પીછો ન છોડનાર અને તીક્ષ્ણ ઝેરી હથિયારથી સજ્જ એવી માયાવી વાસનાઓના આ સૈનિકો આપણને બધાને ભરખી જવા માટે તૈયાર બેઠેલા છે. જે પોતાના આદર્શોને દાટી દઈને સામાન્ય દૈવને શરણે જાય છે તે અવિચારી છે શું તે નમાલો, જડ અને તિરસ્કારપાત્ર નહિ લાગે ?'

'પૂજ્ય મહારાજ, વ્યાકુળ જનતા તરફ શું આપને કશી જ સહાનુભૂતિ નથી ?'

ઋષિએ ક્ષણભરના મૌન પછી વ્યંગમાં જવાબ આપ્યો :

'સર્વ સદ્ગુણોના ભંડાર એવા અદૃશ્ય પરમાત્મા, અને દેખીતી રીતે કશી જ સંપત્તિવિહોણો દૃશ્યમાન માણસ આ બન્ને ઉપર એકીસાથે પ્રેમ કરવો એ કાંઈક મુશ્કેલ વાત છે. પણ

સંશોધકબુદ્ધિ આવી ગૂંચને ઉકેલી શકે છે. અંતરની ખોજ તરત જ સર્વ માનવીઅંતઃકરણોના અદ્વૈતને સિદ્ધ કરે છે — સ્વાર્થી હેતુઓનું દૃઢ ઐક્ય બીજું કાંઈ નહિ તો એક અર્થમાં તો માનવ-ભ્રાતૃભાવ સ્થાપિત થઈ ચૂક્યો કહેવાય, ચકિત થયેલી નમ્રતા-સમત્વ કરનારી આ શોધને અનુસરશે. આત્માની રોગહારક શક્ય-તાઓના વિકાસ તરફ દુર્લક્ષ કરીને પોતાના જાતભાઈઓની કરુણામાં એનો પરિપાક થશે.'

'મહારાજ, દરેક જમાનાના સંતોએ જગતનાં દુઃખો માટે તમારા જેવી જ લાગણી અનુભવી હતી.'

સાધુનો કડક પવિત્રતાવાળો ચહેરો કંઈક કોમળ થયો. 'એક માત્ર છાલકો માણસ જ પોતાનાં નજીવાં દુઃખોમાં ડૂબી જઈને બીજાઓના જીવનનાં દુઃખો તરફ બેદરકાર રહી શકે. જે મનુષ્ય તીવ્ર આત્મવિશ્લેષણ કરે છે તેની દયા વિશ્વવ્યાપી બને છે. તેની અહંવૃત્તિના અતિપડતા દબાણમાંથી તેને કાંઈક મુક્તિ મળે છે. આવી ભૂમિકા ઉપર ઈશ્વરી પ્રેમનાં ફૂલો વરસે છે. આખરે આ જીવાત્મા તેના સરજનહાર તરફ વળે છે, બીજા કોઈ કારણસર નહિ પણ સંતપ્ત થઈને તેને પૂછવા માટે કે 'શા માટે પ્રભુ, શા માટે ?' દુઃખના અદૃશ્ય ફટકાઓથી માનવી આખરે પરમાત્માના અનંત ધામ તરફ ઘસડાય છે જ્યારે એકલા એના સૌન્દર્યથી જ એ આકર્ષાવો જોઈએ.'

પેલા સાધુ અને હું કલકત્તાના કાલીઘાટ મંદિરમાં વાત કરતા ઊભા હતા. એની વિખ્યાત ભવ્યતા જોવા હું ત્યાં ગયો હતો. મારા સાથીએ એક સર્વગ્રાહી અભિનયથી એના ગૌરવને તિલાંજલિ આપી દીધી.

'ઈંટો અને ચૂનો આપણને કશું સંગીત સંભળાવી શકે નહિ. માનવપ્રાણીના જીવંત સૂર તરફ જ અંતઃકરણ ખુલ્લું થાય છે.'

જ્યાં ભક્તોનાં ટોળાં અંદર બહાર આવજા કરતાં હતાં ત્યાં દરવાજા આગળના ખુશનુમા સૂર્યપ્રકાશ સુધી અમે આસ્તે કદમ આવી પહોંચ્યાં.

સંતે મને વિચારપૂર્વક નિહાળ્યો અને બોલ્યા : ' તમે જુવાન છો, હિંદ પણ જુવાન છે. પ્રાચીન દ્રષ્ટાઓએ[૩૧] આધ્યાત્મિક જીવનના અવિનાશી નમૂનાઓ ઘડી રાખેલા છે, તેમના પુરાણા આદેશો આજના કાળ અને ભૂમિ માટે પૂરતા છે. ભૌતિકવાદના છળકપટ સામે અક્ષત અને અદૂષિત રહેલા શિસ્તના નિયમો હજી પણ હિંદનું ઘડતર કરી રહ્યા છે. યુગો થયા — મૂંઝાયેલા વિદ્વાનો ગણતરી કરી શકે તેના કરતાં પણ વધારે — શંકાશીલ કાળે પણ વેદના મૂલ્યાંકન ઉપર મહોર મારી છે. એને તારા વારસા તરીકે સ્વીકારી લેજે.'

જ્યારે આ વાચાળ સંતની હું પૂજ્ય ભાવે વિદાય લેતો હતો ત્યારે તેમણે દૂરદર્શનનો એક પરચો બતાવ્યો.

' આજે આ જગ્યા છોડી ગયા પછી તને રસ્તામાં એક અપૂર્વ અનુભવ થશે.'

મંદિરના મકાનની બહાર નીકળ્યા પછી હું અમસ્તો આમતેમ આંટા મારતો હતો. જરાક ખૂણામાં વળાંક લેતાં મને એક જૂનો ઓળખીતો ભેટી ગયો. આ ઓળખીતા માણસની વાચાળતા સમયને પિછાણતી નહોતી અને શાશ્વત બની જાય એવી દરેક શક્યતા હતી.

તેણે વચન આપ્યું : ' જો તમે મને આપણા વિયોગ પછીનાં વર્ષો દરમ્યાન શું શું બની ગયું તે કહેશો તો, હું તમને થોડા વખતમાં છૂટા કરીશ.'

' કેવો પરસ્પર વિરોધ ! મારે તમને હમણાં જ છોડી જવા જોઈએ.'

તેણે મને હાથથી પકડ્યો અને થોડી થોડી હકીકત કઢાવવા માંડી. મેં તેને રમૂજમાં ભૂખ્યા વરુ જેવો માન્યો; જેમજેમ હું વધારે બોલતો ગયો તેમતેમ તેને સમાચારની વધારે ને વધારે ભૂખ

લાગતી ગઈ. અંદરખાનેથી છુટકારાનો કોઈ સુંદર માર્ગ કાઢવાની મેં કાલીમાતાને પ્રાર્થના કરવા માંડી.

મારો સાથી મને એકદમ અચાનક જ છોડી ગયો. મેં છુટકારાનો દમ લીધો. રખેને હું એના પંજામાં પાછો સપડાઈ જાઉં એ ભયથી મેં મારી ગતિ બમણી કરી નાખી. મારી પછવાડે કોઈનાં ઝડપી પગલાં સાંભળતાં મેં મારી ઝડપ વધારી. પાછું ફરીને જોવા હું હિંમત કરી શક્યો નહિ પણ કૂદકો મારીને પેલો જુવાન ફરી પાછો મારી સાથે થઈ ગયો અને આનંદમાં આવી જઈ મારો ખભો ઢંઢોળ્યો.

'હું ગંધબાબા ( સુગંધ સંત ) સંબંધી તમને કહેવાનું ભૂલી ગયો હતો. તેઓ સામેના ઘરમાં જ રહે છે.'

' થોડેક અંતરે આવેલા ઘર તરફ તેણે આંગળી ચીંધી. ' તેમને જરૂર મળજો. તેઓ ઘણા રસપ્રદ છે. તમને અલૌકિક અનુભવ થશે. નમસ્તે.' અને તે ખરેખર મને છોડી ગયો.

કાલીઘાટ મંદિર આગળ પેલા સંતે આવા જ શબ્દોમાં કરેલી આગાહી મારા મગજમાં એકદમ ચમકી ઊઠી. ચોક્કસ ગૂંચવાયો, હું ઘરમાં દાખલ થયો. અને મને એક મોટા દીવાનખાનામાં બેસાડ્યો. એક મજબૂત ભગવા રંગની જાજમ ઉપર ઘણા લોકો પૌરસ્ત્ય પદ્ધતિ પ્રમાણે અહીંતહીં બેઠા હતા. કાંઈક આશ્ચર્યોક્તિ મારા કાન પર અથડાઈ.

' વ્યાઘ્રચર્મ પર ગંધબાબાને જુઓ. કોઈ પણ નિર્ગંધ પુષ્પને તેઓ કોઈ પણ જાતના ફૂલની નૈસર્ગિક સુગંધ આપી શકે છે અથવા કરમાયેલી કળીને તાજી કરે છે અથવા કોઈની પણ ત્વચામાંથી આહ્લાદક સુગંધ નિપજાવી શકે છે.'

મેં સીધું સંતની સામે જ જોયું. તેમની દૃષ્ટિ પણ મારા પર સ્થિર થઈ. તેઓ સ્થૂલકાય, દાઢી તથા કાળી ચામડી અને મોટી તેજસ્વી આંખોવાળા હતા.

'બેટા, તને જોઈને મને આનંદ થયો. કહે, તારે શું જોઈએ છે. તને કાંઈક સુગંધ જેવું ગમશે ?'

'શા માટે ?' મને એનો પ્રશ્ન બાલિશ લાગ્યો.

'સુગંધોની મોજ માણવાના ચમત્કારિક રસ્તાનો અનુભવ કરવા.'

'સુગંધો નિર્માણ કરવા માટે ઈશ્વરનો ઉપયોગ ?'

'તેમાં શું થઈ ગયું ? ઈશ્વરે જ તો ગંધ નિર્માણ કરી છે.'

'હા, પણ એ પાંદડીઓની તકલાદી શીશીઓ તાજા ઉપયોગ માટે નિર્માણ કરે છે અને પછી એ ફેંકી દે છે. તમે પુષ્પો નિર્માણ કરી શકો છો ?'

'હા, પણ મારા નાના મિત્ર, સામાન્ય રીતે હું સુગંધો જ બનાવું છું.'

'તો પછી અત્તરનાં કારખાનાં બેકાર બનશે.'

'હું તેમના ધંધાની આડે નહિ આવું ! મારો પોતાનો હેતુ તો ઈશ્વરની શક્તિનું દર્શન કરાવવાનો જ છે.'

'મહારાજ, શું ઈશ્વરના અસ્તિત્વને સાબિત કરવાની જરૂર છે ? શું તે દરેક સ્થળે અને દરેક ચીજમાં ચમત્કારો નથી કર્યા કરતો ?'

'હા, પણ આપણે પણ એની અનંત સર્જનશક્તિના કાંઈક અંશનું તો પ્રદર્શન કરવું જોઈએ.'

'આપની આ કળા સિદ્ધ કરવામાં કેટલો વખત ગયો ?'

'બાર વર્ષ.'

'સૂક્ષ્મ ઉપાયોથી અત્તરો બનાવવામાં બાર વર્ષ ! મારા પૂજ્ય સંત, એમ જણાય છે કે જે અત્તરો માળીની દુકાનેથી થોડા રૂપિયામાં તમે મેળવી શકો એમ છો તેને માટે ડઝનબંધી વરસો આપે નકામાં વેડફી નાખ્યાં.'

'ફૂલોની સાથે સુગંધ પણ નષ્ટ થાય છે.'

'મૃત્યુની સાથે સુગંધ નષ્ટ થાય છે. જે એક માત્ર શરીરને જ આનંદ આપે એવી ચીજની ઇચ્છા જ મારે શા માટે કરવી જોઈએ ?'

'શ્રી. ફિલસૂફ, હું તમારાથી ખુશ છું. હવે તમે તમારો જમણો હાથ લંબાવો.' એમણે આશીર્વાદનો અભિનય કર્યો.

હું ગંધબાબાથી થોડાક ફૂટ દૂર હતો. મારા શરીરને સ્પર્શ થાય એટલું નજીક બીજું કોઈ નહોતું. મેં મારો હાથ લંબાવ્યો. યોગીએ પણ એને સ્પર્શ કર્યો નહોતો.

'કઈ સુગંધ તમને ગમશે ?'

'ગુલાબ.'

'તથાસ્તુ.'

મારા ઘણા જ આશ્ચર્ય વચ્ચે મારા હથેળીના મધ્ય ભાગમાંથી ગુલાબની મનોહર સુગંધ સુસવાટાભેર બહાર નીકળવા લાગી. ક્ષણેક પછી, મેં ફૂલદાનીમાંથી એક નિર્ગંધ સફેદ ફૂલ લીધું.

'આ નિર્ગંધ પુષ્પને જસમાઈનની સુવાસ આપી શકશો ?'

'તથાસ્તુ.'

પાંદડીઓમાંથી તાબડતોબ જ જસમાઈનની સુગંધ ભભૂકવા લાગી. મેં આ ચમત્કારસર્જકનો આભાર માન્યો અને તેમના એક શિષ્યની બાજુમાં જઈને બેઠો. તેણે મને કહ્યું, કે ગંધબાબા, જેનું ખરું નામ વિશુદ્ધાનંદ હતુ તેમણે તિબેટના એક ગુરુ પાસેથી આશ્ચર્યકારક યોગનાં ઘણાં રહસ્યો શીખી લીધાં છે. મને ખાતરીપૂર્વક કહેવામાં આવ્યું હતું કે તિબેટના આ યોગીની વય એક હજાર કરતાં વધારે વર્ષની છે.

'આ ગંધબાબા તેમના શિષ્ય છે. તેઓ જેમ અત્યારે તમે જોયું તેમ સીધીસાદી શાબ્દિક રીતે તેમના સુગંધચમત્કારો હરહમેશ કરતા નથી. સ્વભાવની ભિન્નતા પ્રમાણે તેઓ પોતાની પદ્ધતિમાં પણ ઘણો ફેરફાર કરે છે. તેઓ એક અદ્દભુત વ્યક્તિ છે ! કલકત્તાના

‘બેટા, તને જોઈને મને આનંદ થયો. કહે, તારે શું જોઈએ છે. તને કાંઈક સુગંધ જેવું ગમશે?’

‘શા માટે?’ મને એનો પ્રશ્ન બાલિશ લાગ્યો.

‘સુગંધોની મોજ માણવાના ચમત્કારિક રસ્તાનો અનુભવ કરવા.’

‘સુગંધો નિર્માણ કરવા માટે ઈશ્વરનો ઉપયોગ?’

‘તેમાં શું થઈ ગયું? ઈશ્વરે જ તો ગંધ નિર્માણ કરી છે.’

‘હા, પણ એ પાંદડીઓની તકલાદી શીશીઓ તાજા ઉપયોગ માટે નિર્માણ કરે છે અને પછી એ ફેંકી દે છે. તમે પુષ્પો નિર્માણ કરી શકો છો?’

‘હા, પણ મારા નાના મિત્ર, સામાન્ય રીતે હું સુગંધો જ બનાવું છું.’

‘તો પછી અત્તરનાં કારખાનાં બેકાર બનશે.’

‘હું તેમના ધંધાનાં આડે નહિ આવું! મારો પોતાનો હેતુ તો ઈશ્વરની શકિતનું દર્શન કરાવવાનો જ છે.’

‘મહારાજ, શું ઈશ્વરના અસ્તિત્વને સાબિત કરવાની જરૂર છે? શું તે દરેક સ્થળે અને દરેક ચીજમાં ચમત્કારો નથી કર્યા કરતો?’

‘હા, પણ આપણે પણ એની અનંત સર્જનશકિતના કાંઈક અંશનું તો પ્રદર્શન કરવું જોઈએ.’

‘આપની આ કળા સિદ્ધ કરવામાં કેટલો વખત ગયો?’

‘બાર વર્ષ.’

‘સૂક્ષ્મ ઉપાયોથી અત્તરો બનાવવામાં બાર વર્ષ! મારા પૂજ્ય સંત, એમ જણાય છે કે જે અત્તરો માળીની દુકાનેથી થોડા રૂપિયામાં તમે મેળવી શકો એમ છો તેને માટે ડઝનબંધી વરસો આપે નકામાં વેડફી નાખ્યાં.’

‘ફૂલોની સાથે સુગંધ પણ નષ્ટ થાય છે.’

'મૃત્યુની સાથે સુગંધ નષ્ટ થાય છે. જે એક માત્ર શરીરને જ આનંદ આપે એવી ચીજની ઇચ્છા જ મારે શા માટે કરવી જોઈએ ?'

'શ્રી. ફિલસૂફ, હું તમારાથી ખુશ છું. હવે તમે તમારો જમણો હાથ લંબાવો.' એમણે આશીર્વાદનો અભિનય કર્યો.

હું ગંધબાબાથી થોડાક ફૂટ દૂર હતો. મારા શરીરને સ્પર્શ થાય એટલું નજીક બીજું કોઈ નહોતું. મેં મારો હાથ લંબાવ્યો. યોગીએ પણ એને સ્પર્શ કર્યો નહોતો.

'કઈ સુગંધ તમને ગમશે ?'

'ગુલાબ.'

'તથાસ્તુ.'

મારા ઘણા જ આશ્ચર્ય વચ્ચે મારા હથેળીના મધ્ય ભાગમાંથી ગુલાબની મનોહર સુગંધ સુસવાટાભેર બહાર નીકળવા લાગી. ક્ષણેક પછી, મેં ફૂલદાનીમાંથી એક નિર્ગંધ સફેદ ફૂલ લીધું.

'આ નિર્ગંધ પુષ્પને જસમાઈનની સુવાસ આપી શકશો ?'

'તથાસ્તુ.'

પાંદડીઓમાંથી તાબડતોબ જ જસમાઈનની સુગંધ ભભૂકવા લાગી. મેં આ ચમત્કારસર્જકનો આભાર માન્યો અને તેમના એક શિષ્યની બાજુમાં જઈને બેઠો. તેણે મને કહ્યું, કે ગંધબાબા, જેનું ખરું નામ વિશુદ્ધાનંદ હતું તેમણે તિબેટના એક ગુરુ પાસેથી આશ્ચર્યકારક યોગનાં ઘણાં રહસ્યો શીખી લીધાં છે. મને ખાતરીપૂર્વક કહેવામાં આવ્યું હતું કે તિબેટના આ યોગીની વય એક હજાર કરતાં વધારે વર્ષની છે.

'આ ગંધબાબા તેમના શિષ્ય છે. તેઓ જેમ અત્યારે તમે જોયું તેમ સીધીસાદી શાબ્દિક રીતે તેમના સુગંધચમત્કારો હરહમેશ કરતા નથી. સ્વભાવની ભિન્નતા પ્રમાણે તેઓ પોતાની પદ્ધતિમાં પણ ઘણો ફેરફાર કરે છે. તેઓ એક અદ્‌ભુત વ્યક્તિ છે ! કલકત્તાના

બુદ્ધિશાળી વર્ગમાં તેમના ઘણા અનુયાયીઓ છે.' શિષ્ય પોતાના ગુરુ માટે ગૌરવ લેતાં બોલ્યો.

મેં મનોમન નિશ્ચય કરી લીધો કે મારે આ સંખ્યામાં મારો વધારો કરવો નથી, વળી જે ગુરુ અક્ષરશઃ અદ્ભુત છે તે મને અનુકૂળ નહિ પડે. ગંધબાબાનો વિનયપૂર્વક આભાર માની હું ત્યાંથી ચાલી નીકળ્યો. આસ્તે કદમ ઘેરે જતાં તે દિવસે મને થયેલી ત્રણ વિવિધ મુલાકાતો ઉપર હું વિચાર કરવા લાગ્યો.

ગુરુપર રોડ પરના અમારા ઘરના દરવાજામાં પ્રવેશ કરતાં મારી બ્હેન ઉમા મને સામી મળી.

'હવે તો તું અત્તરો વાપરીને ફેશનેબલ થતો જાય છે?'

કશું પણ બોલ્યા વગર મેં તેને મારો હાથ સૂંઘવા ઇશારો કર્યો.

'કેટલી આકર્ષક ગુલાબી સુવાસ છે! એ અસાધારણું તીવ્ર છે!'

આ 'બહુ જ અપૂર્વ' છે એમ સમજીને મેં હળવે રહીને પેલું સૂક્ષ્મ રીતે સુગંધિત બનાવેલું પુષ્પ તેના નાકે ધર્યું.

'ઓહો, મને જસમાઈન બહુ ગમે છે.' એમ કહીને તેણે ફૂલ ઝૂંટવી લીધું. રમૂજી મૂંઝવણ તેના ચહેરા ઉપર તરી આવી કેમ કે જે ફૂલ નિર્ગંધ હોવાનું તે બરાબર જાણતી હતી તેમાંથી તેને વારંવાર જસમાઈનની સુગંધ આવતી હતી. તેના આવા પ્રત્યાઘાતોથી મને ખાતરી થઈ કે ગંધબાબાએ મારી ઉપર આત્મસૂચનનો પ્રયોગ નથી કર્યો કે જેથી મને એકલાને જ એ સુવાસનો અનુભવ થાય.

પાછળથી મારા મિત્ર અલકાનન્દ પાસેથી મેં સાંભળ્યું કે આ 'સુગંધ સંત' કેટલીક વખતે એવી શક્તિનું પ્રદર્શન કરે છે કે જે હું ઇચ્છું છું કે એશિયાના અને આજે તો યુરોપના પણ કરોડો ભૂખે મરતા લોકોની પાસે હોય.

અલકાનન્દે મને કહ્યું : 'બરદ્વાનના તેમના ઘર આગળ તેમના સોએક જેટલા મહેમાનો સાથે હું પણ હાજર હતો. એ એક આનંદનો અવસર હતો. હવામાંથી ગમે તે વસ્તુ ખેંચી કાઢવાની શક્તિ માટે આપણા યોગી જાણીતા હતા, તેથી મેં તેમને રમૂજમાં જ વિનતિ કરી કે કમોસમની મોસંબીઓ તેઓ નિર્માણ કરે.'

'તરત જ કેળનાં પાંદડાંની બાજ ઉપર પડેલી પૂરીઓ ફૂલી ઊઠી. દરેક ફૂલેલી પૂરીના પડમાં છાલ કાઢેલી મોસંબીની ચીરીઓ હતી. કાંઈક કંપ અનુભવતાં મેં બટકું ભર્યું અને મને પણ તે સ્વાદિષ્ટ લાગ્યું.'

વર્ષો પછી મારા અંતર્જ્ઞાન દ્વારા ગંધબાબા આ બધું શી રીતે નિર્માણ કરી શકતા હતા તેની મને સમજ પડી. અફસોસ એ છે કે આ પદ્ધતિ જગતનાં કરોડો ભૂખ્યાંઓના ગજા બહાર છે.

જુદીજુદી ઇન્દ્રિયો — રૂપ, રસ, ગંધ, શ્રવણ અને સ્પર્શની ઉત્તેજનાઓ જે માણસ અનુભવે છે તે અણુ ને પરમાણુઓના તરંગોની હેરફેરીમાંથી પેદા થાય છે. વળી આ તરંગોનું નિયમન પણ; પ્રાણ, 'પ્રાણઅણુઓ', સૂક્ષ્મ પ્રાણશક્તિઓ અથવા પાંચ નિરનિરાળી સૂક્ષ્મ તન્માત્રાઓથી બુદ્ધિપૂર્વક દોરવાયેલી અણુશક્તિઓ કરતાં પણ સૂક્ષ્મતર જીવનશક્તિ કરે છે.

ગંધબાબા ચોક્કસ જાતની યૌગિક ક્રિયાઓ દ્વારા આ પ્રાણ-શક્તિની સાથે તદ્રુપ થઈ જતા અને તરંગોની પુનઃ રચના કરવા માટે પ્રાણઅણુઓને દોરવણી આપી શકતા કે જેથી તેઓ ઇચ્છિત પદાર્થ નિર્માણ કરી શકે. તેમની સુગંધ, ફળ, અને બીજા ચમત્કારો ભૌતિક તરંગોમાંથી ખરેખર બનાવેલા સ્થૂળ પદાર્થો જ હતા અને નહિ કે માનસિક રીતે પ્રાણવિનિમયથી ઉત્પન્ન કરેલાં આંતરિક સંવેદનો.

'સુગંધ સંતે' બતાવેલા ચમત્કારોનાં પ્રદર્શનો કૌતુકભર્યાં ખરાં પણ આધ્યાત્મિક રીતે નિરુપયોગી છે. ક્ષણિક મનોરંજન

સિવાય એમનો બીજો કશો હેતુ ન હોવાથી ઈશ્વરની ગંભીર શોધમાં તેઓ અવરોધક છે.

ક્લોરોફોર્મથી બેભાન કરવાની ક્રિયા જેઓ સહન કરી શકતા ન હોય એવાઓને માટે નવી શસ્ત્રક્રિયાઓમાં દાક્તરો સંમોહન (Hypnotism)નો ઉપયોગ કરતા આવ્યા છે પણ આ અવસ્થા વારંવાર ઉત્પન્ન કરવામાં આવે તો નુકસાનકારક છે. એથી નિષેધાત્મક માનસિક વલણ પેદા થાય છે જે લાંબે ગાળે મગજના કોશોને અસ્તવ્યસ્ત કરી નાખે છે.

પ્રાણવિનિમય કે સંમોહન એ બીજાના ચૈતન્યપ્રદેશ ઉપરનું અતિક્રમણ[૩૨] છે. આત્મસાક્ષાત્કારી પુરુષોએ બતાવેલા ચમત્કારોની સાથે આવા ક્ષણિક દેખાવોનું કશું જ સામ્ય નથી. ઈશ્વરમાં તલ્લીન એવા સાચા સન્તો આ માયાવી દુનિયામાં જે કાંઈ કરે તે સૃષ્ટિનિયામક માયાપતિની ઇચ્છાને આધીન રહીને જ કરે.

અલૌકિક શક્તિઓનું ભપકાદાર પ્રદર્શન ગુરુઓને મંજૂર નથી. ઈરાની રહસ્યવાદી અબુ સૈયદે જેમને પાણી, ભૂમિ અને હવા ઉપરની પોતાની ચમત્કારિક શક્તિઓનું અભિમાન હતું તેવા કેટલાક ફકીરો (મુસ્લિમ યોગીઓ)નો એક વખતે ઉપહાસ કર્યો હતો.

‘એક દેડકો પણ પાણીમાં રાજા છે.’ અબુ સૈયદ મીઠા તિરસ્કારથી બોલ્યા. ‘કાગડો અને ગીધ બન્ને સહેલાઈથી હવામાં ઊડે છે; અને શેતાન પૂર્વ પશ્ચિમ બન્ને ઠેકાણે એકીસાથે હાજર હોય છે! સાચો માણસ તો તે જ છે કે જે જાતભાઈઓ વચ્ચે રહેવા છતાં સત્ય છોડતો નથી, જે વેપાર અને ધંધો કરે છે અને છતાં એક ક્ષણ માટે પણ ઈશ્વરને ભૂલતો નથી!’ બીજા એક અવસર પર આ ઈરાની મહાન ગુરુએ ધાર્મિક જીવન ઉપર પોતાના વિચારો જણાવ્યા છે: ‘તમારા મગજમાં જે હોય તે બાજુએ મૂકો, (સ્વાર્થીઇચ્છાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ); તમારા હાથમાં જે હોય તેનું છૂટથી દાન કરો અને આફત વખતે ફટકાઓ અથવા આઘાતોથી કદી ચલિત ન થાઓ!’[૩૩]

ન તો મને કાલીઘાટ મંદિર આગળ મળેલા નિષ્પક્ષ સંતે અથવા ન તો તિબેટના શિક્ષિત યોગીએ ગુરુ માટેની મારી ઝંખનાને સંતોષ આપ્યો. મારી ઝંખનાના સંતોષ માટે મારા હૃદયને કોઈ ગુરુની સલાહની જરૂર નહોતી અને તેથી આ અસ્વીકાર કરવા માટે મારા હૃદયે મને તાબડતોબ ધન્યવાદ આપ્યા; કેમ કે આવા અવાજો મોટે ભાગે અંતરના ઊંડાણમાંથી આવે છે. છેવટે જ્યારે મને મારા ગુરુ મળ્યા ત્યારે સાચા માણસનું મૂલ્ય આંકવાનું કામ તેમણે મને તેમના પોતાના ઉદાત્ત ઉદાહરણથી જ શીખવ્યું.

## ૬

## 'શાર્દૂલસ્વામી'

'મેં શાર્દૂલસ્વામીનું સરનામું શોધી કાઢયું છે. આવતી કાલે આપણે તેમની મુલાકાતે જઈશું.'

ચંડી નામના હાઈ સ્કૂલના મારા એક વિદ્યાર્થી મિત્ર તરફથી આવી એક શુભ સૂચના આવી. આ સંતનાં દર્શન કરવા હું ખૂબ આતુર હતો. એમના પૂર્વાશ્રમના જીવનમાં એમણે ખુલ્લે હાથે વાઘોને પકડયા હતા અને તેમની સાથે યુદ્ધો ખેલ્યાં હતાં. આવાં યાદગાર પરાક્રમો માટેનો બાલિશ ઉત્સાહ મારામાં ઘણો તીવ્ર હતો.

બીજે દિવસે કડકડતી શિયાળુ ઠંડી હતી, તોપણ ચંડી અને હું મજેથી ચાલી નીકળ્યા. કલકત્તા બહાર ભવાનીપુર લત્તામાં ઘણી વ્યર્થ શોધ કર્યા પછી અમે એમનું ઘર શોધી કાઢયું. દરવાજાને

છતાં સામાન્ય મજબૂત શરીરને અને લોખંડી નિશ્ચયવાળા મનુષ્ય માટે વાઘની સામે બાજી પલટવાનું અને તેને પાળેલી બિલાડીની નિરાધારતાની ખાતરી કરાવી આપવાનું અશક્ય નથી. ઘણીય વખત મેં એમ કર્યું છે !'

મારી સામે બેઠેલો રાક્ષસી માનવી વાઘ – બિલાડીનું રૂપાંતર કરી શક્યો જ હશે એની મને સંપૂર્ણ ખાતરી થઈ ગઈ. અત્યારે એ ઉપદેશક વૃત્તિમાં હતો; અમે બંનેએ અદબથી સાંભળ્યા કર્યું.

'મન સ્નાયુઓનું સંચાલક છે. હથોડાના ઘાનું બળ તેને માટે કામે લગાડેલી શક્તિના પ્રમાણમાં હોય છે. માણસ શરીરરૂપી સાધનથી જે શક્તિ બતાવે છે તે તેની આક્રમક ઇચ્છાશક્તિ અને હિંમત ઉપર આધાર રાખે છે. શરીરનું ઘડતર અને વહન અક્ષરશઃ મન જ કરે છે. પૂર્વજન્મોના સંસ્કારોના દબાણથી એના માનવી ચૈતન્યમાં પ્રબળતાઓ અને નિર્બળતાઓ આસ્તે આસ્તે ઊતરી આવે છે, એની ટેવો બંધાય છે અને આખરે એ ઇચ્છનીય અથવા અનિચ્છનીય શરીરરૂપે પ્રાદુર્ભાવ પામે છે. બાહ્ય નિર્બળતાનું મૂળ મન છે : આ વિષચક્રમાં ટેવોથી જકડાયેલું શરીર મનને ફગાવી દે છે. શેઠ નોકરની આજ્ઞાને તાબે થઈ જાય તો નીચી પાયરીવાળો સરમુખત્યાર થઈ જાય છે. આ જ રીતે શારીરિક આજ્ઞાને હંમેશાં આધીન થતું મન ગુલામ બની જાય છે.

અમારી આગ્રહભરી વિનંતીથી આ પ્રભાવશાળી સ્વામી પોતાના જીવનની કેટલીક હકીકત અમને કહેવાને કબૂલ થયા.

'વાઘ સાથે કુસ્તી કરવી એ મારી મૂળની મહેચ્છા હતી. મારી ઇચ્છાશક્તિ પ્રચંડ હતી પણ શરીર નબળું હતું.'

આશ્ચર્યનો ઉદ્ગાર મારા મોંમાંથી નીકળી ગયો. રીંછને શોભે એવા સાગર સરખા વિશાળ ખભાવાળો આજનો આ માણસ કદી પણ નિર્બળ હોઈ શકે એ વાત મને અવિશ્વસનીય લાગી.

'આરોગ્ય અને બળના વિચારોમાં અજેય દઢતાને લીધે જ હું મારા અવરોધને દૂર કરી શક્યો. રોયલ બેંગાલ જેવાં જાનવરને ખરેખર વશ કરનારા મારા જબરદસ્ત માનસિક સામર્થ્યને જ મારે ધન્યવાદ આપવા જોઈએ.'

'પૂજ્ય સ્વામીજી, હું કદી પણ વાઘ સાથે કુસ્તી કરી શકીશ એવું આપને લાગે છે ?' આવી વાહિયાત મહેચ્છા મારા મનમાં આજે પહેલી અને છેલ્લી વાર જ ઉદ્ભવી.

તેઓ હસતા હતા : 'હા, પણ વાઘ ઘણી જાતના હોય છે : કેટલાક માનવઇચ્છાઓનાં જંગલોમાં ભટકે છે. અસાવધપણામાં જાનવરો ઉપર હુમલો કરી તોડો પાડવામાં કશો જ આધ્યાત્મિક લાભ નથી. બહેતર એ છે કે તમે અંદરના શત્રુ સમાન શિકારીઓ ઉપર વિજયી થાઓ.'

'મહારાજ, આપ જંગલી વાઘોના નિયામકમાંથી જંગલી વિચારોના નિયામક કેવી રીતે થયા તે અમને કહેશો ?'

શાર્દૂલસ્વામી મૌનમાં સરકી ગયા. ભૂતકાળ એમની દૃષ્ટિ સમક્ષ ખડો થયો. પાછલાં વર્ષોનાં દૃશ્યો તાજાં થયાં. મારી માગણી સ્વીકારી કે નહિ તેની કાંઈક માનસિક ગડમથલ ચાલી રહી છે એટલું હું કળી ગયો. છેવટે તેમણે સ્વીકારસૂચક સ્મિત કર્યું.

'જ્યારે મારી કીર્તિ પરાકાષ્ઠાએ પહોંચી ત્યારે અભિમાનનો મંદ મને ઘેરી વળ્યો. વાઘની સાથે કુસ્તી કરવાનું જ નહિ પણ તેમની પાસે જાતજાતની કરામતો કરાવવાનું મેં નક્કી કર્યું હતું. આ ક્રૂર જાનવરોને પાળેલાંઓની માફક વર્તવાની ફરજ પાડવી એ મારી મહેચ્છા હતી. મેં મારા પરાક્રમપ્રયોગો જાહેરમાં જ કરવા માંડ્યા અને મને તેમાં સંતોષકારક સફળતા મળતી ગઈ.

'એક દિવસે સાંજે મારા પિતા ચિંતાતુર ચહેરે મારા ઓરડામાં દાખલ થયા.

સામે આવીને જ ઊભા રહ્યા. ઊંચા પાઘડીવાળા સંખ્યાબંધ પોલીસ મારા વાસમાં દાખલ થયા.

'હું જરા ગભરાયો. મેં વિચાર્યું, માનવી કાયદાના રક્ષકો બધું જ કરી શકે છે. મને જે વાતની કશી જ ખબર ન હોય તે માટે મને ઊધડો તો ન લેવાનો હોય.' પણ આ અમલદારોએ બિનજરૂરી વિનય સાથે મને નમસ્કાર કર્યા.

" 'માનનીય સાહેબ, કુચબિહારના રાજકુમાર તરફથી આપનું સ્વાગત કરવા અમને મોકલ્યા છે. તેઓ આપને આવતી કાલે તેમના મહેલે પધારવાનું આમંત્રણ આપે છે.'

આના ભાવિ પરિણામ ઉપર મેં થોડોક વિચાર કર્યો. કોઈ અગમ્ય કારણસર મારી આ શાંત સહેલગાહમાં આવેલા આ અવરોધથી મને તીવ્ર દિલગીરી થઈ પણ પોલીસ અમલદારોની નમ્રતા મને હલાવી ગઈ અને મેં જવાનું કબૂલ્યું.

'બીજે દિવસે જ્યારે મને ચાર ઘોડાની સુશોભિત ગાડીમાં બેસાડીને સન્માનપૂર્વક રક્ષિત રીતે લઈ જવામાં આવ્યો ત્યારે હું ઘણો મૂંઝાયો. સૂર્યના ધીકતા તાપથી મારું રક્ષણ કરવા એક નોકર મારા ઉપર ભપકાદાર છત્રી ધરી રહ્યો હતો. શહેર અને તેની આજુબાજુની ઝાડીમાંથી ચાલી જતી આ સવારીની મોજ મેં આનંદથી માણી. રાજકુમાર પોતે મહેલને દરવાજે મારું સ્વાગત કરવા ખડા હતા. તેમણે મને તેમની પોતાની સુવર્ણજડિત કિનખાબવાળી ગાદી ઉપર બેસાડ્યો અને પોતે એક સાદા ઘાટવાળી ખુરશી પર બેઠા.

" 'આ બધા શિષ્ટાચાર માટે મારે જરૂર કોઈક કિંમત ચૂકવવી જ પડવાની છે!' મારા મનમાં આશ્ચર્યની માત્રા વધતી જ ગઈ. તરત જ રાજકુમારે પોતાનો હેતુ જાહેર કર્યો.

" 'મારા શહેરમાં એવી અફવા ફેલાઈ છે કે કશું પણ સાથે રાખ્યા સિવાય ખુલ્લા હાથે તમે જંગલી વાઘ સાથે કુસ્તી કરી શકો છો. આ વાત સાચી છે?'

"'બિલકુલ સાચી છે.'

"'હું એ ભાગ્યે જ સાચી માની શકું! તમે કલકત્તાના બંગાળી છો અને શહેરના સફેદ ચોખા ઉપર પોષાયા છો. મહેરબાની કરીને નિખાલસ થઈ જાઓ. તમે અત્યાર સુધી જે જાનવરો સાથે કુસ્તી કરી છે તે શું નિર્માલ્ય અને અફીણિયાં નહોતાં?' તેમનો અવાજ મોટો અને કટાક્ષરૂપ હતો અને તેમાં પ્રાંતીયતાની છાંટ હતી.

'તેમના આ અપમાનકારક પ્રશ્નનો મેં કશો જ ઉત્તર ન આપ્યો.'

"'રાજા બેગમ[૩૫] નામના મારા હમણાં જ પકડેલા વાઘ સાથે લડવાનું હું તમને આહ્વાન કરું છું. તમે એનો સફળતાપૂર્વક સામનો કરી શકો, એને સાંકળથી બાંધો અને સભાન સ્થિતિમાં પાંજરું છોડી આવો તો રોયલ બેંગાલ મારે તમને ભેટ આપી દેવો. હજારો રૂપિયા અને અન્ય ઘણી ભેટો પણ તમને ન્યોછાવર કરવામાં આવશે. આ દ્વંદ્વયુદ્ધ તમે ટાળશો તો હું મારા આખા રાજ્યમાં તમારું નામ પાખંડી માણસ તરીકે જાહેર કરીશ!'

'તેમના આ ઉદ્ધત શબ્દો મને ગોળીઓની જેમ વાગ્યા. ક્રોધમાં મેં એનો સ્વીકાર કર્યો, ઉશ્કેરાટમાં ખુરશી પરથી અરધા ઊભા થઈ ગયેલા રાજકુમાર ખુન્નસભરેલા સ્મિતસહિત પાછા પછડાયા. મને યાદ આવી ગયું કે રોમના બાદશાહો પણ ક્રિશ્ચિયનોને પાશવી રણાંગણોમાં છોડી મૂકીને આનંદ અનુભવતા હતા. તેમણે કહ્યું:

"'આ દ્વંદ્વયુદ્ધ એક અઠવાડિયા પછી યોજાશે. હું દિલગીર છું કે અગાઉથી વાઘને જોવાની હું તમને પરવાનગી આપી શકતો નથી.'

'રાજકુમારને શા માટે એવી બીક લાગી કે આ જાનવરને માનસિક રીતે હું વશ કરી લઉં અથવા છાનામાના એને અફીણ ખવડાવી દઉં, તે હું જાણતો નથી!

એવી ધારાઓ ચાલી. પેલા સંતની ભવિષ્યવાણી સાચી પડે એવું જણાવા લાગ્યું.

'મને કદી ન મળી હોય એવી આ પહેલી જ વારની ગંભીર ઇજાના આઘાત પછી ક્ષણભરમાં હું સાવધ થઈ ગયો. મારાં લોહિયાળ આંગળાંને કમરનાં કપડાં પછવાડે દષ્ટિ આડ કરી દઈ મેં મારો ડાબો હાથ ઉગામીને જડબાંતોડ મુક્કો માર્યો. વાઘ તમરી ખાતો પડ્યો અને પાંજરાના પાછલા ભાગ સાથે ગુલાંટ ખાતો અફળાયો. પણ ઝનૂની છલંગ મારી તે મારી સામે આવ્યો. સજા તરીકે એના માથા પર મારા પ્રચંડ મુક્કાઓનો વરસાદ વરસ્યો.

'પણ લાંબા વખતના દારૂથી વંચિત રહેલા દારૂડિયાને દારૂનો પ્રથમ ઘૂંટડો જેમ ગાંડોતૂર બનાવે છે તેમ રાજા બેગમે લીધેલા રક્તસ્વાદથી તે એવો જ બેફામ બની ગયો. વારેવારે કાન ફાડી નાખે એવી ગર્જનાઓ કર્યા કરતા આ પશુના હુમલાઓ વધારે ને વધારે ઝનૂની થતા ગયા. પશુના પંજાઓ અને તીક્ષ્ણ દાંતોની સામે મારા એક જ હાથના રક્ષણની અપૂર્ણતાને લીધે હું અભેદ્ય નહોતો રહ્યો. તેમ છતાં મેં પણ તમરી ખવડાવે એવા પ્રહારો દીધે રાખ્યા. પરસ્પર લોહીલુહાણ થયેલા અમે મરણિયા થઈને લડતા હતા. પાંજરું નરકાગાર બની ગયું કેમ કે રક્તનો છંટકાવ બધી જ બાજુએ થઈ ગયો હતો. પીડાના ફૂંફાડાઓ અને જીવલેણ લાલસા પેલા પશુના મુખમાંથી નીકળતાં હતાં.

'એને ગોળી મારો ! વાઘને મારી નાખો !' પ્રેક્ષકસમુદાયમાંથી બૂમો આવી. માણસ અને જાનવર એટલાં જલદીથી ઊલટસૂલટ થતાં હતાં કે રક્ષકની ગોળી નિશાન ચૂકી ગઈ. એ વખતે મેં મારી સમગ્ર ઇચ્છાશક્તિને એકઠી કરી. ઊંડો દમ ખેંચ્યો અને હાડકાંનો ભુક્કો કરે એવો છેવટનો ફટકો માર્યો. વાઘ પડ્યો અને શાંત થઈને સૂતો !'

'ઘરની બિલાડીની માફક ?' મેં વચ્ચે જ સવાલ કર્યો.

સ્વામીજી કદરદાનીમાં હસ્યા અને પોતાની રસીલી કથા આગળ ચલાવી.

‘ રાજા બેગમ આખરે પરાજિત થયો. તેનું રાજવંશી અભિમાન ખૂબ ખંડિત થયું; મારા લોહી નીકળતા હાથોથી પણ નિર્ભયતાપૂર્વક મેં તેનાં જડબાં જબરજસ્તીથી ખોલાવ્યાં. તેના પહોળા થયેલા મરણછટકામાં મેં મારું મસ્તક એક ક્ષણ માટે નાટકીય ઢબે ઘાલી બતાવ્યું. ત્યાર પછી સાંકળને માટે પાંજરાની આજુબાજુ મેં નજર દોડાવી અને જમીન પર પડેલા ઢગલામાંથી એક ખેંચી લઈ ગરદન આગળથી વાઘને વીંટાળી તેને પાંજરાના સળિયા સાથે બાંધ્યો. વિજયના ઉલ્લાસ સાથે હું દરવાજા તરફ ગયો.

‘ પણ તે શેતાનની મૂર્તિ જેવા રાજા બેગમની પાસે તેના કહેવાતા રાક્ષસી મૂળને શોભે એવી કોઈક શક્તિ હજી અવશેષ હતી. એક અલૌકિક ધક્કાથી એણે સાંકળને તોડી નાખી અને મારી પીઠ ઉપર છાપો માર્યો. મારો ખભો તેનાં જડબાંમાં સખત રીતે પકડાયો હોવાથી હું જોરથી નીચે પટકાયો પણ એક જ ક્ષણમાં મેં તેને મારી નીચે ભીંસ્યો. મારા નિર્દય મુક્કાઓના મારને વશ થઈ આ દગાખોર પ્રાણી બેભાન બની ગયું. આ વખતે મેં એને વધારે કાળજીથી બાંધ્યો. પછી આસ્તે રહીને હું પાંજરું છોડી બહાર નીકળ્યો.

‘ મેં મારી આજુબાજુ એક નવા જ કોલાહલનો અનુભવ કર્યો અને આ વખતે તે આનંદનો હતો. એક જ રાક્ષસી ગળામાંથી એક જ અવાજ આવતો હોય એવી રીતે આખા ટોળાએ આનંદ-ઘોષ કર્યો. ભયંકર રીતે ઘાયલ થવા છતાં દ્વંદ્વયુદ્ધની ત્રણે શરતો મેં પૂરી કરી હતી – વાઘને બેભાન કરવો, તેને સાંકળે બાંધવો અને મારે માટે કોઈની પણ મદદ મેળવ્યા સિવાય મારી સભાન હાલતમાં તેને છોડી આવવો. વધારામાં આક્રમક પ્રાણીને મેં એટલો મરણતોલ ઘાયલ કરી બિવડાવી દીધો હતો કે એનું

મેં એમને ઘણા ઉત્તમ પ્રયોગો કરતાં જોયા છે. જૂનાં યોગ-શાસ્ત્રોમાં પતંજલિ મુનિએ[36] વર્ણવેલા આઠ જાતના પ્રાણાયામો[37] ઉપર એમણે ખાસ પ્રભુત્વ મેળવ્યું છે. એક વખતે ભાદુરીમહાશયે મારી સામે ભસ્ત્રિકા પ્રાણાયામ એટલા આશ્ચર્યજનક જોરથી કરેલો કે જાણે આખા ઓરડામાં એક વંટોળ ઊઠ્યો હોય એવું લાગ્યું! પછી એ તોફાની શ્વાસ બંધ કરી દઈને તેઓ ઊંડી સમાધિમાં[38] સ્થિર થઈ નિશ્ચેષ્ટ થઈ ગયા. તોફાન પછીની શાંતિની જે પ્રભા પ્રસરી રહી હતી તે આજે પણ ભુલાઈ નથી.'

'મેં સાંભળ્યું છે કે સંત કદી ઘર છોડતા જ નથી.' ઉપેન્દ્રનો અવાજ જરા શંકાશીલ હતો.

'હા, એ બિલકુલ સાચું છે! ગયાં વીસ વરસ થયાં તેઓ ઘરમાં જ રહ્યા છે. આપણા પવિત્ર મહોત્સવો વખતે જ આ સ્વનિર્મિત નિયમમાં તેઓ થોડીક છૂટ લે છે, અને તે વખતે તેઓ એમના આગલા દરવાજા સુધી જાય છે, ત્યાં ભિખારીઓ જમા થાય છે કેમ કે સંત ભાદુરીમહાશય તેમના કોમળ અંતઃકરણ માટે જાણીતા છે.'

'ગુરુત્વાકર્ષણનો નિયમ તોડીને તેઓ હવામાં શી રીતે રહી શકે છે?'

'ચોક્કસ પ્રકારના પ્રાણાયામોના અભ્યાસથી યોગીનું શરીર સ્થૂળતા છોડી શકે છે અને ત્યારે એ હવામાં ઊંચે ઊડે છે અથવા દેડકાની માફક કૂદે છે. સંતો — જેઓ પદ્ધતિપૂર્વક યોગની પ્રક્રિયા નથી કરતા તેઓ — પણ ઈશ્વરભક્તિની તલ્લીન સ્થિતિમાં ઊંચે ઊડતા જણાય છે.'

'આ ઋષિના સંબંધમાં હું વિશેષ જાણવા ઇચ્છું છું. તમે એની સંધ્યાકાળની સભાઓમાં જાઓ છો?' ઉપેન્દ્રની આંખો જિજ્ઞાસાથી તરવરતી હતી.

'હા, હું ઘણી વાર જાઉં છું. એમના જ્ઞાનમાં રહેલો વિનોદ મને ખૂબ આનંદ આપે છે. કોઈ કોઈ વખત મારું લાંબું અટ્ટહાસ્ય સભાની ગંભીરતાનો ભંગ કરે છે, સંત નારાજ થતા નથી પણ તેમના શિષ્યો ખૂબ કચવાય છે.'

તે દિવસે નમતે બપોરે શાળામાંથી ઘેર જતાં રસ્તામાં ભાદુરીમહાશયનો આશ્રમ આવ્યો અને મે મુલાકાતે જવાનો વિચાર કર્યો. યોગી સામાન્ય રીતે સામાન્ય જનતાથી હંમેશાં દૂર જ રહેતા હતા. એકાકી શિષ્ય ભોંયતળિયે રહીને એમના ગુરુના એકાંતવાસનું રક્ષણ કરતો હતો. શિષ્ય શિસ્ત જાળવવામાં ઘણો કડક હતો. રાબેતા મુજબ તેણે મારી પાસેથી જાણવા માગ્યું કે મારી મુલાકાત પૂર્વયોજિત છે કે કેમ. એ જ વખતે ગુરુજી ત્યાં આવી પહોંચ્યા અને, હું તાત્કાલિક બહિષ્કરણમાંથી બચી ગયો.

સંતે આંખમીંચામણાં કરતાં કહ્યું :

'મુકુન્દને જ્યારે આવે ત્યારે આવવા દેવો. એકાંતવાસનો મારો નિયમ મારી પોતાની સગવડ ખાતર નથી બનાવ્યો પણ લોકોના ભલા માટે છે. સંસારી મનુષ્યોને તેમના માયાવી ખ્યાલોને દૂર કરે એવું નિખાલસપણું નથી ગમતું. સંતો માત્ર વિરલ જ નથી પણ વિનાશને પંથે લઈ જનારા છે: શાસ્ત્રોમાં પણ સંતોને મૂંઝવણમાં મૂકનારા જ કહ્યા છે!'

હું ભાદુરીમહાશયની પછવાડે ઉપલા માળના તેમના પવિત્ર નિવાસ સુધી ગયો જ્યાંથી તેઓ ભાગ્યે જ બહાર નીકળતા. કેટલાક ગુરુઓ, જ્યાં સુધી તેઓ અનંતમાં ન મળી જાય ત્યાં સુધી મધ્યબિંદુથી દૂર એવી સંસારની ખટપટના સમગ્ર ચિત્રની ઉપેક્ષા જ કરે છે. તેમના સમકાલીનો માત્ર ક્ષણિક વર્તમાનકાળના જ નથી હોતા.

'મહર્ષિ, મારી જાણ પ્રમાણે ઘરની અંદર જ હંમેશાં પુરાઈ રહેતા હોય એવા આપ જ પ્રથમ યોગી છો.'

તે સાંજે ભાદુરીમહાશયે મધ્યયુગની ક્ષત્રિય રાજકુમારી મીરાંબાઈના જીવનને લગતા તત્ત્વજ્ઞાનના અનેક મુદ્દાઓ ઉપર વિવરણ કર્યું. એમણે સંતોના સત્સંગ માટે પોતાના દરબારી જીવનનો ત્યાગ કર્યો હતો. સનાતન ગોસ્વામી નામના એક મહાન સંન્યાસીએ તે સ્ત્રી છે માટે તેને મળવાનો ઇનકાર કર્યો હતો. મીરાંબાઈના જડબાંતોડ જવાબને લીધે સંતને નમ્રતાપૂર્વક એને પગે પડવું પડયું હતું.

તેણે કહેવડાવ્યું : 'ગુરુજીને કહેજો કે, આ વિશ્વમાં ઈશ્વર સિવાય બીજો કોઈ પુરુષ છે એવું હું જાણતી જ નથી; શું આપણે બધાં તેની સમક્ષ સ્ત્રીઓ નથી ?' (શાસ્ત્રીય વ્યાખ્યા પ્રમાણે, ઈશ્વર એટલે સ્વતઃસિદ્ધ સર્જકતત્ત્વ; તેની સૃષ્ટિ એટલે નિષ્ક્રિય માયા.)

મીરાંબાઈએ ઘણાં ઊર્મિકાવ્યો રચ્યાં છે અને હિંદમાં હજી તે ગવાય છે. અહીં તેમાંના એકનો હું અનુવાદ આપું છું :

સ્નાન કર્યાથી હરિ મળે તો, મચ્છી બનું સાગરની;
બકરી બનું જો કંદમૂળ ખાધે, ભનક મળે નાગરની.
માળા ફેરવું હરનિશ ભારી, જપન રીઝે નંદલાલા;
પથ્થર પૂજે ગિરધર રાજી, પ્રીતે પૂજું હિમમાલા.
પય પીધાથી એ માને તો છોરાવછોરા પામે;
પત્ની ત્યાગે જો હરિ રાચે તો, હીજડા થૈ થૈ નાચે.
મીરાં કહે હું અરુ નવ જાણું સુધબુધ સઘળી ભૂલી;
પ્રેમને ઘેરે નાચતો આવે પ્રેમભક્તિ રસમૂળી.

ભાદુરીમહાશય સમાધિમાં બેસતા ત્યારે કેટલાક વિદ્યાર્થીઓ બાજુમાં પડેલી તેમની મોજડીઓમાં રૂપિયા મૂકી જતા. હિંદના શિરસ્તા મુજબની આ આદરણીય દક્ષિણા એમ સૂચવે છે કે શિષ્ય પોતાની ભૌતિક સંપત્તિ ગુરુને ચરણે ધરી દે છે. આવા આભારવશ મિત્રોના સ્વરૂપમાં પ્રચ્છન્ન ઈશ્વર પોતાના જ ભક્તોનું હિત સંભાળે છે.

' ગુરુજી, આપ અદ્‌ભુત છો ! ' વિદાય લેતી વખતે એક વિદ્યાર્થી ઉત્સુકતાથી કુળપતિ સંત તરફ જોઈ રહ્યો. ' આપે ઈશ્વરની શોધ માટે અને અમને જ્ઞાન આપવા માટે સંપત્તિ અને સગવડોનો ત્યાગ કર્યો છે.' એ જાણીતી હકીકત હતી કે ભાદુરીમહાશયે ઊગતી કિશોરાવસ્થામાં યોગનો માર્ગ સ્વીકાર્યો ત્યારે તેમણે પોતાની મોટી કૌટુંબિક સંપત્તિનો ત્યાગ કર્યો હતો.

સંતે મીઠો ઠપકો આપતાં કહ્યું : ' તું વાતની ઊલટી રજૂઆત કરે છે. અનંત શાંતિવાળા વિશ્વના સામ્રાજ્ય માટે તેના બદલામાં થોડાક નજીવા રૂપિયા અને થોડીક નજીવી મજાઓનો જ મેં ત્યાગ કર્યો છે. આમાં મેં શું ત્યજ્યું છે ? આ ખજાનાના સહભોગના આનંદની મને ખબર છે. આને શું ત્યાગ કહેવો ? સંકુચિત દૃષ્ટિના સંસારી લોકો જ ખરા ત્યાગી છે. તેઓ થોડાંક નજીવાં પાર્થિવ રમકડાં સારુ અમાપ દિવ્ય સંપત્તિનો ત્યાગ કરે છે ! '

ત્યાગના આ પરસ્પર વિરોધી ખ્યાલથી મને કાંઈક રમૂજ થઈ — આ ખ્યાલથી ક્રોસસની ટોપી સંત ભિક્ષુકના માથા પર પડે છે અને અહંકારી કોટયાધીશોને અજાણ્યા જીવનત્યાગીઓની કોટિમાં મૂકવા જેવું થાય છે.

'કોઈ પણ વીમાકંપની કરતાં ઈશ્વરીય યોજના આપણા ભવિષ્યની વધારે ડહાપણભરી વ્યવસ્થા કરે છે. દુનિયા બાહ્ય સલામતીમાં અંધશ્રદ્ધા રાખનારાઓથી ભરેલી છે. તેમના કડવા વિચારો તેમના કપાળ ઉપર અંકિત થયેલા ઘા જેવા છે, ને આપણા પ્રથમ શ્વાસની સાથે આપણને હવા અને દૂધ આપે છે તે તેના ભક્તોને રોજ શું આપવું તે બરાબર જાણે છે.' ગુરુજીના છેવટના શબ્દો એ તેમના માર્ગનો અનુભૂત મત છે.

મેં શાળાના સમયની બહાર આ સંતના નિવાસસ્થાને જવાનું ચાલુ રાખ્યું. મૂક ઉત્સાહથી સ્વાનુભવ મેળવવામાં તેમણે મને મદદ કરી. એક દિવસ તેઓ મારા ગુરપર રોડવાળા ઘરની પડોશથી જરા

દૂર રામમોહનરાય રોડ ઉપર રહેવા ગયા. તેમના પ્રેમાળ શિષ્યોએ તેમના માટે એક નવો મઠ બાંધી આપ્યો અને તેને ' નાગેન્દ્ર ' મઠ[40] નામ આપ્યું.

જો કે આ વાત અત્યારે કહેવામાં હું મારી કથાનાં કેટલાંયે વર્ષો આગળ ચાલ્યો જાઉં છું. ભાદુરીમહાશયે મને જે છેલ્લા શબ્દો કહ્યા હતા તેનું હું અહીં પુનરાવર્તન કરું છું. પશ્ચિમ તરફ જતાં પહેલાં મેં તેમને શોધી કાઢેલા અને તેમના તરફના વિદાય-આશીર્વાદ સારુ મેં તેમને પૂજ્યભાવે નમસ્કાર કરેલા.

' બેટા અમેરિકા જા, પુરાતન હિંદનું ગૌરવ ઢાલ તરીકે રાખજે, વિજય તારા કપાળમાં લખાયેલો છે. ત્યાંની ઉદાર પ્રજા તારો સત્કાર કરશે.'

## ૮

## હિન્દના મહાન વૈજ્ઞાનિક
## સર જગદીશચન્દ્ર બોઝ

' જગદીશચન્દ્ર બોઝની બિનતારી શોધો એ માર્કોની કરતાં પહેલાંની હતી.'

આવી ચીડ ચડે એવી ટીકા સાંભળીને ફૂટપાથ ઉપર ઊભા રહીને વિજ્ઞાન ઉપર વાદવિવાદ કરતા કેટલાક પ્રોફેસરોની પાસે હું ગયો. એમની પાસે જવામાં મારું રાષ્ટ્રિય અભિમાન કારણ હોય તો તે માટે હું દિલગીર છું. આધ્યાત્મવિદ્યામાં જ નહિ પણ વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ હિંદ અગત્યનું કામ કરી શકે છે એ વાતમાં મને ખૂબ રસ છે એનો હું ઇનકાર કરી શકતો નથી.

'તમે શું કહેવા માગો છો, સાહેબ ?'

પ્રોફેસરે વિનયપૂર્વક ખુલાસો કર્યો : 'બિનતારી સંયોજક અને વિદ્યુતમોજાંઓની વક્રતા દર્શાવતા યંત્રની પ્રથમ શોધ કરનાર બોઝ હતા, પણ એમણે એમની શોધોને વેપારી દૃષ્ટિએ ખીલવી નહિ. જડ જગત ઉપરથી પોતાનું ધ્યાન ઉઠાવીને એમણે તેને સજીવ જગત તરફ વાળ્યું. પદાર્થશાસ્ત્રની એમની બહુમૂલ્ય સિદ્ધિઓ કરતાં વનસ્પતિ-શાસ્ત્રની એમની ક્રાંતિકારી શોધો ઘણી વધારે આગળ આવી ગઈ.'

મને ખુલાસો કરનારનો મેં આભાર માન્યો. તેમણે વિશેષમાં કહ્યું : 'આ મહાન વૈજ્ઞાનિક પ્રેસિડન્સી કોલેજમાં મારા સહઅધ્યાપક છે.'

બીજે જ દિવસે ગુરપર રોડ પરના મારા મકાનની બાજુમાં જ રહેતા આ ઋષિને મળવા હું એમને ઘેર ગયો. અત્યાર સુધી હું એમને દૂરથી જ માનપૂર્વક વખાણતો રહ્યો હતો. આ ગંભીર અને વિનમ્ર વનસ્પતિશાસ્ત્રીએ મારું ઉમળકાથી સ્વાગત કર્યું. તેઓ વન વટાવી ચૂકેલા કદાવર બાંધાના સુંદર પુરુષ હતા. તેમના ભરાવદાર વાળ, વિશાળ કપાળ, અને સ્વપ્નદર્શી આંખો તેમના ચહેરાને શોભા આપતાં હતાં. એમના અવાજની ચોકસાઈ તેમની જીવનભરની શાસ્ત્રીય પદ્ધતિની નિર્દેશક હતી.

'પશ્ચિમની વૈજ્ઞાનિક સંસ્થાઓની મુલાકાત લઈને હું હજી હમણાં જ પાછો ફર્યો છું. સર્વ જીવનમાં પ્રવર્તતા અવિભાજ્ય ઐક્યને[૧] સાબિત કરી આપનારી મારી શોધ માટેનાં નાજુક યંત્રોમાં એના સભ્યોએ ખૂબ રસ બતાવ્યો. બોઝ ક્રેસ્કોગ્રાફ નામનું યંત્ર એક કરોડગણું મહત્ત્વ ( Magnification ) બતાવી શકે છે. જ્યારે સૂક્ષ્મદર્શકયંત્ર માત્ર કેટલાક હજારગણું જ મહત્ત્વ બતાવે છે છતાં એણે વનસ્પતિશાસ્ત્રને અપૂર્વ ઉત્તેજના આપી છે તો પછી ક્રેસ્કોગ્રાફ શોધખોળ માટેનાં અમર્યાદ કાર્યક્ષેત્રો ખુલ્લાં કરે તો તે નવાઈ જેવું નથી.'

'સાહેબ, વિજ્ઞાનના અપૌરુષેય ક્ષેત્રમાં પશ્ચિમ, પૂર્વને સાથે રાખવાને અધીરું થાય તેને માટે આપે ખૂબ કામ કર્યું છે.'

'મેં કેમ્બ્રિજમાં શિક્ષણ લીધું છે. દરેક સિદ્ધાંતની બારીક પ્રયોગાત્મક ચકાસણી કરવાની પશ્ચિમની પદ્ધતિ કેટલી પ્રશંસનીય છે! તે અનુભવસિદ્ધ સાર્વભૌમ પદ્ધતિ અને જે પૌરસ્ત્ય વારસો મને મળ્યો છે તે આત્મનિરીક્ષણની ઈશ્વરદત્ત શક્તિ એ બન્ને સાથેસાથે જ કામ કરે છે. આ બંનેના સહયોગથી લાંબા વખતથી ગુપ્ત રહેલાં કુદરતનાં રહસ્યોને હું ખુલ્લાં કરી શક્યો છું. મારા ક્રેસ્કોગ્રાફના[૪૨] જડબાંતોડ નકશાઓ ગમે એવા શંકાખોરની શંકાને નિર્મૂળ કરવા માટે પૂરતા છે કે છોડવાઓને પણ તીવ્ર સ્નાયુમંડળ છે અને તેમને પણ વિવિધરંગી સંવેદનશીલ જીવન છે. પ્રેમ, તિરસ્કાર, આનંદ, ભય, સુખ, દુઃખ, સંક્ષોભ, વ્યામોહ અને એવાં જ બીજાં અસંખ્ય પ્રત્યાઘાતી સંવદનો પ્રાણીજગતની માફક વનસ્પતિજગતમાં પણ એટલાં જ સાર્વભૌમ છે.'

'પ્રોફેસરસાહેબ, આપના આગમન પહેલાં સમગ્ર સૃષ્ટિનો એકરાગી ધબકાર માત્ર કવિની કલ્પનામાં જ હતો. હું એક એવા સંતને ઓળખતો હતો જેણે કદી ફૂલોને તોડયાં જ નહોતાં. શું હું ગુલાબની એક ડાળખીને તેના સૌન્દર્યના અભિમાનથી વંચિત કરું? આવી જંગલી રીતે એને સ્થાનભ્રષ્ટ કરીને એનું ગૌરવ શું હું હણી શકુ ખરો? આપની શોધો એમના આ સમભાવશીલ શબ્દોને અક્ષરશઃ સાચા ઠરાવે છે.'

'કવિ સત્યનો સાથી છે જ્યારે વૈજ્ઞાનિક તેની પાસે વાંકેચૂંકે રસ્તે થઈને જાય છે. કોઈ દિવસ તું મારી પ્રયોગશાળામાં આવ અને ક્રેસ્કોગ્રાફના અનન્ય પુરાવાઓ તું પ્રત્યક્ષ જો.'

તેમના આમંત્રણનો આભારપૂર્વક સ્વીકાર કરી હું બહાર નીકળ્યો. પાછળથી મેં સાંભળ્યું કે આ વનસ્પતિશાસ્ત્રીએ પ્રેસિડન્સી કૉલેજ છોડી છે અને કલકત્તામાં એક સંશોધનકેન્દ્રની યોજના વિચારી રહ્યા છે.

જ્યારે બોઝ ઇન્સ્ટિટયુટ ખુલ્લું મુકાયું ત્યારે પ્રતિષ્ઠાપ્રાર્થનામાં મેં હાજરી આપી હતી. સેંકડો ઉત્સાહી લોકોએ આખા મકાનનું નિરીક્ષણ કર્યું. આ નવા વિજ્ઞાનગૃહની શિલ્પકળા અને અધ્યાત્મ-સૂચકતાનાં ચિહ્નો જોઈને હું મંત્રમુગ્ધ થયો હતો. એનો મુખ્ય દરવાજો કોઈ દૂરના મંદિરના જમાનાજૂના ખંડિયેરમાંથી બનાવેલો હતો. કમળાકાર[૪૩] ફુવારાની પાછળ ઊભેલી શાલધારી નારીની શિલ્પપ્રતિમા, હિંદી સંસ્કૃતિમાં અમર જ્યોતિર્ધર તરીકે નારીનું પૂજનીય સ્થાન છે તેની દ્યોતક હતી. બાગમાં એક નાનું મંદિર છે અને તે આ દશ્ય જગતના સારભૂત અનંત તત્ત્વને અર્પણ કરેલું હતું. સિંહાસનારૂઢ કોઈ મૂર્તિને અભાવે દિવ્યાત્માના નિરાકાર સ્વરૂપનો ખ્યાલ એકદમ બહાર તરી આવતો હતો.

આ મહાન અવસર પર બોઝનું પ્રવચન પુરાણકાળના કોઈ પ્રભુપ્રેરિત ઋષિના મુખને શોભે એવું હતું.

તેમની વંદનીય ગંભીરતા આખા ભરચક વ્યાખ્યાનખંડ પર અદશ્ય રીતે છવાઈ ગઈ હતી. તેઓ બોલ્યા :

'આજે હું આ સંસ્થાને પ્રયોગશાળા તરીકે નહિ પણ એક મંદિર તરીકે અર્પણ કરું છું. મારી શોધના વ્યવસાયમાં અજાણ-પણે જ હું પદાર્થવિજ્ઞાન અને પ્રાણીશાસ્ત્રના અંતિમ છેડાઓ ઉપર આવી પહોંચ્યો છું. મારા આશ્ચર્ય વચ્ચે મેં જોયું કે આ બન્ને વચ્ચેની ભેદરેખા અદશ્ય થતી જાય છે અને જડ તથા ચેતન જગતના સંયોગના મુદ્દાઓ વધતા જાય છે. નિર્જીવ પદાર્થ, નિર્જીવતા સિવાય બીજું જ કોઈ છે એની પ્રતીતિ થઈ. વિધવિધ શક્તિઓના આઘાતથી એને સ્ફુર્તિ આવેલી જણાઈ.

'સાર્વભૌમ પ્રત્યાઘાતની બાબતમાં ધાતુ, છોડ અને પ્રાણીને એકસરખો નિયમ લાગુ પડતો દેખાયો. એ બધાંએ પુનર્જીવન અને પ્રેરણાઓની શક્યતાઓ સાથેના થાક અને સુસ્તીના વિકારો અને મરણ વખતની સ્થાયી નિશ્ચેષ્ટતાના સર્વ દેખાવો એકસરખી રીતે

જ બતાવ્યા. આ અદ્‌ભુત સામાન્ય એકવાક્યતાથી આશ્ચર્ય પામીને ઘણી મોટી આશાઓ સાથે મેં મારા પ્રયોગો દ્વારા સિદ્ધ કરેલાં પરિણામો તરત જ રૉયલ સોસાઈટી સમક્ષ રજૂ કર્યાં. પણ ત્યાં હાજર રહેલા પદાર્થશાસ્ત્રીઓએ મને સલાહ આપી કે મારે મારી શોધો પદાર્થવિજ્ઞાન પૂરતી જ મર્યાદિત રાખવી કેમ કે એમાં મેં નિશ્ચિત સિદ્ધિઓ હાંસલ કરી હતી. મારે તેમના અનામત ક્ષેત્રમાં ચંચુપાત ન કરવો: આ રીતે શાસ્ત્રોને અપરિચિત એવી વર્ણ-વ્યવસ્થાનું મેં અજાણપણે અતિક્રમણ કર્યું હતું અને તેના શિષ્ટાચારને દુભવ્યો હતો.

'અજ્ઞાનને શ્રદ્ધા તરીકે ઠેરવી દેનારો એક જડ ધાર્મિક પક્ષપાત પણ આમાં કામ કરતો હતો. એક વાત ઘણી વખત ભૂલી જવાય છે કે જે પ્રભુએ સૃષ્ટિસર્જનનાં ઉત્ક્રાંતિક ગુપ્ત રહસ્યો આપણી આજુબાજુ ગોઠવી રાખ્યાં છે તેણે જ તેને માટે પૃચ્છા કરવાની અને સમજવાની આપણામાં જિજ્ઞાસા પણ મૂકી છે. સમજફેરનાં અનેક વર્ષો દરમિયાન મને જાણવા મળ્યું કે વિજ્ઞાનના ઉપાસકનું જીવન અનિવાર્યપણે અનેક અને અનંત મથામણોથી ભરેલું છે. નફો અને નુકસાન તથા જય અને પરાજયના કશા પણ ખ્યાલ રાખ્યા વગર તેણે તો આતુરતાપૂર્વક તેના જીવનની આહુતિ જ આપી દેવાની છે.

'વખત જતાં જગતની બધી મુખ્ય વૈજ્ઞાનિક સંસ્થાઓએ મારાં સિદ્ધાંતો અને પરિણામોને સ્વીકાર્યાં; અને વિજ્ઞાનને ક્ષેત્રે હિંદના ફાળાની અગત્યનો સ્વીકાર કર્યો. કાંઈક નજીવું અથવા પરિમિત હોય એટલાથી શું હિંદના માનસને સંતોષ થશે ખરો? અવિચ્છિન્ન જીવંત પરંપરા અને પુનર્જીવનની અતુલ શક્તિવાળો આ દેશ અસંખ્ય ક્રાંતિઓને પચાવીને ઊભો રહ્યો છે. તાત્કાલિક અને ક્ષણિક તલ્લીન કરી દેનારી બહુમૂલ્ય સિદ્ધિને તરછોડીને હિંદીઓ ઊંચે ઊઠ્યા છે અને તેમણે નિવૃત્તિમય ત્યાગમાર્ગથી નહિ પણ પ્રવૃત્તિમય ઉદ્યોગથી જીવનના ઊંચામાં ઊંચા આદર્શોની સિદ્ધિ માટે

પ્રયત્નો આદર્યા છે. જે દુર્બળે મથામણ છોડી દઈ કશું જ મેળવ્યું નથી તેને તો કશો જ ત્યાગ કરવાનું રહેતું નથી. જેણે પ્રયત્ન કર્યો છે અને જે વિજયી થયો છે તે જ એક પોતાના વિજયી અનુભવોનો ફાળો જગતને ચરણે ધરી તેને સમૃદ્ધ કરી શકે છે.

'બોઝ પ્રયોગશાળામાં, પદાર્થો ઉપરનો પ્રત્યાઘાત, અને વનસ્પતિજીવન ઉપરની અપૂર્વ અને અણધારેલી શોધો ઉપર અત્યાર સુધી જે કામ થયું છે તેણે પદાર્થવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, વૈદકવિજ્ઞાન, કૃષિવિજ્ઞાન અને માનસશાસ્ત્ર ઉપર પણ ઊંડા સંશોધનનાં અમર્યાદ ક્ષેત્રો ઉઘાડી આપ્યાં છે. જે વાદગ્રસ્ત સવાલો અત્યાર સુધી અનિર્ણાયક ગણાતા હતા તેમને પણ પ્રયોગાત્મક અન્વેષણના ક્ષેત્રમાં લાવી દેવામાં આવ્યા છે.

'પણ ઊંડી ચોકસાઈ સિવાય ઉચ્ચ સિદ્ધિ મળતી નથી. અને તેથી જ પ્રવેશખંડનાં કબાટોમાં મારાં બનાવેલાં અતિતીવ્ર અને નાજુક યંત્રો અને ઉપકરણોનો લાંબો ઠઠારો તમારાં દર્શન માટે ખુલ્લો મૂકવામાં આવ્યો છે, તેઓ તમને આ માયાવી ઇન્દ્રજાળની પાછળ જે અણદીઠ સત્ત્વ કામ કરી રહ્યું છે તેને પ્રાપ્ત કરવા કેટલા સતત પ્રયત્નની જરૂર છે અને માનવી મર્યાદા ઓળંગી જવા માટે એકધારી મહેનત, દૃઢતા અને સંશોધકવૃત્તિની કેટલી જરૂર છે તેની કહાણી કહેશે. સઘળા સર્જક વૈજ્ઞાનિકો જાણે છે કે મન એ જ સાચી પ્રયોગશાળા છે અને ત્યાં જ આ ઇન્દ્રજાળની પછવાડેના સત્યના નિયમોને તેઓ શોધી કાઢે છે.

'અહીં આપવામાં આવનારાં પ્રવચનો ઉચ્છિષ્ટ જ્ઞાનની માત્ર પુનરુક્તિઓ જ નહિ હોય. આ અભ્યાસખંડમાં પહેલી જ વાર પ્રયોગાત્મક રીતે સિદ્ધ થયેલી નવી શોધો જ જાહેર કરવામાં આવશે. આ સંસ્થામાં થતા કાર્યની નિયમિત પત્રિકાઓ દ્વારા જાહેરાત થશે અને એ રીતે હિંદના ફાળાની જગતને જાણ થશે. એ જાહેર મિલકત રહેશે. એની ઉપર કદી કોઈનો સર્વાધિકાર નહિ હોય.

આપણી રાષ્ટ્રીય સંસ્કૃતિની ભાવના એમ કહે છે કે જ્ઞાનનો ઉપયોગ વ્યક્તિગત લાભ માટે કરવાના પાપમાંથી આપણે મુક્ત રહેવું.

'મારી વધારાની ઇચ્છા એ પણ છે કે શક્ય હોય ત્યાં સુધી આ સંસ્થાની સઘળી સગવડો તમામ દેશોના સંશોધકો માટે ખુલ્લી રહે. આ બાબતમાં મારા દેશમાં ચાલતી આવેલી પરંપરાને હું અનુસરવા માગું છું. પચીસ સદીઓ પહેલાં હિંદે પોતાની નાલંદા અને તક્ષશિલાની પ્રાચીન વિદ્યાપીઠોમાં દુનિયાભરના વિદ્યાર્થીઓને આવકાર્યા હતા.

'જો કે વિજ્ઞાન એ નથી પૂર્વનું કે નથી પશ્ચિમનું, પણ એની સર્વદેશીયતાને લીધે એ આંતરરાષ્ટ્રીય છે, છતાં હિંદ મહાન ફાળો[૪] આપવાને વિશિષ્ટ રીતે લાયક છે. એક હિંદીની પ્રચંડ કલ્પનાશક્તિ જે પરસ્પર વિરોધી દેખાતી વાતોના શંભુમેળામાંથીય એક નવી યોજના ઊભી કરી શકે છે તે તેની એકાગ્રતાના બળથી સંયમિત બની જાય છે. આ સંયમ મનને અનંત ધીરજથી સત્યની શોધ કરવાનું બળ આપે છે.'

આ મહાન વૈજ્ઞાનિકના આ છેલ્લા શબ્દોથી મારી આંખમાં આંસુ આવી ગયાં. શું આ 'ધીરજ' શબ્દ હિન્દનો પર્યાયવાચક નથી જેણે કાળ અને ઇતિહાસકારો બંનેને ગૂંચવણમાં નાખ્યા છે ?

ઉદ્‌ઘાટનના થોડા દિવસ પછી મેં ફરીથી આ સંશોધનકેન્દ્રની મુલાકાત લીધી હતી. પોતાના વચન પ્રમાણે આ મહાન વનસ્પતિ-શાસ્ત્રી મને તેની શાંત પ્રયોગશાળામાં લઈ ગયા.

'હું આ રોપાને ક્રેસ્કોગ્રાફ લગાડીશ. એ પ્રચંડ પ્રમાણ ધારણ કરશે. આ જ પ્રમાણમાં ગોકળગાયની ગતિને મહત્ત્વ ( Magnification ) આપવામાં આવે તો તે એક્સ્પ્રેસ ટ્રેનની ગતિથી દોડતી દેખાશે !'

આતુરતાથી મારી દૃષ્ટિ પડદા ઉપર ખોડાઈ રહી; તેના ઉપર રોપાનો વિસ્તૃત પડછાયો પડતો હતો. બહુ જ બારીક જીવંત હિલચાલો

હવે જોઈ શકાતી હતી. મારી મોહિત આંખો સામે જ પેલો રોપો બહુ જ મંદ ગતિથી વધતો હતો. વિજ્ઞાનીએ રોપાની અણી ઉપર એક ધાતુના કટકાથી સ્પર્શ કર્યો. વિકાસ પામતા પેલા મુગ્ધ રોપાની વૃદ્ધિ એકદમ અટકી ગઈ અને સળિયો દૂર કરતાંની સાથે જ એની આગેકૂચ ફરી પાછી શરૂ થઈ.

બોઝસાહેબે મને સમજાવ્યું : 'તમે જોયું કે બહારનો જરા જેટલો પણ અવરોધ એની અતિતીવ્ર ગ્રંથિઓને કેટલું નુકસાન કરે છે. હવે હું એને ક્લોરોફોર્મ સુંઘાડીશ અને પછી તેનો પ્રતીકાર આપીશ.'

ક્લોરોફોર્મની અસરથી એનું સંવર્ધન બિલકુલ અટકી ગયું. એના પ્રતીકારથી પાછું ચાલુ થયું. પડદા પર દેખાતી ઉત્ક્રાંતિમય હિલચાલથી હું સ્તબ્ધ થઈ ગયો અને સિનેમાના દેખાવ કરતાં પણ વધારે આકર્ષાયો. મારા સાથીદારે (એક દુષ્ટાત્માના સ્વાંગમાં) પેલા રોપાના એક ભાગ ઉપર તીક્ષ્ણ હથિયાર ખોસી દીધું. આંકડીમાં થતા ફફડાટની માફક આ દુઃખ વ્યક્ત થયું. જ્યારે એમણે એમના મૂળમાં એક અસ્ત્રો થોડોક ખોસી દીધો ત્યારે પેલો પડછાયો ખૂબ આવેશથી ધ્રૂજી ઊઠ્યો અને છેવટે મરણનો આઘાત લાગ્યો હોય તેમ શાંત થઈ ગયો.

'એક મોટા ઝાડને પ્રથમ ક્લોરોફોર્મ લગાડવાથી એને સ્થળાંતર કરવાની ક્રિયા હું સફળતાપૂર્વક કરી શક્યો. સામાન્ય રીતે જંગલમાં આવાં મોટાં કદાવર ઝાડો એક વખત મૂળમાંથી ઊખડ્યાં પછી તરત જ મરી જાય છે.' જગદીશ પુનર્જીવનની યુક્તિઓનું વર્ણન કરતાં હસી રહ્યા હતા. 'મારાં નાજુક ઓજારોથી દોરાતી રેખાઓ એમ બતાવે છે કે ઝાડોને પણ રુધિરાભિસરણની પ્રક્રિયા હોય છે. તેમની હિલચાલોમાં આવતી શિથિલતા પ્રાણીઓના શરીરમાંના રક્તચાપને મળતી આવે છે.'

જ હોય છે. વનસ્પતિ ઉપર કરેલા પ્રયોગોમાંથી મળેલું જ્ઞાન માનવી અને પશુઓનાં દુ:ખો હળવાં કરવામાં મદદ કરશે.'

વર્ષો પછી બોઝની છોડવાઓ ઉપરની અગ્રિમ શોધોને બીજા વૈજ્ઞાનિકો તરફથી સમર્થન મળ્યું હતું. સને ૧૯૩૮માં કોલંબિયા વિદ્યાપીઠમાં જે કામ થયું હતું તેની નોંધ 'ન્યૂયોર્ક ટાઈમ્સે' નીચે પ્રમાણે લીધી હતી :

છેલ્લાં થોડાંએક વર્ષોમાં એવું સિદ્ધ થયું હતું કે જ્ઞાનતંતુઓ મગજમાંથી શરીરના બીજા ભાગોમાં સંદેશવહનનું કામ કરે છે ત્યારે વિદ્યુતના ઝીણા આંચકા ઉત્પન્ન થાય છે. વીજળીમાપક યંત્રોથી આ આંચકાઓને માપીને તેને મહત્ત્વવર્ધક ઉપકરણોથી લક્ષાવધિ મહત્ત્વ આપવામાં આવતું હતું. જીવંત પ્રાણીઓ અથવા માનવીના જ્ઞાનતંતુઓમાં નિરંતર વહેતા આવા આંચકાઓની ગતિનો અભ્યાસ કરવા માટે એ ગતિ ભારે વેગવાન હોવાને કારણે, કોઈ સંતોષકારક પદ્ધતિ કે સાધન હજી સુધી શોધાયું નથી.

ડૉ. કે. એસ. કોલ, અને એચ. જે. કર્ટીસે એવી શોધ કરી હોવાનું કહેવાય છે કે તાજા પાણીમાં રહેતા નીટેલા છોડ જે ઘણી વખતે સોનેરી માછલીઓ રાખવાની કાચની બરણીઓમાં સાથે મૂકવામાં આવે છે તેના લાંબા એકાકી કોશો, માનવીના એકાકી જ્ઞાનતંતુઓને બિલકુલ મળતા આવે છે. વધારામાં એમણે એમ પણ શોધી કાઢ્યું કે નીટેલાના કોશોને ઉછેરવામાં આવે તો તેઓ પણ માણસ અને પ્રાણીઓના જ્ઞાનતંતુઓની માફક સર્વ રીતે (માત્ર ગતિ સિવાય) વિદ્યુતના આંચકાઓ ઉત્પન્ન કરે છે. છોડવાઓના જ્ઞાનતંતુઓ ગતિની દૃષ્ટિએ માનવી અને પશુઓના કરતાં ઘણા મંદ હોય છે. કોલંબિયાના વૈજ્ઞાનિકોએ આ શોધનો ઉપયોગ જ્ઞાનતંતુઓના વિદ્યુતઆંચકાઓની ગતિનું મંદ ચલચિત્ર ઉતારી લેવામાં કર્યો હતો.

આ રીતે નીટલો છોડવો એક જાતનો રોઝેટા પથ્થર જેવો થઈ ગયો છે કે જેથી જડ અને ચૈતન્યની હદ ઉપરનાં અત્યંત ગુપ્ત રહસ્યોના ઉકેલ કરી શકાય.

પ્રખ્યાત કવિ રવીન્દ્રનાથ ટાગોર, હિંદના આપણા આ આદર્શ વૈજ્ઞાનિકના ગાઢ મિત્ર હતા, એમને ઉદ્દેશીને તેમણે નીચેની પંક્તિઓ લખી છે :[૪૫]

'ઋષે ! ફરી પ્રચંડ પ્રમૃષ્ટ કંઠે, ગજાવ તું ઘોષ સુપ્રસિદ્ધ મંત્રને।
જે સામગાને[૪૬] પ્રકટચો સુમંગલ—જાગો ઊઠો સમ્યક્ જ્ઞાને વશે.
મિથ્યા પ્રવાદે રત પંડિતોને, ઢંઢોળ બોધી મૂઢ ફલ્ગુઓને
પ્રફુલ્લ આ પ્રકૃતિ રમ્ય પાટલે, પૃથ્વી ધરા આ તમને પુકારે
વિદ્વજ્જનો વ્યર્થ કુપંડિતાઈને, તજી પધારો સહુ વેદિ પાસે
પુરાણા આ ભારત ભવ્ય રાષ્ટ્રને, ભક્તિ અને ધર્મથી પૂત ચિત્તે
સમાધિમાં સ્થિત પ્રસક્ત ધ્યાને, વિદ્યાવ્રતે કર્મઠ યોગમાં સ્થિર
થઈ બનાવો સુવિધ પ્રોજ્જ્વલ, જગદ્ગુરુના ફરી એક વાર
ઉચ્ચાસને બેસી જગત પ્રબોધવા, નિર્લોભ, અનુદ્વેગ, પ્રશાંત, નિર્મળ.

હું ધ્યાનમાં બેસી રહ્યો. હિંદની ગરમ રાત્રિના અંધકારમાં એકાએક એક ચમત્કારિક દર્શન પ્રકાશી ઊઠ્યું.

પ્રકાશથી ઝળહળતી એવી દિવ્ય માતા મારી સામે આવી ઊભી રહી. કોમળ સ્મિતભર્યું એમનું મુખારવિંદ સૌન્દર્યની પ્રતિમા સમું શોભતું હતું.

'હું તને હંમેશાં પ્યાર કરતી આવી છું ! અને હવે પછી હરહમેશ પ્રેમ કરતી રહીશ !'

દિવ્ય અવાજ હજી તો હવામાં ગુંજ્યા કરતો હતો એટલામાં માતા અદૃશ્ય થઈ ગઈ.

બીજે દિવસે સવારે હજી સૂર્ય ઊંચે ચઢ્યો નહોતો તે પહેલાં જ ગુરુમહાશયને ત્યાં હું બીજી વખત જઈ પહોંચ્યો. પેલી દુ:ખદ સ્મૃતિઓવાળી સીડી ચઢીને એમની ચોથે માળની રૂમ સુધી હું પહોંચી ગયો. બારણું બંધ હતું અને ઉલાળાની ફરતે કપડું વીંટાળેલું હતું. સંતને એકાંત જોઈએ છે એ સૂચના હું સમજ્યો. હું અનિશ્ચિત હાલતમાં ગૅલેરીમાં ઊભો હતો એટલામાં સંતે દરવાજો ખોલ્યો અને મને આવકાર આપ્યો. મેં તેમના ચરણમાં પડી નમસ્કાર કર્યા. ગમતને ખાતર મારા મુખ ઉપરના દિવ્ય આનંદની આભાને ઢાંકીને મેં ગંભીરતા ધારણ કરી લીધી.

'ગુરુજી, હું બહુ જ જલદી આવી પહોંચ્યો છું.' — મેં કબૂલાત કરી દીધી — 'આપના સંદેશ માટે વહાલાં માતાજીએ મારે માટે કાંઈ કહ્યું ખરું ?'

'મસ્તીખોર, બાળમહારાજ !'

બીજા કોઈ શબ્દો તેઓ બોલી જ શક્યા નહિ. દેખીતી રીતે જ પરાણે ધારણ કરેલી મારી ગંભીરતાની એમના ઉપર કશી જ અસર થઈ નહિ.

'આટલા બધા ગંભીર, આટલા બધા કપટી શા માટે ? સંતો કદી સરળ ભાષણ કરતા જ નથી ?' આથી મને કાંઈક ચીડ ચડી.

'તમે મારી પરીક્ષા કરો છો ?' તેમની શાંત આંખોમાં ખૂબ સમભાવ વર્તાતો હતો. 'ખુદ સૌન્દર્યમૂર્તિ જેવાં માતાજીની પાસેથી જ ગઈ કાલે રાત્રે દસ વાગ્યે તમને જે ખાતરી મળી તેમાં આજે સવારે એક પણ વિશેષ શબ્દ હું શું ઉમેરવાનો હતો ?'

ગુરુમહાશયે મારા આત્માનો કબજો મેળવી લીધો હતો. ફરીથી હું એમને ચરણે ઢળી પડ્યો. પણ આ વખતે મારાં આંસુ હર્ષનાં હતાં અને નહિ કે દુઃખનાં.

'પરમ કૃપાળુ માતાને તમારી ભક્તિ પહોંચી નથી એમ તમે માનો છો ? ઈશ્વરની માતૃશક્તિ જેને તમે માનવી અને દિવ્ય બંને રૂપમાં પૂજો છો તે તમારા આર્તનાદનો જવાબ આપ્યા સિવાય રહે ખરી ?'

આ સીધોસાદો સંત કોણ હતો, જેની વિશ્વાત્મા તરફ થયેલી નાની સરખી વિનંતિનો પણ મધુર જવાબ મળતો હતો ? મારી જાણ પ્રમાણેના કોઈ નમ્રતાની મૂર્તિ જેવા પુરુષને છાજે એવી આ સંતની દુન્યવી કામગીરી પણ નમ્ર જ હતી. આ આમ્હર્સ્ટ સ્ટ્રીટવાળા ઘરમાં ગુરુ મહાશય[૪૭] છોકરાઓ માટે એક નાની હાઈ સ્કૂલ ચલાવે છે. એમણે કદી કોઈને ઠપકો આપ્યો નથી. શિસ્તને માટે કોઈ નિયમ કે ઉપનિયમ બનાવ્યા નથી. ખરેખર એમના આ નમ્ર વર્ગોમાં ગણિતની ઊંચી શ્રેણી શીખવવામાં આવતી હતી પણ પ્રેમનું રસાયણ-શાસ્ત્ર આ પાઠ્યપુસ્તકોમાં નહોતું. બિનઅસરકારક ઉપદેશથી નહિ પણ આધ્યાત્મિક સંપર્કથી તેઓ એમના જ્ઞાનની લહાણ કરતા હતા. દિવ્ય માતા માટેના શુદ્ધ પ્રેમને લીધે સંતની માનાપમાનની ભાવના બાળકના કરતાં વધારે ખીલેલી નહોતી.

'હું તમારો ગુરુ નથી, તેઓ થોડા વખત પછી આવશે. તેમના માર્ગદર્શનથી દિવ્યતા તરફનાં તમારાં પ્રેમ અને ભક્તિનું રૂપાંતર થઈ અગાધ જ્ઞાનમાં પરિણમશે.' એમણે મને કહ્યું.

દરરોજ નમતે બપોરે હું આમ્હર્સ્ટ સ્ટ્રીટ તરફ જતો. ગુરુ-મહાશયને શોધી કાઢી તેમના દિવ્ય સમાગમનો એટલે સુધી લાભ

લેતા કે તેમનાં અમૃતમય વચનો મારા જીવનને તરબોળ કરી નાખતાં. આટલા પૂજ્યભાવથી અગાઉ મેં કદી કોઈને પ્રણામ કર્યા નથી. હવે મને એમ લાગ્યું કે ગુરુમહાશયની સાથે એક જ ભૂમિ ઉપર ચાલવું એ પણ એક અમૂલ્ય હક અને લહાવો છે.

'મહારાજ, આપને માટે ખાસ મારે હાથે બનાવેલો ચંપાનાં ફૂલોનો આ હાર આપ સ્વીકારો.' ફૂલોનો હાર લઈને એક સાંજે હું આવ્યો પણ એ માન લેવાનો ઇનકાર કરતાં નમ્રતાથી એ વારંવાર ખસી જતા. મને દુઃખ થતું જોઈને આખરે એ હાર એમણે સ્વીકાર્યો.

'કેમ કે આપણે બન્ને એક જ માતાના ભક્તો છીએ તેથી દેહરૂપી મંદિર ઉપર ચડેલો હાર અંદર રહેલી માતાને અર્પણ થાય છે એમ સમજ.' એમના હૃદયની વિશાળતામાં અહંભાવને સ્થાન જ નહોતું.

ગુરુમહાશય ઈસુ ખ્રિસ્ત સરખા શ્રી રામકૃષ્ણ પરમહંસના શિષ્ય હતા, એને માટે તેમણે પોતાનું જીવન દક્ષિણેશ્વર જ ગાળ્યું હતું. તેઓ બોલ્યા: 'મારા ગુરુના સાંનિધ્યથી પાવન થયેલા દક્ષિણેશ્વરના મંદિરે આપણે આવતી કાલે જઈશું.'

બીજે દિવસે સવારે અમે ગંગા નદી ઉપર બોટની અંદર ચાર માઈલની મુસાફરી કરી. નવ ઘુમટવાળા કાળી માતાના મંદિરમાં દાખલ થયા. એ મંદિરમાં ચળકતી ચાંદીનાં કારીગરીથી કોતરી કાઢેલાં સહસ્ર દળોવાળાં કમળ ઉપર દિવ્ય માતા અને શિવની મૂર્તિઓ બિરાજેલી હતી. ગુરુમહાશયને ભક્તિનું ઘેન ચઢવા માંડયું. વહાલી માતા સાથે અનંત લીલા રમવામાં તેઓ મશગૂલ થઈ ગયા. એમણે આદરેલા માતાના નામ-જપની સાથેસાથે જ પ્રેરણાથી ધબકતું મારું હૈયું પણ કમળની માફક હજારો ટુકડામાં વહેંચાઈ જતું લાગ્યું.

થોડા વખત પછી અમે આ પવિત્ર મંદિરોની હારમાળામાં લટાર મારી અને ટેમેરીસ્કનાં ઝાડોના ઝુંડમાં થોભ્યા. આ ઝાડમાંથી નૈસર્ગિક રીતે જે રસ ઝરતો તેને દિવ્યપ્રસાદ ગણીને ગુરુમહાશય બધાંને

વહેંચતા. એમનો દિવ્ય જપ ચાલુ જ હતો. ગુલાબી ટેમેરીસ્ક ફૂલોની વચ્ચે ઘાસ ઉપર હું નિશ્ચળ બેસી ગયો. થોડા વખત માટે માનસિક રીતે શરીરનો ત્યાગ કરીને ઉચ્ચતર પ્રદેશમાં ઊડવા લાગ્યો.

આ પવિત્ર ગુરુ સાથેની દક્ષિણેશ્વરની મારી અનેક યાત્રાઓ પૈકીની આ પ્રથમ જ હતી. ઈશ્વરના માતૃસ્વરૂપમાં અથવા દિવ્ય કૃપામાં રહેલાં માધુર્યને હું એમના દ્વારા પિછાણી શક્યો. બાળસ્વભાવવાળા આપણા સંતને ઈશ્વરનું પિતૃસ્વરૂપ અથવા દિવ્ય ન્યાય રુચતાં નહોતાં. સખત, કઠોર કાંટાતોલ ન્યાય એમના મૃદુ સ્વભાવને અનુકૂળ નહોતો.

'એમને ખુદ સ્વર્ગના દેવોની પાર્થિવ પ્રતિકૃતિ જેવા જ સમજી લેવા !' એક વખતે એમને પ્રાર્થનામાં બેઠેલા જોતાં મને આવો વિચાર આવેલો. કોઈને માટે કશી નિંદા કે ટીકાની ગંધ સરખી પણ લાવ્યા સિવાય તેઓ અણીશુદ્ધ પવિત્રતાથી ભરેલી આંખોથી જ જગતને નિહાળતા. તેમનું શરીર, મન, વાણી અને વર્તન તેમના આત્માની સરળતા સાથે સુસંગત થઈ ગયાં હતાં.

'મારા ગુરુએ મને આમ કહ્યું હતું.' જ્યારે પણ સંતને કોઈ ઉચ્ચ કક્ષાની સલાહ આપવાની હોય ત્યારે હુંકારને બાજુએ રાખીને તેઓ ઉપર પ્રમાણે ગુરુનું અચૂક ગૌરવ કરવા ચૂકતા નહીં. શ્રી રામકૃષ્ણ સાથેની એમની એકરૂપતા એટલી ઊંડી હતી કે ગુરુમહાશય પોતાના વિચારોને પોતાના જ છે એમ સ્વીકારતા પણ નહોતા.

એક સાંજે સંત અને હું હાથમાં હાથ મિલાવીને તેમની શાળાના મકાન તરફ જઈ રહ્યા હતા. વચ્ચે એક શેખીખોર ઓળખીતાના આગમનથી મારો આનંદ અડધો ઓછો થઈ ગયો. તે અમારી સાથે લાંબા વિતંડાવાદમાં ઊતરી પડ્યો.

'હું જોઈ રહ્યો છું કે તને આ માણસ અળખામણો લાગે છે,' સંતે મને હળવેથી કાનમાં કહ્યું. પેલો તેની ધૂનમાં જ મસ્ત હતો, તેથી તેના સાંભળવામાં કાંઈ આવ્યું નહીં. 'મેં દિવ્ય માતાજીને આ વાત કરી દીધી છે. આપણી કફોડી સ્થિતિની વાત તેના

ધ્યાનમાં આવી છે. સામે દેખાય છે તે રાતા રંગવાળા ઘર સુધી આપણે જઈશું એટલે તેને કોઈ અગત્યનું કામ યાદ આવી જશે અને આપણને તે છોડી જશે એવું માતાજી વચન આપે છે.'

મુક્તિની નિર્દિષ્ટ જગ્યા ઉપર મારી દૃષ્ટિ ખોડાઈ ગઈ. લાલ ઘરના દરવાજા સુધી પહોંચતા જ પેલો શેખીખોર કશું પણ કારણ આપ્યા સિવાય અને અમને નમસ્તે પણ કર્યા સિવાય રસ્તો વટાવી ગયો. ખળભળેલું વાતાવરણ શાંત થયું.

બીજે દિવસે હું એકલો જ હાવરા રેલવે સ્ટેશનની આજુબાજુ ફરતો હતો. એક મંદિરની બાજુમાં ઊભો રહી મૃદંગ અને કરતાલ લઈને ખૂબ જોરશોરથી ભજન કરતા જતા એક નાના ટોળાને જોઈ હું તેની માનસટીકા કરી રહ્યો હતો.

'ભગવાનના પવિત્ર અને દિવ્ય નામનો જાપ આ લોકો કેટલી ઉપરછલ્લી અને યાંત્રિક રીતે કરે છે.' એવો મને વિચાર આવ્યો. એ જ વખતે મારા આશ્ચર્ય વચ્ચે ગુરુમહાશય મારી તરફ ઝડપથી આવતા દેખાયા. 'ગુરુજી, આપ અહીં ક્યાંથી અને કેવી રીતે ?'

મારા પ્રશ્ન તરફ દુર્લક્ષ કરીને સંતે મારા વિચારોનો જવાબ આપવા માંડયો : 'બાળમહારાજ ! શું એ સાચું નથી કે વહાલા પ્રભુનું નામ જ્ઞાની કે અજ્ઞાની ગમે તેના મુખમાંથી નીકળે તોપણ મધુરું જ લાગે છે ?' એમણે પ્રેમથી મારા પર હાથ ફેરવ્યો. એમની હાથફેરવણીની જાદુઈ શેતરંજ ઉપર ઊડતો ઊડતો હું કૃપાળુ પ્રભુના સાંનિધ્યમાં પહોંચ્યો હોઉં એવું મને લાગ્યું.

'તને સિનેમા જોવાની ઇચ્છા છે ?' એકાંતપ્રિય ગુરુમહાશય તરફથી એક સાંજે પૂછવામાં આવેલા આ સવાલથી મને ઘણું આશ્ચર્ય થયું હતું. હિંદમાં તે વખતે આ શબ્દ ચલચિત્રોના અર્થમાં વપરાતો હતો. કોઈ પણ સંજોગોમાં એમના સત્સંગમાં રહેવાય એથી ખુશ થઈ મેં હા પાડી. કલકત્તા યુનિવર્સિટીની સામે આવેલા બગીચામાં અમે ગયા. તળાવ અથવા ગોળડીઘીના બાજુમાં મૂકેલા એક બાંકડા તરફ સંતે આંગળી ચીંધી.

'થોડીક મિનિટ આપણે અહીં બેસીએ. મારા ગુરુજી કહેતા કે જ્યાંજ્યાં પાણીનો મોટો જથ્થો હોય ત્યાં ધ્યાન કરવા બેસવું. અહીંની શાંતિ ઈશ્વરના અગાધ શાંત સ્વરૂપની યાદ આપે એવી છે. જેમ પાણીમાં બધી વસ્તુઓનો પડછાયો પડે છે તેમ વિશ્વમાનસ-રૂપી સરોવરમાં આખા બ્રહ્માંડનું પ્રતિબિંબ પડે છે. મારા ગુરુદેવ આવું વારંવાર બોલતા.'

અમે તરત જ યુનિવર્સિટીના સભાખંડમાં ગયા. ત્યાં પ્રવચન ચાલતું હતું. અમને એ ભાષણ તદ્દન નીરસ લાગ્યું, જો કે વખતો-વખત જાદુઈ ફાનસની મદદથી ચિત્રો બતાવી વિવિધતા લાવવાનો પ્રયત્ન થતો હતો, પણ એ ચિત્રો પણ એટલાં જ નીરસ હતાં.

'ગુરુજી શું મને આ જાતનો સિનેમા બતાવવા માગતા હતા!' મને આવો અધીરો વિચાર આવ્યો, પણ સંતની લાગણી ન દુભવ-વાના ઉદ્દેશથી મારા વદન ઉપર મેં કંટાળાનો ભાવ આવવા દીધો નહોતો. પણ મને તેમણે ફરી હળવેથી કહ્યું :

'બાળમહારાજ! હું જોઉં છું કે તને આ ચિત્રો ગમતાં નથી. મેં માતાજીને આ વાત નિવેદનના રૂપમાં કરી છે. તેઓ આપણા બન્ને સાથે સહમત છે અને કહે છે કે વીજળીની બત્તીઓ હમણાં જ જતી રહેશે. આ ઓરડો આપણે છોડી જઈએ નહિ ત્યાં સુધી એ પાછી સળગશે નહિ.'

આ છાની વાત પૂરી થતાંની સાથે જ આખા સભાખંડમાં અંધકાર છવાઈ ગયો. પ્રવચનકાર પ્રોફેસરસાહેબનો મોટો અવાજ પણ આ કોલાહલમાં ડૂબી ગયો.

'આ ખંડની વીજળીયોજના ખામીભરી છે' આવા શબ્દો સંભળાવા લાગ્યા. આ દરમિયાન ગુરુમહાશય અને હું દરવાજાનો ઉંબરો વટાવી ગયા હતા. ઓસરીમાંથી પાછી નજર નાખતાં જણાયું કે અમારી રંગભૂમિ ફરી પાછી પ્રકાશિત થઈ ઊઠી હતી.

ધ્યાનમાં આવી છે. સામે દેખાય છે તે રાતા રંગવાળા ઘર સુધી આપણે જઈશું એટલે તેને કોઈ અગત્યનું કામ યાદ આવી જશે અને આપણને તે છોડી જશે એવું માતાજી વચન આપે છે.'

મુક્તિની નિર્દિષ્ટ જગ્યા ઉપર મારી દૃષ્ટિ ખોડાઈ ગઈ. લાલ ઘરના દરવાજા સુધી પહોંચતા જ પેલો શેખીખોર કશું પણ કારણ આપ્યા સિવાય અને અમને નમસ્તે પણ કર્યા સિવાય રસ્તો વટાવી ગયો. ખળભળેલું વાતાવરણ શાંત થયું.

બીજે દિવસે હું એકલો જ હાવરા રેલવે સ્ટેશનની આજુબાજુ ફરતો હતો. એક મંદિરની બાજુમાં ઊભો રહી મૃદંગ અને કરતાલ લઈને ખૂબ જોરશોરથી ભજન કરતા જતા એક નાના ટોળાને જોઈ હું તેની માનસટીકા કરી રહ્યો હતો.

'ભગવાનના પવિત્ર અને દિવ્ય નામનો જાપ આ લોકો કેટલી ઉપરછલ્લી અને યાંત્રિક રીતે કરે છે.' એવો મને વિચાર આવ્યો. એ જ વખતે મારા આશ્ચર્ય વચ્ચે ગુરુમહાશય મારી તરફ ઝડપથી આવતા દેખાયા. 'ગુરુજી, આપ અહીં ક્યાંથી અને કેવી રીતે ?'

મારા પ્રશ્ન તરફ દુર્લક્ષ કરીને સંતે મારા વિચારોનો જવાબ આપવા માંડ્યો : 'બાળમહારાજ ! શું એ સાચું નથી કે વહાલા પ્રભુનું નામ જ્ઞાની કે અજ્ઞાની ગમે તેના મુખમાંથી નીકળે તોપણ મધુરું જ લાગે છે ?' એમણે પ્રેમથી મારા પર હાથ ફેરવ્યો. એમની હાથફેરવણીની જાદુઈ શેતરંજ ઉપર ઊડતો ઊડતો હું કૃપાળુ પ્રભુના સાંનિધ્યમાં પહોંચ્યો હોઉં એવું મને લાગ્યું.

'તને સિનેમા જોવાની ઇચ્છા છે ?' એકાંતપ્રિય ગુરુમહાશય તરફથી એક સાંજે પૂછવામાં આવેલા આ સવાલથી મને ઘણું આશ્ચર્ય થયું હતું. હિંદમાં તે વખતે આ શબ્દ ચલચિત્રોના અર્થમાં વપરાતો હતો. કોઈ પણ સંજોગોમાં એમના સત્સંગમાં રહેવાય એથી ખુશ થઈ મેં હા પાડી. કલકત્તા યુનિવર્સિટીની સામે આવેલા બગીચામાં અમે ગયા. તળાવ અથવા ગોળદીર્ધાના બાજુમાં મૂકેલા એક બાંકડા તરફ સંતે આંગળી ચીંધી.

'થોડીક મિનિટ આપણે અહીં બેસીએ. મારા ગુરુજી કહેતા કે જ્યાંજ્યાં પાણીનો મોટો જથ્થો હોય ત્યાં ધ્યાન કરવા બેસવું. અહીંની શાંતિ ઈશ્વરના અગાધ શાંત સ્વરૂપની યાદ આપે એવી છે. જેમ પાણીમાં બધી વસ્તુઓનો પડછાયો પડે છે તેમ વિશ્વમાનસ-રૂપી સરોવરમાં આખા બ્રહ્માંડનું પ્રતિબિંબ પડે છે. મારા ગુરુદેવ આવું વારંવાર બોલતા.'

અમે તરત જ યુનિવર્સિટીના સભાખંડમાં ગયા. ત્યાં પ્રવચન ચાલતું હતું. અમને એ ભાષણ તદ્દન નીરસ લાગ્યું, જો કે વખતો-વખત જાદુઈ ફાનસની મદદથી ચિત્રો બતાવી વિવિધતા લાવવાનો પ્રયત્ન થતો હતો, પણ એ ચિત્રો પણ એટલાં જ નીરસ હતાં.

'ગુરુજી શું મને આ જાતનો સિનેમા બતાવવા માગતા હતા!' મને આવો અર્ધારો વિચાર આવ્યો, પણ સંતની લાગણી ન દુભવ-વાના ઉદ્દેશથી મારા વદન ઉપર મેં કંટાળાનો ભાવ આવવા દીધો નહોતો. પણ મને તેમણે ફરી હળવેથી કહ્યું :

'બાળમહારાજ! હું જોઉં છું કે તને આ ચિત્રો ગમતાં નથી. મેં માતાજીને આ વાત નિવેદનના રૂપમાં કરી છે. તેઓ આપણા બન્ને સાથે સહમત છે અને કહે છે કે વીજળીની બત્તીઓ હમણાં જ જતી રહેશે. આ ઓરડો આપણે છોડી જઈએ નહિ ત્યાં સુધી એ પાછી સળગશે નહિ.'

આ છાની વાત પૂરી થતાંની સાથે જ આખા સભાખંડમાં અંધકાર છવાઈ ગયો. પ્રવચનકાર પ્રોફેસરસાહેબનો મોટો અવાજ પણ આ કોલાહલમાં ડૂબી ગયો.

'આ ખંડની વીજળીયોજના ખામીભરી છે' આવા શબ્દો સંભળાવા લાગ્યા. આ દરમિયાન ગુરુમહાશય અને હું દરવાજાનો ઉંબરો વટાવી ગયા હતા. ઓસરીમાંથી પાછી નજર નાખતાં જણાયું કે અમારી રંગભૂમિ ફરી પાછી પ્રકાશિત થઈ ઊઠી હતી.

'બાળમહારાજ ! પેલા સિનેમાથી તને નિરાશા ઊપજી છે પણ હું ધારું છું કે બીજા પ્રકારનાં ચિત્રો તને ગમી જશે.' અમે — સંત ને હું — યુનિવર્સિટીના મકાન સામેના ફૂટપાથ ઉપર ઊભા હતા. એમણે મારા હૃદયની ઉપર આવેલી છાતી ઉપર હળવેથી એક થાપટ મારી.

પરિવર્તનશીલ મૌન હવે શરૂ થયું. જેવી રીતે આધુનિક બોલપટ ધ્વનિયંત્ર બગડી જતાં અશ્રાવ્ય શાંત ચલચિત્ર બની જાય છે તેવી જ રીતે કોઈ દિવ્ય હાથના અગમ્ય ચમત્કારથી આ સંસારની પાર્થિવ ધમાલ શાંત થઈ ગઈ. રસ્તાના રાહદારીઓ, આવતી જતી ટ્રોલીઓ, મોટરગાડીઓ, ખટારાઓ, અને ચાર પૈડાંની અશ્વગાડીઓ એ બધાં અવાજ વગર આવજા કરવા લાગ્યાં. હું જાણે સર્વવ્યાપક આંખ ધરાવતો હોઉં એમ મારી સામેનાં તેમ જ પછવાડેનાં અને બન્ને બાજુઓનાં એમ તમામ દૃશ્યો હું સરળતાથી જોઈ શકતો હતો. કલકત્તાના આ નાનકડા લત્તાની પ્રવૃત્તિઓનું તમામ દૃશ્ય જે મારી સામેથી પસાર થતું હતું તે બિલકુલ અવાજ વગરનું હતું. જેમ રાખના આછા આવરણ નીચે પડી રહેલો અંગારો ઝાંખી પલક માર્યા કરે તેમ આ વિશાળ દૃશ્યની નીચે ઝાંખો પ્રકાશ પલક્યા કરતો હતો.

અનેક પડછાયાઓની માફક મારું શરીર પણ તેવા જ એક પડછાયા જેવું લાગ્યું. જો કે એ સ્થિર હતું જ્યારે બીજાં શરીરો અવાજરહિત આમતેમ ગતિ કરતાં હતાં. કેટલાક છોકરાઓ જેઓ મારા મિત્રો હતા તેઓ આવ્યા અને ચાલ્યા ગયા. તેમણે મારી સામે સીધું જોયું હતું પણ તેઓ મને ઓળખી શક્યા નહોતા.

આ અનુપમ મૂક નૃત્યથી મને અવર્ણનીય ભાવોદ્રેક થયો. કોઈ અમૃતઝરામાંથી મેં ધરાઈ ધરાઈને અમૃત પીધું. ગુરુમહાશયે મારી છાતી ઉપર એક બીજો હળવો મુક્કો માર્યો. દુનિયાની ધમાલ મારી નામરજી છતાં ફરી પાછી મારા કાન પર અથડાવા લાગી. આછા

સ્વપ્નમાંથી મને કોઈએ જબરજસ્તીથી જગાડ્યો હોય એમ હું ચોંકી ઊઠ્યો. દિવ્ય ઘેનની મર્યાદામાંથી હું છૂટો થયો.

'બાળમહારાજ ! હું જોઉં છું કે બીજું ચલચિત્ર[૪૮] તને રુચ્યું છે.' સંતે સ્મિત કરતાં કહ્યું. હું તેમની સામે જમીન પર પડી આભારદર્શન માટે નમસ્કાર કરવા જતો હતો એટલામાં તેઓ બોલ્યા : 'તું હવે મને પ્રણામ કરી શકશે નહિ. તું જાણે છે કે ઈશ્વર તારા દેહમંદિરમાં પણ છે ! હું મારી દિવ્ય માને તારા હાથ મારફત મારાં ચરણોને સ્પર્શ કરવા દઈશ નહિ !'

જો કોઈ તટસ્થ પ્રેક્ષક મારા વિનમ્ર ગુરુજી અને મને આ ગીચોગીચ ફૂટપાથ ઉપર ચાલી જતા જુએ તો તે અમને નશામાં ચકચૂર થયેલા જ ધારે. મને એમ પણ લાગ્યું કે સંધ્યા સમયનો વધતો જતો અંધકાર પણ અમારી સાથેની સહાનુભૂતિમાં ઈશ્વરના તાનમાં ચકચૂર હતો.

એમની અનુપમ ભલમનસાઈની પ્રશસ્તિ કરવાનો અતિ નમ્ર પ્રયત્ન કરતાં કરતાં મને વિચાર આવ્યો કે ગુરુમહાશય અને એમના જેવી ઊંચી દિવ્ય દર્શનશક્તિવાળા બીજા અનેક સંતો જેઓ આધ્યાત્મિક સાધના દરમિયાન મારા માર્ગમાં આવ્યા છે તેમને કદી એવો ખ્યાલ આવ્યો હશે ખરો કે અનેક વર્ષો પછી દૂર પશ્ચિમની ભૂમિમાં બેઠાં બેઠાં દિવ્ય ભક્ત તરીકે હું તેમનાં જીવનચરિત્રો લખીશ. એમની એવી અગમવાણીથી મને અને જેમણે અહીં સુધી આ પુસ્તક વાંચ્યું છે તેવા મારા વાચકોને ભાગ્યે જ આશ્ચર્ય થાય એવી હું આશા રાખું છું.

વિશ્વપ્રેમી – જગદંબાના એક માત્ર સાદા ખ્યાલ (ધ્યેય) મારફતે જ જગતના બધા ધર્મોના સંતોએ ઈશ્વરસાક્ષાત્કાર કર્યો છે કેમ કે સ્વયંભૂ તત્ત્વ નિર્ગુણ (ગુણોરહિત) અને અચિં

( ચિંતન કરી શકાય નહિ એવું ) છે તેથી એને ( સ્વયંભૂ તત્ત્વ ) માનવબુદ્ધિએ તલસાટથી જગદંબા – વિશ્વમાતાનું સાકાર રૂપ આપ્યું. કૈવલ્યનું તત્ત્વજ્ઞાન અને સાકારની ભકિતનો સંયોગ એ વેદો અને ભગવદ્‌ગીતામાં પ્રતિપાદન કરેલી હિંદુ વિચારધારાની અણમોલ પ્રાચીન સિદ્ધિ છે. ‘ પરસ્પર વિરોધોનું એકીકરણ ’ આવી રીતે બુદ્ધિ અને હૃદય બન્નેને સંતોષે છે. ભકિત અને જ્ઞાન બન્ને તાત્ત્વિક રીતે એક જ છે. પ્રપતિ ઈશ્વરનો ‘ આશ્રય લેવો ’ અને શરણાગતિ ‘ પોતાની જાતને દિવ્ય તત્ત્વની કૃપા ઉપર છોડી દેવી ’ આ બન્ને ખરેખર ઉચ્ચતમ જ્ઞાનના માર્ગો છે.

ઈશ્વર એ જ તેમનો પ્રાણ અને તેમનો જીવનનિયામક ને એવી સંપૂર્ણ શ્રદ્ધાવાળી નિષ્ઠામાં જ ગુરુમહાશય અને બીજા તમામ યુગોના સંતોની નમ્રતાનું બીજ પડેલું છે કેમ કે ઈશ્વર ખુદ સ્વભાવે જ સુખરૂપ છે એટલે જે માનવી એની સાથે સાયુજ્ય થયેલો હોય તે પણ અનંત આનંદનો જ અનુભવ કરે છે. ‘ આનંદ એ આત્મા અને ઇચ્છાશકિતના સર્વ આવિર્ભાવોમાં પ્રથમ છે.’[૪૯]

વિશ્વમાતા – જગદંબાની બાળભાવે ભકિત કરતા તમામ યુગોના સંતો ખાતરી આપે છે કે માતા તેમની સાથે રમવા હંમેશાં તૈયાર હોય છે. ગુરુમહાશયના જીવનમાં અનેક અગત્યના અને બિનઅગત્યના અવસરો ઉપર દિવ્ય લીલાનાં દર્શનો થયાં છે. ઈશ્વરની દૃષ્ટિમાં નાનું કે મોટું એવું કશું જ નથી. એક જ અણુ બનાવવામાં એણે એની સંપૂર્ણ કારીગરી બતાવી ન હોત તો આકાશમાં અભિજિત અને સ્વાતિનાં ભવ્ય નક્ષત્રો હોત ખરાં કે ? ખસૂસ ઈશ્વરને ‘ અગત્ય ’ અને ‘ બિનઅગત્ય ’ના ભેદભાવની બિલકુલ ખબર નથી. નહિ તો કદાચ એક ટાંકણીને વાંકે આખું વિશ્વ સંકેલાઈ જાય.

## ૧૦

# ગુરુ શ્રી યુક્તેશ્વરજી સાથે મિલન

'પૂર્વ તૈયારી સિવાય પરીક્ષામાં પાસ થવાય નહીં—માત્ર આટલા અપવાદ સાથે ઈશ્વર ઉપરની શ્રદ્ધા કોઈ પણ ચમત્કાર સરજી શકે છે.' નવરાશની વેળાએ હાથમાં લીધેલા એક 'પ્રેરણાત્મક' પુસ્તકમાં આવું વાક્ય વાંચીને અણગમો આવવાથી મેં તે બાજુએ મૂક્યું.

મેં વિચાર્યું : 'લેખકનો અપવાદ ઈશ્વર ઉપરની એની સંપૂર્ણ અશ્રદ્ધા સૂચવે છે. આ બિચારાને મધરાત સુધી તેલ બાળીને વાંચવામાં જ વધારે શ્રદ્ધા હોય એમ લાગે છે.'

મારી હાઈ સ્કૂલનો અભ્યાસક્રમ હું પૂરો કરીશ એવું મેં પિતાજીને વચન આપ્યું હતું. અભ્યાસમાં ઉદ્યમી હોવાનો મેં કદી દાવો કર્યો નથી. વર્ગોમાં જઈ અભ્યાસ કરવા કરતાં કલકત્તાની સ્મશાનભૂમિઓના એકાંત ખૂણાઓમાં જ હું વધારે ભટકતો. રાત્રિ દરમિયાન ખસૂસ વધારે ભયંકર લાગતી. આજુબાજુની સ્મશાન-ભૂમિઓ યોગીને માટે ખૂબ અનુકૂળ ગણાતી. જેણે અમૃતતત્ત્વની શોધ કરવી છે તેણે નગ્ન ખોપરીઓની બીક તજવી જોઈએ. હાડકાંઓનું બનાવેલું આ અસ્થિપિંજર માનવીની અપૂર્ણતાઓનું દ્યોતક છે. શાળાના વિદ્યાર્થી કરતાં મારું રાત્રિજાગરણ જુદા જ હેતુઓસર થતું હતું.

હિંદુ હાઈ સ્કૂલની વાર્ષિક પરીક્ષાનું છેલ્લું અઠવાડિયું બહુ નજીક આવતું હતું. કબરસ્તાનની ભૂતાવળ માફક આ તૈયારીકાળ પણ ભારે ભડક પેદા કરનારો હોય છે, એમ છતાં મારું મગજ શાંત હતું. શાળાના વર્ગોમાં જે જ્ઞાન ન મળે તે મને ભૂતાવળનો સામનો કરતાં કરતાં મળતું હતું. જો કે સ્વામી પ્રણવાનંદજીની માફક એકી-વખતે બે શરીરો ધારણ કરવાની કળા હજી મને લાધી નહોતી. સ્પષ્ટ રીતે કહું તો મારી શિક્ષણવિષયક સમસ્યાઓનો ઉકેલ તો

હવે મને નવો મોભો મળ્યો હોવાથી ઘરથી બહાર જવા માટે હું હવે ખુલ્લી રીતે યોજના કરવા લાગ્યો. મારા એક યુવાન મિત્ર જિતેન્દ્ર મજુમદારની[૫૧] સાથે બનારસ જઈ ત્યાંના શ્રી ભારત ધર્મ મહામંડળ આશ્રમમાં આધ્યાત્મિક સાધનાની તાલીમ લેવાનો મેં નિશ્ચય કર્યો. એક દિવસે સવારે મારા કુટુંબથી થનારા વિયોગના વિચારથી મને ખૂબ દુઃખ થયું. મારી માતાના મૃત્યુ પછી બંને નાના ભાઈઓ સાનંદ અને વિષ્ણુ અને મારી નાની બહેન થામુ તરફ મારો પ્રેમ વિશેષ કોમળ થઈને વહેવા લાગ્યો હતો. હું મારી ઉશ્કેરાટભરી સાધનાના અનેકવિધ પ્રસંગોના સાક્ષી જેવા મારા નાના માળિયાના આશ્રયે દોડી ગયો. બે કલાકની સતત અશ્રુધારા પછી, કોઈ જાદુઈ મંત્રની માફક મારું સંપૂર્ણ રૂપાંતર થયું હોય એવું મને લાગ્યું. સર્વ આસક્તિ[૫૨] નષ્ટ થઈ અને મિત્રોના પણ મિત્ર એવા ઈશ્વરને શોધવાનો મારો નિશ્ચય કાળમીંઢ પથ્થરની માફક વજ્રલેપ થયો.

જ્યારે હું છેવટના આશીર્વાદ માટે પિતાજીની સામે જઈને ઊભો રહ્યો ત્યારે તેણે દુઃખી અવાજે કહ્યું : 'હું એક છેવટની સૂચના કરું છું. મને અને તારાં દુઃખી થતાં ભાઈઓ અને બહેનોને તું ભૂલીશ નહીં.'

'પૂજ્ય પિતાજી, આપને માટેના મારા પ્રેમ માટે હું શું કહું ? પણ જે મહાન પિતાએ આ દુનિયામાં મને એક આદર્શ પિતાની લહાણ કરી છે તેને માટેનો મારો પ્રેમ અધિકતર છે. મને જવા દો. હું એક દિવસ ઉત્કૃષ્ટ પ્રજ્ઞાવાળો થઈને પાછો આવીશ.'

પિતા પાસે મહામુશ્કેલીએ મેળવેલી સંમતિ સાથે હું બનારસના આશ્રમમાં જિતેન્દ્રનો સહાધ્યાયી થવા ઊપડ્યો. આવતાંની સાથે જ ત્યાંના યુવાન સંચાલક સ્વામી દયાનંદે મારો ભાવભર્યો સત્કાર કર્યો. તેઓ ઊંચા, પાતળા અને ગંભીર સ્વભાવના હતા; તેમની સુંદર મુખમુદ્રા બુદ્ધની સ્વસ્થતાનો પરિચય કરાવતી હતી.

મને જાણીને આનંદ થયો કે મારા આ નવા ઘરમાં એક માળિયું હતું જ્યાં હું મારો પરોઢિયાનો અને સવારનો સમય ગાળતો. આશ્રમના સભ્યો, ધ્યાનની પ્રક્રિયા જાણતા ન હોવાથી એમ માનતા કે મારે મારો બધો વખત આશ્રમની વ્યવસ્થામાં જ આપવો. તેમના કાર્યાલયમાં નમતે બપોરે હું જે કામ કરતો તેની પણ તેઓ પ્રશંસા કરતા.

'ઈશ્વરપ્રાપ્તિનો પ્રયત્ન આટલો જલદી નહીં કરો!' એક દિવસ હું વહેલી સવારે માળિયા તરફ જતો હતો ત્યારે એક સહાધ્યાયીએ વક્રોક્તિમાં કહ્યું : 'હું દયાનંદને મળવા ગયો. તેઓ ગંગાતટ ઉપરના પોતાના નાના એકાંતવાસમાં કામ કરતા હતા.'

'સ્વામીજી, અહીં મારે શું કરવાનું છે તેની મને સમજ પડતી નથી. હું ઈશ્વરનો સીધો અનુભવ કરવા માગું છું. તેના સિવાય કોઈ મત, પંથ કે સત્કાર્યોથી પણ મને સંતોષ મળે એમ નથી.'

એ ભગવાંધારી સંન્યાસી સંતે પ્રેમપૂર્વક મારો વાંસો થાબડ્યો. બનાવટી ઠપકાના રૂપમાં પાસે બેઠેલા શિષ્યોને ગુસ્સે થઈને તેમણે કહ્યું : 'મુકુન્દને સતાવશો નહિ. તે આપણી રીતભાત શીખી જશે.'

મેં મારી શંકા વિનયપૂર્વક દાબી જ રાખી, વિદ્યાર્થીઓ ઓરડો છોડી ગયા. તેમને ઠપકાની કાંઈ અસર થઈ હોય એવું લાગ્યું નહિ. દયાનંદ મને કાંઈક વિશેષ કહેવા માગતા હતા.

'મુકુન્દ, હું જોઉં છું કે તારા પિતાજી તને નિયમિત પૈસા મોકલે છે, તે તેમને હવે પાછા મોકલજે; અહીં એની જરૂર નથી. તારી શિસ્ત માટે મારી બીજી સૂચના ખોરાક સંબંધી છે. તને ભૂખ લાગે તોપણ તારે બોલવું નહિ.'

ભૂખમરાનું દુઃખ મારી આંખોમાં દેખાયું કે નહિ તે મેં જાણ્યું નહિ કેમ કે મેં એ કદી અનુભવ્યું નહોતું. પણ હું ક્યારે ભૂખ્યો થતો તે હું બરાબર જાણતો હતો. આશ્રમમાં પ્રથમ ભોજનનો

નિશ્ચિત સમય બાર વાગ્યાનો હતો. મારે ઘેર નવ વાગ્યે મને એક સારો સરખો નાસ્તો કરવાની ટેવ હતી.

આ રીતે દરરોજ ત્રણ કલાકનું અંતર મારે માટે અસહ્ય હતું. કલકત્તામાં દસ મિનિટની ઢીલ માટે હું રસોઈયાની ધૂળ કાઢી નાખતો તે દિવસો તો હવે ગયા જ સમજવાના. હવે ખાવાની રુચિ ઉપર મેં અંકુશ મૂકવા માંડચો. એક દિવસ મેં ચોવીસ કલાકનો ઉપવાસ આદર્યો. બીજે દિવસે બેવડા ઉત્સાહથી હું મધ્યાહ્નની રાહ જોવા લાગ્યો.

'દયાનંદજીની ટ્રેન આજે મોડી છે. તે આવે ત્યાં સુધી અમે જમવાના નથી.' જિતેન્દ્ર આ મોકાણના સમાચાર લઈ આવ્યો હતો. તેમના સ્વાગત માટે ઘણી સ્વાદિષ્ટ વાનગીઓ બનાવવામાં આવી હતી. મઘમઘતી સુવાસ વાતાવરણમાં પ્રસરી રહી હતી. બીજું કાંઈ જ મળ્યું નહિ ત્યારે આગલે દિવસે કરેલા ઉપવાસ માટેનું મારું અભિમાન જ મારે ગળી જવું પડયું હતું.

'પ્રભુ, ગાડી જલદી આવે તેમ કર !' દયાનંદનો મનાઈહુકમ મને શાંત કરવામાં સફળ થયો પણ વિશ્વંભરને એની મર્યાદામાં સમાવી લેવાનું ભાગ્યે જ વિચારાયું હશે એમ છતાં વિશ્વંભરનું ધ્યાન બીજી બાજુએ હતું અને તેથી મારી પ્રાર્થના વ્યર્થ ગઈ. ઘડિયાળના કાંટા આગળ ધપતા જ રહ્યા : અમારા સ્વામીજીએ દરવાજામાં પ્રવેશ કર્યો ત્યારે અંધારું પથરાઈ ગયું હતું. નિર્ભેળ ખુશાલીમાં મેં તેમનું સ્વાગત કર્યું.

જિતેન્દ્ર ફરી પાછો આવીને સ્નાનના સમાચાર આપી ગયો : 'દયાનંદજી સ્નાન અને સંધ્યા પતાવશે પછી જ આપણે ભોજન લઈશું.'

હું હવે બેભાન થવાની અણી પર હતો. ભૂખના આ નવા દુઃખથી હું વ્યાકુળ બની ગયો. દુકાળિયાઓની હારમાળાનાં જે ચિત્રો અગાઉ મેં જોયેલાં તે હવે સામે દેખાયાં.

'બનારસ શહેરમાંનું હવે પછીનું ભૂખમરાનું પહેલું મરણ આ આશ્રમમાંથી હમણાં જ નોંધાશે,' એવું મને લાગ્યું. પણ ભોજનના અમૃતતુલ્ય આમંત્રણથી આ સંકટ રાત્રે નવ વાગે ટળ્યું. જીવનના એક અણમોલ અવસરની માફક ભોજનની ઉત્કૃષ્ટતાને લીધે આ પ્રસંગ ચિરસ્મરણીય બની રહ્યો.

ખાવામાં હું મશગૂલ બની ગયો હતો છતાં મેં જોયું કે દયાનંદજી નીરસતાથી ખાતા હતા. મારા ઇન્દ્રિયજન્ય આનંદથી તેઓ પર હતા

'સ્વામીજી, આપને ભૂખ નહોતી લાગી?' હું ખૂબ ધરાઈને જમ્યો હતો અને તેમના અભ્યાસખંડમાં તેમની સાથે હું એકલો જ હતો.

તેમણે કહ્યું : 'કેમ નહીં! ચાર કે પાંચ દિવસથી મેં કશું ખાધું કે પીધું નથી. હું ટ્રેનમાં કદી ખાતો નથી કેમ કે સંસારી મનુષ્યોના અનેકવિધ તરંગોથી ત્યાંનું વાતાવરણ દૂષિત થયેલું હોય છે. મારી પોતાની સંસ્થાના સાધુઓના શાસ્ત્રીય નિયમો હું બહુ ચુસ્તપણે પાળું છું. અમારી સંસ્થાના વ્યવસ્થાના કેટલાક પ્રશ્નોના ઉકેલનો ભાર મારા માથા પર હતો. આજે રાત્રે આપણે ઘેરે પણ મેં ભોજન ટાળ્યું છે. ઉતાવળ શી છે? આવતી કાલે યથેચ્છ ભોજન લેવાનો મેં વિચાર રાખ્યો છે.' તેઓ નિખાલસતાથી હસ્યા.

હું શરમથી ગૂંગળાઈ ગયો. પણ આગલા દિવસની યાતના હું કેમે કરી ભૂલી શકતો નહોતો. મેં વિશેષ સવાલ કર્યો :

'સ્વામીજી, હું ગૂંચવાઉં છું. આપની સૂચના પ્રમાણે ધારો કે હું ખોરાકની માગણી ન કરું અને કોઈ મને આપે પણ નહીં તો મારે શું કરવું? શું મારે ભૂખે મરવું?'

'જરૂર મરવું.' આ ભયંકર સલાહથી ધડાકો થયા જેવું થયું : 'મુકુંદ, જરૂર પડે તો મરવું! તું ઈશ્વરની શક્તિથી નહીં પણ ખોરાકની શક્તિથી જ જીવે છે એ વાતનો તું કદી પણ સ્વીકાર કરીશ

નહીં ! જેણે પોષણ માટેની સર્વ ચીજો ઉત્પન્ન કરી છે અને જેણે ખાવા માટેની રુચિની બક્ષિસ આપી છે તે પોતાના ભક્તનું પોષણ અને રક્ષણ જરૂર કરશે જ. ઘડીભર પણ ખ્યાલ ન કરીશ કે ચોખા તારા શરીરને પોષે છે અને પૈસા અથવા મનુષ્યો તને આધાર આપે છે ! જો ઈશ્વર તારામાંથી પ્રાણશક્તિ ખેંચી લે તો શું તેઓ તને કશી પણ મદદ કરી શકે ખરા ? આ ચીજો તો તેનાં સાધનો માત્ર છે. આ ખોરાક તારા પેટમાં હજમ થાય છે એમાં તારી કોઈ કરામત છે કે ? તારી વિવેકબુદ્ધિને જાગ્રત કર, મુકુન્દ ! આ મધ્યસ્થ સાંકળ તોડી નાખ અને શુદ્ધ એક તત્ત્વની ઝાંખી કર !'

તેમના આ તીક્ષ્ણ ધાર જેવા શબ્દો મારા રોમેરોમમાં ઊંડા ઊતરી ગયા. આત્મા ઉપર શારીરિક જરૂરિયાતો સરસાઈ ભોગવે છે એ જમાનાજૂનો આભાસ નષ્ટ થયો. ત્યાં અને તે જ ક્ષણે આત્માની સંપૂર્ણતાનો મેં સ્વાદ ચાખ્યો. બનારસના આશ્રમમાં મળેલા આ બોધપાઠની ઉપયોગિતાનો સાક્ષાત્કાર મને અવિરત મુસાફરીવાળા મારા પાછલા જીવનમાં અનેક અજાણ્યાં શહેરોમાં કેટલીય વાર થયો હતો.

મારી માતાએ મને વારસામાં આપેલું પેલા સાધુનું ચાંદીનું તાવીજ એ જ મારી સાથે કલકત્તાથી આવેલી એક માત્ર મારી મૂલ્યવાન મૂડી હતી. વરસો સુધી એને સંભાળી રાખ્યા પછી આશ્રમમાં મેં એને મારા ઓરડામાં સંભાળપૂર્વક સંતાડી રાખ્યું હતું. આ તાવીજના ચમત્કારનો આનંદ ફરી પાછો તાજો કરવા મેં એક સવારે તાળાથી બંધ કરેલી પેટી ઉઘાડી જોઈ. અંદરનું સીલબંધ કવર અકબંધ હોવા છતાં અંદરનું તાવીજ અદૃશ્ય ! ખિન્ન હૃદયે એ કવર તોડી નાખ્યું, અને ખાતરી કરી જોઈ. સાધુના ભવિષ્યકથન પ્રમાણે એ અદૃશ્ય થયું અને જે અવકાશમાંથી એ આવ્યું હતું ત્યાં એ પાછું ચાલ્યું ગયું.

દયાનંદના શિષ્યો સાથેનો મારો સંબંધ ઉત્તરોત્તર બગડતો ગયો. મારા નિશ્ચયાત્મક અલગપણાથી દુભાઈને આખો આશ્રમ

મારો વિરુદ્ધ થયો. જે આદર્શ માટે મેં ઘર અને સંસારની આકાંક્ષાઓ છોડી દીધેલી તેના આધાર રૂપ જે ધ્યાન તેને ચુસ્તપણે વળગી રહેવાની મારી અડગ વલણ ઉપર ચારે બાજુથી ક્ષુલ્લક ટીકાઓ થવા લાગી.

સાત્ત્વિક રોષથી ઊકળી ઊઠી એક દિવસ મળસકે હું મેડી પર ચડી ગયો અને ચોક્કસ જવાબ ન મળે ત્યાં સુધી ધ્યાનમાં બેસી રહેવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો.

'ઓ વિશ્વની દયાળુ માતા! માનસિક દૃશ્યો દ્વારા તું જ પોતે મને સલાહ આપ અથવા એને માટે કોઈ ગુરુને મોકલ.'

મારી આર્જવભરી કાકલૂદી કલાકો સુધી ચાલુ રહી પણ પરિણામ કાંઈ જ આવ્યું નહિ. આખરે મારું શરીર અમર્યાદ વર્તુળમાં ઊંચે ફેંકાઈ ગયું હોય એવું મને લાગ્યું.

'તારા ગુરુજી આજે આવે છે!' કોઈ દિવ્ય નારીના મુખના અવાજ જેવા ભણકારા સર્વ બાજુથી સંભળાવા લાગ્યા.

એક ચોક્કસ સ્થાન તરફથી આવેલી બૂમને લીધે આ સ્વર્ગીય અનુભવમાં ભંગ પડચો. હબુ નામથી ઓળખાતો એક જુવાન સાધુ મને નીચેના રસોડામાંથી બોલાવી રહ્યો હતો.

'મુકુન્દ, ધ્યાન હવે બંધ કર! તારે માટે સંદેશો લાવ્યો છું.'

બીજા કોઈ દિવસે આનો જવાબ મેં ઉદ્ધતાઈથી આપ્યો હોત પણ આજે મેં મારાં આંસુ લૂછી નાખ્યાં અને આમંત્રણને આધીન થવા છાનોમાનો નીચે ઊતર્યો. અમે બન્ને – હબુ અને હું – બનારસના બંગાળી વિભાગમાં આવેલી દૂરની માર્કેટ તરફ જવા નીકળી પડચા. બજારોમાં અમે ખરીદી કરીને અમે પરવાર્યા ત્યારે પ્રખર તપતો સૂર્ય માથા પર આવ્યો નહોતો. રંગબેરંગી સાડીઓવાળી ગૃહિણીઓ, ભોમિયાઓ, પુરોહિતો, સાદાં વસ્ત્રવાળી વિધવાઓ, ગૌરવશીલ બ્રાહ્મણો અને સર્વવ્યાપી પવિત્ર નંદીઓના શંભુમેળામાં થઈને અમે આગળ ધપ્યે જતાં હતાં. એક નાનીસરખી ગલી

વટાવ્યા પછી મોઢું ફેરવતાં જણાયું કે આ ગલી એક લાંબી સાંકડી નેળ જેવી છે.

આ ગલીને સામે છેડે સંન્યાસીનાં ભગવાં વસ્ત્રોમાં સજ્જ થયેલો ઈસુ ખ્રિસ્ત જેવો એક માણસ સ્થિર ઊભેલો જોવામાં આવ્યો. એ પરાપૂર્વનો પરિચિત છે એવું મને તત્કાળ લાગ્યુ. ક્ષણભર મારી દૃષ્ટિ તેમના પર ભૂખ્યા ડાંસની માફક ખોડાઈ રહી પણ તરત જ શંકાઓ જાગી ઊઠી.

'તું જેને સારી રીતે ઓળખે છે તેની સાથે આ ભટકતા સાધુને શા માટે સરખાવે છે? સ્વપ્નદર્શી, આગળ ચાલ!' હું આમ વિચાર કરતો હતો.

દસ મિનિટ પછી મને મારા પગ ભારે જડ થતા લાગ્યા.

પગ પથ્થર જેવા જડ થઈ ગયા હોય એમ હું આગળ ચાલી જ શક્યો નહિ. મહામહેનતે હું પાછો વળ્યો. મારા પગ અસલ સ્થિતિમાં આવતા હતા. મેં વિરુદ્ધ દિશામાં મોઢું ફેરવ્યું. ફરીથી ભારે વજનનો બોજ લદાયો.

'આ સંત લોહચુંબકની માફક મને એમની તરફ ખેંચે છે!' આ વિચાર આવતાંની સાથે જ મેં મારા હાથમાંનાં બંડલો હબુના હાથમાં આપ્યાં. મારા પગોની વિચિત્ર ગતિને તે રમૂજપૂર્વક જોઈ રહ્યો અને પછી તે ખડખડાટ હસી પડ્યો.

'તને શું થાય છે? તારું ચસકી તો નથી ગયું ને?' મારી ઉગ્ર વ્યાકુળતાને લીધે આ ટીકાનો જવાબ મારાથી અપાયો નહિ અને હું ત્યાંથી છાનોમાનો છટકી ગયો. પવનવેગે પાછાં પગલાં માંડતો હોઉં એ રીતે પેલી સાંકડી ગલીને નાકે હું આવી લાગ્યો. મારી તીક્ષ્ણ દૃષ્ટિ પેલી મૂક આકૃતિ ઉપર ખોડાઈ ગઈ. એની દૃષ્ટિ તો મારી તરફ મંડાયેલી જ હતી. જરાક આગળ ચાલીને હું એમને ચરણે નમી પડ્યો.

'ગુરુદેવ!' મારા અંતરમાં થયેલાં હજારો દર્શનોમાં જેની દિવ્ય છબી અંકિત થઈ ગઈ હતી તે જ આ મુખારવિંદ છે. લાંબી દાઢી અને ગૂંથેલા વાળવાળા સિંહ સરખા માથાના આ

પુરુષની તેજ વેધક આંખો છે જે મારા રાત્રિધ્યાન દરમિયાન અનુભવાતી નિરાશાને ઉડાડી દેતી હતી. અને કાંઈક આશાનો સંચાર કરતી હતી જેનો તાગ હું હજી સુધી મેળવી શક્યો નહોતો.

'ઓ મારા પ્રાણરૂપ લાડકવાયા, તું મારી પાસે આવ્યો ખરો!' ઊભરાતા આનંદથી આ બંગાળી શબ્દો ગુરુજી ફરી ફરીને બોલ્યા : 'કેટલાં બધાં વર્ષોથી હું તારી રાહ જોતો હતો!'

અમે મૌનના અદ્વૈતમાં ચાલ્યા ગયા; શબ્દો સાવ નિરર્થક હતા. ગુરુના અંતઃકરણનું વક્તવ્ય નિઃશબ્દ ગીતના રૂપમાં શિષ્યના અંતરમાં સંક્રમણ થતું હતું. મારી અમોઘ પરીક્ષણશક્તિથી મેં જોઈ લીધું કે મારા ગુરુએ પરમેશ્વરને ઓળખી લીધા છે અને તેઓ મને તેની પાસે લઈ જઈ શકશે. પૂર્વાવતારની સ્મૃતિઓ રૂપી અરુણોદયમાં આ જીવનનું માયાવી આવરણ દૂર થઈ ગયું. કેવો નાટકીય કાળ! ભૂત, વર્તમાન અને ભવિષ્ય એનાં ઘટનાચક્રો છે. એમનાં આ પવિત્ર ચરણો સમક્ષ આજે હું પહેલી જ વાર પ્રણામ કરું છું એવું નથી!

એમના હાથમાં મારો હાથ લઈ એમના શહેરના રાણા મહાલ વિસ્તારમાં એમના કામચલાઉ નિવાસસ્થાને તેઓ મને લઈ ગયા. આ વખતે તેઓ લગભગ પંચાવનની ઉંમરે પહોંચેલા છતાં ચપળ અને યુવાનને શોભે એટલા વેગવાન, ઊંચા અને ટટાર હતા. પોતાના તાલીમબાજ શરીરથી તેઓ ગંભીર પગલે ચાલતા હતા. એમની કાળી વિશાળ આંખો અગાધ જ્ઞાનથી સુંદર દેખાતી હતી. એમના સહેજ વાંકડિયા વાળ મુખારવિંદની સત્તાવાહી પ્રખરતાને મૃદુ બનાવતા હતા. એમનામાંના બળની સાથે નમ્રતા વણાઈ ગઈ હતી.

ગંગાજીના તટ ઉપર ઝૂલતા પથ્થરના ઝરૂખાવાળા મકાન તરફ અમે જતા હતા ત્યારે એમણે પ્રેમથી કહ્યું :

'મારા સર્વ આશ્રમો અને જે કાંઈ મારું છે તે બધું હું તને આપી દઈશ.'

'ગુરુજી, હું જ્ઞાન માટે અને ઈશ્વરના સાક્ષાત્કાર માટે આવું છું. આપની તિજોરીના એ ખજાનાઓની પાછળ હું પડયો છું.'

મારા ગુરુજી આના ઉત્તરમાં ફરી બોલે તે પહેલાં સંધ્યા વેગવાન ધસારાથી ઊતરી આવી અને ઝાંખું અંધારું પથરાઈ ગયું. એમની આંખોમાં અગાધ કોમળતા ભરેલી હતી.

'હું મારો નિર્વ્યાજ પ્રેમ તને આપું છું.'

અમૂલ્ય શબ્દો ! એમના પ્રેમનો આવો જ બીજો પુરાવો પચીસ વર્ષ પછી મળ્યો. ઉત્સાહનો આવેશ એમને અજાણ્યો હતો. એમના સમુદ્ર જેવા વિશાળ અંતઃકરણમાં મૌન હતું.

'તું પણ મને એટલો જ નિર્વ્યાજ પ્રેમ આપશે ?' તેમણે બાળકના જેવા વિશ્વાસથી મારી સામે જોયું.

'ગુરુદેવ, હું આપને અનંતકાળ સુધી ચાહતો રહીશ.'

'સામાન્ય પ્રેમ સ્વાર્થી હોય છે અને ઇચ્છાઓ અને તેમની તૃપ્તિમાં જ તે પર્યાપ્ત થાય છે. દિવ્ય પ્રેમ, શરતરહિત, મર્યાદા-રહિત અને વિકારરહિત હોય છે. શુદ્ધ પ્રેમના રૂપાંતરકારી સ્પર્શ માત્રથી માનવઅંતઃકરણનો પ્રવાહ હમેશને માટે અટકી જાય છે,' તેમણે નમ્રતાથી આગળ ચલાવ્યું : 'યદા કદાચિત્ ઈશ્વરસાક્ષા-ત્કારના ઉચ્ચ આસનેથી હું નીચે ગબડું છું એવું તને લાગે ત્યારે મારું માથું તારા ખોળામાં લઈને આપણે બન્ને જે પરમાત્માને ભજીએ છીએ તેના તરફ ફરીથી મને અભિમુખ કરવાનું તું મને વચન આપવાની કૃપા કર.'

વધતા જતા અંધકારમાં તેઓ ઊઠયા અને મને અંદરના ઓરડામાં લઈ ગયા. અમે જ્યારે કેરીઓ અને બદામની મીઠાઈઓ આરોગતા હતા ત્યારે વાતવાતમાં સરળ રીતે મારા સ્વભાવનો જે તાગ એમણે કાઢી લીધો હતો તેનો પરિચય કરાવ્યો. એમના જ્ઞાનની વિશાળતાની સાથે ઓતપ્રોત થયેલી એમના સ્વભાવની નમ્રતા જોઈને હું તો ઠરી જ ગયો.

'તારા તાવીજ માટે તું દિલગીર થઈશ નહિ, એણે એનું કામ કરી આપ્યું છે.' મારા જીવનનો સમગ્ર પડછાયો એમણે ઝીલી લીધો હોય એવા દિવ્ય દર્પણ માફક તેઓ બોલ્યા.

'ગુરુજી, આપની પ્રત્યક્ષ જીવંત હાજરી એ જ મારે માટે કોઈ પણ પ્રતીક કરતાં મોટો આનંદ છે.'

મારા જીવન સંબંધી અત્યાર સુધી મેં કશી જ વિગત એમને આપી નહોતી. અને હવે મને તેમ કરવું નિરર્થક લાગ્યું. તેમની સહજ અને નમ્ર રીતભાતથી હું કળી શકયો કે તેમની દિવ્ય આંતરદર્શનશક્તિનો આશ્ચર્યદર્શક શબ્દોથી સ્વીકાર કરવો એ તેમને પસંદ નથી.

'તારે ફરી પાછું કલકત્તે જવું જોઈશે. માનવજાત તરફના પ્રેમમાં સગાંસંબંધીઓને શા માટે બાકાત રાખવાં?'

એમની સૂચનાથી મને આશ્ચર્ય થયું. મારું કુટુંબ મારા પુનરાગમનની આગાહી કરતું જ હતું. જો કે પત્રથી તેમની આજીજી તરફ હું બેદરકાર રહ્યો હતો. અનંતની ટીકા હતી જ કે, 'આ જુવાન પક્ષીને આધ્યાત્મિક આકાશમાં ઊંચે ઊડવા દો. ભારે વાતાવરણમાં એની પાંખોને થાકવા દો. પછી આપણે એને ગૃહ તરફ ચક્કર લગાવતું અને પાંખો બીડીને આપણા કુટુંબના માળામાં આરામ માટે અવતરણ કરતું નિહાળીશું.' મારા મગજમાં નિરાશાજનક રૂપક તાજું થઈ આવ્યું. અને કલકત્તાની દિશામાં આ 'અવતરણ'ને નિષ્ફળ બનાવવાનો મેં નિશ્ચય કર્યો.

'ગુરુજી, હું ઘર તરફ જવાનો નથી. આપની પાછળ હું ગમે ત્યાં આવીશ. કૃપા કરીને મને આપનું નામ અને સરનામું આપો.'

'સ્વામી શ્રી યુક્તેશ્વરગિરિ, મારો મુખ્ય આશ્રમ રાય ઘાટ લેન ઉપર સીરામપોરમાં કલકત્તાથી બાર માઈલ દૂર છે. હું અહીં માત્ર થોડા દિવસ માટે મારી માતાને મળવા આવ્યો હતો.'

ભક્તો સાથેની પ્રભુની અટપટી લીલા નિહાળીને હું આશ્ચર્ય પામ્યો. સીરામપોર કલકત્તાથી માત્ર બાર માઈલ દૂર છે, છતાં એ

'ગુરુજી, હું જ્ઞાન માટે અને ઈશ્વરના સાક્ષાત્કાર માટે આવું છું. આપની તિજોરીના એ ખજાનાઓની પાછળ હું પડયો છું.'

મારા ગુરુજી આના ઉત્તરમાં ફરી બોલે તે પહેલાં સંધ્યા વેગવાન ધસારાથી ઊતરી આવી અને ઝાંખું અંધારું પથરાઈ ગયું. એમની આંખોમાં અગાધ કોમળતા ભરેલી હતી.

'હું મારો નિર્વ્યાજ પ્રેમ તને આપું છું.'

અમૂલ્ય શબ્દો ! એમના પ્રેમનો આવો જ બીજો પુરાવો પચીસ વર્ષ પછી મળ્યો. ઉત્સાહનો આવેશ એમને અજાણ્યો હતો. એમના સમુદ્ર જેવા વિશાળ અંતઃકરણમાં મૌન હતું.

'તું પણ મને એટલો જ નિર્વ્યાજ પ્રેમ આપશે ?' તેમણે બાળકના જેવા વિશ્વાસથી મારી સામે જોયું.

'ગુરુદેવ, હું આપને અનંતકાળ સુધી ચાહતો રહીશ.'

'સામાન્ય પ્રેમ સ્વાર્થી હોય છે અને ઇચ્છાઓ અને તેમની તૃપ્તિમાં જ તે પર્યાપ્ત થાય છે. દિવ્ય પ્રેમ, શરતરહિત, મર્યાદા-રહિત અને વિકારરહિત હોય છે. શુદ્ધ પ્રેમના રૂપાંતરકારી સ્પર્શ માત્રથી માનવઅંતઃકરણનો પ્રવાહ હમેશને માટે અટકી જાય છે,' તેમણે નમ્રતાથી આગળ ચલાવ્યું : 'યદા કદાચિત્ ઈશ્વરસાક્ષાત્કારના ઉચ્ચ આસનેથી હું નીચે ગબડું છું એવું તને લાગે ત્યારે મારું માથું તારા ખોળામાં લઈને આપણે બન્ને જે પરમાત્માને ભજીએ છીએ તેના તરફ ફરીથી મને અભિમુખ કરવાનું તું મને વચન આપવાની કૃપા કર.'

વધતા જતા અંધકારમાં તેઓ ઊઠ્યા અને મને અંદરના ઓરડામાં લઈ ગયા. અમે જ્યારે કેરીઓ અને બદામની મીઠાઈઓ આરોગતા હતા ત્યારે વાતવાતમાં સરળ રીતે મારા સ્વભાવનો જે તાગ એમણે કાઢી લીધો હતો તેનો પરિચય કરાવ્યો. એમના જ્ઞાનની વિશાળતાની સાથે ઓતપ્રોત થયેલી એમના સ્વભાવની નમ્રતા જોઈને હું તો ઠરી જ ગયો.

'તારા તાર્વીજ માટે તું દિલગીર થઈશ નહિ, એણે એનું કામ કરી આપ્યું છે.' મારા જીવનનો સમગ્ર પડછાયો એમણે ઝીલી લીધો હોય એવા દિવ્ય દર્પણ મારફત તેઓ બોલ્યા.

'ગુરુજી, આપની પ્રત્યક્ષ જીવંત હાજરી એ જ મારે માટે કોઈ પણ પ્રતીક કરતાં મોટો આનંદ છે.'

મારા જીવન સંબંધી અત્યાર સુધી મેં કશી જ વિગત એમને આપી નહોતી. અને હવે મને તેમ કરવું નિરર્થક લાગ્યું. તેમની સહજ અને નમ્ર રીતભાતથી હું કળી શક્યો કે તેમની દિવ્ય આંતરદર્શનશક્તિનો આશ્ચર્યદર્શક શબ્દોથી સ્વીકાર કરવો એ તેમને પસંદ નથી.

'તારે ફરી પાછું કલકત્તે જવું જોઈશે. માનવજાત તરફના પ્રેમમાં સગાંસંબંધીઓને શા માટે બાકાત રાખવાં?'

એમની સૂચનાથી મને આશ્ચર્ય થયું. મારું કુટુંબ મારા પુનરાગમનની આગાહી કરતું જ હતું. જો કે પત્રથી તેમની આજીજી તરફ હું બેદરકાર રહ્યો હતો. અનંતની ટીકા હતી જ કે, 'આ જુવાન પક્ષીને આધ્યાત્મિક આકાશમાં ઊંચે ઊડવા દો. ભારે વાતાવરણમાં એની પાંખોને થાકવા દો. પછી આપણે એને ગૃહ તરફ ચક્કર લગાવતું અને પાંખો બીડીને આપણા કુટુંબના માળામાં આરામ માટે અવતરણ કરતું નિહાળીશું.' મારા મગજમાં નિરાશાજનક રૂપક તાજું થઈ આવ્યું. અને કલકત્તાની દિશામાં આ 'અવતરણ'ને નિષ્ફળ બનાવવાનો મેં નિશ્ચય કર્યો.

'ગુરુજી, હું ઘર તરફ જવાનો નથી. આપની પાછળ હું ગમે ત્યાં આવીશ. કૃપા કરીને મને આપનું નામ અને સરનામું આપો.'

'સ્વામી શ્રી યુક્તેશ્વરગિરિ, મારો મુખ્ય આશ્રમ રાય ઘાટ લેન ઉપર સીરામપોરમાં કલકત્તાથી બાર માઈલ દૂર છે. હું અહીં માત્ર થોડા દિવસ માટે મારી માતાને મળવા આવ્યો હતો.'

ભક્તો સાથેની પ્રભુની અટપટી લીલા નિહાળીને હું આશ્ચર્ય પામ્યો. સીરામપોર કલકત્તાથી માત્ર બાર માઈલ દૂર છે. છતાં એ

જિતેન્દ્ર અને હું હમણાં જ બહારથી આવ્યા હતા અને ધૂળવાળાં કપડાં સાથે જ અનંતના ઘરમાં પ્રવેશ કર્યો હતો. એની બદલી હમણાં જ કલકત્તાથી આગ્રાના પ્રાચીન શહેરમાં થઈ હતી. અહીં ભાઈ સરકારી હિસાબનીશ તરીકે કામ કરતા હતા.

'અનંત, તમે સારી રીતે જાણો છો કે હું માત્ર પરમાત્માના વારસાની જ અપેક્ષા રાખું છું.'

'પૈસો પહેલો, ઈશ્વર પછી! કોને ખબર છે કે જીવન કેટલું લંબાવાનું છે.'

'ઈશ્વર પહેલો, પૈસો એનો દાસ છે! કોને ખબર છે જીવન અલ્પજીવી પણ નીવડે!'

મારી આ ટીકા વાતચીતના અનુસંધાનમાં જ હતી. કોઈ ભાવી બનાવની આગાહીરૂપે નહોતી. તેમ છતાં કેટલાંક વર્ષો પછી અનંતની જીવનયાત્રા અકાળે સમાપ્ત થઈ અને ઈશ્વરના એવા અક્ષય ધામમાં એ પહોંચી ગયો કે જ્યાં લક્ષ્મીને પહેલું કે છેલ્લું કશું જ સ્થાન નથી.

'આ જ્ઞાન આશ્રમમાંથી મળ્યું લાગે છે. પણ તેં તો બનારસ છોડયું છે.' અનંતની આંખોમાં સંતોષનો ભાવ દેખાતો હતો. તેને હજી આશા હતી કે કુટુંબમાં રહીને હું મારું સ્થાન જાળવી રાખીશ.

'બનારસનો મારો ટૂંકો નિવાસ નકામો ગયો નથી. જેને માટે મારું અંતઃકરણ તલસતું હતું તે બધું મને મળ્યું છે. તમે ખાતરી રાખજો કે એ કાંઈ તમારો પેલો પંડિત કે તેનો પુત્ર તો નથી જ!'

અનંત અમારી સાથે હસવામાં સામેલ થયો. એને કબૂલ કરવું પડયું કે બનારસના 'જે દૂરદર્શી'ની એણે પસંદગી કરેલી તે કાંઈક 'ટૂંકી દૃષ્ટિ'વાળા નીકળ્યા.

'મારા ભટકતા ભાઈ, હવે તારી શી યોજના છે?'

'જિતેન્દ્ર મને આગ્રા ખેંચી લાવ્યો છે. અહીં અમે હવે તાજમહાલનું સૌન્દર્ય માણીશું અને ત્યાર પછી અમે અમારા નવા ગુરુ પાસે જઈશું. તેમનો આશ્રમ સીરામપોરમાં છે.' મેં ખુલાસો કર્યો,

અનંતે અમારી સગવડો માટે સારી કાળજી રાખી હતી. પણ સંધ્યાકાળ દરમિયાન ઘણી વાર તેની આંખો સૂચક રીતે જ મારા ઉપર મંડાયેલી રહેતી હતી એમ મેં જોયું.

'હું એ દૃષ્ટિને ઓળખું છું. અંદર કાંઈક ઘાટ ઘડાય છે.' મેં વિચાર્યું.

અમારા સાંજના વાળુ દરમિયાન એનો ઘટસ્ફોટ થયો.

'પિતાજીની સંપત્તિની તને કશી પરવા નથી એમ જ ને ?' ગઈ કાલની વાતચીતનો દોર પકડતાં અનંતે નિર્દોષભાવે આગળ ચલાવ્યું.

'એટલું હું જાણું છું કે મારો સઘળો આધાર ઈશ્વર ઉપર છે.'

'શબ્દો બોલવા બહુ સહેલા છે. અત્યાર સુધી તારું જીવન સારી રીતે રક્ષાયેલું છે. તારું પોષણ અને આશ્રય માટે તારે પરમાત્મા ઉપર જ આધાર રાખવાનો હોત તો તારું શું થાત ! રસ્તા ઉપર તું ભીખ માગતો હોત.'

'હરગિજ નહિ ! ઈશ્વર ઉપર જ હું વિશ્વાસ મૂકીશ, રસ્તે ચાલનારા ઉપર નહિ જ. એ ઈશ્વર પોતાના ભક્તોને માટે ભિક્ષાપાત્રને બદલે બીજા હજારો ઉપાય બતાવી શકશે.'

'આ તો બોલવાની છટા માત્ર છે; આ દૃશ્ય જગતમાં તારા આ તત્ત્વજ્ઞાનને કસોટીએ ચડાવીએ તો ?'

'મને કબૂલ છે. તમે એમ માનો છો કે ઈશ્વર માત્ર કલ્પનાની દુનિયામાં જ પુરાઈ રહ્યો છે ?'

'તે આપણે જોઈશું. આજે તો તારે તારા રસ્તા ઉપર આગળ જવું કે મારા પોતાના વિચારોમાં મક્કમ રહેવું તેનો નિર્ણય કરવાની તક તને મળે છે,' અનંતે થોડીક ક્ષણો અટકીને ધીમા પણ ગંભીર અવાજે આગળ ચલાવ્યું.

'હું દરખાસ્ત કરું છું કે તું અને આ તારો ગુરુભાઈ જિતેન્દ્ર એ બન્નેએ બાજુના વૃંદાવન શહેરમાં આવતી કાલે જવું. તમારે

'ઈશ્વર આપણને વખતસર ખાવાનું આપશે એવી મને કશી પ્રતીતિ થતી નથી.'

'મૂઓ મર! અવિશ્વાસુ ગમાર! ઈશ્વર આપણી સાથે જ કામ કરી રહ્યો છે.'

'તું તેને ઉતાવળો થવાનું પણ કહેશે? આપણી સામેના સંજોગો જોતાં જ હું ઠરી જાઉં છું. તાજનું ભવ્ય સ્મારક જોવા માટે મેં બનારસ છોડેલું જ્યારે અહીં તો મારું સ્મારક રચાય એવો ઘાટ છે!'

'હોશિયાર થા, જિતેન્દ્ર! વૃંદાવનનાં પવિત્ર મંદિરોની ઝાંખી શું આપણે આજે પહેલી જ વાર નથી કરતા? કૃષ્ણ પ્રભુના ચરણસ્પર્શથી પવિત્ર બનેલી ભૂમિ ઉપર ચાલવાનું સદ્ભાગ્ય મળવાના વિચાર માત્રથી હું આનંદથી નાચી ઊઠું છું.'

અમારા ડબાનું બારણું ઊઘડયું. બે માણસો અંદર આવીને બેઠા. બીજા સ્ટેશને અમારે ઊતરવાનું હતું.

'જુવાન છોકરાઓ, વૃંદાવનમાં તમારે કોઈની ઓળખાણ છે કે?' મારી સામે બેઠેલો સજ્જન ખૂબ રસ લઈને વાત કરતો હતો.

'એની સાથે તમારે શી નિસબત છે!' મેં ઉદ્ધતાઈથી જવાબ આપ્યો.

'ચિત્તચોર કૃષ્ણના[૫૪] આકર્ષણથી તમે ઘેરથી ભાગી આવેલા લાગો છો. હું પોતે ભક્તિપૂર્ણ હૃદયવાળો છું. આવા કડકડતા તાપમાં તમને ખાવાનું અને આશરો મળે એ જોવાની મારી મુખ્ય ફરજ થઈ પડે છે.'

'નહિ સાહેબ, અમને અમારે માર્ગે જવા દો. તમે ઘણા માયાળુ છો પણ અમે ઘેરથી ભાગી આવ્યા છીએ એ તમારું અનુમાન સાચું નથી.'

આ વાત આગળ ચાલી નહિ. ગાડી અટકી ગઈ. જેવા હું અને જિતેન્દ્ર પ્લેટફૉર્મ પર ઊતર્યા કે તરત જ અમારા સહ-પ્રવાસીઓએ અમને હાથોહાથ ઘેરી લીધા અને ઘોડાગાડી બોલાવી.

ચોક્કસ તૈયાર કરેલી ભૂમિ ઉપર ઊગેલાં લીલાંછમ ઝાડોની વચ્ચે આવેલા એક દરબારી આશ્રમ સામે અમે ઊતર્યા. અમારા આશ્રયદાતાઓ દેખીતી રીતે જ અહીંના પરિચિત હતા. એક હસમુખો છોકરો અમને કશું પણ બોલ્યા વગર દીવાનખાનામાં લઈ ગયો. ત્યાં એક ગૌરવશાળી પ્રૌઢ સ્ત્રી અમારી સામે આવીને ઊભી.

'ગૌરીમા, રાજકુમારો આવી શક્યા નહિ.' પેલાઓ પૈકી એકે આશ્રમની સંચાલિકાને કહ્યું. 'છેલ્લી ઘડીએ તેમની યોજનાઓ નિષ્ફળ ગઈ તેથી તેમણે ઊંડી દિલગીરી વ્યક્ત કરી છે. પણ મેં બીજા બે અતિથિઓને આણ્યા છે. ટ્રેનમાં તેમનો મેળાપ થયો ત્યારે જ કૃષ્ણભક્તો તરીકે હું તેમની તરફ આકર્ષાયો હતો.'

'જુવાન મિત્રો, નમસ્તે!' અમારા બન્ને ઓળખીતાઓ બારણા તરફ જતાં જતાં બોલ્યા. 'ઈશ્વરેચ્છા હશે તો આપણે ફરી પાછા મળીશું.'

'તમારું હું સ્વાગત કરું છું.' ગૌરીમાએ માતૃભાવથી અમારા અજાણ્યાનો સત્કાર કરતાં કહ્યું. 'આજના કરતાં બીજો કોઈ દિવસ વધારે સારો નહિ હોય. આ આશ્રમના બે રાજકુમાર ટ્રસ્ટીઓની હું રાહ જોતી હતી. મારી રસોઈ આરોગીને તેની કદર કરવાવાળું કોઈ ન હોય તો તે કેટલું ખરાબ કહેવાય.'

આવા ઉત્તમ રોચક શબ્દોની જિતેન્દ્ર ઉપર ઘણી આશ્ચર્ય-કારક અસર થઈ. એની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. જે ભાવિની એને વૃંદાવનમાં બીક લાગતી હતી તેનું આવું બાદશાહી ભોજનમાં રૂપાંતર થતું જોઈને એ એની માનસિક સમતુલા જાળવી શક્યો નહિ. અમારી યજમાન બાઈ એની સામે આશ્ચર્યથી જોઈ રહી પણ કશું બોલી નહિ. કદાચ યુવાવસ્થાનાં આવાં ચિહ્નોથી એ વાકેફ હશે.

ભોજન તૈયાર હોવાની વરદી અમને મળી. ગૌરીમા અમને ભોજનખંડ સુધી લઈ ગયાં, ત્યાં અમને તેજાનાવાળી મઘમઘતી અને જાતજાતની સુગંધ આવવા લાગી. તે બાજુના રસોઈખંડમાં અદૃશ્ય થઈ ગઈ.

હું આવા પ્રસંગની આગળથી અપેક્ષા રાખતો જ હતો. જિતેન્દ્રના શરીરનો ચોક્કસ ભાગ પસંદ કરીને તેણે મને ટ્રેનમાં આપેલી એવી જ યાદગાર ચીમટી મેં પણ તેને આપી.

'અવિશ્વાસુ, ગમાર! ઈશ્વર કામ કરે છે – અને તે પણ ઉતાવળો.'

અમારી યજમાન બાઈ પંખો લઈને પાછી આવી. અમે જ્યારે જમીન ઉપર શણગારેલાં ઊની આસનો ઉપર બેઠા ત્યારે તેણે અમને પૌરસ્ત્ય પદ્ધતિ પ્રમાણે પંખો નાખવા માંડ્યો. આશ્રમના શિષ્યો લગભગ ત્રીસેક વાનગીઓ લઈને અહીંથી તહીં ફર્યા કરતા હતા. એને 'ખાણું' કહેવા કરતાં 'શાહી ભોજન' કહેવું વધારે ઉચિત હતું. આ પૃથ્વી પર જન્મ લીધા પછી જિતેન્દ્ર અને મેં આવી સ્વાદિષ્ટ વાનગીઓ કદી પણ ચાખી નહોતી.

'પૂજ્ય માતાજી, આવું ભોજન ખરેખર રાજકુમારોને લાયકનું છે. આપના એ દરબારી પેટ્રનોને આવી મિજબાનીને ઈન્સાફ આપવા કરતાં બીજું કયું વધારે અગત્યનું કામ આવી પડ્યું હશે તે અમારી કલ્પનામાં આવતું નથી. અમને જન્મભર યાદ રહી જાય એવું સંભારણું તમે આપી દીધું છે.'

અનંતની શરતો પ્રમાણે અમારે મૂગા રહેવાનું હતું. કેમ કે આ મહાનુભાવ મહિલાને અમે સમજાવી ન શક્યા કે અમારે તેમનો બેવડો આભાર શા માટે માનવો જોઈએ. અમારી સત્યનિષ્ઠા ખુલ્લી હતી. તેમના આશીર્વાદ અને આશ્રમમાં પુનઃ પધારવાના નિમંત્રણ સાથે અમે ત્યાંથી પ્રયાણ કર્યું.

બહાર તાપ બહુ પ્રખર હતો. આશ્રમના દરવાજાની સામે જ વિશાળ એક કદંબનું ઝાડ હતું. મેં અને મારા મિત્રે આશરો લીધો. તીવ્ર શબ્દબાણો છૂટ્યાં. જિતેન્દ્ર ફરી પાછો શંકાશીલ થયો.

'તેં મને એક સરસ જાળમાં ફસાવ્યો છે. આપણું ભોજન એ એક સાંયોગિક અને આકસ્મિક સદ્‌ભાગ્ય હતું. એક પણ પૈસા સિવાય આપણે હવે શહેરમાં જોવા લાયક સ્થળો શી રીતે જોવાના? અને રાત્રે અનંતને ઘેર તું મને શી રીતે લઈ જવાનો?'

'હવે તારું પેટ ભરાયું છે એટલે તું ઈશ્વરને જલદી ભૂલી જાય છે.' મારા શબ્દો તીક્ષ્ણ નહોતા પણ આક્ષેપક હતા. દિવ્ય કૃપાને લોકો આટલા જલદી ભૂલી જાય છે! પોતાની થોડીઘણી પ્રાર્થનાનો જવાબ જ નહિ મળ્યો હોય એવો કોઈ માણસ નહિ હોય.

'તારા જેવા ગંડુ સાથે મુસાફરી કરવાની કરેલી મૂર્ખાઈ હું જલદી ભૂલવાનો નથી.'

'શાંત થા, જિતેન્દ્ર! જે પરમાત્માએ આપણને જમાડયા છે તે જ હવે આપણને વૃંદાવન શહેર બતાવશે અને ત્યાંથી આગ્રા પહોંચાડશે'

એક હસમુખા દેખાવનો જુવાન અમારી સામે આવીને ઊભો. અમારા ઝાડની નીચે ઊભો રહી તેણે મને પ્રણામ કર્યા.

'વહાલા મિત્ર, તમે અને તમારા મિત્ર આ શહેરથી અજાણ હશો. મને તમારો યજમાન અને ભોમિયો બનવાની રજા આપો.'

આવી વખતે કોઈ હિંદી ભાગ્યે જ ફિક્કો પડી જાય. પણ જિતેન્દ્રનો ચહેરો એકદમ માંદલો થઈ ગયો. મેં નમ્રતાપૂર્વક એમની દરખાસ્ત નકારી કાઢી.

'તમે મારો બહિષ્કાર તો નથી કરતા ને!' આગંતુકના ઉદ્‌ગારો બીજે કોઈ પ્રસંગે હાસ્યાસ્પદ લાગત.

''શા માટે નહીં?'

'તમે મારા ગુરુ છો.' એમણે મારી સામે વિશ્વાસપૂર્વક દૃષ્ટિ નાખી 'આજે મારી મધ્યાહ્નસંધ્યા દરમ્યાન ભગવાન કૃષ્ણ પ્રભુએ મને દર્શન આપ્યાં. તેણે મને આ જ ઝાડ નીચે બે અજાણી

વ્યક્તિઓને બતાવી. એક ચહેરો તમારો – મારા ગુરુનો – જ છે! ઘણી વખત ધ્યાનમાં મેં એ જ આકૃતિ જોઈ છે. મારી નમ્ર સેવા સ્વીકારશો તો મને કેટલો બધો આનંદ થશે?'

'હું પણ બહુ ખુશ છું કે તમે મને શોધી કાઢયો. અમે નથી ઈશ્વરથી તરછોડાયેલા કે નથી મનુષ્યે અમને ત્યજેલા!' સામે ઊભેલી આતુર વ્યક્તિ તરફ સ્મિત કરતો બહારથી શાંત દેખાતો હું સ્થિર ઊભો હતો. પણ અંદરખાનેથી દિવ્ય ચરણોને મારું મસ્તક નમી રહ્યું હતું.

'વહાલા મિત્રો, તમારી મુલાકાતથી મારું ઘર પાવન નહીં કરો?'

'તમે બહુ માયાળુ છો પણ એ બનવું શકય નથી. અમે અત્યારે આગ્રાના અમારા ભાઈના મહેમાન છીએ.'

'બીજું કાંઈ નહીં તો વૃંદાવનમાં તમારી સાથે ફરવાનો લહાવો તો મને આપો.'

હું ખુશીથી સંમત થયો. આ યુવાનના કહેવા પ્રમાણે એનું નામ પ્રતાપ ચેટરજી હતું. એણે ગાડી મંગાવી. અમે મદનમોહનનું મંદિર અને બીજાં કૃષ્ણમંદિરોનાં દર્શન કર્યાં. મંદિરમાં આરતી થતી હતી ત્યારે રાત પડી ચૂકી હતી.

'જરા થોભો, હું 'સંદેશ' લઈને હમણાં જ આવું છું.' એમ કહી પ્રતાપ રેલવે સ્ટેશનની બાજુની દુકાનમાં પ્રવેશ્યો. જિતેન્દ્ર અને હું આ વિશાળ રસ્તા ઉપર આમતેમ આંટા મારવા લાગ્યા. રાત્રે જરાક ઠંડક થતાં ભીડ વધતી જતી હતી. અમારો નવો મિત્ર કેટલીક વારે બહાર આવ્યો અને ઘણી જાતની મીઠાઈઓ પણ સાથે લાવ્યો હતો.

'મને આ પુણ્ય લેવા દો.' પ્રતાપે હસતાં હસતાં કહીને એક રૂપિયાવાળી નોટનું એક બંડલ અને તાજી જ ખરીદેલી આગ્રાની બે ટિકિટો અમારી સામે ધરી.

મારા સ્વીકારથી મળતું પુણ્ય ઈશ્વરને આભારી છે. અનંત જેનો ઉપહાસ કરતો હતો તે ઈશ્વર જરૂર કરતાં પણ વધારે કૃપા વરસાવતો નથી ?

અમે સ્ટેશનની બાજુમાં એક એકાંત જગ્યા શોધી કાઢી.

'પ્રતાપ, લાહીરી મહાશય જેવા આજના જમાનાના મહાન યોગીએ ચીંધેલી ક્રિયાયોગની દીક્ષા આજે હું તને આપવાનો છું, તેનો ક્રિયાયોગ જ તારો ગુરુ થશે.'

અડધા કલાકમાં દીક્ષાની વિધિ પૂરી થઈ. 'ક્રિયા તારો રત્નચિંતામણિ છે.'[૫૫] નવા શિષ્યને મેં સમજ આપી. 'જે પ્રક્રિયા તેં અહીં જોઈ તે બિલકુલ સાદી છે અને માણસના આધ્યાત્મિક વિકાસને બહુ ગતિ આપે છે. હિંદુ શાસ્ત્રો કહે છે કે માયામાંથી સદંતર છૂટવા માટે વારંવાર જન્મમરણના ફેરામાં ફરતા જીવને દસ લાખ વરસ લાગે છે. આ કુદરતી સમય ક્રિયાયોગથી ઘણો ટૂંકો થઈ જાય છે. જેમ જગદીશચંદ્ર બોઝે પ્રયોગથી બતાવ્યું હતું કે એક સામાન્ય છોડના નૈસર્ગિક વિકાસની ગતિ એના સામાન્ય પ્રમાણ કરતાં ઘણી વધારે ઝડપી કરી શકાય છે, તેવી જ રીતે માણસના માનસિક વિકાસને અંતરવિજ્ઞાન દ્વારા ઘણો વેગ આપી શકાય છે. તારા અભ્યાસમાં શ્રદ્ધાપૂર્વક મંડ્યો રહે અને તું ગુરુઓના ગુરુ પાસે જરૂર પહોંચી જઈશ.'

'જેની હું લાંબા સમયથી ઝંખના કરતો હતો તેવા સાર્વભૌમ યોગ તરફ આજે હું ખેંચાઈ આવ્યો છું,' પ્રતાપે ગંભીરતાપૂર્વક કહ્યું, 'ઇન્દ્રિયોના બંધનમાંથી મુક્ત કરનારી આ પ્રક્રિયા મને ઉચ્ચતર ભૂમિકાઓ ઉપર લઈ જશે. કૃષ્ણ પ્રભુનું આજનું સ્વપ્ન-દર્શન મારે માટેના ઉચ્ચતમ ભાવિનું દ્યોતક છે.'

અમે થોડો વખત મૌનમાં શાંત બેઠા રહ્યા અને પછી આસ્તેથી સ્ટેશન તરફ ચાલ્યા. ગાડીમાં બેસતાં હું આનંદથી પ્રફુલ્લ હતો. જ્યારે જિતેન્દ્રને માટે આજનો દિવસ આંસુઓનો હતો. પ્રતાપને પ્રેમભરી વિદાય આપતી વખતે મારા બન્ને સાથીઓના મુખમાંથી

રૂંધાયેલાં ડૂસકાંના અવાજ આવતા હતા. આ વખતની મુસાફરી પણ જિતેન્દ્રને માટે દિલગીરીની ખાડી જેવી થઈ પડી. આ વખતે એની તરફેણની નહિ પણ એની વિરુદ્ધમાં હતી.

'મારો વિશ્વાસ કેટલો છીછરો! મારું હૃદય પથ્થરનું બની ગયું હતું! ભવિષ્યમાં ક્યારેય ઈશ્વરની રક્ષણશક્તિમાં શંકા લાવીશ નહિ!'

મધરાત થવા આવી હતી. જેમને પૈસા વગર મોકલવામાં આવ્યા હતા એવા બે ભટકતા છોકરાઓ અનંતના શયનખંડમાં દાખલ થયા. તેણે વચન આપ્યા પ્રમાણે તેની મુખાકૃતિ આશ્ચર્યની પ્રતિમા જેવી થઈ ગઈ. શાંતિથી મેં તેમના ટેબલ પર રૂપિયાની નોટોનો વરસાદ વરસાવ્યો.

'જિતેન્દ્ર, સાચું કહેજે!' અનંતે મશ્કરીમાં કહ્યું. 'આ મારા નાના ભાઈએ કોઈ ઠેકાણે ધાડ તો નથી પાડી ને?'

પણ પછી જેમજેમ મુસાફરીની વિગતો બહાર આવતી ગઈ તેમતેમ મારો ભાઈ ઠાવકો થતો ગયો અને પછી ગંભીર બન્યો.

'હું ધારતો હતો તેના કરતાં વધારે સારી રીતે સૂક્ષ્મ જગતમાં માગ અને પૂર્તિનો નિયમ કામ કરે છે.' અગાઉ કદી ન જણાયો હોય એવો આધ્યાત્મિક ઉત્સાહ આજે અનંતના શબ્દોમાં દેખાયો હતો. 'દુનિયાદારીની સંપત્તિનો તુચ્છ સંગ્રહ અને તેને સાચવનારી તિજોરી તરફની તારી ઉપેક્ષાની સાચી કદર આજે પહેલી જ વાર હું કરી શકું છું.'

ઘણું મોડું થઈ ગયું હોવા છતાં મારા ભાઈએ ક્રિયાયોગની દીક્ષા[૫૬] લેવાનો આગ્રહ કર્યો. 'ગુરુ' મુકુન્દને એક જ દિવસમાં બે વણનોતર્યા શિષ્યોને દીક્ષા આપવાની જવાબદારી લેવી પડી.

આગલે દિવસે નહોતો એવા સુમેળથી અમે બીજા દિવસનો સવારનો નાસ્તો લીધો. હું જિતેન્દ્રની સામે જોઈને હસ્યો: 'તને તાજમહાલથી વંચિત રાખવામાં નહિ આવે, સીરામપોર જતાં પહેલાં આપણે એને જોઈ આવીએ.'

અનંતની વિદાય લઈને અમે આગ્રાના આભૂષણ જેવા તાજ-મહાલની સામે આવી ઊભા રહ્યા. સૂર્યપ્રકાશમાં ઝગારા મારતા સફેદ આરસપહાણના પથ્થરો એના દેહલાલિત્યને અનુપમ સૌન્દર્ય આપતા હતા. બહારના ભાગમાં કાળાં શરુનાં ઝાડો, કાપેલાં ઘાસનું ચળકતું મેદાન, અને પાણીથી ભરેલાં છીછરાં ખાબોચિયાંઓનું આખું દર્શન સંપૂર્ણતાનો ખ્યાલ આપતું હતું. આ મકબરાના અંદરના ભાગમાં કીમતી પથ્થરો ઉપર ઝીણી ઝાળીઓ જેવી નમૂનેદાર કોતરણીઓ કરી છે. ભૂરા અને જાંબુડા રંગના આરસો ઉપર નાજુક ફૂલમાળાઓ અને ચિતરામણો અદ્ભુત રીતે ઉપસાવેલાં જણાતાં હતાં. ગુંબજ-માંથી પડતો પ્રકાશ બાદશાહ શાહજહાન અને મુમતાજ મહાલ – તેની રાજરાણી – તેના હૃદયની રાણી –ની કોરેલી તખતીઓ પર પડતો હતો.

દેશ – દર્શન બહુ થયું. હવે બસ ! હું મારા ગુરુ માટે તલસતો હતો. જિતેન્દ્ર અને હું થોડા વખત પછી બંગાલ તરફ જતી દક્ષિણની ગાડીમાં ચડી બેઠા.

‘ મુકુન્દ, કેટલાય મહિના થયા હું મારાં કુટુંબીજનોને મળ્યો નથી. હું મારો વિચાર બદલું છું. કદાચ થોડા વખત પછી તારા ગુરુની મુલાકાત માટે હું સીરામપોર આવીશ.’

મારો મિત્ર, જે બહુ જ હળવી ભાષામાં કહું તો સ્વભાવે બહુ અસ્થિર વિચારનો હતો એમ કહી શકાય. તે મને કલકત્તામાં છોડી ગયો ત્યાંથી બીજી લોકલ ટ્રેન પકડીને હું સીરામપોર પહોંચ્યો જે કલકત્તાથી બાર માઈલ દૂર આવેલું છે.

‘મારા ગુરુ સાથે બનારસમાં થયેલી મુલાકાતને આજે બરાબર અઠ્ઠાવીસ દિવસ થયા છે એ જાણીને હું આશ્ચર્યમાં ડૂબી ગયો. ‘ તું મને ચાર અઠવાડિયાંમાં આવી મળશે ! ’ શાંત રાયઘાટ લેન પરના તેમના કમ્પાઉન્ડની અંદર પ્રસન્ન અંતઃકરણથી હું ઊભો હતો. મારે હિન્દના જ્ઞાનાવતાર ‘ જ્ઞાનની મૂર્તિ ’ સાથે હવે પછીનાં દસ વરસ ગાળવાનાં હતાં એવા આશ્રમમાં ત્યારે પહેલી જ વાર હું દાખલ થયો

## ૧૨

# મારા ગુરુના આશ્રમમાં વિતાવેલાં વરસો

'તું આવ્યો!' ઝરૂખાવાળા દીવાનખંડમાં જમીન ઉપર પાથરેલા વાઘચર્મ ઉપર બેઠાં બેઠાં શ્રી યુક્તેશ્વરે મને આવકાર્યો. તેમના અવાજમાં ઉષ્મા નહોતી. તેમની રીતભાતમાં લાગણી નહોતી.

'હા, વહાલા ગુરુજી. તમારો શિષ્ય થવા આવ્યો છું.' વાંકા વળીને મેં તેમનો ચરણસ્પર્શ કર્યો.

'એ કેમ બની શકે? મારી ઇચ્છાઓની તું અવગણના કરે છે.'

'હવે એમ નહિ બને, ગુરુજી! આપની ઇચ્છા એ મારે મન આજ્ઞા હશે!'

'તો તો ઘણું સારું. હવે હું તારા જીવનની જવાબદારી લઈ શકું ખરો.'

'આ બોજ હું આપને ખુશીથી સોંપું છું, ગુરુજી.'

'તો પછી મારી પહેલી વિનતિ એ છે કે તારે તારા કુટુંબને મળવા ઘેરે જવું. હું ઇચ્છું છું કે તું કલકત્તાની કૉલેજમાં દાખલ થાય અને તારો અભ્યાસ આગળ ચલાવે.'

'ઘણું સરસ મહારાજ,' મારો ગભરાટ મેં છુપાવ્યો. શું અણગમતાં પુસ્તકોનો આગ્રહ વરસો સુધી ચાલુ જ રહેશે? પ્રથમ પિતાજી હતા. હવે શ્રી યુક્તેશ્વર!

'કોઈક દિવસ તું પશ્ચિમના દેશો તરફ જશે, ત્યારે ત્યાંના લોકો જો હિંદુ ઉપદેશક યુનિવર્સિટીનો પદવીધારી હશે તો હિંદના પ્રાચીન જ્ઞાનને તેઓ વધારે સારી રીતે અપનાવશે.'

'જે તમે જાણો એ જ સાચું, ગુરુજી.' મારી દિલગીરી જતી રહી. પશ્ચિમનો જે ઉલ્લેખ થયો તેથી હું ગૂંચવાયો પણ તે ભવિષ્યની વાત હતી. પણ આજ્ઞાંકિતપણાથી ગુરુજીને રાજી કરવાની મને મળેલી આ તક તાત્કાલિક અગત્યની હતી.

'કલકત્તામાં હોવાથી તું બહુ નજીક જ હશે; જ્યારે પણ અવકાશ મળે ત્યારે તું અહીં આવી શકશે.'

'શક્ય હશે તો દરરોજ ગુરુજી! મારા જીવનની પ્રત્યેક વિગત ઉપર હું આપની સત્તા આભાર સાથે સ્વીકારું છું — માત્ર એક જ શરતે.'

'હા?'

'મને ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવવાનું વચન આપવું!'

અમારો શાબ્દિક ઝઘડો એક કલાક સુધી ચાલ્યો. ગુરુનું વચન કદી નિષ્ફળ જતું નથી અને એ વગર વિચાર્યે સહેલાઈથી અપાતું પણ નથી. વચનમાં રહેલા લક્ષ્યાર્થો વિશાળ આધ્યાત્મિક ક્ષેત્રો ખુલ્લાં કરે છે. ગુરુ, ખરેખર સરજનહારને પ્રત્યક્ષ સાથે ઘનિષ્ટ દર્શન આપવા જેટલો મજબૂર કરી શકે એ પહેલાં તે પોતે તેની સાથે ઘનિષ્ટ સંબંધમાં હોવો જોઈએ! શ્રી યુક્તેશ્વરજીના દિવ્ય ઐક્યની ખાતરી મને અતીન્દ્રિય રીતે થઈ ગઈ હતી અને તેથી તેમના શિષ્ય તરીકે આ લાભ મેળવી લેવા હું કૃતનિશ્ચય હતો.

'તું ખૂબ લોભવૃત્તિવાળો છે!' ગુરુજીએ કરુણાર્દ્ર થઈને પોતાના સ્વીકારનો અફર નિર્ણય આપી દીધો.

'તારી ઇચ્છા એ જ મારી ઇચ્છા થવા દો.'

મારા હૃદય ઉપરથી જીવનભરનો ભાર ઊતરી ગયો. અત્યાર સુધીની અહીંતહીંની અનિશ્ચિત શોધનો અંત આવી ગયો. સાચા ગુરુનું શાશ્વત છત્ર હવે મને મળી ગયું.

'આવ, હવે હું તને આશ્રમ બતાવું.' ગુરુજી વાઘચર્મના આસન ઉપરથી ઊઠ્યા. મેં મારી આજુબાજુ નજર નાખી : મારી

દૃષ્ટિ દીવાલ ઉપર ટાંગેલી છબી ઉપર પડી. તેને જોઈને હું આશ્ચર્ય પામ્યો. એને જસ્માઈનનાં ફૂલોની માળા વીંટાળેલી હતી.

'લાહિરી મહાશય ?' હું આશ્ચર્યમાં બોલ્યો.

'હા, મારા દિવ્ય ગુરુ.' યુક્તેશ્વરજીનો અવાજ પૂજ્યભાવથી ભરેલો હતો. મારી શોધોની પરિક્રમામાં આવેલા બીજા કોઈ પણ ગુરુ કરતાં મનુષ્ય અને યોગી તરીકે તેઓ વધારે મહાન હતા.

આ પરિચિત છબીને હું અંતરથી પગે લાગ્યો. જે અપ્રતિમ ગુરુએ મારા બાળપણને આશીર્વાદ આપીને પદેપદે દોરવીને મને આજની ઘડી સુધી ખેંચી આણ્યો તેને મારાં આત્મવંદન પહોંચી ગયાં.

ગુરુની સાથે રહીને આશ્રમ અને તેના કમ્પાઉન્ડમાં હું ફરી વળ્યો. વિશાળ, પુરાતન, અને મજબૂત બાંધેલા આ આશ્રમની ફરતે મોટા મોટા થાંભલાઓવાળું પટાંગણ હતું. બહારની દીવાલો ઉપર લીલ જામી ગઈ હતી. કબૂતરો ભૂરા સપાટ છાપરા ઉપર ફફડાટ કર્યા કરતાં હતાં અને નિઃસંકોચ આશ્રમનાં મકાનોનો ઉપયોગ કરતાં હતાં. પાછલો બગીચો ફણસી, આંબા અને કેળનાં ઝાડોથી ખુશનુમા લાગતો હતો, બે માળવાળા આ મકાનના ઉપરના ઓરડાઓની કઠેરાવાળી અગાશીઓ ત્રણે બાજુથી પટાંગણની સામે પડતી હતી. ભોંયતળિયાના વિશાળ દીવાનખંડની ઊંચી છતને થાંભલાઓની હારમાળાથી ટેકવેલી હતી અને ગુરુના કહેવા પ્રમાણે, દુર્ગાપૂજાના વાર્ષિકોત્સવો પ્રસંગે જ મુખ્યત્વે એનો ઉપયોગ થતો હતો. એક સાંકડી સીડી શ્રી યુક્તેશ્વરના બેઠકખંડમાં જતી હતી, જેનો ઝરૂખો બહાર રસ્તા ઉપર પડતો હતો. આશ્રમ બહુ સાદાઈથી શણગારેલો હતો. દરેક ચીજ સાદી, સ્વચ્છ અને ઉપયોગી હતી. કેટલીક પશ્ચિમી ઢબની ખુરશીઓ, પાટલીઓ અને ટેબલો પણ મોજૂદ હતાં.

ગુરુજીએ રાતવાસાનું મને આમંત્રણ આપ્યું. બે જુવાન શિષ્યો જેઓ આશ્રમમાં શિક્ષણ લેતા હતા તેમણે વનસ્પતિ 'આમટી'નું બનેલું ભોજન પીરસ્યું.

'ગુરુજી, આપના જીવન સંબંધી કાંઈક વિગતો આપવાની કૃપા કરો.' હું તેમના વાઘચર્મની બાજુમાં પરાળની સાદડી ઉપર પલાંઠી વાળીને બેઠો હતો. ઝરૂખાની બહાર આકાશના તારાઓ બહુ નજીક દેખાતા હતા.

'મારું કૌટુંબિક નામ પ્રિયનાથ કરહા હતું. અહીં શ્રીરામપોરમાં જ મારો જન્મ થયો હતો.[૫૭] મારા પિતા એક ધનાઢ્ય વેપારી હતા. હમણાં આશ્રમ તરીકે વપરાતો આ મહેલ તેઓ મને પૈતૃક વારસામાં આપી ગયા હતા. મારી શાળાકેળવણી નજીવી હતી. મને એ બહુ ધીમી અને છીછરી લાગેલી.

'શરૂઆતની જુવાનીમાં જ મેં ગૃહસ્થની જવાબદારીઓ સ્વીકારી લીધેલી. મારે એક દીકરી છે અને તે પરણેલી છે. લાહીરી મહાશયની દોરવણીથી મારું મધ્યજીવન પુનિત થયેલું છે. મારી પત્નીના સ્વર્ગવાસ પછી સંન્યાસધર્મ સ્વીકારી યુક્તેશ્વરગિરિનું[૫૮] નવું નામ ધારણ કર્યું છે. આવો મારો સાદો વૃત્તાંત છે.'

મારો આતુર ચહેરો જોઈ ગુરુજી જરા હસ્યા. સઘળા આત્મવૃત્તાંતોની માફક એમના શબ્દોએ એમના અંતસ્થ પુરુષની ઓળખાણ આપ્યા સિવાય બહારની વિગતો આપી:

'ગુરુજી, આપના બાળપણની કેટલીક વાતો સાંભળવાની મારી ઇચ્છા છે.'

'થોડીક બોધપ્રદ વાતો હું તને કહીશ,' શ્રી યુક્તેશ્વરે આંખમીંચામણાં કરીને ચેતવણી આપી. 'મારી માતાએ મને બિવડાવવાના હેતુથી એક અંધારી કોટડીમાં ભયંકર ભૂત હોવાની વાત મને કરી. તરત જ હું ત્યાં ગયો અને ભૂત જેવું કાંઈ ન મળવાથી મારી નિરાશા મેં વ્યક્ત કરી. માતાએ આવી બિહામણી વાત ફરી કરી નથી. બોધ : ભયનો સામનો કરો અને એ તમને કદી હેરાન નહીં કરે.

પાછલી સ્મૃતિઓ પૈકીની એક વાતમાં મને મારા પાડોશીના એક તોફાની કૂતરાને મેળવવાની ઇચ્છા થઈ આવી. એ કૂતરો મેળવવા

સારુ મેં મારા કુટુંબને અઠવાડિયાંઓ સુધી ખૂબ હેરાન કરેલું. આંખને ઊડી વળગે એવાં સુંદર દેખાવનાં ઘણાંય કુરકુરિયાં મને બતાવવામાં આવેલાં પણ મને તે ગમેલાં નહીં. બોધ : આસક્તિ આંધળી છે. ઇચ્છિત પદાર્થ તરફના આકર્ષણને એ કાલ્પનિક પ્રભાનો ઓપ ચડાવે છે.

ત્રીજી વાત યુવાન મગજ કેટલું સ્થિતિસ્થાપક હોય છે તે બતાવે છે. કેટલીક વખતે મારી માતાને મેં એવું કહેતાં સાંભળેલી કે ' જે કોઈ માણસ બીજા કોઈની નોકરી સ્વીકારે તો તે ગુલામ છે,' આની અસર મારા મન પર એટલી મજબૂત રીતે જડાઈ ગઈ કે મારાં લગ્ન પછી પણ મેં કોઈ અધિકારની જગ્યાનો પણ સ્વીકાર કર્યો નથી. મારી પૈતૃક સંપત્તિને જમીનમાં રોકીને હું મારો ખર્ચ કાઢતો હતો. *બોધ : સારાં અને વિધાયક સૂચનો જ* છોકરાંઓના લાગણીપ્રધાન કાન પર પડવાં જોઈએ. તેમના શરૂઆતના વિચારો લાંબા વખત સુધી ઘણા પ્રબળ રહે છે.

ગુરુજી ગાઢ મૌનમાં ઊતરી ગયા. લગભગ મધ્યરાત્રિએ તેઓ મને એક સાંકડી પલંગડી તરફ લઈ ગયા. મારા ગુરુના આશ્રમમાં પહેલી જ રાત્રિએ મને ગાઢ અને મધુર નિદ્રા આવી ગઈ.

શ્રી યુક્તેશ્વરે મને ક્રિયાયોગની દીક્ષા આપવાનું બીજે દિવસે સવારે મુકરર કર્યું હતું. મને આ પ્રક્રિયા લાહીરી મહાશયના બે શિષ્યો —પિતાજી અને મારા શિક્ષક સ્વામી કેવળાનંદ — તરફથી અત્યાર અગાઉ મળી ચૂકી હતી. પણ મારા ગુરુની હાજરીમાં મને તેની રૂપાંતરકારી શક્તિનો અનુભવ થયો. તેમના સ્પર્શ માત્રથી જાણે કે અસંખ્ય સૂર્યો ભેગા મળી તેજનો જે અંબાર વર્ષાવે તેવો મહાન પ્રકાશ મારા દેહ ઉપર ફરી વળેલો લાગ્યો. મારા હૃદયના અંતરતમ પ્રદેશને આવરી લેતું અકાટ્ય આનંદનું મહાપૂર બીજે દિવસે પણ ચાલુ રહ્યું. તે દિવસના નમતા પહોર પછી જ આશ્રમની વિદાય લેવાને હું શક્તિમાન થયો.

'તું ત્રીસ દિવસ પછી પાછો આવશે.' જ્યારે હું કલકત્તાના મારા ઘરમાં પ્રવેશ કરી રહ્યો હતો ત્યારે ગુરુજીની સાચી પડેલી ઉપરોક્ત આગાહી પણ યાદ આવી ગઈ. કોઈ પણ સગાએ મારે વિશે 'ઊડતું પંખી' કે એવી કોઈ પણ ટીકા કરી નહીં.

હું મારા નાના માળિયા ઉપર ચડી ગયો અને ત્યાંનું બધું જીવંત હોય એવી રીતે મેં બધે પ્રેમભરી દૃષ્ટિ નાખી. 'મારાં ધ્યાન અને મારી સાધના દરમિયાન પડેલાં આંસુઓ અને અનુભવેલાં મંથનોના તમે મૂક સાક્ષી છો, હવે હું મારા દિવ્ય ગુરુના બંદરે લંગરાઈ ગયો છું.'

પિતા અને હું સંધ્યાકાળની શાંતિમાં ભેગા મળી વાતો કરતા બેઠા હતા ત્યારે તેઓ બોલ્યા : 'દીકરા, જે થયું તે આપણા બન્ને માટે સારું જ થયું છે. અને મને તેથી આનંદ છે. જેવી ચમત્કારિક રીતે મને મારા ગુરુ મળ્યા હતા તેવી રીતે તેં પણ તારા ગુરુ શોધી કાઢ્યા છે. લાહીરી મહાશયનો પવિત્ર હાથ આપણા જીવનનું રક્ષણ કરે છે. તારા ગુરુ હિમાલયના કોઈ સંતની માફક અગોચર નથી પણ નજીક હોઈ સુલભ છે. મારી પ્રાર્થનાઓ ફળી છે; ઈશ્વરની તારી શોધ દરમિયાન તું હંમેશ માટે મારી દૃષ્ટિની બહાર ધકેલાઈ ગયો નથી.'

પિતાજી એ જાણીને પણ રાજી થયા કે મારો અભ્યાસ આગળ ચાલવાનો છે. તેમણે સગવડભરી ગોઠવણો પણ કરી દીધી હતી. બીજે જ દિવસે કલકત્તાની સ્કોટિશ ચર્ચ કૉલેજમાં મારું નામ નોંધાયું.

મહિનાઓ સુખમાં વીતવા લાગ્યા. મારા વાચકોએ તીવ્રબુદ્ધિથી જરૂર કલ્પના કરી હશે કે કૉલેજના વર્ગોમાં હું ભાગ્યે જ દેખાતો હોઈશ. સીરામપોરના આશ્રમનું પ્રલોભન અનિવાર્ય હતું. ગુરુજીએ મારી ત્યાંની સતત હાજરીને રોકટોક વગર ચાલવા દીધી. મને એટલું સમાધાન હતું કે એમણે કદી કૉલેજના વર્ગોનો નિર્દેશ કર્યો નહોતો. જો કે એ તો બધાને પ્રગટ થઈ ગયું હતું કે હું કદી

કુશળ વિદ્યાર્થી થવાનો નથી પણ વખતોવખતની પરીક્ષાઓમાં પાસ થવા જેટલા ઓછામાં ઓછા ગુણો મેળવી લેતો.

આશ્રમનું દૈનિક જીવન શાંતિથી પસાર થતું હતું, ક્વચિત જ એમાં ફેર પડતો. મારા ગુરુ અરુણોદય પહેલાં જાગી જતા. સૂતાંસૂતાં અથવા કેટલીક વખતે પથારીમાં બેઠાંબેઠાં તેઓ સમાધિમાં[૫૯] ઊતરી જતા. ગુરુજી ક્યારે જાગી ઊઠ્યા તે જાણવાનું બહુ જ સહેલું હતું. ભયંકર નસકોરાં[૬૦] બોલતાં એકદમ બંધ થયાં. એક કે બે દીર્ઘ શ્વાસ અથવા કાંઈક શારીરિક હિલચાલ, પછી શ્વાસોચ્છ્વાસરહિતપણાની નિઃશબ્દ સ્થિતિ અને પછી ગાઢ યોગના આનંદમાં તેઓ સરકી જતા.

દિનચર્યાની શરૂઆત નાસ્તાને બદલે ગંગાકિનારાના લાંબા ભ્રમણથી થતી. મારા ગુરુ સાથેની આ સવારની સહેલગાહો હજી પણ કેટલી વાસ્તવિક અને તાજી છે! સ્મરણ પ્રમાણે હું લગભગ એમની બાજુમાં જ ચાલતો. સવારનો બાળસૂર્ય આસ્તે રહીને નદીને ગરમ કરતો હોય અને એમનો અવાજ જ્ઞાનનો ધોધ વહાવતો હોય.

પછી સ્નાન અને બપોરનું ભોજન. શ્રી યુક્તેશ્વરની દૈનિક સૂચનાઓ પ્રમાણે જુવાન શિષ્યો એની કાળજીભરી તૈયારીમાં રોકાતા. મારા ગુરુ શાકાહારી હતા. સંન્યાસી થયા પહેલાં તેઓ ઈંડાં અને માછલી લેતા હતા. તેમના શિષ્યોને પોતાના શરીરના બંધારણ પ્રમાણે સાદો ખોરાક લેવાની સલાહ આપતા.

ગુરુજી અલ્પાહારી હતા. ઘણીખરી વખતે આમલી અથવા બીટ અથવા ધાણાના રસથી ચોળેલો ભાત લેતા. એના ઉપર થોડુંક ભેંસનું ઘી અથવા માખણ મૂકવામાં આવતું. બીજી કેટલીક વખતે મસુરની દાળ અથવા ચણાની દાળ પણ લેતા. મુખવાસ તરીકે કેરી અથવા ચોખાના પૂડા સાથે નારંગી અથવા ફણસનો રસ આરોગતા.

મુલાકાતીઓ પાછલે પહોરે આવતા. સંસારીઓનો એકધારો પ્રવાહ શાંત આશ્રમ તરફ વહેતો. મારા ગુરુ સર્વ મહેમાનોનું

વિવેક અને પ્રેમથી સ્વાગત કરતા. ગુરુ—જેણે પોતાને સર્વવ્યાપક આત્મા તરીકે, અને નહીં કે શરીર અથવા અહં તરીકે, ઓળખી લીધો છે તે સર્વ મનુષ્યોમાં એકરૂપતા જ ભાળે છે.

સંતોના નિષ્પક્ષ સ્વભાવ માટે જ્ઞાન જ કારણભૂત છે. તેમની ઉપર માયાનાં વિવિધરંગી સ્વરૂપોનો પ્રભાવ પડતો નથી તથા સંસારના અબુધ જનોને રાગ અને દ્વેષને લીધે જે ગૂંચવાડો પેદા થાય છે તેનાથી આવા લોકો અલિપ્ત હોય છે. શ્રી યુક્તેશ્વર જેઓ સત્તાધારી, ધનવાન અથવા નિષ્ણાત હોય તેટલા ખાતર તેમનો ખાસ આદર કરતા નહીં. તેમ જ કોઈ ગરીબ અથવા નિરક્ષર હોય તેટલા માટે તેમની ઉપેક્ષા પણ કરતા નહિ. એક નાના બાળક પાસેથી પણ સત્ય-જ્ઞાનના શબ્દો આદરપૂર્વક સાંભળવા તૈયાર રહેતા, અને વખત આવે શેખીખોર પંડિતનો ઉઘાડો અનાદર કરવા પણ ચૂકતા નહિ.

આશ્રમમાં નમતે બપોરે આવેલા મહેમાનો કેટલીક વખતે આઠ વાગ્યાની વાળુ વેળા સુધી ઘોળાયા કરતા. આવી વખતે મારા ગુરુ કદી પણ એકલા ખાવા બેસતા નહીં. આશ્રમમાંથી કોઈ ભૂખ્યો કે અસંતોષી રહીને જતો નહીં. શ્રી યુક્તેશ્વર અણધાર્યા અતિથિઓથી કદી ગભરાતા નહીં કે આશ્ચર્ય પામતા નહીં. એમની સંશોધક બુદ્ધિની સૂચનાઓથી ભોજનની અલ્પ સામગ્રીઓ મિજબાનીમાં રૂપાંતર પામી જતી. તેઓ ઘણા કસરી હતા તેથી એમની પાસેનું મર્યાદિત ભંડોળ ઘણું કામ આપી જતું. તેઓ ઘણી વાર કહેતા કે 'તમારી આવકની મર્યાદામાં રહીને તમે બધી સગવડો ભોગવો, ઉડાઉપણું તમને બેચેન બનાવશે.' આશ્રમના કોઈ ઉત્સવની ઉજવણીની વિગતોમાં અથવા મકાનોના સમારકામમાં કે બાંધકામમાં અથવા એવા જ કોઈ ચોક્કસ વહેવારુ કામમાં ગુરુજી પોતાની અપૂર્વ સર્જન-શક્તિનું ખમીર બતાવતા.

સંધ્યાકાળને શાંત સમયે ગુરુજી ઘણી વખતે એવાં પ્રવચનો કરતા કે જે ચિરંજીવ રહે એવાં ઉત્તમ હોય. તેમનું દરેક વચન માપેલું

અને જ્ઞાનથી તરબોળ થઈને જ બહાર પડતું. તેમના વક્તવ્યની પદ્ધતિમાં ઊંડી આત્મશ્રદ્ધા વ્યક્ત થતી હતી. અને તે અપૂર્વ હતી. મારા અનુભવમાં આવેલા વક્તાઓમાં એમના જેવો બીજો કોઈ નહોતો. તેમના વિચારો શબ્દના રૂપમાં બહાર પડે તે પહેલાં વિવેકના અતિ નાજુક ત્રાજવામાં તોળાતા. સત્યનું સત્ત્વ ભૌતિક તત્ત્વોથી ભરેલું હોવા છતાં તેમના આત્માના ઊંડાણમાંથી સુગંધિત રસરૂપે બહાર પડતું. મને એવું સતત ભાન રહેતું કે હું ઈશ્વરના સાક્ષાત્ સાકાર સ્વરૂપના સાંનિધ્યમાં બેઠો છું. તેમની દિવ્ય શક્તિના પ્રભાવથી જ મારું માથું તેમની સમક્ષ હંમેશાં આપોઆપ નમેલું રહેતું.

મોટા આવનારા મહેમાનો જો કળી જાય કે યુક્તેશ્વરજી હવે સમાધિમાં લીન થવાના છે તો તેઓ તેમને વાતચીતમાં પરોવી દેતા. ડોળ કરવાનું કે સમાધિનો માત્ર દેખાવ કરવાનું કે અંતરધ્યાનને તરછોડવાનું તો તેઓ જાણતા જ નહોતા. હંમેશાં જ ઈશ્વર સાથે અદ્વૈત અનુભવતા હોવાથી સમાધિ માટે તેમને જુદા વખતની જરૂર જ રહેતી નહોતી. સદૈવ આત્મસાક્ષાત્કાર અનુભવતા આ ગુરુ ધ્યાનનું વચગાળાનું સોપાન વટાવી ગયા હતા. 'ફળનો પ્રાદુર્ભાવ થતાં ફૂલો ખરી પડે છે.' પણ સંતો શિષ્યોને ઉત્તેજન આપવા માટે આધ્યાત્મિક ક્રિયાઓને વળગી રહે છે.

મધ્યરાત્રિ થતાં મારા ગુરુ બાળકની માફક અલ્પનિદ્રામાં પડી જતા. પથારી કરવાની તો કશી ધમાલ જ નહોતી. એક નાના સાંકડા ટેબલ ઉપર પોતાનું હમેશનું વાઘચર્મ પાથરીને ઘણી વખત ઓશીકાંની પણ મદદ સિવાય તેઓ સૂઈ જતા.

ઘણી વખત તત્ત્વજ્ઞાનની ચર્ચામાં જ આખી રાત પૂરી થતી. તીવ્ર જિજ્ઞાસાવાળો કોઈ શિષ્ય આવી ચર્ચા ઊભી કરતો. આવે વખતે મને પણ કશો થાક લાગતો નહિ. ઊંઘની પણ ઇચ્છા થતી નહિ. ગુરુજીના જીવનશબ્દો બસ થતા : ' અરે અરુણોદય થઈ ગયો !

ચાલો આપણે હવે ગંગાકિનારે લટાર મારવા જઈએ.' રાત્રિ-જાગરણના મારા કેટલાય પ્રસંગોનો આવી રીતે અંત આવતો.

શ્રી યુક્તેશ્વરજી સાથેના શરૂઆતના કેટલાક મહિનાઓ દરમ્યાન મને એક ઉપયોગી બોધપાઠ મળ્યો : 'મચ્છરને મહાત કેમ કરવો.' ઘરમાં મારું આખું કુટુંબ હંમેશાં રાત્રે મચ્છરદાનીનો ઉપયોગ કરતું. સીરામપોરના આશ્રમમાં આ ડહાપણભરી પ્રથાનો વારેવારે ભંગ થતો જોઈ મને ઘણું લાગી આવતું. મચ્છરો પૂરું સ્થાન જમાવી પડ્યા હતા. તેઓ મને પગથી માથા સુધી કરડી ખાતા. મારા ગુરુ મારી દયા ખાવા લાગ્યા.

'તારે માટે એક મચ્છરદાની ખરીદી લાવ. એક મારે માટે પણ લાવજે.' તેઓ હસ્યા અને ઉમેર્યું : 'જો તું તારે માટે એક જ લાવશે તો બધા મચ્છરોનો હુમલો મારા પર એકાગ્ર થશે.' મેં આનો અમલ તત્કાલ ઘણા જ આભાર સાથે કરી દીધો. સીરામ-પોરમાં ગાળેલી દરેક રાત્રિએ શ્રી યુક્તેશ્વરજી મને બિછાનાઓ ઉપર મચ્છરદાની નાખવાનું અચૂક સૂચન કરતા.

એક રાત્રિએ મચ્છરો ખૂબ ઝનૂની બની ગયા, પણ ગુરુજીએ પોતાની હંમેશની સૂચના આપી નહિ. હું આ જંતુઓનો વિલક્ષણ ગણગણાટ સાંભળી ધ્રૂજી રહ્યો હતો. મધ્યરાત્રિએ પથારીમાં પડતાં મેં સામાન્ય રીતે શાંતિપ્રાર્થના કરી. અડધા કલાક પછી ગુરુજીનું ધ્યાન ખેંચવા ખોંખારો ખાવાનો ડોળ કર્યો. મને વિચાર થયો કે આ રીતે મચ્છરના ચટકાઓથી અને ખાસ કરીને રક્તચૂસણીના ઉત્સવ માટે થતા સંગીતના ગણગણાટથી હું ગાંડો થઈ જઈશ.

શ્રી યુક્તેશ્વરજીએ આના જવાબમાં કશી હિલચાલ કરી નહિ.

બહુ જ સાવધાનીથી હું તેમની પાસે ગયો. એમનો શ્વાસ બંધ હતો. તેમની યૌગિક સમાધિ દરમ્યાન તેમનું મારું આ પ્રથમ અવલોકન જ હતું, આથી હું ગભરાયો.

કોઈ મનુષ્યેતર નિમ્નકોટિના જીવને આવાં સાધનો નથી. એ ખરું છે કે જો એને કોઈ પ્રાણી અથવા જીવતા જીવની હિંસા કરવાની ફરજ પડે તો એને થોડું પાપ લાગે છે, પણ વેદોના ઉપદેશ પ્રમાણે માનવીદેહનો અવિવેકી વધ એ કર્મના કાયદાનું ગંભીર અતિક્રમણ છે.'

મેં છુટકારાનો દમ ખેંચ્યો. માણસની નૈસર્ગિક પ્રેરણાઓને હંમેશાં જ શાસ્ત્રોની સંમતિ મળતી નથી.

હું જાણું છું ત્યાં સુધી ગુરુજી કોઈ પણ વખતે વાઘ કે ચિત્તાની સામસામે આવ્યા નથી. પણ એક વખતે એક ભયંકર નાગ એમની સામે આવી ગયો હતો જેને ગુરુજીએ પ્રેમથી વશ કરી દીધો હતો. આ ભયાનક બનાવ પૂરી આગળના શ્રી યુક્તેશ્વરના આશ્રમમાં બન્યો હતો. ગુરુજીનાં પાછલા વર્ષોમાં પ્રફુલ્લ નામનો એક જુવાન શિષ્ય તે વખતે તેમની સાથે હતો.

પ્રફુલ્લે મને કહ્યું : ' આશ્રમની નજીક બહાર ખુલ્લામાં અમે બેઠા હતા. ચાર ફૂટની લંબાઈનો એક ભયંકર નાગ બાજુમાં દેખાયો. અમારી સામે ક્રોધે ભરાઈને ધસી આવતાં એણે એની ફેણ ઊંચી કરી. મારા ગુરુએ બાળકની માફક પુચકારતાં એને આવકાર આપ્યો. ગુરુજીને હાથોથી તાલબદ્ધ તાળીઓ[૬૩] પાડતા જોઈને ગભરાટથી હું બેબાકળો બની ગયો. આવા ભયંકર મહેમાનનું તેઓ મનોરંજન કરી રહ્યા હતા ! હું સંપૂર્ણ શાંત થઈ ગયો અને અતિ ઉત્કટતાથી, મનોમન આવડી એવી પ્રાર્થના કરવા લાગ્યો. નાગ મારા ગુરુની બહુ જ પાસે જઈને, તેમની લાડવૃત્તિથી જાણે આકર્ષાયો હોય તેમ હવે સ્થિર થઈને બેસી ગયો. પેલી ભયંકર ફેણ ધીરે રહીને સંકેલાઈ ગઈ. નાગ ગુરુજીનાં ચરણોની વચ્ચે થઈને સરકી ગયો અને ઝાડીમાં અદૃશ્ય થયો.

' મારા ગુરુએ હાથ શા માટે હલાવ્યા અને નાગે તેમની ઉપર શા માટે હુમલો ન કર્યો તે મારી સમજમાં તે વખતે આવ્યું નહોતું.' પ્રફુલ્લે ઉપસંહાર કરતાં કહ્યું. ' મને હવે સમજાય

છે કે મારા દિવ્ય ગુરુ કોઈ પણ જીવંત પ્રાણી તરફથી સંભવિત ઇજાના ભયથી મુક્ત છે.'

આશ્રમના મારા શરૂઆતના મહિનાઓ દરમિયાન એક દિવસ પાછલે પહોરે શ્રીયુક્તેશ્વર મને નિર્નિમેષ જોઈ રહ્યા હતા.

'મુકુન્દ, તું બહુ જ પાતળો છે.'

આ ટીકાની મારા ઉપર તીવ્ર અસર થઈ. મારી ઊંડી ઊતરી ગયેલી આંખો અને દૂબળો પડી ગયેલો દેહ મને બિલકુલ ગમતાં નહોતાં. કલકત્તાની મારી ઓરડીમાં શક્તિની દવાઓની લંગાર હતી એ એનો પુરાવો હતો. કોઈ પણ દવા કારગત નીવડી નહિ. બાળપણથી જીર્ણ મંદાગ્નિ ઘર કરી બેઠો હતો. મારી નિરાશા કોઈ વખત પરાકાષ્ઠાએ પહોંચતી ત્યારે હું વિચાર કરતો કે આવા દૂબળા શરીર સાથે જીવવાનો કોઈ અર્થ છે ખરો?

'દવાઓને પણ મર્યાદા હોય છે; સર્જક જીવનશક્તિને નહિ. શ્રદ્ધા રાખ; તું તંદુરસ્ત અને મજબૂત થશે જ.'

શ્રી યુક્તેશ્વરના શબ્દોએ મારામાં આ સત્યને સ્વયં જીવનમાં ઉતારવા જેટલી શ્રદ્ધા જન્માવી. મેં ઘણાય ઉપચારકોને અજમાવી જોયા છે પણ આવી શ્રદ્ધા મારામાં કોઈ ઉત્પન્ન કરી શક્યું નથી.

જુઓ ! દિન પ્રતિદિન હું તગડો બનતો જાઉં છું. ગુરુજીની ગુપ્ત આશીષ પછી બે અઠવાડિયાંમાં એટલું ઉત્સાહપ્રેરક વજન મેળવી શક્યો હતો કે જેટલું ભૂતકાળમાં કદી મળ્યું નહોતું. મને સતત સતાવતી મારી પેટની ફરિયાદો જીવનભરને માટે અદૃશ્ય થઈ ગઈ.

પાછલા પ્રસંગોમાં મારા ગુરુની તાત્કાલિક દિવ્ય રોગનિવારણ-શક્તિથી ક્ષય, મધુપ્રમેહ, આંકડી કે લકવા જેવા દુષ્ટ રોગોથી ઘણા પુરુષોને મેં પ્રત્યક્ષ મુક્ત થતા જોયા છે.

'વરસો પહેલાં હું પણ વજન વધારવા માટે ઈંતેજાર હતો.' શ્રી યુક્તેશ્વરે મને સાજો કર્યા પછી વાત કરી : 'સખત માંદગી

પછીની સુધરની હાલતમાં હું બનારસમાં લાહીરી મહાશયને દર્શને ગયો.'

'મહારાજ! હું ઘણો જ માંદો હતો અને મેં ઘણા રતલ વજન ગુમાવ્યું છે.'

"'હા હું જોઉં છું, યુક્તેશ્વર[૧૪] કે તેં તારી જાતે જ તારી તબિયત બગાડી છે અને હવે તું કહે છે કે તું ઘણો દૂબળો પડી ગયો છે.'

"'આ જાતના જવાબની મેં કદી આશા રાખેલી નહિ એમ છતાં મારા ગુરુએ ઉત્તેજન આપતાં કહ્યું :

"'મને જોવા દે; મને ખાતરી છે કે કાલે સવારે તને ઘણું સારું લાગવું જોઈએ.'

મેં શ્રદ્ધાળુ મનથી માની લીધું કે આવા શબ્દોથી તેઓ મને સૂક્ષ્મ રીતે રોગનિવારક સૂચનાઓ આપી રહ્યા છે. બીજે દિવસે હું તેમની પાસે ગયો અને ખુશાલીથી જણાવ્યું : 'મહારાજ! આજે મને ઘણું સારું લાગે છે.'

'ખરેખર! તેં તારી જાતને આજે ઉત્સાહથી પ્રેરી છે.'

મેં વાંધો લીધો, 'ના મહારાજ, આપે જ મને મદદ કરી છે. અઠવાડિયાંઓ પછી આજે પહેલી જ વાર મને કાંઈક શક્તિ આવી એમ લાગે છે.'

'હા ખરું! તારો રોગ ઘણો ગંભીર હતો. તારુ શરીર હજી નબળું છે. કાલે એવું હશે એ કોણ કહી શકે?'

મારી નિર્બળતા પાછી આવવાની શક્યતાના વિચાર માત્રથી હું ધ્રૂજી ઊઠ્યો. બીજે દિવસે સવારે હું લાહીરી મહાશયના ઘર સુધી જેમતેમ જઈ શક્યો.

'મહારાજ, ફરી પાછો હું પટકાયો.'

'મારા ગુરુની દૃષ્ટિ વિનોદભરી હતી. 'હં, ત્યારે તેં જ તારી જાતને ફરી પાછી માંદી પાડી.'

'મારી ધીરજ હવે ખૂટી ગઈ છે. ગુરુદેવ, હું સમજી ગયો છું કે આપ દરરોજ મારી હાંસી ઉડાવો છો. મારી સત્ય હકીકતોને આપ કેમ માનતા નથી તે જ હું સમજી શકતો નથી.' મેં છેવટે કહ્યું.

મારા ગુરુએ પ્રેમપૂર્વક મારી તરફ જોયું. 'સાચે જ એ તારા વિચારો છે જે તને વારાફરતી બળવાન અને નિર્બળ હોવાની લાગણી પ્રેરે છે. તેં જોયું છે કે તારું આરોગ્ય તારી અપેક્ષાઓ પ્રમાણે જ ચાલે છે. વીજળી અથવા ગુરુત્વાકર્ષણની માફક વિચાર એ પણ એક શક્તિ છે, માનવચિત્ત એ ઈશ્વરના સર્વશક્તિમાન ચૈતન્યનો એક તણખો છે. હું તને બતાવી શક્યો છું કે તારું શક્તિશાળી મન અતિ ઉત્કટતાથી જેમાં શ્રદ્ધા મૂકશે તે તત્કાલ બની જશે.'

લાહીરી મહાશય નકામી વાત કદી કરતા નથી એવી ખાતરી થતાં આદરભાવથી આભારવશ થઈને મેં તેમને પૂછ્યું : 'ગુરુજી, હું જો એમ વિચાર કરું કે હું તંદુરસ્ત છું અને મેં અસલ વજન મેળવી લીધું છે તો થઈ જશે?'

"'હા, ખરું છે. એમ જ છે. આ ક્ષણે પણ.' મારા ગુરુએ ગંભીરતાથી જવાબ આપ્યો, અને મારી આંખો તરફ એકાગ્રતાથી જોઈ રહ્યા.

'મને તરત જ મારામાં શક્તિનો જ નહીં પણ વજનમાં પણ વધારો થયો હોય એમ લાગ્યું. ગુરુજી સમાધિમાં ઊતરી ગયા. થોડા કલાક સુધી તેમને ચરણે બેસી રહ્યા પછી હું મારી માને ઘેર પાછો ફર્યો. બનારસની મારી મુલાકાતો દરમ્યાન હું ત્યાં જ મુકામ કરતો.

"'મારા દીકરા! હકીકત શું છે! તને શું જલોદરનો રોગ છે! માતાને તેની આંખો પર વિશ્વાસ બેસતો નહોતો. મારી માંદગી પહેલાં પણ જેવું મારું શરીર હતું તેવું જ અત્યારે બન્યું હતું.

'મેં મારા શરીરનું વજન કરાવ્યું તો મને જણાયું કે એક જ દિવસમાં મારું વજન પચાસ રતલ જેટલું વધ્યું છે. જે અત્યાર સુધી કાયમ રહ્યું છે. મિત્રો અને ઓળખીતાઓએ જેમણે મારું દૂબળું શરીર અગાઉ જોયું હતું તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા. તેમાંના કેટલાકોએ તેમની જીવનપદ્ધતિ બદલી નાખી અને આ ચમત્કારને પરિણામે તેઓ લાહીરી મહાશયના શિષ્યો બની ગયા.

'મારા આત્મદર્શી ગુરુ આ જગતને સરજનહારના ઘનીભૂત સ્વપ્ન તરીકે જ લેખતા હતા. દિવ્ય સ્વપ્નદ્રષ્ટા સાથે પોતાના સંપૂર્ણ અદ્વૈતનું પૂરું ભાન હોવાથી લાહીરી મહાશય આ દૃશ્ય જગતના સ્વપ્ન પરમાણુઓનું સંયોગીકરણ અથવા વિયોગીકરણ કરી શકતા હતા અથવા ઇચ્છા પ્રમાણે બીજો કોઈ ફેરફાર પણ કરી શકતા હતા.[૬૫]

ગુરુજીએ ઉપસંહાર કરતાં કહ્યું : 'આખી સૃષ્ટિ નિયમને આધીન છે. જે સિદ્ધાંતો બાહ્ય જગતનું નિયમન કરે છે અને જેની વૈજ્ઞાનિક શોધ કરે છે તેને કુદરતના નિયમો કહેવામાં આવે છે. પણ આંતરચૈતન્યના પ્રદેશોનું નિયમન કરનારા બીજા સૂક્ષ્મતર નિયમો પણ છે જે યોગની આંતરિક વિદ્યાથી જ માત્ર જાણી શકાય છે. ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રી નહિ પણ સંપૂર્ણ આત્મદર્શી ગુરુ જ પદાર્થના સાચા સ્વરૂપનો મર્મ જાણી શકે છે. આવા જ્ઞાન દ્વારા જ ઈસુ ખ્રિસ્ત પોતાના શિષ્યે કાપી નાખેલા પોતાના નોકરના કાનને પાછો જોડી શકયા હતા.'[૬૬]

મારા ગુરુ શ્રી યુક્તેશ્વર શાસ્ત્રોના અદ્વિતીય વિવેચક હતા. મારાં ઘણાંખરાં ઉચ્ચતમ આનંદમય સ્મરણો એમનાં પ્રવચનોની આસપાસ ગૂંથાયેલાં છે. પણ એમનાં વિચારરત્નો પ્રમાદ અથવા મૂઢતાની રાખમાં પડતાં નહોતાં. મારા શરીરની જરા સરખી પણ અસ્વસ્થ હિલચાલ અથવા ક્ષણભરની પણ મારી શૂન્યમનસ્કતાથી મારા ગુરુનું પ્રવચન થંભી જતું.

'તું અહીં હાજર નથી.' આ ટીકાની સાથે જ ગુરુએ એક સંધ્યાકાળે પોતાનું પ્રવચન અટકાવી દીધેલું. હંમેશની માફક ભયંકર ફડકાઈથી તેઓ મારા ધ્યાન પર નજર નાખી રહ્યા હતા.

'ગુરુજી!' મારા અવાજમાં વિરોધ હતો. 'હું જરા પણ હાલ્યો નથી. મારી પાંપણ સરખાં પણ પડી નથી. આપે જે પ્રવચન કર્યું તેના પ્રત્યેક શબ્દનું હું પુનરાવર્તન કરી શકીશ.'

'તેમ છતાં, તું મારી સાથે સંપૂર્ણપણે નહોતો. તારો વિરોધ મને ટીકા કરવાની ફરજ પાડે છે કે તારા માનસપ્રદેશમાં તું ત્રણ સંસ્થાઓની રચના કરતો હતો : એક, કોઈ સપાટ પ્રકાશમાં એકાંત આશ્રમ, બીજો કોઈ ટેકરી પર આશ્રમ અને ત્રીજો સમુદ્રતટ પર.'

આવા અદ્ધરતાલ વિચારો ખરેખર મારા સુપ્ત મનમાં પડી જ રહેલા હતા. મેં તેમની સામે ક્ષમાયાચનાના ભાવથી જોયું.

'મારા આડાઅવળા વિચારોમાં પણ જે પ્રવેશ કરી શકે છે એવા ગુરુની સામે હું કરી પણ શું શકું?'

'તેં મને એ હક આપ્યો છે. જે મર્માળાં સૂક્ષ્મ સત્યો હું અહીં સમજાવું છું તે સંપૂર્ણ એકાગ્રતા સિવાય ગ્રહણ થઈ શકે એમ નથી. ખાસ જરૂર સિવાય હું બીજાઓના મનના એકાંતમાં પ્રવેશતો નથી. માણસને પોતાના વિચારોમાં ગુપ્ત રીતે ભટકવાનો નૈસર્ગિક અધિકાર છે. ખુદ પરમાત્મા પણ વગર ઇચ્છાએ પ્રવેશ કરી શકે નહિ. હું તો એવું સાહસ કરું જ નહિ.'

'આપ ગમે ત્યારે પધારી શકો છો, ગુરુજી!'

'તારા શિલ્પનાં સ્વપ્નો પાછળથી સિદ્ધ થશે; અત્યારે તો અભ્યાસનો વખત છે!'

આમ આકસ્મિક રીતે જ મારા ગુરુજીએ પોતાની સાદી ભાષામાં મારા જીવનના ત્રણ મહાન બનાવોની આગાહી કરી દીધી. કિશોરાવસ્થાની શરૂઆતથી જ મને ત્રણ જુદા જુદા વાતાવરણમાં ત્રણ મકાનોની ગૂઢ ઝાંખી થયા જ કરતી હતી. શ્રી યુક્તેશ્વરે

બતાવેલા અનુક્રમ પ્રમાણે જ તે તે દૃશ્યોએ છેવટનાં સાકાર રૂપ લીધાં છે : પહેલું આવ્યું તે રાંચીના સપાટ પ્રદેશ પર છોકરાઓ માટેની યૌગિક શાળાની સ્થાપના, પછી લોસ એન્જેલિસની ટેકરીની ટોચ ઉપર અમેરિકન મધ્યવર્તી કચેરીનું મકાન, અને છેવટે વિશાળ પ્રશાંત મહાસાગરને કિનારે દક્ષિણ કેલિફોર્નિયામાં એન્સીનીટાસમાં આશ્રમનું મકાન.

ગુરુજીએ ગર્વિષ્ઠ થઈને કદી પ્રતિપાદન કર્યું નથી કે ' અમુક અમુક બનશે એની હું આગાહી કરું છું ! ' એને બદલે તેઓ સૂચન કરે છે : ' શું તમને એવું નથી લાગતું કે આવું બનવા સંભવ છે ? ' પણ એમની સાદી વાણીમાં દિવ્ય શક્તિ છુપાયેલી હતી. એમાં પીછેહઠ કરવાપણું નહોતું કેમ કે એ અફર હતી. એમના થોડાક ગર્ભિત અર્થોવાળા શબ્દો કદી જૂઠા પડ્યા નથી.

શ્રી યુક્તેશ્વર ધીર ગંભીર અને વાસ્તવદર્શી સ્વભાવના હતા. ચંચળતા અથવા મૂર્ખાઈભરેલી સ્વપ્નશીલતાનો અંશ પણ એમનામાં નહોતો. જમીન ઉપર એમનાં ચરણો સ્થિર ઊભાં હતાં. અને એમનું મસ્તક સ્વર્ગને શિખરે રહેતું. વહેવારુ લોકો એમની પ્રશંસા પામતા. ' સાધુપણું એટલે મૂગાપણું નથી ! ' તેઓ કહેતા. ' સદ્‌ગુણનું વ્યવહારુ પ્રત્યક્ષ પ્રદર્શન અતિતીવ્ર બુદ્ધિને જન્મ આપે છે.'

મારા ગુરુ આધિભૌતિક પ્રદેશો સંબંધી ચર્ચા કરવા બિલકુલ રાજી નહોતા. સંપૂર્ણ સાદાઈ એ જ તેમની એક માત્ર ' અદ્‌ભુત ' તેજપ્રભા હતી. વાતચીતમાં ચોંકાવનારા નિર્દેશો તેઓ ટાળતા; વર્તનથી જ તેઓ પૂરો બોધ આપી દેતા. ઘણા ગુરુઓ ચમત્કારોની માત્ર વાતો જ કરતા. જ્યારે વર્તનમાં કશું જ નિપજાવી શકતા નહીં. શ્રી યુક્તેશ્વર સૂક્ષ્મ નિયમોની ભાગ્યે જ વાતો કરતા. પણ મરજી મુજબ વખત આવે ત્યારે ગુપ્ત રીતે તેનો ઉપયોગ કરી લેતા. ગુરુજીએ ખુલાસો કરતાં કહ્યું કે ' આત્મદર્શી પુરુષ અંતરના અવાજની પરવાનગી સિવાય કદી પણ કોઈ ચમત્કાર કરતો નથી. ઈશ્વર

એમ ઇચ્છતો નથી કે તેના સર્જનનાં રહસ્યો ગમે તેવાની જાણમાં આવે.[૧૭] વળી આ જગતમાં દરેક વ્યક્તિને પોતાની મુક્ત ઇચ્છા પ્રમાણે વર્તવાનો અબાધિત અધિકાર છે. એક સંત પણ તેની આ સ્વતંત્રતા પર આક્રમણ કરી શકે નહીં.'

શ્રી યુક્તેશ્વરને કોઠે પડી ગયેલું મૌન અનંત ઈશ્વરનાં તેમનાં ઊંડાં દર્શનોના પરિણામરૂપે તેમને લાધ્યું છે. આત્મસાક્ષાત્કાર નહિ પામેલા એવા ગુરુઓના જે દિવસો અમર્યાદ 'સત્ય પ્રકટીકરણો'માં જાય છે તેને માટે એમને વખત જ મળતો નહોતો. 'છીછરા મનુષ્યોમાં ટૂંકા વિચારો માછલીની માફક ઘણી ફૂદાફૂદ કરે છે. સમુદ્ર સરખાં વિશાળ હૃદયોમાં વહેલ જેવી પ્રેરણાઓ પણ ભાગ્યે જ એક તરંગ જેટલો પણ સળવળાટ પેદા કરી શકે.' હિંદુ શાસ્ત્રોની આ ટીકામાં સ્પષ્ટ રીતે ઉઘાડો વિનોદ દેખાય છે.

મારા ગુરુની ભપકાવિહોણી રહેણીકરણીને લીધે એના સમકાલીનો પૈકી ઘણા જ ઓછા લોકો એને પુરુષસિંહ તરીકે પિછાણી શક્યા છે. એક લોકોક્તિ છે : 'જે પોતાના જ્ઞાનને છુપાવી શકતો નથી તે મૂર્ખ છે.' તે યુક્તેશ્વરને બિલકુલ લાગુ પડતી નથી.

બીજાઓની માફક મર્ત્ય માનવી તરીકે જન્મ લઈને મારા ગુરુએ દેશ અને કાળના સ્વામી સાથે પોતાનું ઐક્ય સાધી લીધું છે. એમના સ્વભાવમાં મને ઈશ્વરીય અદ્વૈતનાં દર્શન થતાં હતાં. શિવત્વમાં એમના જીવત્વના વિલીનીકરણ માટે એમને કોઈ અગમ્ય અડચણ અનુભવવી પડી નહોતી. મને સમજ પડી ગઈ છે કે માણસની પોતાની આધ્યાત્મિક કાયરતા સિવાય બીજો કોઈ અવરોધ અસ્તિત્વમાં જ નથી.

શ્રી યુક્તેશ્વરનાં પવિત્ર ચરણોનો સ્પર્શ થતાં જ હું હંમેશાં રોમાંચ અનુભવતો. યોગીઓ ઉપદેશ આપે છે કે શિષ્ય ગુરુના પુનિત સંસર્ગથી આધ્યાત્મિક રીતે આકર્ષાય છે કેમકે તેનામાં એક સૂક્ષ્મ પ્રવાહ ઉત્પન્ન થાય છે. ભક્તના ભેજામાં સ્થિત

થયેલી અનિચ્છનીય ટેવોના વ્યાપાર-યંત્રને જાણે કે ડામ દેવાઈ જાય છે; અને તેની સાંસારિક વૃત્તિઓની નીકમાં શુભ અવરોધો ઊભા થાય છે. ક્ષણભર માટે પણ એને માયાનો ગુપ્ત પડદો ઊંચકાતો લાગે છે અને સત્ય શાંતિની એને ઝાંખી થાય છે. જ્યારે જ્યારે ભારતીય પદ્ધતિ પ્રમાણે મારા ગુરુને ચરણે મેં નમસ્કાર કર્યા છે ત્યારે ત્યારે મારા સમગ્ર શરીરમાં મુક્તિનો આનંદ છવાઈ જતો હતો.

ગુરુજીએ મને કહ્યું : 'જ્યારે પણ લાહીરી મહાશય મૌનમાં હોય અથવા સ્પષ્ટ ધાર્મિક સિવાયના બીજા કોઈ વિષય ઉપર વાતચીત કરતા હોય ત્યારે મને લાગતું કે એમણે મારામાં અગાધ જ્ઞાન સંક્રાંત કર્યું હતું.'

મારી ઉપર પણ શ્રી યુક્તેશ્વરે એવી જ અસર પાડી છે. જ્યારે હું વ્યગ્રચિત્તે અથવા નિરાશ હૃદયે આશ્રમમાં દાખલ થતો ત્યારે મારી એ વૃત્તિ અજાણપણે બદલાઈ જતી અનુભવતો. મારા ગુરુનાં દર્શન માત્રથી કષ્ટહર શાંતિ પથરાઈ જતી: તેમના સહવાસમાંના પ્રત્યેક દિવસે મને આનંદ, શાંતિ અને જ્ઞાનનો નવો જ અનુભવ મળતો. એમને તૃષ્ણા, ક્ષોભ, ક્રોધ અથવા એવી કોઈ માનવસુલભ આસક્તિથી ઘેરાયેલા અથવા મસ્ત થયેલા મેં કદી ભાળ્યા નથી.

'માયાનું અંધકારરૂપી આવરણ છૂપી રીતે આક્રમણ કરે છે, માટે ચાલો આપણે હૃદયગુફામાં ઝટ પેસી જઈએ.' ગુરુજી હંમેશાં પરોઢિયે અને સંધ્યા સમયે આ શબ્દોથી શિષ્યોને સંબોધીને ક્રિયાયોગમાં પ્રવૃત્ત કરી દેતા. નવો વિદ્યાર્થી ઘણી વખતે યોગના અભ્યાસ માટેની પોતાની લાયકાત માટે શંકા બતાવતો.

શ્રી યુક્તેશ્વર તેને આશ્વાસન આપતાં કહેતા : 'તારો ભૂતકાળ ભૂલી જા. બધા જ માણસોનાં પૂર્વજીવન શરમથી ભરેલાં હોય છે. આત્મસાક્ષાત્કાર થતાં સુધી માનવીચરિત્ર અવિશ્વસનીય જ હોય છે. અત્યારથી જ જો તું આધ્યાત્મિક પ્રયત્ન શરૂ કરશે તો ભવિષ્યમાં તારું બધું જ સુધરી જશે.'

ગુરુજી પાસે આશ્રમમાં હંમેશાં જુવાન શિષ્યો રહેતા. તેમના આધ્યાત્મિક અને બૌદ્ધિક શિક્ષણમાં જ એમને આજીવન રસ હતો; તેમની આખરી સમાધિના થોડા વખત પહેલાં ૭-૭ વરસના બે અને સોળ વરસનો એક એમ ત્રણ છોકરાઓને એમણે શિક્ષણ માટે સ્વીકાર્યા હતા. એમની સંભાળ નીચે આવનારાઓને કાળજી-પૂર્વક શિક્ષણ મળતું. વ્યુત્પત્તિના નિયમ પ્રમાણે 'શિષ્ય' અને 'શિસ્ત' બંને શબ્દોનું મૂળ એક છે.

આશ્રમવાસીઓ તેમના ગુરુ પ્રત્યે પ્રેમ અને પૂજ્ય-બુદ્ધિ રાખતા. તેમના હાથની એક નાનીસરખી ઇશારત માત્રથી તેઓ તેમના તરફ ઉત્સાહથી ખેંચાઈ આવતા. જ્યારે તેમનો મિજાજ ગંભીર અને અંતર્મુખી હોય ત્યારે તેમને બોલાવવાની કોઈ હિંમત કરતું નહીં. જ્યારે તેમનું હાસ્ય રણકી ઊઠતું ત્યારે બધા છોકરાઓ ગુરુને પોતાના જ ગણતા.

ગુરુજી બીજાઓ પાસે ભાગ્યે જ પોતા માટે વ્યક્તિગત સેવાઓ માગતા. એટલું જ નહીં પણ સ્વખુશી સાચા દિલની ન હોય ત્યાં સુધી કોઈ શિષ્યની કશી પણ મદદ સ્વીકારતા નહીં. જો શિષ્યો બેદરકારી બતાવતા તો ગુરુજી પોતાનાં કપડાં જાતે જ ધોઈ લેતા.

શ્રી યુક્તેશ્વર તેમની સ્વામી સંસ્થાની પરંપરા પ્રમાણે ભગવા રંગનો ઝભ્ભો પહેરતા. ઘરવપરાશ માટે, યોગીના રિવાજ મુજબ તેમનાં દોરી વગરનાં પગરખાં વાઘ કે હરણનાં ચામડાનાં બનતાં.

મારા ગુરુ અંગ્રેજી, ફ્રેન્ચ, હિંદી અને બંગાલી ભાષાઓ બહુ સરસ રીતે બોલી શકતા હતા. તેમનું સંસ્કૃત પણ સારું હતું. અંગ્રેજી અને સંસ્કૃતના અભ્યાસ માટે તેમણે પોતાની સંશોધક બુદ્ધિથી યોજી કાઢેલી કેટલીક ટૂંકા રસ્તાની ચાવીઓ તેમના જુવાન શિષ્યોને તેમણે બહુ ધીરજપૂર્વક શીખવેલી.

શ્રી યુક્તેશ્વર પોતાના શરીરની ઘણી સંભાળ રાખતા તે છતાં એમાં તેમને આસક્તિ નહોતી. તેઓ સ્પષ્ટ કહેતા કે શારીરિક

થયેલી અનિચ્છથીય ટેવોના વ્યાપાર-યંત્રને જાણે કે ડામ દેવાઈ જાય છે; અને તેની સાંસારિક વૃત્તિઓની નીકમાં શુભ અવરોધો ઊભા થાય છે. ક્ષણભર માટે પણ એને માયાનો ગુપ્ત પડદો ઊંચકાતો લાગે છે અને સત્ય શાંતિની એને ઝાંખી થાય છે. જ્યારે જ્યારે ભારતીય પદ્ધતિ પ્રમાણે મારા ગુરુને ચરણે મેં નમસ્કાર કર્યા છે ત્યારે ત્યારે મારા સમગ્ર શરીરમાં મુક્તિનો આનંદ છવાઈ જતો હતો.

ગુરુજીએ મને કહ્યું : 'જ્યારે પણ લાહીરી મહાશય મૌનમાં હોય અથવા સ્પષ્ટ ધાર્મિક સિવાયના બીજા કોઈ વિષય ઉપર વાતચીત કરતા હોય ત્યારે મને લાગતું કે એમણે મારામાં અગાધ જ્ઞાન સંક્રાંત કર્યું હતું.'

મારી ઉપર પણ શ્રી યુક્તેશ્વરે એવી જ અસર પાડી છે. જ્યારે હું વ્યગ્રચિત્તે અથવા નિરાશ હૃદયે આશ્રમમાં દાખલ થતો ત્યારે મારી એ વૃત્તિ અજાણપણે બદલાઈ જતી અનુભવતો. મારા ગુરુનાં દર્શન માત્રથી કષ્ટહર શાંતિ પથરાઈ જતી. તેમના સહવાસમાંના પ્રત્યેક દિવસે મને આનંદ, શાંતિ અને જ્ઞાનનો નવો જ અનુભવ મળતો. એમને તૃષ્ણા, ક્ષોભ, ક્રોધ અથવા એવી કોઈ માનવસુલભ આસક્તિથી ઘેરાયેલા અથવા મસ્ત થયેલા મેં કદી ભાળ્યા નથી.

'માયાનું અંધકારરૂપી આવરણ છૂપી રીતે આક્રમણ કરે છે, માટે ચાલો આપણે હૃદયગુફામાં ઝટ પેસી જઈએ.' ગુરુજી હંમેશાં પરોઢિયે અને સંધ્યા સમયે આ શબ્દોથી શિષ્યોને સંબોધીને ક્રિયાયોગમાં પ્રવૃત્ત કરી દેતા. નવો વિદ્યાર્થી ઘણી વખતે યોગના અભ્યાસ માટેની પોતાની લાયકાત માટે શંકા બતાવતો.

શ્રી યુક્તેશ્વર તેને આશ્વાસન આપતાં કહેતા : 'તારો ભૂતકાળ ભૂલી જા. બધા જ માણસોનાં પૂર્વજીવન શરમથી ભરેલાં હોય છે. આત્મસાક્ષાત્કાર થતાં સુધી માનવીચરિત્ર અવિશ્વસનીય જ હોય છે. અત્યારથી જ જો તું આધ્યાત્મિક પ્રયત્ન શરૂ કરશે તો ભવિષ્યમાં તારું બધું જ સુધરી જશે.'

ગુરુજી પાસે આશ્રમમાં હંમેશાં જુવાન શિષ્યો રહેતા. તેમના આધ્યાત્મિક અને બૌદ્ધિક શિક્ષણમાં જ એમને આજીવન રસ હતો; તેમની આખરી સમાધિના થોડા વખત પહેલાં છ-છ વરસના બે અને સોળ વરસનો એક એમ ત્રણ છોકરાઓને એમણે શિક્ષણ માટે સ્વીકાર્યા હતા. એમની સંભાળ નીચે આવનારાઓને કાળજી-પૂર્વક શિક્ષણ મળતું. વ્યુત્પત્તિના નિયમ પ્રમાણે 'શિષ્ય' અને 'શિસ્ત' બંને શબ્દોનું મૂળ એક છે.

આશ્રમવાસીઓ તેમના ગુરુ પ્રત્યે પ્રેમ અને પૂજ્ય-બુદ્ધિ રાખતા. તેમના હાથની એક નાનીસરખી ઇશારત માત્રથી તેઓ તેમના તરફ ઉત્સાહથી ખેંચાઈ આવતા. જ્યારે તેમનો મિજાજ ગંભીર અને અંતર્મુખી હોય ત્યારે તેમને બોલાવવાની કોઈ હિંમત કરતું નહીં. જ્યારે તેમનું હાસ્ય રણકી ઊઠતું ત્યારે બધા છોકરાઓ ગુરુને પોતાના જ ગણતા.

ગુરુજી બીજાઓ પાસે ભાગ્યે જ પોતા માટે વ્યક્તિગત સેવાઓ માગતા. એટલું જ નહીં પણ સ્વખુશી સાચા દિલની ન હોય ત્યાં સુધી કોઈ શિષ્યની કશી પણ મદદ સ્વીકારતા નહીં. જો શિષ્યો બેદરકારી બતાવતા તો ગુરુજી પોતાનાં કપડાં જાતે જ ધોઈ લેતા.

શ્રી યુક્તેશ્વર તેમની સ્વામી સંસ્થાની પરંપરા પ્રમાણે ભગવા રંગનો ઝભ્ભો પહેરતા. ઘરવપરાશ માટે, યોગીના રિવાજ મુજબ તેમનાં દોરી વગરનાં પગરખાં વાઘ કે હરણનાં ચામડાનાં બનતાં.

મારા ગુરુ અંગ્રેજી, ફ્રેન્ચ, હિંદી અને બંગાલી ભાષાઓ બહુ સરસ રીતે બોલી શકતા હતા. તેમનું સંસ્કૃત પણ સારું હતું. અંગ્રેજી અને સંસ્કૃતના અભ્યાસ માટે તેમણે પોતાની સંશોધક બુદ્ધિથી યોજી કાઢેલી કેટલીક ટૂંકા રસ્તાની ચાવીઓ તેમના જુવાન શિષ્યોને તેમણે બહુ ધીરજપૂર્વક શીખવેલી.

શ્રી યુક્તેશ્વર પોતાના શરીરની ઘણી સંભાળ રાખતા તે છતાં એમાં તેમને આસક્તિ નહોતી. તેઓ સ્પષ્ટ કહેતા કે શારીરિક

અને માનસિક બંને રીતના પૂર્ણ આરોગ્યમાંથી પ્રભુ પ્રગટ થઈ દર્શન આપે છે. અતિ સર્વત્ર વર્જ્ય કરવું એ તેમનું સૂત્ર હતું. એક શિષ્ય શરીર સુધારવાના ઇરાદાથી લાંબા ઉપવાસ ઉપર ઊતર્યો. મારા ગુરુ એ જાણીને હસ્યા અને કહ્યું : 'કૂતરાંને હાડકાંનો એક ટુકડો કેમ નથી નાખતો?'[૧૮]

શ્રી યુક્તેશ્વરનું આરોગ્ય શ્રેષ્ઠ હતું. મેં એમને કદી અસ્વસ્થ[૧૯] થયેલા જોયા નથી. શિષ્યોને યોગ્ય લાગે તો માંદગી વખતે દાક્તરની સલાહ અને સારવાર લેવાની સલાહ આપતા. દુનિયાની પદ્ધતિ પ્રમાણે ચાલવું એ તેમનો સિદ્ધાંત હતો. તેમણે કહ્યું : 'ઈશ્વરના ભૌતિક પદાર્થોને લગતા નિયમોને અનુસરીને દાક્તરોએ રોગનિવારણનું કાર્ય કરવું જોઈએ.' પણ તેઓ માનસ-ચિકિત્સાપદ્ધતિની શ્રેષ્ઠતાની હંમેશાં પ્રશંસા કરતા અને વારંવાર કહેતા : 'જ્ઞાન એ સર્વોત્તમ વ્યાધિનાશક તત્ત્વ છે.' તેઓ એમના શિષ્યોને કહેતા :

'શરીર કપટી મિત્ર છે અને એને માટે જેટલું જરૂરનું હોય એટલું જ આપો – વધારે નહિ. સુખ અને દુઃખ ક્ષણિક છે. બધાં દ્વંદ્વોને શાંતિથી સહન કરો અને સાથેસાથે તમારા મગજ ઉપરનો તેમનો કાબૂ ઢીલો કરતા જાઓ. કલ્પનાના દ્વારમાંથી રોગ અને રોગનિવારણ બન્ને પ્રવેશ કરે છે. જ્યારે તમે ખરેખર માંદા હો પણ તમે માંદગીનું અસ્તિત્વ સ્વીકારો નહિ; સ્વાગત નહિ પામતો મહેમાન ભાગી જશે.'

ગુરુજીના શિષ્યો તરીકે ઘણા દાક્તરોની ગણના થતી, 'જેમણે ધીરજથી ભૌતિકશાસ્ત્રના નિયમો શોધી કાઢ્યા છે તેઓ આગળ જઈને સહેલાઈથી આત્મવિદ્યાની પણ શોધ કરી શકે છે. આ દેહમાં સૂક્ષ્મ આધ્યાત્મિક તંત્ર ગુપ્તપણે છુપાયેલું છે.' એવું તેઓ તેમને કહેતા.

શ્રી યુક્તેશ્વર પોતાના શિષ્યોને પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓના જીવંત ઐક્યનિર્માતાઓ બનવાની સલાહ આપતા.

તેઓ બહારની ટેવોમાં પાશ્ચાત્ય શિસ્તના કડક પાલન કરનારા હોવા છતાં આંતરિક રીતે તેઓ આધ્યાત્મિક પૌરસ્ત્ય હતા. આરોગ્યપ્રદ, પ્રગતિમાન અને સંશોધક વૃત્તિની ટેવો માટે તેઓ પશ્ચિમની પ્રશંસા કરવા ચૂકતા નહિ. સૈકાઓની તેજપ્રભાથી શોભતા તેના ધાર્મિક આદર્શો માટે પૂર્વની પણ તેઓ પ્રશંસા કરતા.

મારે માટે શિસ્ત કોઈ અજાણી વસ્તુ નહોતી; ઘેરે પિતા કડક હતા અને અનંત પણ ઘણી વખત કઠોર થતો. પણ યુક્તેશ્વરની શિસ્તને જલદ જ કહેવી પડે એવી હતી. મારા ગુરુ સંપૂર્ણતાવાદી હોઈ શિષ્યોના વર્તનની જલદ ટીકા કરતા, પછી તે રોજની સામાન્ય વાત હોય કે પછી ચારિત્ર્યના સૂક્ષ્મ સ્ખલનનો પ્રશ્ન હોય.

અનુકૂળ પ્રસંગે તેઓ ટીકા કરતા : 'દિલની સચ્ચાઈ સિવાયની રીતભાત મરણ પામેલી સુંદર સ્ત્રી જેવી છે. સભ્યતા સિવાયની સરળતા એ શસ્ત્રવૈદની છરી જેવી કાર્યસાધક પણ અળખામણી છે. વિવેક સાથેની નિખાલસતા ઉપયોગી અને પ્રશંસનીય છે.'[૭૦]

ગુરુજીને મારી આધ્યાત્મિક પ્રગતિથી સંતોષ મળતો હોય એમ જણાતું હતું. કેમ કે તેઓ એનો ભાગ્યે જ નિર્દેશ કરતા; બીજી બાબતોમાં ઠપકાની મને નવાઈ નહોતી. આ મારા મુખ્ય ગુનાઓ હતા : અન્યમનસ્કપણું; વખતોવખતની શોકાતુર વૃત્તિ, રીતભાતમાં ચોક્કસ નિયમોનો ભંગ અને પ્રસંગોપાત્ત ગેરશિસ્ત વર્તણૂક.

ગુરુજી ટીકા કરત કહેતાં : 'તારા પિતા ભગવતીની પ્રવૃત્તિઓ દરેક બાબતમાં કેવી વ્યવસ્થિત અને સમતોલ હોય છે તે જો.' લાહીરી મહાશયના આ બંને શિષ્યો મારી સીરામપોરની યાત્રાઓ શરૂ થયા પછી એક વખત ભેગા મળ્યા હતા. એકબીજાએ પરસ્પરના સદ્‌ગુણોની ખૂબ પ્રશંસા કરી હતી. બન્નેએ આધ્યાત્મિકતાના ખડક ઉપર યુગો સુધી ટક્કર લઈ શકે એવું મજબૂત આંતરજીવન રચ્યું હતું.

મને ભૂતકાળના આગલા કામચલાઉ ગુરુ પાસેથી કેટલાક ભૂલભરેલા ખ્યાલો મળ્યા હતા. મને કહેવામાં આવેલું કે એક

ચેલાએ પોતાની સાંસારિક જવાબદારીઓ ઉપર અંતર્થી ધ્યાન આપવાની જરૂર નથી. હું જ્યારે આવી ફરજો તરફ બેદરકાર રહેતો અથવા સારી રીતે બજાવતો નહીં ત્યારે મને કોઈ ઠપકો આપતું નહીં. માનવીસ્વભાવ પ્રમાણે આવી શિખામણો ઝટ ગળે ઊતરી જતી, એમ છતાં આ ગુરુજીની નિર્દય સોટી નીચે બેજવાબદારીની અનુકૂળ ભ્રાંતિઓમાંથી હું ઝટ છૂટો થઈ ગયો.

શ્રી યુક્તેશ્વરે એક દિવસ ટીકા કરી : 'જેઓ આ દુનિયા માટે ઘણા જ ભલા છે તેઓ બીજીના શણગારરૂપ છે. જ્યાં સુધી આ દુનિયાની મુક્ત હવા તમે લો છો ત્યાં સુધી કૃતજ્ઞતાપૂર્વક સેવા આપવાને તમે બંધાયેલા છો. જેણે પ્રાણ ઉપર સંપૂર્ણ વિજય મેળવ્યો હોય[૭૨] એ જ એકલો પુરુષ આ દુનિયાની જવાબદારીઓમાંથી મુક્ત છે. આ અંતિમ આદર્શ સ્થિતિએ તું પહોંચીશ ત્યારે તે વાત તને કહેવાને હું ચૂકીશ નહિ.'

મારા ગુરુને પ્રેમથી પણ લલચાવી શકાય એમ નથી. મારી માફક જે કોઈએ એમનું શિષ્યત્વ સ્વીકાર્યું હતું તેમના કોઈના તરફ પણ એમણે દયાભાવ બતાવ્યો નથી. જ્યારે પણ ગુરુજી અને હું શિષ્યોના સમૂહમાં સાથે હોઈએ અથવા અપરિચિતોથી વીંટળાયેલા હોઈએ અથવા અમે બન્ને એકલા જ હોઈએ ત્યારે પણ તેઓ હંમેશાં સ્પષ્ટપણે બોલી દેતા અને કડવો ઠપકો આપતા. છાલકાપણાથી થયેલી નજીક ભૂલ અથવા વિસંવાદને માટે પણ ઠપકો ખાવો પડતો. અહંને કચડી નાખતી આવી કડક વર્તણૂક સહન કરવી ઘણી મુશ્કેલ હતી. પણ યુક્તેશ્વરજીની મારફતે મારા પ્રત્યેક માનસિક તરંગને સીધો કરી દેવાનો મારો દૃઢ નિશ્ચય હતો. આવા મહાન પરિવર્તન માટે જ્યારે તેઓ ભગીરથ પરિશ્રમ કરી રહ્યા હતા ત્યારે તેમની શિસ્તના હથોડાના ભાર નીચે હું ઘણી વખતે ધ્રૂજી ઊઠતો.

ગુરુજીએ મને ખાતરી આપેલી : 'તને મારા શબ્દો નહિ રુચતા હોય તો ગમે ત્યારે છૂટા થવાને તું સ્વતંત્ર છે. હું તારી પાસેથી

તારી પ્રગતિ સિવાય બીજું કશું જ ઇચ્છતો નથી. તને જો તારો વિકાસ થતો લાગતો હોય તો જ તારે રહેવું.'

મારા મિથ્યાભિમાનને તોડનારા દરેક કાતિલ ફટકા માટે હું તેમનો અત્યંત આભારી છું. આલંકારિક રીતે, મને ઘણી વખત લાગતું કે તેઓ મારા જડબામાંથી પ્રત્યેક રોગિષ્ઠ દાંતને શોધીશોધીને ખેંચી કાઢતા હતા. આવી કઠોરતા સિવાય અહંકારનો કઠણ ગર્ભ છૂટો પડવો મુશ્કેલ હોય છે. અભિમાન વિલીન થઈ જતાં છેવટે દિવ્યતાનો પંથ નિષ્કંટક બને છે. સ્વાર્થથી ભરેલાં કઠણ અંતઃકરણોને ભેદીને આરપાર ઘૂસવા એ અસમર્થ હોય છે.

શ્રી યુક્તેશ્વરની જ્ઞાનદૃષ્ટિ પારદર્શક હતી. ટીકાની પરવા કર્યા સિવાય તેઓ સામા માણસના અવ્યક્ત રહેલા હેતુનો કેટલીક વખતે જવાબ આપી દેતા; માણસ જે શબ્દો વાપરે અને તેની પાછળ તેના જે ખરેખરા વિચારો હોય એમાં ઘણું મોટું અંતર હોવા સંભવ છે. મારા ગુરુ કહેતા કે એવે વખતે ' માણસના શબ્દોના ગૂંચવાડા પાછળ એના વિચારો શા છે તે શાંતિથી જાણવાનો પ્રયત્ન કર.'

પણ દિવ્ય જ્ઞાનદૃષ્ટિનાં નિવેદનો ઘણી વખતે સંસારીઓને કડવાં લાગે છે. ગુરુજી અલ્પજ્ઞ વિદ્યાર્થીઓમાં લોકપ્રિય નહોતા. સંખ્યામાં થોડા હોવા છતાં ડાહ્યા વિદ્યાર્થીઓ એમને માટે ઊંડો પૂજ્યભાવ રાખતા.

હું ખાતરીથી કહું છું કે જો યુક્તેશ્વરની વાણી આટલી નિખાલસ અને છિદ્રાન્વેષી ન હોત તો તેઓ હિંદના સૌથી વિશેષ લોકપ્રિય ગુરુ થઈ પડ્યા હોત.

તેઓ મારી પાસે એકરાર કરતા : ' તાલીમ માટે મારી પાસે આવનારાઓ માટે હું સખત જ થાઉં છું. એ મારી પદ્ધતિ છે. એને ગ્રહણ કરો અથવા છોડી દો. હું કદી બાંધછોડ કરવા તૈયાર નથી. પણ તું તારા શિષ્યો પ્રત્યે વધારે માયાળુ થશે. એ તારી પદ્ધતિ છે. હું સરાસરી તિતિક્ષાશક્તિ કરતાં વિશેષ કડક અગ્નિ-

પરીક્ષામાં તપાવીને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરું છું. પ્રેમનો સૌમ્ય માર્ગ પણ એટલો જ પરિવર્તનકારી છે. અવિકારી અને નરમ એ બન્ને પદ્ધતિઓનો વિવેકપૂર્વક ઉપયોગ થાય તો બન્ને સરખી કાર્યસાધક નીવડે છે. તું પરદેશોમાં જશે તો ત્યાં અહં ઉપરના નિર્દય આઘાતોની કદર નહિ થાય. પશ્ચિમમાં ભારતીય ઉપદેશના પ્રચાર માટે ત્યાંની પરિસ્થિતિને અનુકૂળ થઈ જવાની આવડત સાથે ઘણી જ ધીરજ અને ખામોશીની જરૂર છે.' (ગુરુજીના આ શબ્દો અમેરિકામાં મેં કેટલી વખત યાદ કર્યા છે તે હું કહેવા ઇચ્છતો નથી.)

જો કે શ્રી યુક્તેશ્વરની આખાબોલી વાણીને લીધે એમના જીવન દરમ્યાન એમના અનુયાયીઓનું મોટું ટોળું જામી શક્યું નથી. તેમ છતાં તેમના ઉપદેશના સાચા વિદ્યાર્થીઓની વધતી જતી સંખ્યાને લીધે આજે પણ તેમનો જીવંત ભાવ જગત ઉપર પથરાઈ રહ્યો છે. મહાન સિકંદર જેવા યોદ્ધાઓ ભૂમિ ઉપર સ્વામીત્વ સ્થાપવાનો પ્રયત્ન કરે છે, યુક્તેશ્વર જેવા ગુરુઓ મનુષ્યોનાં હૃદયો ઉપર—વિશાળતર સામ્રાજ્ય મેળવે છે.

ગુરુજીની એ પદ્ધતિ હતી કે તેઓ શિષ્યોની સાદી નજીવી ભૂલોને બહુ જ ગંભીર સ્વરૂપ આપીને વર્ણવતા. એક દિવસ મારા પિતાજી શ્રી યુક્તેશ્વરને વંદન કરવા સીરામપોર આવ્યા. તેમણે ઘણું કરીને મારા સંબંધમાં પ્રશંસાના શબ્દો સાંભળવાની આશા રાખેલી. મારી અપૂર્ણતાઓની લાંબી યાદી સાંભળીને તેમને આઘાત લાગ્યો. તેઓ મારી તરફ દોડતા આવ્યા.

'તારા ગુરુના કહેવા પ્રમાણે તું હવે રખડેલ થઈ ગયો લાગે છે!' પિતાજી આનંદ અને દિલગીરીની વચ્ચેની સ્થિતિમાં હતા.

આ વખતે શ્રી યુક્તેશ્વરજીની નારાજીનું એક માત્ર કારણ એ હતું કે તેમની એક નમ્ર સૂચનાની વિરુદ્ધ જઈને એક માણસને હું અધ્યાત્મપથ તરફ વાળવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

સંતપ્ત હૃદયે હું ગુરુજી કને પહોંચી ગયો. પોતે અપરાધી હોવાની ભાવના સાથે નીચી મૂંડીએ તેમણે મને આવકાર્યો. આટલા

એક જ અવસરે આ દિવ્ય કેસરીને મેં મારી સામે આટલા લાચાર થયેલા જોયા. આ અપ્રતિમ પળનો મેં પૂર્ણ લાભ લીધો.

'ગુરુજી, મારા ક્ષુબ્ધ થયેલા પિતા સમક્ષ શા માટે તમે મને આટલી બધી નિર્દયતાથી ચીતરી બતાવ્યો ? આ શું વાજબી હતું ?'

'હું ફરી આવું નહિ કરું.' ગુરુજીના અવાજમાં ક્ષમાયાચના હતી.

તરત જ મારા હાથ હેઠા પડ્યા. કેટલી તત્પરતાથી આ મહાન માણસે પોતાનો ગુનો કબૂલ કરી દીધો. જો કે ત્યાર પછી એમણે પિતાજીની માનસિક શાંતિને આઘાત આપ્યો નથી તોપણ મારા ગુરુએ જ્યારે અને જ્યાં યોગ્ય લાગ્યું ત્યારે મને કઠોર રીતે ઊધડો લેવાનું ચાલુ જ રાખેલું.

નવા આવેલા શિષ્યો પણ ઘણી વાર બીજાઓની ભરપૂર ટીકા કરવામાં સામેલ થઈ જતા. ગુરુના જેવા જ જ્ઞાની ! નિર્દોષ વિવેકમૂર્તિઓ ! પણ જેઓ આક્રમણ કરે છે તેમણે બચાવ માટે પણ તૈયારીઓ રાખવી જોઈએ. જ્યારે ગુરુજીએ પોતાના પૃથક્કરણના ભાથામાંથી થોડાંક બાણ જાહેર રીતે એમની તરફ છોડવા માંડ્યાં ત્યારે આ જ નિંદાખોર વિદ્યાર્થીઓ ઊભી પૂંછડીએ ત્યાંથી નાસવા લાગ્યા.

'કોમળ આંતરિક નબળાઈઓ જે ટપકાના સ્પર્શ માત્રથી ઊકળી ઊઠતી હોય તો એ શરીરના રોગિષ્ઠ અવયવો જેવી જ હોય છે. જે કાળજીભરી સારવાર પહેલાં જ ઊભરી આવે છે.' ભાગેડુઓના સંબંધમાં શ્રી યુક્તેશ્વરજીની આ રમૂજી ટકોર હતી.

ઘણા શિષ્યોને ગુરુની પોતાની પૂર્વકલ્પિત મૂર્તિ હોય છે અને તેને આધારે તેઓ એમના શબ્દો અને વર્તનની તુલના કરતા. આવાઓ ઘણી વખત ફરિયાદ કરતા કે તેઓ શ્રી યુક્તેશ્વરને સમજી શક્યા નથી.

એક વખતે મેં એવો ટોણો મારેલો કે 'તો તમે ઈશ્વરને પણ સમજવાના નથી. જ્યારે સંતને તમે સમજી શકશો ત્યારે જ તમે તેની સાથે ઐક્ય અનુભવશો.' આ જગતનાં કોટ્યવધિ ગુપ્ત રહસ્યો પૈકી આ પણ એક છે કે અવર્ણનીય હવાનો પ્રતિક્ષણ શ્વાસોચ્છ્વાસ લેનાર કયો માણસ એમ પૂછવાની હિંમત કરે કે ગુરુના સ્વભાવનું અગાધ ઊંડાણ તાબડતોબ માપી લીધું છે?'

વિદ્યાર્થીઓ આવતા અને જતા, જેઓ તાત્કાલિક સમભાવ અને સગવડિયા ગુણસ્વીકારના સહેલા માર્ગ માટે તલસતા હતા. તેમને આ આશ્રમમાં તેવું મળતું નહિ. ગુરુજી તેમના શિષ્યોને લાંબા વખત સુધી આશ્રય અને રક્ષણ આપતા. પણ ઘણા વિદ્યાર્થીઓ કૃપણ થઈને અહંના મલમની પણ માગણી કરતા. તેવાઓ ચાલ્યા જતા.—અત્રેની હીણપત ભોગવ્યા પહેલાં પણ જીવનની બીજી અસંખ્ય હીણપતો ભોગવવાની શક્યતાઓ સાથે. શ્રી યુક્તેશ્વરનાં તેજોમય કિરણો — તેમના જ્ઞાનનો ખુલ્લો વેધક સૂર્યપ્રકાશ વિદ્યાર્થીઓના આધ્યાત્મિક રોગ માટે અતિ તીવ્ર નીવડતો. આવાઓ ઊતરતી કોટિના ગુરુને શોધતા. જેઓ ખુશામતથી તેમને રાજી રાખીને અજ્ઞાનરૂપી નિદ્રામાં સુવાડી રાખતા.

ગુરુજી સાથેના શરૂઆતના મહિનાઓમાં તેમના ઠપકાનો તીવ્ર ભય હું અનુભવતો હતો. મેં તરત જ જોયું કે જે શિષ્યોએ આવા શાબ્દિક શવચ્છેદન માટે માગણી કરેલી તેમને માટે જ ઠપકાઓ અનામત રખાયેલા હતા. જો કોઈ વિદ્યાર્થી વાંધો ઉઠાવતો તો શ્રી યુક્તેશ્વર તરત જ શાંત થઈ જતા. તેમના શબ્દો કદી ક્રોધિત નહોતા પણ નિરપેક્ષ જ્ઞાનથી ભરેલા રહેતા.

ગુરુજીના ઠપકાઓ પ્રાસંગિક મુલાકાતીઓ તરફ કદી યોજાતા નહોતા. તેમની અપૂર્ણતાઓ ગંભીર હોય છતાં તેઓ તેની ભાગ્યે જ ટીકા કરતા. પણ જે વિદ્યાર્થીઓ તેમના માર્ગદર્શન માટે આવતા તેઓ પ્રત્યે તેમની જવાબદારી ગંભીર છે એમ તેઓ સમજતા. એ ગુરુ ખરેખર ધન્યવાદને પાત્ર છે જે અહંપ્રેરિત માનવ-

તાની કાચી ધાતુનું પરિવર્તન કરવાની હામ ભીડે ! સંતની આવી હિંમતનું મૂળ જગતના ઠોકર ખાતા ચક્ષુહીનો ( અજ્ઞાનીઓ ) માટેના સમભાવમાં રહેલું હોય છે.

જ્યારે મેં મારા આંતરિક રોષનો ત્યાગ કર્યો ત્યારે મને મળતા ઠપકાનું પ્રમાણ ઘણું ઓછું થયેલું લાગ્યું. કોઈ ઘણી જ સૂક્ષ્મ રીતે ગુરુજી પ્રમાણમાં ઘણા ક્ષમાવાન થતા ચાલ્યા. ધીરેધીરે વખત જતાં તાર્કિક ન્યાય અને આંતરમનના અલગપણાનો દરેક અંતરાય[૭૨] જેની ઓથે માનવી સામાન્ય રીતે પોતાનું વ્યક્તિત્વ છુપાવી રાખે છે તે મેં તોડી નાખ્યો. મારા ગુરુ સાથે વિના પરિશ્રમે સધાયેલી સંપૂર્ણ સંવાદિતા એ એનો બદલો હતો. આના ફળ સ્વરૂપે મને જણાયું કે તેઓ એક વિશ્વાસ રાખનારા, વિચારશીલ તથા શાંત પ્રેમ વરસાવતા સાધુજન છે અને તેમ છતાં પ્રેમના પ્રદર્શન તરીકે તેઓ સ્નેહનો એક શબ્દ પણ ઉચ્ચારતા નહિ.

મારો પોતાનો સ્વભાવ મુખ્યત્વે ભક્તિપ્રધાન છે. શરૂઆતમાં જ્ઞાનથી ભરાતા ત્રણ દેખીતી રીતે ભક્તિશૂન્ય[૭૩] લાગતા શ્રી યુક્તેશ્વરજીને ઠંડા આધ્યાત્મિક ગણિતને હિસાબે વાત કરતા જોવા એ કાંઈક વિચિત્ર લાગતું હતું. પણ જેમજેમ હું તેમના સ્વભાવને અનુરૂપ થતો ગયો તેમતેમ મારી ઈશ્વરભક્તિમાં ઓટ આવવાને બદલે તેની વૃદ્ધિ જ થવા લાગી. એક આત્મદર્શી ગુરુ પોતાના અનેક શિષ્યોને તેમના મુખ્ય વલણના નૈસર્ગિક માર્ગે દોરી જવાને સંપૂર્ણ સમર્થ હોય છે.

શ્રી યુક્તેશ્વરજી સાથેનો મારો સંબંધ જો કે કાંઈક મૂક હતો છતાં ગુપ્ત વાક્ચાતુર્યથી ભરપૂર હતો. ઘણી વખતે હું જોતો કે મારા વિચારો ઉપર તેમની મૂક સંમતિ મળી ગઈ છે, અને તેથી વાણી બિનજરૂરી બની જતી. તેમની પડખે શાંત બેસી રહેવામાં પણ મને તેમનો અનુગ્રહ મારા શરીર ઉપર શાંત રીતે વરસી રહ્યો હોય એવું લાગતું.

શ્રી યુક્તેશ્વરનો નિષ્પક્ષ ન્યાય મને ખાસ કરીને મારી કોલેજના પહેલા વર્ષના ઉનાળાની રજામાં જોવા મળ્યો. શ્રીરામપોરમાં આ મહિનાઓ દરમિયાન અખંડિત રીતે મારા ગુરુના સાંનિધ્યમાં રહેવાની મળેલી આ તકને મેં વધાવી લીધી.

# ૧૩

## ગુરુના આશ્રમમાં વિતાવેલાં વરસો

મારા ઉત્સાહપૂર્વકના આગમનને ખુશીથી વધાવી લેતાં ગુરુજીએ કહ્યું : 'તું આશ્રમનો હવાલો સંભાળી લે. અતિથિઓનું સ્વાગત અને બીજા શિષ્યોના કામકાજ ઉપર દેખરેખ રાખવી એ તારી ફરજો રહેશે.'

પૂર્વબંગાળના એક ગામમાંથી કુમાર નામનો જુવાન આશ્રમની તાલીમ માટે એક પખવાડિયા ઉપર દાખલ થયો હતો. અસાધારણ બુદ્ધિશાળી હોવાથી તેણે તરત જ શ્રી યુક્તેશ્વરજીનો પ્રેમ સંપાદન કરી લીધો. કોઈ અગમ્ય કારણસર ગુરુજીએ આ નવા વિદ્યાર્થી તરફ અદોષદર્શી વલણ ધારણ કર્યું.

'મુકુન્દ, કુમારને તારી ફરજો સોંપી દે. તારો પોતાનો વખત તું સાફસફાઈ અને રસોડામાં આપજે.' નવા વિદ્યાર્થીને અમારી સાથે આવીને રહ્યાને એક મહિનો થયા પછી ગુરુજીએ આ સૂચનાઓ આપી.

આગેવાન તરીકેના ઉચ્ચ સ્થાને આવ્યા પછી કુમારે નજીવા કારણસર જુલમો કરવા માંડ્યા હતા. ખેદા બળવા તરીકે બીજા શિષ્યો સલાહસૂચનો માટે મારી પાસે આવવા લાગ્યા. આવી સ્થિતિ ત્રણ અઠવાડિયાં સુધી ચાલુ રહી, ત્યાર પછી એક વખત કુમાર અને ગુરુજી વચ્ચેની એક વાતચીત મારા સાંભળવામાં આવી.

પેલા છોકરાએ કહ્યું : 'મુકુન્દ અસાધ્ય છે! તમે મને નિરીક્ષક બનાવ્યો પણ પેલા બધાએ તેની જ પાસે જાય છે અને તેનું જ કહ્યું માને છે.'

શ્રી યુકતેશ્વરના શુષ્ક શબ્દો કુમારને માટે નવા હતા. 'એટલા જ માટે મેં તેને રસોડું અને તને દીવાનખાનું સોંપ્યું હતું. આ જ રીતે તને સમજ પડશે કે લાયક આગેવાને સેવા કરવાની અને નહીં કે હકૂમત ભોગવવાની ઇચ્છા રાખવી પડશે. તને મુકુન્દની જગ્યા જોઈતી હતી પણ લાયકાતથી તું તે જાળવી શકયો નહીં. હવે તું રસોયાના મદદનીશ તરીકેની તારી અસલ જગ્યાએ પાછો જા.'

માનહાનિના આ બનાવ પછી, ગુરુજીએ કુમાર પ્રત્યે બિન-જરૂરી છૂટનો આગલો વર્તાવ પુનઃ શરૂ કર્યો. આ આકર્ષણનું રહસ્ય કોણ ઉકેલી શકે? ગુરુજીને કુમારમાં એક સુંદર કુવારો દેખાયો—પણ જે ગુરુભાઈઓ માટે ઊડતો નહોતો. જો કે આ નવો છોકરો ગુરુજીનો પ્રીતિપાત્ર હતો છતાં મને કાંઈ નિરાશા લાગતી નહોતી. ગુરુઓમાં પણ રહેતી વ્યક્તિગત વિલક્ષણતાઓ જીવનના ઘાટને વિવિધ રંગો આપે છે. મારા સ્વભાવ ઉપર નાની નાની વિગતોની કોઈ જ અસર થતી નહોતી. હું શ્રી યુકતેશ્વરની પાસે બહારની શાબ્દિક પ્રશંસા કરતાં વધારે ટકાઉ અને કીમતી ફળની આશા રાખતો હતો.

કુમાર એક દિવસ મારી સાથે વગર કારણે બહુ દ્વેષથી ઝઘડયો. મને ઘણું ખોટું લાગ્યું હતું.

અંતરપ્રેરણાથી જેનું સત્ય મને સમજાતું હતું એવી ચેતવણી મેં ઉચ્ચારી : 'તારું મગજ ફાટી જવાની અણી સુધી ફૂલી ગયું છે! તું તારી રીતભાત નહીં સુધારે તો એક દિવસ તને આશ્રમ છોડી જવાનું કહેવામાં આવશે.'

વ્યંગથી હસતાં હસતાં, કુમારે અમારા ગુરુને મારા શબ્દોનો પુનરુચ્ચાર કરી બતાવ્યો : તેઓ ઓરડામાં દાખલ જ થતા હતા. ઠપકાની પૂરી આગાહી કરીને હું એક ખૂણામાં છાનોમાનો લપાઈ ગયો.

'કદાચ મુકુન્દ સાચો પણ હોય.' ગુરુજીએ છોકરાને આપેલા જવાબમાં અસાધારણ ઠંડક હતી.

એક વર્ષ પછી, કુમાર એના વતનની મુલાકાતે ગયો. શ્રી યુક્તેશ્વર પોતાના શિષ્યોની હિલચાલ ઉપર સત્તાવાહી કાબૂ રાખતા નહોતા. તેમના શાંત ઇનકારની એણે સ્પષ્ટ અવગણના કરી હતી. થોડા જ મહિનામાં એ સીરામપોર પાછો ફર્યો ત્યારે એનામાં થયેલો દેખીતો ફેરફાર ઘણો દુઃખદાયક હતો. ગંભીર અને તેજસ્વી ચહેરાવાળો કુમાર અદશ્ય થયો હતો. અનેક સંખ્યાબંધ ખોટી ટેવો જેણે અંગીકાર કરી હોય એવા એક અબુધ ગામડિયા જેવો એ અમારી સામે આવી ઊભો રહ્યો.

ગુરુજીએ મને બોલાવ્યો. અમે ભગ્નહૃદયે ચર્ચા કરી કે આ છોકરો આ આશ્રમના સાધુજીવન માટે નકામો થઈ ગયો છે.

'મુકુન્દ, કુમારને આવતી કાલે આશ્રમ છોડી જવાની સૂચના આપવાનું કામ હું તને સોંપું છું. હું એ કરી શકીશ નહિ.' શ્રી યુક્તેશ્વરની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. પણ એમણે પોતાને તરત જ કાબૂમાં લઈ લીધા. 'આ છોકરાએ મારું કહ્યું માન્યું હોત અને ગામ જઈ અનિચ્છનીય સાથીઓ સાથે ભળ્યો ન હોત તો આટલી અધોગતિએ એ ગયો ન હોત; મારું રક્ષણ એણે તજી દીધું તેમ છતાં હજી નિષ્ઠુર જગત એનો ગુરુ થશે.'

કુમારના ગયા પછી મને કાંઈ હર્ષ થયો નહિ. ઘણા જ દુઃખ સાથે મને આશ્ચર્ય થયું કે આવા સમર્થ ગુરુના પ્રેમમાં પડેલા હોવા છતાં એક માણસ આવી હલકી લાલચોમાં કેમ સરકી જતો હશે. સામાન્ય માણસમાં મદિરા અને કામિનીના ઉપભોગની લાલસા સ્વભાવગત હોય છે. તેના ગુણગાન માટે સમજશક્તિની તીવ્રતાની જરૂર હોતી નથી. ઇંદ્રિયોના છક્કા-પંજાઓને વિવિધરંગી ફૂલોથી મહેકતા અને સદા તાજા રહેતાઓ માનર્વા કરેણ (oleander)ના છોડની સાથે સરખાવી શકાય. એ છોડનો દરેક ભાગ ઝેરીલો છે.[૭૪] જે ઉજ્જવળ સુખને માટે લોકો હજારો વિષમ દિશાઓમાં આંધળી દોટ મૂકી રહ્યા છે તેની શોધ તો તમારા શાંતિદાયક આંતરપ્રદેશમાં કરવાની છે.

'બુદ્ધિ બેધારી તલવાર જેવી છે.' કુમારના તેજસ્વી મગજનો નિર્દેશ કરતાં ગુરુજીએ એક વખત ટીકા કરી હતી : 'એને કાં તો અજ્ઞાનરૂપી ગૂમડું કાપવા માટે અથવા પોતાના શિરચ્છેદ માટે છરીની માફક વિધાયક કે વિઘાતક રીતે વાપરી શકાય છે. આધ્યાત્મિક નિયમની અનિવાર્યતાનો સ્વીકાર કર્યા પછી જ બુદ્ધિ શુદ્ધ માર્ગે વળે છે.'

મારા ગુરુ સ્ત્રી અને પુરુષ શિષ્યોને સમાન ગણી પોતાના સંતાનની માફક તેમની સાથે છૂટથી ભળી જતા. તેમનામાં આત્માનું ઐક્ય નિહાળીને તેઓ કશો જ તફાવત કે પક્ષપાત બતાવતા નહિ.

એમણે કહ્યું : 'ઊંઘમાં તમને ખબર નથી રહેતી કે તમે સ્ત્રી કે પુરુષ છો, જેવી રીતે સ્ત્રીનો પાઠ ભજવનારો સ્ત્રી બની જતો નથી તેવી જ રીતે આત્મા જે સ્ત્રી અને પુરુષ બન્નેનો પાઠ ભજવે છે તેની કોઈ જાતિ જ નથી. આત્મા એ ઈશ્વરની શુદ્ધ પ્રતિકૃતિ છે — નિર્વિકાર અને નિસ્સીમ.'

શ્રી યુક્તેશ્વરે માણસના અધઃપતન માટે સ્ત્રીને કદી દોષિત ઠરાવી નથી તેમ જ તેને ત્યાજ્ય પણ ગણી નથી. તેમણે કહ્યું છે કે સ્ત્રીઓને પણ વિરુદ્ધ જાતિનું આકર્ષણ રહે છે.

મારા ગુરુને મેં એક વખત પૂછેલું કે એક મોટા પ્રાચીન ઋષિએ સ્ત્રીઓને 'નરકના દ્વાર' તરીકે શા માટે ગણાવી છે.

મારા ગુરુએ વ્યંગમાં જવાબ આપ્યો : 'કોઈ છોકરીએ એની જુવાનીમાં એને ખૂબ ત્રાસ આપી એની માનસિક શાંતિમાં ખલેલ પહોંચાડી હશે. નહીં તો એણે પેલી સ્ત્રીને નહીં પણ પોતાના સંયમની અપૂર્ણતાને દોષ આપ્યો હોત.'

જો કોઈ મુલાકાતી આશ્રમમાં બોધલક્ષી વાર્તા કહેવાની હિંમત કરે તો ગુરુજી નિશ્ચેષ્ટ મૌન ધારણ કરતા. તેઓ શિષ્યોને કહેતા : 'કોઈ સુંદર ચહેરાની ઉત્તેજક ચાબુકથી તમે ઘાયલ થઈ જશો નહિ. ઇંદ્રિયોના ગુલામો જગતની મજા શી રીતે માણી શકે ? એના સૂક્ષ્મ

સ્વાદોથી એવાઓ વંચિત જ રહેવાના. પંચભૂતોમાં લદ્ધ બની ગયેલા મનુષ્યોની સૂક્ષ્મ વિવેકબુદ્ધિ નષ્ટ થયેલી હોય છે'

જાતીય આકર્ષણના માયાવી મોહમાંથી અલિપ્ત રહેવાની ઇચ્છાવાળા શિષ્યોને મારા ગુરુ ધીરજથી બુદ્ધિપૂર્વકની સલાહ આપતા.

તેઓ સ્પષ્ટ કહેતા : 'જેવી રીતે ભૂખ, અને નહીં કે તૃષ્ણાનો જેમ નૈસર્ગિક હેતુ છે તેમ શરીરશાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રાણીવંશ-વિસ્તારના એક માત્ર હેતુથી પ્રકૃતિએ જાતીય વાસના મૂકી છે — અતૃપ્ત વાસનાઓને જલતી રાખવા માટે કદી નહીં. દુષ્ટ ઇચ્છા-ઓનો હમણાં જ નાશ કરો : નહિ તો આ ભૌતિક શરીર છોડી ગયા પછી પણ તેઓ સૂક્ષ્મ દેહમાં તમારી સાથે આવશે. શરીર નિર્બળ હોય તોપણ માનસિક વિરોધ સતત ચાલુ રહેવો જોઈએ. જો વિકારનું આક્રમણ પૂરજોશથી થયું હોય તો નિખાલસ પૃથક્કરણ અને અદમ્ય ઇચ્છાશક્તિથી એને કાબૂમાં લો. દરેક કુદરતી વિકાર ઉપર સંપૂર્ણ વિજય મેળવી શકાય છે.

'તમારી શક્તિઓનો સંચય કરો. વિશાળ સમુદ્ર જેવા થાઓ. જેમાં ઇન્દ્રિયોરૂપી શાખા–નદીઓ શાંતિથી વિલીન થઈ જાય. નાની નાની તૃષ્ણાઓ તમારી આંતરિક શાંતિ ચૂસી લે છે. તેઓ મહાન જળાશયોમાંનાં છિદ્રો જેવી છે જેમાંથી અમૃત જેવું પાણી ભૌતિકતાની મરુભૂમિમાં નકામું વહીને વેડફાઈ જાય છે. ખોટી ઇચ્છાનો ધોધબંધ ઉછાળો એ જ મનુષ્યના સુખનો મોટામાં મોટા શત્રુ છે. આત્મસંયમના સિંહ તરીકે જગતમાં વિચરો. ઇન્દ્રિય-નિર્બળતાંનાં દેડકાંઓ તમને આજુબાજુથી લાતો ન મારી જાય તેની સંભાળ રાખો.'

સાચો સાધક આ રીતે છેવટે સઘળી કામુક ફરજોમાંથી મુક્તિ મેળવે છે. માનવી પ્રેમ માટેની એની જરૂરિયાતને એ એક માત્ર ઈશ્વર માટેની અભીપ્સામાં રૂપાંતર કરી નાખે છે — આ પ્રેમ એકાંતિક છે કારણકે તે સર્વવ્યાપી છે.

શ્રી યુક્તેશ્વરની માતા બનારસના રાણામહાલ લત્તામાં રહેતાં હતાં જ્યાં મારા ગુરુ સાથેની મારી પ્રથમ મુલાકાત થઈ હતી. કરુણાર્દ્ર અને માયાળુ હોવા સાથે આ સ્ત્રી બહુ મક્કમ વિચારનાં હતાં. એક દિવસ એમના ઝરૂખામાં ઊભો રહી માતા અને પુત્રને વાતો કરતાં હું સાંભળી રહ્યો હતો.

ગુરુજી એમની શાંત અને વિવેકી વાણીમાં કોઈ વાતની તેને ખાતરી કરાવી રહ્યા હતા. તેઓ દેખીતી રીતે સફળ થતા નહોતા; કેમ કે તેઓ ઘણા જોરથી માથું હલાવતા હતા.

ના, ના, મારા દીકરા, હમણાં તું ચાલ્યો જા! તારા શાણા શબ્દો મારે માટે નથી. હું કાંઈ તારી શિષ્યા નથી.'

ઠપકારાયેલા બાળકની માફક શ્રી યુક્તેશ્વરજી વધુ દલીલ કર્યા વગર ચાલ્યા ગયા. માતાના આવા અયોગ્ય વલણ વખતે પણ એમણે બતાવેલા તેને માટેના ઊંચા આદરથી હું હાલી ઊઠ્યો. તેણે એમને એક ઋષિ તરીકે નહિ પણ પોતાના નાના દીકરા તરીકે ગણ્યો. આ નજીવા પ્રસંગમાં પણ એક આકર્ષણ હતું. અંદરથી નમ્ર પણ બહારથી કડક એવા મારા ગુરુના આવા અલૌકિક સ્વભાવ ઉપર આ બનાવ અપ્રત્યક્ષ પ્રકાશ નાખતો હતો.

સ્વામી સમાજના નિયમ પ્રમાણે, સંસારમાંથી વિધિપૂર્વક છૂટા થયા પછી એક સંન્યાસી સ્નેહીસંબંધીઓ સાથે કોઈ જાતનો વહેવાર રાખી શકે નહિ. એક ગૃહસ્થને જે કૌટુંબિક ક્રિયાકાંડો ફરજપૂર્વક કરવાના હોય છે તે એને કરવાના હોતા નથી. તેમ છતાં સ્વામી સંસ્થાના આદ્યગુરુ શંકરે આ નિયમોનો ભંગ કર્યો હતો. તેમની વહાલી માતાના મરણ વખતે હાથ ઊંચો કરીને તેમાંથી સ્વર્ગીય અગ્નિ પ્રગટાવી તેની જ્વાળાથી તેનો અંત્યેષ્ટિસંસ્કાર કર્યો હતો.

શ્રી યુક્તેશ્વરે પણ નિયમોની અવગણના કરી હતી. પણ એની પ્રદર્શનપદ્ધતિ કાંઈક હળવી હતી. જ્યારે એમનાં માતા ગુજરી ગયાં ત્યારે બનારસમાં ગંગાના પવિત્ર કિનારે એમનો અગ્નિસંસ્કાર કર્યો

હતો અને પરાપૂર્વથી ચાલ્યા આવતા રિવાજ મુજબ ઘણા બ્રાહ્મણોને જમાડયા હતા.

શાસ્ત્રીય મનાઈઓનો હેતુ સંન્યાસીઓને સાંકડા દેહાત્મભાવો ઉપર કાબૂ મેળવવામાં મદદ કરવાનો હતો. શંકરે અને શ્રી યુક્તેશ્વરે પોતાના સ્વત્વને અવ્યક્ત તત્ત્વમાં વિલીન કરી દીધું હતું. તેમને નિયમોની મદદની જરૂર જ નહોતી. એટલું જ નહિ પણ કેટલીક વખતે કોઈ ગુરુ ઈરાદાપૂર્વક કોઈ સિદ્ધાંતનો ભંગ કરતા કે જેથી કરીને એમ બતાવી શકાય કે એનું સત્ત્વ કોઈ પ્રણાલિકાથી ઉચ્ચતર અને સ્વતંત્ર છે. એવી જ રીતે જિસસ ક્રાઈસ્ટે આરામને દિવસે જ ભૂખ્યા શિષ્યોને અનાજના દાણા વીણવાનું કહ્યું હતું. ચુસ્ત ટીકાકારોને એણે ચોખ્ખા વિનોદમાં જવાબ આપેલો : ( આરામનો દિવસ (રવિવાર) મનુષ્ય માટે યોજાયો છે અને નહિ કે તેને માટે માણસ.)[૭૪-૧]

શાસ્ત્રો સિવાય શ્રી યુક્તેશ્વરજી ભાગ્યે જ બીજું કોઈ પુસ્તક વાંચતા. છતાં તેઓ છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધો અને જ્ઞાનની બીજી પ્રગતિઓથી અચૂક વાકેફ રહેતા.[૭૫] વાતચીતમાં પ્રવીણ હોઈ તેઓ પોતાના મહેમાનો સાથે અસંખ્ય વિષયો ઉપર વિચારવિનિમયની મોજ માણતા. મારા ગુરુની હાજરજવાબી, વિનોદ અને મુક્ત હાસ્ય દરેક ચર્ચાને જીવંત બનાવી દેતાં. ઘણી વખતે ગંભીર એવા મારા ગુરુ કદી ઉદાસીન થયા નથી. બાઈબલનું વચન ટાંકીને તેઓ કહેતા : ' ઈશ્વરને મેળવવા માટે કોઈએ પણ પોતાના ચહેરાને વિકૃત કરવાની જરૂર નથી. યાદ રાખો કે ઈશ્વરને મેળવવો એટલે કે સર્વ દુઃખોની આત્યંતિક નિવૃત્તિ.'

આશ્રમમાં આવતા ફિલસૂફો, પ્રોફેસરો, કાયદાશાસ્ત્રીઓ, અને વૈજ્ઞાનિકો પૈકી જેઓ પહેલી જ મુલાકાતે આવતા હોય તેઓ અહીં જૂના ધર્મમતાગ્રહીને જ મળવાની અપેક્ષા રાખતા હતા. નવા આગંતુકોના ઉદ્ધત હાસ્ય અથવા ઉપેક્ષાભરેલા રમૂજી કટાક્ષથી સામાન્ય રીતે એમ જણાતું કે કેટલાંક પવિત્ર પ્રચલિત સત્યોના ઉચ્ચારણ

સિવાય અહીં કાંઈ વધારે મળવાનું નથી. શ્રી યુક્તેશ્વરજીની સાથે વાત કર્યા પછી તેમને જણાતું કે તેમના પોતાના જ્ઞાનનાં ખાસ ક્ષેત્રોમાં પણ એમણે ઊંડું અવગાહન કર્યું છે ત્યારે વિદાય વખતે તેઓ ઘણા દિલગીર થતા.

મારા ગુરુ સામાન્ય રીતે નમ્ર અને મહેમાનો પ્રત્યે પ્રેમાળ હતા. તેમનું સ્વાગત મનોહર અને સાચા દિલનું હતું. પણ કેટલીક વખતે કટ્ટર અહંવાદીઓને જબ્બર ધક્કો લાગતો. એવી વખતે ગુરુજી તરફથી ઠંડી ઉપેક્ષા અથવા ઘોર વિરોધનો તેમને સામનો કરવો પડતો : બરફ કે લોખંડ !

એક વખતે એક જાણીતો રસાયણશાસ્ત્રી શ્રી યુક્તેશ્વરની સાથે વાદમાં ઊતરી પડચો. આ મુલાકાતી ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારતો નહોતો કેમકે વિજ્ઞાને એને શોધવાને કોઈ રસ્તો બતાવ્યો નથી.

'ત્યારે તમે કોઈ અગમ્ય કારણસર તે મહાન શક્તિને કસનળીમાં પૂરી શકચા નથી !' ગુરુજીની દૃષ્ટિ કડક હતી. 'હું તમને એક અશ્રુતપૂર્વ પ્રયોગ કરવાનું સૂચન છું. તમે બરાબર ચોવીસ કલાક સુધી અવિરતપણે તમારા પોતાના વિચારો જ તપાસતા રહો, ત્યાર પછી ઈશ્વરના અસ્તિત્વ વિશે તમને આશ્ચર્ય થશે નહિ.'

એક પ્રખ્યાત પંડિતને આવો જ આઘાત લાગ્યો હતો. આ એમની પહેલી જ મુલાકાત હતી. આડંબરી ઉત્સાહથી આ વિદ્વાને શાસ્ત્રીય શ્લોકોથી આશ્રમને ગજાવી મૂકચો. મહાભારત, ઉપનિષદો, અને શાંકરભાષ્યોમાંથી અનેક ફકરાઓના મુખપાઠ કરી બતાવ્યા.

'હું તમને સાંભળવા જ બેઠો છું.' જાણે કે શાંતિ સ્થપાઈ ગઈ હોય એ રીતે શ્રી યુક્તેશ્વરના અવાજમાં જવાબની અપેક્ષા હતી; પંડિત ગૂંચવાયો.

'અવતરણોની રેલમછેલ થઈ શકે એમ છે.' ગુરુજીના શબ્દોથી મને ખૂબ હસવું આવ્યું. હું મુલાકાતીથી કંઈક દૂર એક ખૂણામાં

હતો અને પરાપૂર્વથી ચાલ્યા આવતા રિવાજ મુજબ ઘણા બ્રાહ્મણોને જમાડ્યા હતા.

શાસ્ત્રીય મનાઈઓનો હેતુ સંન્યાસીઓને સાંકડા દેહાત્મભાવો ઉપર કાબૂ મેળવવામાં મદદ કરવાનો હતો. શંકરે અને શ્રી યુક્તેશ્વરે પોતાના સ્વત્વને અવ્યક્ત તત્ત્વમાં વિલીન કરી દીધું હતું. તેમને નિયમોની મદદની જરૂર જ નહોતી. એટલું જ નહિ પણ કેટલીક વખતે કોઈ ગુરુ ઈરાદાપૂર્વક કોઈ સિદ્ધાંતનો ભંગ કરતા કે જેથી કરીને એમ બતાવી શકાય કે એનું સત્ત્વ કોઈ પ્રણાલિકાથી ઉચ્ચતર અને સ્વતંત્ર છે. એવી જ રીતે જિસસ ક્રાઈસ્ટે આરામને દિવસે જ ભૂખ્યા શિષ્યોને અનાજના દાણા વીણવાનું કહ્યું હતું. ચુસ્ત ટીકાકારોને એણે ચોખ્ખા વિનોદમાં જવાબ આપેલો : ( આરામનો દિવસ (રવિવાર) મનુષ્ય માટે યોજાયો છે અને નહિ કે તેને માટે માણસ.)[૭૪]

શાસ્ત્રો સિવાય શ્રી યુક્તેશ્વરજી ભાગ્યે જ બીજું કોઈ પુસ્તક વાંચતા. છતાં તેઓ છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધો અને જ્ઞાનની બીજી પ્રગતિઓથી અચૂક વાકેફ રહેતા.[૭૫] વાતચીતમાં પ્રવીણ હોઈ તેઓ પોતાના મહેમાનો સાથે અસંખ્ય વિષયો ઉપર વિચારવિનિમયની મોજ માણતા. મારા ગુરુની હાજરજવાબી, વિનોદ અને મુક્ત હાસ્ય દરેક ચર્ચાને જીવંત બનાવી દેતાં. ઘણી વખતે ગંભીર એવા મારા ગુરુ કદી ઉદાસીન થયા નથી. બાઈબલનું વચન ટાંકીને તેઓ કહેતા : ' ઈશ્વરને મેળવવા માટે કોઈએ પણ પોતાના ચહેરાને વિકૃત કરવાની જરૂર નથી. યાદ રાખો કે ઈશ્વરને મેળવવો એટલે કે સર્વ દુઃખોની આત્યંતિક નિવૃત્તિ.'

આશ્રમમાં આવતા ફિલસૂફો, પ્રોફેસરો, કાયદાશાસ્ત્રીઓ, અને વૈજ્ઞાનિકો પૈકી જેઓ પહેલી જ મુલાકાતે આવતા હોય તેઓ અહીં જૂના ધર્મમતાગ્રહીને જ મળવાની અપેક્ષા રાખતા હતા. નવા આગંતુકોના ઉદ્ધત હાસ્ય અથવા ઉપેક્ષાભરેલા રમૂજી કટાક્ષથી સામાન્ય રીતે એમ જણાતું કે કેટલાંક પવિત્ર પ્રચલિત સત્યોના ઉચ્ચારણ

સિવાય અહીં કાંઈ વધારે મળવાનું નથી. શ્રી યુક્તેશ્વરજીની સાથે વાત કર્યા પછી તેમને જણાતું કે તેમના પોતાના જ્ઞાનનાં ખાસ ક્ષેત્રોમાં પણ એમણે ઊંડું અવગાહન કર્યું છે ત્યારે વિદાય વખતે તેઓ ઘણા દિલગીર થતા.

મારા ગુરુ સામાન્ય રીતે નમ્ર અને મહેમાનો પ્રત્યે પ્રેમાળ હતા. તેમનું સ્વાગત મનોહર અને સાચા દિલનું હતું. પણ કેટલીક વખતે કટ્ટર અહંવાદીઓને જબ્બર ધક્કો લાગતો. એવી વખતે ગુરુજી તરફથી ઠંડી ઉપેક્ષા અથવા ઘોર વિરોધનો તેમને સામનો કરવો પડતો : બરફ કે લોખંડ !

એક વખતે એક જાણીતો રસાયણશાસ્ત્રી શ્રી યુક્તેશ્વરની સાથે વાદમાં ઊતરી પડ્યો. આ મુલાકાતી ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારતો નહોતો કેમકે વિજ્ઞાને એને શોધવાને કોઈ રસ્તો બતાવ્યો નથી.

'ત્યારે તમે કોઈ અગમ્ય કારણસર તે મહાન શક્તિને કસનળીમાં પૂરી શક્યા નથી !' ગુરુજીની દૃષ્ટિ કડક હતી. 'હું તમને એક અશ્રુતપૂર્વ પ્રયોગ કરવાનું સૂચન છું. તમે બરાબર ચોવીસ કલાક સુધી અવિરતપણે તમારા પોતાના વિચારો જ તપાસતા રહો, ત્યાર પછી ઈશ્વરના અસ્તિત્વ વિશે તમને આશ્ચર્ય થશે નહિ.'

એક પ્રખ્યાત પંડિતને આવો જ આઘાત લાગ્યો હતો. આ એમની પહેલી જ મુલાકાત હતી. આડંબરી ઉત્સાહથી આ વિદ્વાને શાસ્ત્રીય શ્લોકોથી આશ્રમને ગજાવી મૂક્યો. મહાભારત, ઉપનિષદો, અને શાંકરભાષ્યોમાંથી અનેક ફકરાઓના મુખપાઠ કરી બતાવ્યા.

'હું તમને સાંભળવા જ બેઠો છું.' જાણે કે શાંતિ સ્થપાઈ ગઈ હોય એ રીતે શ્રી યુક્તેશ્વરના અવાજમાં જવાબની અપેક્ષા હતી; પંડિત ગૂંચવાયો.

'અવતરણોની રેલમછેલ થઈ શકે એમ છે.' ગુરુજીના શબ્દોથી મને ખૂબ હસવું આવ્યું. હું મુલાકાતીથી કંઈક દૂર એક ખૂણામાં

પલાંઠી વાળી બેઠો હતો. ' પણ તમારા વ્યક્તિગત જીવનની અપૂર્વ-તામાંથી તમે કોઈ સ્વરચિત ભાષ્ય આપી શકો છો ? પવિત્ર શાસ્ત્રો તમે પચાવ્યાં છે અને આત્મસાત્ કર્યાં છે ? કઈ કઈ દિશામાં આ સનાતન સત્યોએ તમારા સ્વભાવમાં પરિવર્તન આણ્યું છે ? શું તમને બીજા માણસોના શબ્દોના યાંત્રિક પુનરુચ્ચાર કરતા ધ્વનિ-વાહક પોકળ યંત્ર બનવાથી જ સંતોષ છે ? '

' હું પરાજય કબૂલ કરું છું ' પેલા પંડિતનો ઉકળાટ હાસ્યાસ્પદ હતો. ' મને કશું આંતરદર્શન થયું નથી.'

કદાચ પહેલી જ વખતે તે સમજ્યો હશે કે અલ્પવિરામનો ગમે એટલો વિવેકી ઉપયોગ આધ્યાત્મિક ઊણપોની પૂર્તિ કરી શકે નહિ.

પેલા દોષમુક્તની વિદાય પછી ગુરુજીએ કહ્યું : ' આવા રક્તહીન દાંભિકો દીપકના તેજને ઝાંખો પાડનારા હોય છે. એવાઓ તત્ત્વજ્ઞાનને એક હળવી બૌદ્ધિક કસરત સમજે છે. તેમના ઉન્નત વિચારોને બાહ્ય-કર્મની અપૂર્ણતા અથવા આંતરિક શિસ્તની સફાઈકારક ચાબુકથી સંભાળપૂર્વક અલગ રાખવામાં આવે છે.'

બીજા અવસરો ઉપર ગુરુજી પુસ્તકિયા જ્ઞાનની નિરર્થકતા ઉપર ઘણો ભાર મૂકતા.

તેઓ ટીકા કરતા : ' તમારી સમજણશક્તિને મોટા શબ્દકોશ જેવી સમજશો નહિ. પવિત્ર શાસ્ત્રો, જો તેમનો એક એક ફકરો ધીરે આસ્તેથી સમજીને પચાવાય તો આત્મદર્શનની જિજ્ઞાસા ઉત્પન્ન કરવામાં મદદ કરે છે. નહિ તો માત્ર સતત બૌદ્ધિક અભ્યાસ, મિથ્યાભિમાન, ખોટો આત્મસંતોષ અને અપકવ જ્ઞાન જ પેદા કરે છે.'

શ્રી યુક્તેશ્વરે શાસ્ત્રીય જ્ઞાનની નિષ્ઠાનો પોતાનો એક અનુભવ વર્ણવ્યો હતો. પૂર્વ બંગાલના એક અરણ્ય આશ્રમમાં ડબ્રુ બલ્લવ નામના પ્રખ્યાત સંતની પદ્ધતિ તેમણે જોઈ હતી. તેમની પદ્ધતિ તદ્દન સાદી અને મુશ્કેલ હોવા છતાં પ્રાચીન હિંદમાં તે પ્રચલિત હતી.

ડબ્રુ બલ્લવ પોતાના શિષ્યોને અરણ્યના એકાંતમાં ભેગા કરી બેસાડતા. પવિત્ર ભગવદ્‌ગીતા તેમની સામે ઉઘાડી રાખવામાં આવતી. શાંત ચિત્તે અને દઢતાથી તેઓ અડધા કલાક સુધી એક ફકરા સામે જોઈ રહેતા, અને પછી આંખો બંધ કરી દેતા. બીજો અડધો કલાક વીતી જતો. ગુરુ એક ટૂંક પ્રવચન કરતા. ત્યાર પછી નિશ્ચેષ્ટ બેસી રહી એક કલાક સુધી ધ્યાન કરતા. છેવટે ગુરુ બોલતા :

'તમે પેલો ફકરો સમજ્યા ?'

'હા, મહારાજ !' આખા સમૂહમાંથી એકે જવાબ આપ્યો.

'ના, હજી સંપૂર્ણ નહિ. આ શબ્દો ને જે આધ્યાત્મિક શક્તિ એ હિંદને સૈકાઓ પછી સૈકા સુધી નવજીવન અપાવતી રહી છે તેને શોધો.' મૌનમાં બીજો એક કલાક પસાર થાય છે. ગુરુજીએ બીજા શિષ્યોને રજા આપી અને શ્રી યુક્તેશ્વર તરફ વળ્યા.

'તમે ભગવદ્‌ગીતા જાણો છો ?'

'ના મહારાજ ! સાચી રીતે નહિ; જો કે મારી આંખો અને મન એનાં પાનાંઓ ઉપર ઘણી વાર ફરી ગયાં હશે.'

આ મહાન સંત ગુરુજીને આશીર્વાદ આપતાં હસ્યા : 'હજારોએ મને આના કરતાં જુદો જ જવાબ આપ્યો હતો. જો કોઈ માણસ શાસ્ત્રોની સંપત્તિનું બાહ્ય પ્રદર્શન કરવામાં રોકાઈ જાય તો તેને માટે હૃદયના ઊંડાણમાં ડૂબકી મારીને અમૂલ્ય મોતીઓ મેળવવાનો વખત જ ક્યાં રહેશે ?'

શ્રી યુક્તેશ્વર એકાગ્રતાની એ જ ઘનિષ્ઠ પદ્ધતિથી પોતાના શિષ્યોનો અભ્યાસ ચલાવતા હતા. તેમણે કહ્યું : 'જ્ઞાન આંખોથી પચાવાતું નથી. પણ કોશોથી આત્મસાત્ થાય છે. જ્યારે કોઈ સત્ય માટેની તમારી ખાતરી માત્ર ચિત્તમાં જ નહીં પણ તમારા આખા સત્ત્વમાં વ્યાપી ગઈ હોય ત્યારે જ તેના અર્થની તમે વિશ્વાસપૂર્વક બીજાને ખાતરી આપી શકો છો.' આત્મવિદ્યા માટે માત્ર પુસ્તકિયા જ્ઞાન જ જરૂરનું છે એવું કોઈ વિદ્યાર્થીનું વલણ હોય તો તેને તેઓ ઉત્તેજન આપતા નહીં.

એમણે વધારામાં કહ્યું : ' એક જ વાકયમાં ઋષિઓ એટલું બધું ગહન જ્ઞાન સમાવી દેતા કે જમાનાઓ સુધી વિદ્વાનો એના ઉપર ચર્ચા કર્યા કરતા. અનંત સાહિત્યચર્ચા માણસને પ્રમાદી બનાવે છે. ' ઈશ્વર છે '–ના માત્ર ' ઈશ્વર ' એટલા એક જ શબ્દ કરતાં બીજો કયો સારો મુક્તિદાયક વિચાર હોઈ શકે ? '

પણ માણસ સાદગી તરફ સહેલાઈથી વળતો નથી. બુદ્ધિવાદીનું ધ્યેય ભાગ્યે જ ' ઈશ્વર ' હોય છે; કદાચ વિદ્યાના આડંબરો જ એને રુચતા હોય છે. આવી પંડિતાઈ એ સમજી શકે છે એટલું જ જાણવાથી એનો અહં સંતોષાય છે.

જે મનુષ્યો પોતાના ઉચ્ચ સામાજિક દરજ્જાને લીધે અથવા પૈસાને લીધે અભિમાની વૃત્તિવાળા હતા તેવાઓ પણ ગુરુજીની હાજરીમાં નમ્રતા ધારણ કરી લેતા. એક વખતે એક સ્થાનિક મેજિસ્ટ્રેટે પુરીના દરિયા કિનારેના આશ્રમમાં મુલાકાતની માગણી કરી. ક્રૂરતાને માટે પંકાઈ ગયેલા આ માણસ પાસે અમને આશ્રમ-માંથી હાંકી કાઢવા જેટલી સત્તા જરૂર હતી. મેં મારા ગુરુજીને આ વાતથી વાકેફ કર્યા હતા. જ્યારે મુલાકાતી આવ્યા ત્યારે તેઓ આસન ઉપરથી સ્વાગત માટે ઊઠયા નહીં અને અક્કડ મિજાજથી બેસી રહ્યા.

હું જરા ગભરાયો અને દરવાજા પાસે બેસી ગયો. શ્રી યુકતેશ્વરે મને મેજિસ્ટ્રેટને માટે ખુરશી લાવી આપવાનું પણ કહ્યું નહીં અને તેમને લાકડાની પેટીની બેઠકથી સંતોષ લેવો પડયો. મેજિસ્ટ્રેટને પોતાની પ્રતિષ્ઠાનો વિધિપૂર્વક સ્વીકાર થશે એવી દેખીતી જે અપેક્ષા હતી તે પૂર્ણ થઈ નહીં.

પછી આધ્યાત્મિક ચર્ચા શરૂ થઈ. મહેમાને શાસ્ત્રોના ઊંધા અર્થો કરીને થાપ ખાધી. જેમજેમ ચોકસાઈ ખચટવા લાગી તેમતેમ ગુસ્સાની માત્રા વધવા લાગી.

' તમે જાણો છો કે હું એમ. એ.ની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયો છું ? ' એની બુદ્ધિ બહેર મારતી ગઈ પણ એમણે ઘાંટા પાડવાનું ચાલુ રાખ્યું.

'મિ. મેજિસ્ટ્રેટ, તમે ભૂલી જાઓ છો કે આ તમારી કોર્ટ-રૂમ નથી.' ગુરુજીએ શાંતિથી જવાબ આપ્યો. 'તમારી બાલિશ વાતોથી હું કલ્પના કરી શકું છું કે તમારી કૉલેજની કારકિર્દી તદ્દન સામાન્ય જ હશે. કોઈ પણ સંજોગોમાં યુનિવર્સિટીની પદવીને વેદના આત્મદર્શન સાથે કશો જ સંબંધ નથી. હિસાબનીશોની માફક દરેક સત્રે સંતો સમૂહમાં નીપજતા નથી.'

ઘેરા મૌન પછી અતિથિ ખુલ્લા દિલથી હસી પડ્યા : 'સ્વર્ગીય મેજિસ્ટ્રેટ સાથેની આ મારી પ્રથમ જ ચર્ચા છે.' તેમણે કહ્યું. છેવટે એમણે પોતાને એક 'હંગામી' વિદ્યાર્થી તરીકે સ્વીકારવાની અવિધિસરની વિનંતી કાયદાની એવી ભાષામાં કરી કે જે એના સંપૂર્ણ સત્ત્વનો નિર્દેશ કરતી હતી.

ઘણા પ્રસંગોએ લાહીરી મહાશયની માફક શ્રી યુક્તેશ્વર પણ 'અપક્વ' શિષ્યોને સ્વામી સંસ્થામાં જોડાવાની ના પાડતા. બન્ને ગુરુઓ કહેતા : 'જેને આત્મદર્શન ન થયું હોય એમને માટે ભગવાં કપડાં ધારણ કરવાં એ સમાજને છેતરવા બરાબર છે. વૈરાગ્યનાં બહારનાં ચિહ્નોને ભૂલી જાઓ કેમ કે એથી તમને ખોટો અહંકાર ઊભો થશે. તમારી સ્થિર દૈનિક આધ્યાત્મિક પ્રગતિ સિવાય બીજા કશાની જરૂર નથી અને તેને માટે 'ક્રિયાયોગ'નો ઉપયોગ કરો.'

માણસની લાયકાતના માપદંડ માટે એક સંત એક અક્રૂર કસોટી મૂકે છે જે દુનિયાદારીનાં હમેશાં બદલાતાં ધોરણો કરતાં તદ્દન જુદી જ છે. માનવજાત – એની પોતાની રીતે વિવિધરંગી – પણ ગુરુજીને હિસાબે બે જ વર્ગોમાં વહેંચાયેલી છે. તદ્દન અજ્ઞાની મનુષ્યો જેઓ ઈશ્વરને શોધતા જ નથી અને જ્ઞાનીઓ જેઓ એને શોધે છે.

મારા ગુરુ એમની મિલકતની વ્યવસ્થાની વિગતો ઉપર જાતે દેખરેખ રાખતા હતા. હરામખોર લોકોએ ગુરુજીની પૈતૃક જમીનનો કબજો લેવાનો ઘણી વખત પ્રયત્ન કરી જોયો હતો. નિશ્ચયપૂર્વક અને દાવો માંડીને પણ યુક્તેશ્વરે પોતાના દરેક પ્રતિસ્પર્ધીને ફાવવા

લીધો નહોતો. આ બધા દુઃખદાયક અનુભવો એમણે એક જ ઇચ્છાથી લીધા હતા કે જેથી કરીને એમને ભીખ માગતા ગુરુ તરીકે રહેવું ન પડે અથવા શિષ્યોને ભારરૂપ થવું ન પડે.

એમની આર્થિક સ્વતંત્રતાને લીધે મારા આખાબોલા ગુરુ કાર્યસિદ્ધિના છળકપટથી દૂર રહ્યા હતા. જે ગુરુઓને પોતાના ટેકેદારોની ખુશામત કરવી પડતી હોય તેનાથી વિરુદ્ધ મારા ગુરુ બીજાની સંપત્તિ પછી તે ખુલ્લી હોય કે સૂક્ષ્મ હોય તેની અસરથી સંપૂર્ણ રીતે અલિપ્ત હતા. કોઈ પણ કારણસર કોઈની પણ પાસે મેં એમને પૈસા સંબંધી માગણી કે સૂચના કરતા કદી પણ સાંભળ્યા નથી. તેમના આશ્રમનું શિક્ષણ સઘળા વિદ્યાર્થીઓને માફક અને મુક્ત રીતે અપાતું.

એક દિવસ એક કોર્ટ કર્મચારી સીરામપોર આશ્રમમાં કાયદાનો સમન્સ બજાવવા આવ્યો. કનાઈ નામનો એક વિદ્યાર્થી અને હું બન્નેએ મળીને એને ગુરુજીની સમક્ષ આણ્યો.

પેલા કર્મચારીનું શ્રી યુક્તેશ્વર પ્રત્યે વલણ અપમાનજનક હતું. તેણે તિરસ્કારપૂર્વક કહ્યું, ' આ આશ્રમની છાયા છોડીને કોર્ટ- રૂમની પ્રામાણિક હવા ખાવાનું તમારે માટે બહેતર થઈ પડશે.'

હું આ સહન કરી શક્યો નહીં. ધમકીરૂપે હું આગળ ધસ્યો : ' આવી ઉદ્ધતાઈનો એક પણ બીજો શબ્દ બોલશો તો હું તમને જમીન ઉપર પટકી નાખીશ ! '

કનાઈ પણ પેલા તરફ ઘાંટો પાડવા લાગ્યો : ' નાપાક ! તું આ પવિત્ર આશ્રમમાં આવી ઈશ્વરનિંદા કરવાની હામ ભીડે છે ! '

પણ યુક્તેશ્વરજી એના નિંદક સામે એનું રક્ષણ કરતા ઊભા હતા : ' નજીવી બાબતો ઉપર આટલા ઉશ્કેરાઈ જવાની જરૂર નથી. આ માણસ માત્ર એની કાયદેસરની ફરજ જ બજાવે છે.'

પેલો કર્મચારી પરસ્પર વિરોધી આવકાર જોઈને ગૂંચવાઈ ગયો અને તેણે નમ્રતાપૂર્વક માફી માગીને ચાલતી પકડી.

ગુરુજી આટલી ઉગ્ર ઇચ્છાશક્તિવાળા હોવા છતાં આંતરિક રીતે આટલા શાંત રહી શક્યા એ અજાયબ જેવી વાત હતી. ઈશ્વરના બંદા તરીકેની વૈદિક વ્યાખ્યા એમને બરાબર લાગુ પડતી હતી : 'જ્યાં માયાળુપણાનો સંબંધ હોય ત્યાં કુસુમથી પણ કોમળ; જ્યાં સિદ્ધાંતનો સવાલ હોય ત્યાં વજ્રથી પણ કઠોર.'

આ જગતમાં કેટલાક એવાઓ પણ છે જેઓ બ્રાઉનિંગના શબ્દોમાં 'પોતે જ નિસ્તેજ હોવાથી પ્રકાશ સહન કરી શકતા નથી.' કોઈ કોઈ વખત એક બહારનો માણસ પોતાની કાલ્પનિક હરકતો માટે શ્રી યુક્તેશ્વરજીને ધમકાવતો હતો.

મારા નિશ્ચળ ગુરુએ વિવેકપૂર્વક બધું સાંભળ્યા પછી આ આક્ષેપમાં સત્યનો કોઈ અંશ છે કે કેમ તે જોવા માટે પોતાનું પૃથક્કરણ કરવા માંડયું. આવાં દશ્યોથી મારા મગજમાં ગુરુજીની અનેક અનુકરણીય ટીકાઓ પૈકીની એક સ્ફૂરી આવી. 'કેટલાક લોકો બીજાઓનાં માથાં કાપીને મોટા દેખાવાનો પ્રયત્ન કરે છે.'

સંતની અચળ સ્વસ્થતા વાણીના ઉપદેશ કરતાં પણ વધારે અસરકારક હોય છે (જે ક્રોધ કરવામાં મોળો છે તે બળવાન કરતાં પણ સારો છે. અને જે પોતાના આત્મા ઉપર હકૂમત ભોગવે છે તે કોઈ નગરવિજેતા કરતાં પણ મોટો છે.) ૭૫.૧

હું ઘણી વખત વિચાર કરતો કે મારા ઐશ્વર્યસંપન્ન ગુરુ જો એમણે પોતાનું ચિત્ત, કીર્તિ કે જગતની સિદ્ધિઓ તરફ કેન્દ્રિત કર્યું હોત તો ઘણી જ સહેલાઈથી કોઈ ચક્રવર્તી થાત કે જગતને ધ્રુજાવનાર કોઈ યોદ્ધો થાત, એને બદલે એમણે ક્રોધ અને અહંના આંતરિક કિલ્લાઓ સર કરવાનું પસંદ કર્યું જેના નાશથી માણસ એટલો જ ઊંચો ચઢે છે.

## ૧૪

# સદા જાગ્રત સંત

'મહેરબાની કરીને મને હિમાલય તરફ જવાની રજા આપો. અખંડ એકાંતમાં અવિરત દિવ્ય સંપર્ક સાધવાની હું આશા રાખું છું.'

એક વખતે મારા ગુરુજીને આવા કૃતઘ્ન શબ્દોથી મેં ખરેખર સંબોધેલા. ભક્તને ઘણી વખતે ભૂરકી નાખી જતી અતકર્ય ઇંદ્રજાળથી મોહિત થયા પછી મને આશ્રમની ફરજો અને કોલેજના અભ્યાસ પ્રત્યે વધારે ને વધારે અણગમો આવતો ગયો. મારી આ દરખાસ્તના બચાવ તરીકે એક જ નજીવું કારણ હું રજૂ કરી શકું એમ હતું અને તે એ કે શ્રી યુક્તેશ્વરની સાથે મને રહેવા આવ્યાને માત્ર ૭ જ મહિના થયા હતા અને તેથી એમના પ્રૌઢ અને ધીર ગંભીર વ્યક્તિત્વને હું બરાબર પિછાણી શક્યો નહોતો.

મારા ગુરુએ આસ્તેથી સરળ જવાબ આપ્યો: 'ઘણા ડુંગરવાસીઓ હિમાલયમાં રહે છે છતાં આત્મદર્શનથી તેઓ અજાણ છે. જડ પર્વત પાસેથી નહિ પણ આત્મદર્શી પુરુષ પાસેથી જ્ઞાન મેળવવું જોઈએ.'

ગુરુજીની ગર્ભિત સૂચના એ હતી કે તેઓ પોતે, અને નહિ કે પર્વત મારા ગુરુ હતા, તેને અવગણીને મેં મારી માગણી ચાલુ જ રાખી. શ્રી યુક્તેશ્વરે કશો જવાબ ન આપ્યો. અનુકૂળતા પ્રમાણે સંદિગ્ધ સમજફેરીને તરત જ સ્વીકારી લેવાની વૃત્તિને અનુસરીને એમના મૌનને મેં સંમતિ તરીકે સમજી લીધી.

તે જ સાંજે હું કલકત્તાના મુકામે મુસાફરીની તૈયારી કરવામાં રોકાઈ ગયો. એક થેલામાં થોડીક ચીજો બાંધતાં બાંધતાં થોડાંક

વરસો ઉપર આવા જ એક પોટકાને ચોરીછૂપીથી ઝરૂખાની બારીમાંથી નીચે ફેંકી દેવાની વાત મને યાદ આવી ગઈ. હિમાલય તરફનું મારું આ બીજું પલાયન પણ એવું દુર્ભાગી નહીં નીવડે એવી મને આશંકા થવા લાગી. પહેલી વખતે મારો આધ્યાત્મિક ઉત્સાહ ઘણો હતો. આજ રાત્રે મારા ગુરુના વિયોગના વિચારથી મારું અંતઃકરણ ઘણું દ્રવતું હતું.

બીજી સવારે મેં સ્કોટિશ ચર્ચ કોલેજના મારા સંસ્કૃત અધ્યાપક બિહારી પંડિતને શોધી કાઢયા.

'સાહેબ, તમે મને એક વખતે લાહીરી મહાશયના મહાન શિષ્ય સાથેની તમારી મૈત્રીની વાત કરી હતી. કૃપા કરીને મને તેનું સરનામું આપશો.'

'હું ધારું છું કે તું રામગોપાળ મઝુમદાર માટે કહે છે. હું તેને 'સદા જાગ્રત સંત' કહું છું. તેઓ હંમેશાં દિવ્ય સમાધિમાં જ જાગ્રત રહે છે. તેઓ તારકેશ્વર નજીક રણબાજપુરમાં રહે છે.'

મેં પંડિતનો આભાર માન્યો અને તારકેશ્વરની ગાડીમાં ચડી બેઠો. હિમાલયના કોઈ એકાંત ખૂણામાં ધ્યાનમાં બેસી જવા માટે આ 'સદા જાગ્રત સંત' પાસેથી મંજૂરી મેળવી મારી આશંકાઓને શાંત કરી દેવાની મેં આશા રાખી હતી. મેં સાંભળ્યું હતું કે બિહારી પંડિતના આ મિત્રને બંગાળની એકાંત ગુફાઓમાં કરેલા ક્રિયાયોગના વર્ષોના અભ્યાસ પછી આત્મસાક્ષાત્કાર થયો હતો.

હું તારકેશ્વરના પ્રખ્યાત મંદિરમાં પહોંચી ગયો. ફ્રાન્સમાં આવેલી લોર્ડ્સની પવિત્ર જગ્યાને કેથલિકો જેટલા પૂજ્યભાવથી જુએ છે તેટલો જ ભાવ હિન્દુઓ આ મંદિર માટે રાખે છે. રોગનિવારણના અસંખ્ય ચમત્કાર તારકેશ્વર આગળ બન્યા છે જેમાં મારા કુટુંબના એક સભ્યને થયેલા અનુભવનો પણ સમાવેશ થઈ જાય છે.

મારી મોટી કાકીએ એક વખત મને કહ્યું હતું : 'એક વખતે આ મંદિરમાં એક અઠવાડિયા સુધી હું બેઠી હતી. તારા

કાકા શારદાને જીર્ણ રોગમાંથી મુક્ત કરવા સારુ સંપૂર્ણ ઉપવાસ કરીને હું પ્રાર્થના કરી રહી હતી. સાતમે દિવસે વનસ્પતિનો એક છોડવો મારી હથેળીમાં સ્થૂળરૂપે ઊગી આવ્યો. તેનાં પાંદડાંનો ઉકાળો બનાવીને તારા કાકાને આપ્યો. તેનો રોગ જતો રહ્યો અને ફરીથી કદી દેખાયો નથી.'

હું તારકેશ્વરના પવિત્ર મંદિરમાં દાખલ થયો. ગર્ભદ્વારમાં સિંહાસન ઉપર એક ગોળ પથ્થર સિવાય બીજું કશું જ નહોતું. એનો પરિઘ, અનાદિ અને અનંત ઈશ્વરના અમર્યાદપણાના પ્રતીક જેવો હતો. હિન્દમાં અખિલ બ્રહ્માંડની કલ્પનાઓ એક અબોધ ખેડૂતને પણ અજાણી નથી હોતી. ખરી રીતે પાશ્ચાત્યો એના ઉપર કલ્પનામાં વિહાર કરતો હોવાનો આક્ષેપ મૂકે છે!

આ ક્ષણે મારી મનોવૃત્તિ એટલી કઠોર થઈ ગઈ હતી કે આ પથ્થરની પ્રતિમાને પ્રણામ કરવાની મને લાગણી થઈ નહિ. મેં વિચાર કર્યો કે પરમાત્માને તો અંતરમાં જ શોધવો જોઈએ.

હું સાષ્ટાંગ નમસ્કાર કર્યા સિવાય જ મંદિર છોડી ગયો અને બાજુમાં આવેલા રણબાજપુર તરફ જવા ઝડપથી ચાલી નીકળ્યો. મને રસ્તાની ખબર નહોતી. માર્ગદર્શન માટે એક રાહદારીને પૂછતાં તે લાંબા વિતર્કમાં પડી ગયો.

છેવટે તેણે દ્વિઅર્થી જવાબ આપ્યો : ' જ્યાં બે રસ્તા મળે છે ત્યાંથી તમે જમણી બાજુએ ચાલ્યા જજો.'

આ સૂચનાઓ અનુસાર એક નહેરને કિનારેકિનારે મેં ચાલવા માંડ્યું. અંધારું થયું. આ જંગલમય ગામડાની આજુબાજુનો વિસ્તાર આગિયાઓની ઊડાઊડ અને શિયાળવાંઓના અવાજથી ગાજી ઊઠતો હતો. ચંદ્રનો પ્રકાશ એટલો ઝાંખો હતો કે મને એનાથી કાંઈ મદદ મળે એમ નહોતું. આ રીતે બે કલાક સુધી મેં ફાંફાં માર્યાં.

એટલામાં ગાયને બાંધેલી ઘંટડી રણકી! મારી વારંવારની બૂમોથી એક ખેડૂત મારી પડખે આવ્યો.

'હું રામગોપાળબાબુને શોધું છું.'

'આવો કોઈ માણસ અમારા ગામમાં રહેતો નથી. તું કદાચ જૂઠું બોલનારો જાસૂસ હશે.' પેલાનો અવાજ કઠોર હતો.

રાજકીય રીતે ક્ષુબ્ધ થયેલા એના મનની શંકાઓ દૂર કરવાના હેતુથી મેં મારી વિટંબણાઓનો અસરકારક ખ્યાલ આપ્યો. એ મને એને ઘેર લઈ ગયો અને મારો અતિથિસત્કાર કર્યો.

તેણે કહ્યું : 'રણબાજપુર અહીંથી ઘણું દૂર છે. બે રસ્તાના સંગમ આગળ તમારે જમણીને બદલે ડાબી બાજુ જવું જોઈતું હતું.'

મારો આગલો માર્ગદર્શક વટેમાર્ગુઓને માટે ચોખ્ખો ત્રાસ-રૂપ હતો એવો દુઃખદાયક વિચાર મને આવ્યો. જાડા ચોખા, મસૂરની દાળ અને બટાટા અને કાચા કેળાના શાકનું સ્વાદિષ્ટ ભોજન આરોગી હું આંગણામાં આવેલા બાજુના નાના ઝૂંપડામાં આરામ કરવા ચાલ્યો ગયો. દૂરદૂર ગામડિયાઓ મૃદંગ અને કરતાલો સાથે મોટે સાદે ભજનકીર્તન કરતા હતા. તે રાત્રિએ ઊંઘ તો અલ્પ જ હતી : ગુપ્ત યોગી રામગોપાળ તરફ સીધા દોરી જવા માટે મેં ખૂબ ધ્યાનથી પ્રાર્થના કર્યા કરી.

મારા અંધારા ઓરડાની ફાટોમાંથી ઉષાની પહેલી રેખાઓ દેખાવા લાગી ત્યારથી જ હું રણબાજપુર જવા નીકળી પડ્યો. ઊંચીનીચી ભાતની ક્યારીઓ ખૂંદતો અને કાંટાળા થૂવેરોનાં કાપેલાં ઠૂંઠાંઓ અને ઊંચીનીચી ટેકરીઓ વટાવતો લથડતે પગે આગળ ને આગળ ચાલી રહ્યો હતો. વચ્ચે વચ્ચે સામે મળી જતો ખેડૂત મને એમ જ કહેતો કે મારું ઇષ્ટ સ્થળ હવે 'માત્ર એક કોસ' (બે માઈલ) જ દૂર છે. ૭ કલાકમાં સૂર્ય ક્ષિતિજ ઉપરથી મધ્ય આકાશે આવ્યો; પણ મને હવે એમ લાગવા માંડ્યું કે રણબાજપુર મારાથી એક કોસ દૂર જ રહેવાનું છે.

નમતે બપોરે પણ હું ભાતની અનંત ક્યારીઓમાં જ અટવાતો હતો. શૂન્ય આકાશમાંથી પડતી ગરમી મને લગભગ

મૂર્ચ્છત કરી દેતી હતી. એટલામાં એક માણસ આસ્તે કદમ મારી પાસે આવ્યો. પણ તેને પૂછવાની મારી હિંમત ચાલી નહિ કેમ કે રખેને હવે ' એક જ ટ્રેસ 'વાળો એકધારો જવાબ જ મને મળે.

આ અજાણ્યો માણસ મારી બાજુમાં આવીને ઊભો રહ્યો. ટૂંકો અને પાતળો એવો એ માણસ શારીરિક રીતે પ્રભાવશાળી નહોતો. પણ તેની કાળી વેધક આંખો અસાધારણ હતી.

મારા આશ્ચર્યમુગ્ધ ચહેરા સામે આંગળી ચીંધીને તેણે કહ્યું : ' હું રણબાજપુર છોડી જવાનો વિચાર જ કરી રહ્યો હતો પણ તારો હેતુ શુદ્ધ હતો તેથી તારે માટે રોકાઈ ગયો હતો. આગળથી ખબર આપ્યા સિવાય તું મારા ઉપર ધસી આવી શક્યો એટલો તું હોશિયાર નથી ! પેલા અધ્યાપક બિહારીને તને મારું સરનામું આપવાનો શો અધિકાર હતો ? '

આવા ગુરુની હાજરીમાં મારી ઓળખાણ આપવી એ વિતંડાવાદ જ એમ સમજીને અને મારા આવા સ્વાગતથી કાંઈક દુભાઈને હું અવાક્ ઊભો રહ્યો. તેમણે તરત જ બીજો સવાલ પૂછ્યો :

' મને કહે, તારે લેખે ઈશ્વર ક્યાં છે ? '

' કેમ, તે મારામાં અને સર્વત્ર છે.' મને લાગ્યું કે હું નિઃશંક ગભરાયેલો હતો.

' સર્વવ્યાપક ! એહ ? ' સંત મલકાયા. ' ત્યારે યુવાન સાધુ, ગઈ કાલે તારકેશ્વરના મંદિરની પાષાણ પ્રતિમામાં રહેલા અમર્યાદ ઈશ્વરને નમસ્કાર શા માટે નહિ કર્યા ?[૭૬] તારા અભિમાનને લીધે જમણા અને ડાબાનો સૂક્ષ્મ ભેદ નહિ સમજનાર પેલા વટેમાર્ગુ મારફતે તને દિશાશૂલની સજા થઈ. આજે પણ તેનો તને ઠીકઠીક સ્વાદ મળ્યો છે.'

ખરા અંતઃકરણથી હું કબૂલ થયો અને મને ખૂબ આશ્ચર્ય થયું કે મારી સામે ઊભેલા એક કંગાળ શરીરમાં સર્વવ્યાપક આંખ છુપાયેલી બેઠી છે. યોગીના શરીરમાંથી આરોગ્યપ્રદ શક્તિપ્રવાહનો પ્રાદુર્ભાવ થયો. તરત જ બળતા ખેતરમાં મેં તાજગી અનુભવી.

તેમણે કહ્યું : ' ભક્ત એમ માનવાને પ્રેરાય છે કે ઈશ્વરને મેળ-વવાનો તેનો માર્ગ એ જ એકલો માર્ગ છે. યોગ ખરેખર એક શ્રેષ્ઠ રસ્તો છે જેની મારફતે દિવ્યતાની પ્રાપ્તિ અંદરથી જ થઈ શકે છે એમ લાહીરી મહાશયે અમને કહ્યું હતું. પણ અંતરમાં ઈશ્વરને શોધવા જતાં અમને તે બહાર પણ દેખાય છે. તારકેશ્વરનાં તથા બીજે ઠેકાણેનાં પવિત્ર મંદિરો સાચી રીતે આધ્યાત્મિક શક્તિનાં મધ્યવર્તી કેન્દ્રો તરીકે પૂજાય છે.'

સંતનું નિંદાખોર વલણ અદશ્ય થયું; તેમની આંખો કરુણાર્દ્ર અને મૃદુ થઈ. તેમણે મારો ખભો થાબડ્યો.

' જુવાન યોગી, હું જોઉં છું કે તું તારા ગુરુ પાસેથી છટકી જવા માગે છે. તને જેની જરૂર છે એવી દરેક ચીજ એમની પાસે છે. તારે તેમની પાસે પાછા જવું જોઈએ. પર્વતો તારા ગુરુ બની શકશે નહિ.' અમારી છેલ્લી મુલાકાત વખતે બે દિવસ પહેલાં શ્રી યુક્તેશ્વરે જે વિચારો રજૂ કરેલા તેનું જ રામગોપાળે પુનરાવર્તન કર્યું.

' ગુરુઓનો નિવાસ પર્વતો ઉપર જ હોય એવા વિશ્વનિયમનું કોઈ બંધન નથી.' મારા સાથીએ કટાક્ષથી મારી સામે જોયું, ' ભારતમાંના હિમાલય અને તિબેટ પાસે જ કાંઈ સંતોનો ઇજારો નથી. જે અંદરથી શોધી કાઢવાની મહેનત કરતો નથી તે શરીરને ગમે ત્યાં પણ લઈ જશે તોપણ તે મળવાનું નથી. આધ્યાત્મિક પ્રકાશ માટે દુનિયાના છેડા સુધી પણ જવાની જેની તૈયારી હશે તો તે ભક્તને ગુરુ બાજુમાંથી જ મળી આવે છે.'

હું મૂક રીતે સંમત થયો : બનારસના આશ્રમમાં મેં કરેલી પ્રાર્થના યાદ આવી જેને પરિણામે પેલી સાંકડી ગલીમાં શ્રી યુક્તેશ્વરની મુલાકાત થઈ જતી.

' જ્યાં બારણાં બંધ કરી એકાંત કરી શકાય એવી એક નાની ઓરડી તું મેળવી શકીશ ?'

'હા.' હું જોઈ શક્યો કે આ સંત હવે સામાન્ય ઉપરથી વ્યક્તિગત વાત પર ઝડપથી આવતા હતા.

'એ જ તારી ગુફા છે.' યોગીએ મારી ઉપર એક તેજપૂર્ણ દૃષ્ટિ ફેંકી કે જેને હું કદી ભૂલ્યો નથી. 'એ જ તારો પવિત્ર પર્વત. અહીં જ તને ઈશ્વરનું સામ્રાજ્ય મળશે.'

તેમના આ સાદા શબ્દોથી હિમાલય માટેનો મારો જીવનભરનો આગ્રહ એકદમ અદૃશ્ય થયો. ડુંગરની બળતી ક્યારીઓમાં હું પર્વતો અને શાશ્વત બરફવાળા સ્વપ્નમાંથી જાગી ગયો.

'જુવાન જોગી, તારી દિવ્ય તૃષ્ણા પ્રશંસનીય છે, મને તારા ઉપર ખૂબ પ્રેમ થાય છે.' રામગોપાળે મારો હાથ પકડ્યો અને મને એક એકાંત ઝૂંપડામાં લઈ ગયા. કાદવ, માટી અને ઘાસનાં બનાવેલાં અને નાળિયેરીનાં છટિયાંથી ઢંકાયેલાં છાપરાંવાળાં ઝૂંપડાંઓના દરવાજાઓ ગ્રામીણ રીતે તાજાં ફૂલોથી શણગારાયેલા હતા.

સંતે તેમના નાના ઝૂંપડામાં કમાનદાર વાંસના બનાવેલા ઓટલા ઉપર મને બેસાડ્યો. તેમણે મને લીંબુનું શરબત અને રૉક કેન્ડી આપ્યાં. પછી અમે બન્ને તેમના ઓટલા ઉપર ચડ્યા અને પદ્માસન વાળીને બેઠા. ચાર કલાકના ચિંતન પછી મારી આંખો ઊઘડી ગઈ અને મેં જોયું કે યોગીનો ચન્દ્રપ્રકાશિત દેહ હજી પણ નિશ્ચળ હતો. હું હજી તો મારી જાતને ઠપકો આપી રહ્યો હતો કે માણસ માત્ર રોટલીથી જ જીવતો નથી. એટલામાં રામગોપાળ પોતાના આસન ઉપરથી ઊઠ્યા.

તેમણે કહ્યું : 'હું જાણું છું કે તને કકડીને ભૂખ લાગી હશે. ભોજન હમણાં જ તૈયાર થઈ જશે.'

ઓટલા ઉપર જ માટીના ચૂલામાં અગ્નિ પ્રગટાવ્યો. થોડા જ વખતમાં ભાત અને દાળ મોટા કેળનાં પાતરાં ઉપર પીરસી દેવામાં આવ્યાં. મારા યજમાને રાંધવાની આખી ક્રિયામાં મારી મદદનો વિવેકપૂર્વક ઇનકાર કર્યો હતો. 'અતિથિ એ દેવ છે.' એ એક હિંદુ કહેવત

છે, અને તેનો પુરાતન કાળથી ભક્તિપૂર્ણ અમલ થતો આવ્યો છે. પાછલાં વર્ષોમાં મારી વિશ્વયાત્રા દરમ્યાન મને જાણીને ઘણો આનંદ થયો કે ઘણા દેશોમાં ગ્રામ્યવિસ્તારમાં અતિથિઓ પ્રત્યે આવો જ આદરભાવ હજી પણ બતાવાય છે. શહેરવાસી હમેશાં જ વિપુલ પ્રમાણમાં અજાણ્યા ચહેરાઓ જોવાથી ટેવાઈ ગયેલો હોવાથી તેની આતિથ્યભાવના બૂઠી થઈ ગઈ હોય છે.

જંગલ વિસ્તારના આ ટચૂકડા ગામના એકાંતમાં યોગીની પડખે જ્યારે હું પલાંઠી વાળીને બેઠો ત્યારે મનુષ્યોની અવરજવર ઘણી ઓછી થઈ ગઈ હતી. ઝૂંપડાંનો આ ઓરડો ઝાંખા પ્રકાશમાં રહસ્યમય લાગતો હતો. જમીન ઉપર થોડીક ફાટેલી કામળીઓ પાથરીને રામગોપાળે મારે માટે બિછાનું તૈયાર કર્યું હતું અને પોતે દર્ભની સાદડી ઉપર પદ્માસન વાળીને બેઠા. તેમના આધ્યાત્મિક આકર્ષણથી પ્રભાવિત થઈને મેં તેમને એક વિનંતિ કરવાની હામ ભીડી.

'મહારાજ, તમે મને સમાધિ નહિ આપો ?'

'વહાલા બાળ, તને દિવ્ય સંપર્ક કરાવતાં મને ખૂબ આનંદ થાત પણ એ મારા અધિકારની વાત નથી.' સંતે મારી સામે અર્ધ-ખુલ્લાં નેત્રે જોયું : 'તારા ગુરુ તને એ અનુભવ બહુ થોડા વખતમાં કરાવશે. એને માટે તારું શરીર હજી તૈયાર થયું નથી. જેમ નાનો દીવો ઘણી મોટી વીજળીશક્તિ ખમી શકતો નથી તેમ તારા જ્ઞાનતંતુઓ વિશ્વપ્રવાહના વહન માટે તૈયાર નથી. જો હું અત્યારે જ તને એ અમર્યાદિત આનંદોલ્લાસ આપું તો તારો દરેક કોશ અગ્નિથી શેકાય છે એવી બળતરા અનુભવશે.'

યોગીએ ગુંજન કરતાં આગળ ચલાવ્યું : 'તું મારી પાસેથી આત્મપ્રકાશ માગે છે જ્યારે હું આશ્ચર્યથી વિચાર કરું છું કે — ક્ષુદ્ર જેવો હું, જેણે થોડુંક ધ્યાન કર્યું છે એવો હું — ઈશ્વરને પ્રસન્ન કરવામાં સફળ થયો છું કે કેમ, અને કયામતને દિવસે એની નજરમાં મારું શું સ્થાન હશે.'

'મહારાજ, શું તમે દીર્ઘ સમયથી અને સંપૂર્ણ એકાગ્રતાથી ઈશ્વરની પાછળ નથી પડ્યા?'

'મેં કાંઈ ખાસ કર્યું નથી. બિહારીએ મારા જીવન સંબંધી તને કાંઈક કહ્યું હશે. વીસ વરસ સુધી હું એકાંત ગુફામાં રહ્યો છું અને દરરોજ અઢાર કલાક સુધી ધ્યાન કર્યું છે, ત્યાર પછી હું એક વધારે અગમ્ય ગુફામાં ગયો અને બીજાં પચીસ વર્ષ દરમ્યાન દરરોજ વીસ કલાક સુધી સમાધિમાં રહેતો. મને નિદ્રાની જરૂર જ રહી નહોતી કેમકે હું હમેશાં ઈશ્વરના સાંનિધ્યમાં રહેતો. મારું શરીર સાધારણ અર્ધ ચૈતન્યાવસ્થાની અધકચરી શાંતિ કરતાં ઊર્ધ્વ ચૈતન્યાવસ્થાની સંપૂર્ણ શાંતિમાં વધારે આરામ ભોગવતું.

'ઊંઘમાં સ્નાયુઓ આરામ ભોગવે છે પણ હૃદય, ફેફસાં અને રક્તસંચાલનતંત્ર હમેશાં કામ કરતું હોય છે, તેમને બિલકુલ આરામ મળતો નથી. ઊર્ધ્વ ચૈતન્યાવસ્થામાં આંતરિક અવયવો વિશ્વચૈતન્યના પ્રવાહથી ઉત્તેજિત થઈ જીવનમોકૂફીની દશામાં પડ્યાં રહે છે. આવી રીતે વર્ષો સુધી મને ઊંઘવાની જરૂર પડી નથી. એક વખત એવો આવશે જ્યારે તું પણ મારી માફક ઊંઘ વગર ચલાવી શકશે.'

'મારા ભલા સાહેબ, તમે આટલા લાંબા વખત સુધી ધ્યાન કર્યું છે તે છતાં ઈશ્વરની કૃપા માટે તમને ખાતરી નથી. તો પછી અમારા જેવા ગરીબોનું તો ગજું જ શું?' હું તેમની સામે આશ્ચર્યથી જોઈ રહ્યો.

'ઠીક, તું જોતો નથી, મારા વહાલા બાળ કે ઈશ્વર એ અનંત કાળ પોતે જ છે? એમ ધારી લેવું કે પિસ્તાળીસ વરસના ધ્યાનથી ઈશ્વરને પૂરેપૂરા ઓળખી શકાશે તો તે વધારેપડતી આશા છે. એમ છતાં બાબાજી આપણને ખાતરી આપે છે કે થોડું સરખું ધ્યાન પણ જીવનમરણના ભયંકર ચક્રમાંથી આપણને છોડાવવામાં મદદ કરે છે. તારો આધ્યાત્મિક આદર્શ કોઈ નાની ટેકરીઓને ન બનાવ પણ

કોઈ અનુપમ દિવ્યતાની પ્રાપ્તિ તરફ જ તારું લક્ષ કેન્દ્રિત કર. તું ખૂબ મહેનત કરશે તો તું ત્યાં પહોંચીશ.'

ભાવિ દર્શનથી ઉત્તેજિત થઈ, મેં વિશેષ ઉપદેશ માટે વિનંતી કરી. તેમણે લાહીરી મહાશયના ગુરુ બાબાજી[૭૭] સાથેની તેમની પહેલી મુલાકાતની અદ્દભુત કથા કહી સંભળાવી. લગભગ મધ્યરાત્રિએ રામગોપાળ શાંત થઈ ગયા અને હું મારી પથારીમાં પડયો. આંખો બંધ કર્યા પછી હું પ્રકાશના ઝબકારા જોવા લાગ્યો અને મારો વિશાળ આંતરપ્રદેશ ઝળહળતા તેજના ઓરડા જેવો બની ગયો. મેં આંખો ઉઘાડી અને એવું જ ઝબકતું તેજ બહાર પણ દેખાયું. આંતરદર્શનમાં જે જોયું તેવું જ મારા ઓરડાનું અનંત આકાશમાં રૂપાંતર થઈ ગયું.

યોગીએ પૂછ્યું : 'તું શા માટે ઊંઘી જતો નથી ?'

'મહારાજ, મારી આંખો બંધ હોય કે ઉઘાડી હોય છતાં તેજનો ઝળહળતો પ્રકાશ હાજર જ રહેતો હોય તો હું શી રીતે ઊંઘી શકું ?'

'તું ભાગ્યશાળી છે કે તને આવો અનુભવ થયો. આધ્યાત્મિક તેજ-કિરણો દેખાવાં સહેલાં નથી.' સંતે પ્રેમના કેટલાક શબ્દો કહ્યા.

પરોઢિયે રામગોપાળે મને મીઠાઈ આપી અને જવાને કહ્યું. નમસ્તે કરતાં મને ઘણી દિલગીરી થઈ અને મારી આંખોમાં પાણી ભરાઈ આવ્યાં.

'હું તને ખાલી હાથે નહિ જવા દઉં. હું તારે માટે કાંઈક કરીશ.' યોગી કોમળ ભાવે બોલ્યા.

તેઓ મલકાયા અને મારી સામે સ્થિર દષ્ટિથી જોઈ રહ્યા. હું ભૂમિની સાથે જડાઈ રહ્યો અને મારી આંખો દ્વારા શાંતિનો જબરદસ્ત પ્રવાહ મારા ઉપર ફરી વળ્યો. મારી પીઠમાંનું દુઃખ જે મને વરસો થયાં થોડે થોડે વખતે સતાવતું હતું તે એકદમ જતું રહ્યું. નવચેતન પામી તેજોમય આનંદના સમુદ્રમાં સ્નાન કરી હું

ઉલ્લાસમાં આવી ગયો. સંતનો ચરણસ્પર્શ કરી હું જંગલમાં દાખલ થયો અને ગરમીમાં મારો રસ્તો કાપતો હું તારકેશ્વર પહોંચ્યો.

ત્યાંના આ પ્રખ્યાત મંદિરમાં હું બીજી વાર ગયો અને પ્રતિમાની સામે સાષ્ટાંગ નમસ્કાર કર્યા. આ ગોળ પથ્થર મારી અંતરદૃષ્ટિ સમક્ષ મોટો થતો ગયો, એનાથી વિશ્વગોળો રચાયો, વર્તુળની અંદર વર્તુળ અને પ્રદેશ પછી પ્રદેશ રચાયાં અને એ સર્વને દિવ્યતાના પ્રકાશની બક્ષિસ મળી.

એક કલાક પછી ખુશાલ રીતે હું કલકત્તાની ટ્રેનમાં બેઠો: આ રીતે મારી યાત્રાઓનો અંત આવ્યો — ઉચ્ચ હિમગિરિની પર્વતમાળામાં નહિ, પણ મારા હિમાલય સરખા ગુરુની ભવ્ય હાજરીમાં.

## ૧૫.

# વિશ્વચૈતન્યનો
# એક અનુભવ

'હું અહીં છું, ગુરુજી.' મારી સંકોચશીલતાએ મારો સારો બચાવ કર્યો.

'ચાલો, આપણે રસોડામાં જઈએ અને કાંઈક ખાવાનું હોય તો શોધી કાઢીએ.' અમારે દિવસોનો જ નહિ પણ માત્ર કલાકોનો જ વિયોગ થયો હોય એવું વલણ શ્રી યુકતેશ્વરે એમની વાણીમાં બતાવ્યું.

'ગુરુજી, હું મારી અહીંની ફરજો છોડીને એકદમ ચાલ્યો ગયો તેથી તમને નિરાશા થઈ હશે. હું ધારતો હતો કે તમે મારા પર ગુસ્સે થયા હશો.'

'ના બિલકુલ નહિ. અતૃપ્ત ઇચ્છાઓમાંથી ક્રોધ જન્મે છે. હું બીજાઓ પાસેથી કશી અપેક્ષા રાખતો નથી તેથી તેમનાં કર્મો મારી ઇચ્છાઓનાં વિરોધી હોઈ શકતાં નથી. મારા પોતાના હેતુઓની સિદ્ધિ અર્થે હું તારો ઉપયોગ કરવાનો નથી. તારા પોતાના સુખમાં જ મારું સુખ સમાયેલું છે.'

'ગુરુજી, દિવ્ય પ્રેમની વાત અસ્પષ્ટ રીતે ઘણી સાંભળવામાં આવે છે પણ આજે ખરેખર આપના દેવતાઈ આત્મામાં હું તેનો નક્કર દાખલો જોઈ શકું છું! જગતમાં આજે જો દીકરો પણ આ રીતે પરવાનગી સિવાય બાપીકો ધંધો છોડી જાય તો પિતા તેને સહેલાઈથી માફ કરતો નથી. હું મારી પાછળ ઘણાં કામો અધૂરાં મૂકીને ગયો હતો, અને તેથી આપને ઘણી અગવડો વેઠવી પડી હશે છતાં આપે જરા સરખો પણ સંતાપ કર્યો નથી.'

અમે એકબીજાની દૃષ્ટિમાં જોયું તો ચળકતાં આંસુઓ દેખાતાં હતાં. એક શાંતિમય મોજું મારી ફરતે ફરી વળ્યું. હું જાણતો હતો કે મારા ગુરુના રૂપમાં પરમાત્મા મારા અંતરની નાની નાની ઉત્સુકતાઓને વિશ્વપ્રેમની અપાર હદને પણ વટાવી જાય એટલી વિશાળ બનાવતો હતો.

થોડા દિવસ પછી હું ગુરુજીના ખાલી દીવાનખંડમાં ગયો. હું ધ્યાનમાં બેસવાનો વિચાર કરી રહ્યો હતો પણ મારા શુદ્ધ હેતુને હઠીલા વિચારોએ દબાવી દીધો. શિકારીને જોતાં પક્ષીઓ ભાગી જાય તેમ તે વિખેરાઈ ગયો.

'મુકુન્દ,' શ્રી યુક્તેશ્વરે દૂરના ઝરૂખામાંથી અવાજ કર્યો.

મારા વિચારોની માફક હું પણ હઠીલો બન્યો. 'ગુરુજી હમેશાં મને ધ્યાનમાં બેસવાનું કહે છે.' હું મનમાં બબડ્યો : 'હું તેમની ઓરડીમાં શા માટે આવ્યો તે તેઓ જાણે છે તેથી તેમણે મને ખલેલ ન કરવી જોઈએ.' તેમણે મને ફરીથી હાંક મારી. હું હઠપૂર્વક અવાક્ રહ્યો. ત્રીજી વખતે તેમના અવાજમાં ઠપકો હતો.

'ગુરુજી, હું ધ્યાન કરું છું.' મેં વિરોધી પોકાર ઉઠાવ્યો. મારા ગુરુએ ફરી બૂમ મારી : 'તું કેવું ધ્યાન કરે છે તે હું જાણું છું. જ્યારે તારું મન તોફાનમાં પાંદડાં ઊડી જાય તેમ ઊડી રહ્યું છે ત્યારે અહીં આવ.'

ઉઘાડો પડીને ઠપકાપાત્ર થઈ દિલગીરીથી હું તેમની પડખે જઈને ઊભો.

'નાદાન છોકરા, તને જોઈતું હતું તે ડુંગરાઓ આપી શક્યા નથી. તારા અંતઃકરણની ઇચ્છા જરૂર પૂર્ણ થશે.' ગુરુએ પંપાળીને વહાલભરી રીતે કહ્યું. તેમની શાંત દૃષ્ટિ અગાધ હતી.

શ્રી યુક્તેશ્વર ભાગ્યે જ ગૂઢ ભાષામાં બોલતા. હું ગભરાયો. તેમણે મારા હૃદયના ઉપરના ભાગ ઉપર છાતીમાં હળવો ટકોરો માર્યો.

મારું શરીર નિશ્ચળ રીતે જમીન સાથે ચોંટી ગયું. કોઈ મોટા ચુંબકથી ખેંચાઈ આવ્યો હોય તેમ મારો શ્વાસ ફેફસાંની બહાર નીકળી આવ્યો. આત્મા અને મન શરીરના બંધનમાંથી છૂટાં પડી ગયાં. અને પ્રવાહી તીક્ષ્ણ તેજના રૂપમાં મારા પ્રત્યેક રોમમાંથી બહાર વહી જતાં લાગ્યાં. જડ શરીર મૃતવત્ બની ગયું. તેમ છતાં મારી સંપૂર્ણ સભાનતામાં પણ મને જણાયું કે હું પૂર્વે કદી પણ પૂર્ણપણે જીવંત નહોતો. મારા વ્યક્તિત્વની ભાવના મારા શરીર પૂરતી મર્યાદિત ન રહેતાં સર્વવ્યાપક અણુઓમાં પથરાઈ ગઈ, દૂરની શેરીના લોકો મારા પોતાના વિસ્તૃત પરિઘમાં હળવેથી ફરતાહરતા જણાયા. ઝાડો અને છોડવાઓનાં મૂળિયાં જમીનની ઝાંખી પારદર્શિતામાંથી દેખાવા લાગ્યાં. તેમના રસનો આંતરપ્રવાહ હું જોઈ શકતો હતો.

મારી આજુબાજુનો તમામ પ્રદેશ ખુલ્લો થઈ ગયો હતો. મારી આગલી ભૌતિક દર્શનશક્તિનું એકીસાથે સર્વ બાજુએ જોઈ શકે એવી ગોળાકાર શક્તિમાં રૂપાંતર થઈ ગયું. મારા માથાના પાછલા ભાગમાંથી રાયઘાટ લેન પર ભ્રમણ કરતા લોકોને હું જોઈ શકતો હતો. એક સફેદ ગાય આસ્તેથી અમારી તરફ આવતી જોવામાં

આવી. જ્યારે તે આશ્રમના ખુલ્લા દરવાજા સામે આવીને ઊભી ત્યારે મેં તેને ચર્મચક્ષુથી જોઈ. તે જ્યારે આગળ ચાલીને ઈંટની દીવાલ પાછળ ગઈ ત્યારે પણ હું તેને સ્પષ્ટ જોતો હતો.

મારી વિશ્વદૃષ્ટિની મર્યાદામાં આવતા બધા પદાર્થો ઝડપી ચલચિત્રોની માફક ધ્રૂજતા અને સ્પંદન કરતા હતા. મારો દેહ, ગુરુજીનો દેહ, સ્તંભવાળું આંગણું, ફર્નિચર અને તળભૂમિ, ઝાડો અને સૂર્યપ્રકાશ : એ બધાં વારે વારે સખત ઉશ્કેરાટ અનુભવતાં હતાં અને આખરે જેમ પાણીના ગ્લાસમાં નાખેલી સાકર હલાવતાં ઓગળી જાય તેમ એ સર્વ પૂર્ણ પ્રકાશના સાગરમાં ઓગળી જતાં હતાં. આ સંયોજક પ્રકાશ વારાફરતી સ્થૂળ રૂપો ઊભાં કરે છે, અને તેમનું રૂપાંતર કરે છે અને એ રીતે સૃષ્ટિમાં પ્રવર્તતા કારણ અને કાર્યના નિયમનું નિદર્શન કરે છે.

મારા આત્માના શાંત અમર્યાદ કિનારાઓ ઉપર ઉત્કટ આનંદ છવાઈ ગયો. હું જોઈ શક્યો કે ઈશ્વરનું સત્ત્વ એટલે પરમાનંદની પરાકાષ્ઠા છે. એનું શરીર એટલે પ્રકાશની અસંખ્ય રેખાઓ છે. મારી અંદરથી ઊપસી આવતું તેજ વિશાળ થતું થતું નગરો, ખંડો, પૃથ્વી, સૂર્યમંડળ, તારામંડળ, નિહારિકા અને છેવટે અવકાશમાં તરતા બ્રહ્માંડને પણ આવરી લેવા લાગ્યું. રાત્રે દૂરથી દેખાતા નગર જેવું ધીમું પ્રકાશમય એવું આખું વિશ્વ મારા શરીરના અમર્યાદ ક્ષેત્રમાં ઝાંખા તેજમાં છાયારૂપે ભાસતું હતું. પાર્થિવ રેખાઓથી સ્પષ્ટ રીતે વિભાજિત થયેલા પ્રદેશને પેલે પારનું ઝગારા મારતું તેજ દૂરદૂરના છેડાઓ ઉપર ઝાંખું થતું જતું હતું : ત્યાં હું અક્ષત એવું કોમળ તેજ જોઈ શક્યો હતો, જેનું વર્ણન ન થાય એવું એ સૂક્ષ્મ હતું. તારાગણો પણ એના કરતાં વધારે સ્થૂળ પ્રકાશના બનેલા હતા.૭૮

શાશ્વત ઊગમસ્થાનમાંથી નીકળતાં દિવ્ય કિરણોનું ઝળહળતું તેજ વિસ્તાર પામતાં આકાશગંગાના તેજપુંજોમાં રૂપાંતર થઈ જતું હતું. ફરીફરીને મેં જોયું કે સર્જક તેજકિરણોમાંથી નક્ષત્રો બનતાં હતાં

'ગુરુજી, હું ધ્યાન કરું છું.' મેં વિરોધી પોકાર ઉઠાવ્યો. મારા ગુરુએ ફરી બૂમ મારી : 'તું કેવું ધ્યાન કરે છે તે હું જાણું છું. જ્યારે તારું મન તોફાનમાં પાંદડાં ઊડી જાય તેમ ઊડી રહ્યું છે ત્યારે અહીં આવ.'

ઉઘાડો પડીને ઠપકાપાત્ર થઈ દિલગીરીથી હું તેમની પડખે જઈને ઊભો.

'નાદાન છોકરા, તને જોઈતું હતું તે ડુંગરાઓ આપી શક્યા નથી. તારા અંતઃકરણની ઇચ્છા જરૂર પૂર્ણ થશે.' ગુરુએ પંપાળીને વહાલભરી રીતે કહ્યું. તેમની શાંત દૃષ્ટિ અગાધ હતી.

શ્રી યુક્તેશ્વર ભાગ્યે જ ગૂઢ ભાષામાં બોલતા. હું ગભરાયો. તેમણે મારા હૃદયના ઉપરના ભાગ ઉપર છાતીમાં હળવો ટકોરો માર્યો.

મારું શરીર નિશ્ચળ રીતે જમીન સાથે ચોંટી ગયું. કોઈ મોટા ચુંબકથી ખેંચાઈ આવ્યો હોય તેમ મારો શ્વાસ ફેફસાંની બહાર નીકળી આવ્યો. આત્મા અને મન શરીરના બંધનમાંથી છૂટાં પડી ગયાં. અને પ્રવાહી તીક્ષ્ણ તેજના રૂપમાં મારા પ્રત્યેક રોમમાંથી બહાર વહી જતાં લાગ્યાં. જડ શરીર મૃતવત્ બની ગયું. તેમ છતાં મારી સંપૂર્ણ સભાનતામાં પણ મને જણાયું કે હું પૂર્વે કદી પણ પૂર્ણપણે જીવંત નહોતો. મારા વ્યક્તિત્વની ભાવના મારા શરીર પૂરતી મર્યાદિત ન રહેતાં સર્વવ્યાપક અણુઓમાં પથરાઈ ગઈ, દૂરની શેરીના લોકો મારા પોતાના વિસ્તૃત પરિઘમાં હળવેથી ફરતાંહરતા જણાયા. ઝાડો અને છોડવાઓનાં મૂળિયાં જમીનની ઝાંખી પારદર્શિતામાંથી દેખાવા લાગ્યાં. તેમના રસનો આંતરપ્રવાહ હું જોઈ શકતો હતો.

મારી આજુબાજુનો તમામ પ્રદેશ ખુલ્લો થઈ ગયો હતો. મારી આગલી ભૌતિક દર્શનશક્તિનું એકીસાથે સર્વ બાજુએ જોઈ શકે એવી ગોળાકાર શક્તિમાં રૂપાંતર થઈ ગયું. મારા માથાના પાછલા ભાગમાંથી રાયઘાટ લેન પર ભ્રમણ કરતા લોકોને હું જોઈ શકતો હતો. એક સફેદ ગાય આસ્તેથી અમારી તરફ આવતી જોવામાં

આવી. જ્યારે તે આશ્રમના ખુલ્લા દરવાજા સામે આવીને ઊભી ત્યારે મેં તેને ચર્મચક્ષુથી જોઈ. તે જ્યારે આગળ ચાલીને ઈંટની દીવાલ પાછળ ગઈ ત્યારે પણ હું તેને સ્પષ્ટ જોતો હતો.

મારી વિશ્વદૃષ્ટિની મર્યાદામાં આવતા બધા પદાર્થો ઝડપી ચલચિત્રોની માફક ધ્રૂજતા અને સ્પંદન કરતા હતા. મારો દેહ, ગુરુજીનો દેહ, સ્તંભવાળું આંગણું, ફર્નિચર અને તળભૂમિ, ઝાડો અને સૂર્યપ્રકાશ : એ બધાં વારે વારે સખત ઉશ્કેરાટ અનુભવતાં હતાં અને આખરે જેમ પાણીના ગ્લાસમાં નાખેલી સાકર હલાવતાં ઓગળી જાય તેમ એ સર્વ પૂર્ણ પ્રકાશના સાગરમાં ઓગળી જતાં હતાં. આ સંયોજક પ્રકાશ વારાફરતી સ્થૂળ રૂપો ઊભાં કરે છે, અને તેમનું રૂપાંતર કરે છે અને એ રીતે સૃષ્ટિમાં પ્રવર્તતા કારણ અને કાર્યના નિયમનું નિદર્શન કરે છે.

મારા આત્માના શાંત અમર્યાદ કિનારાઓ ઉપર ઉત્કટ આનંદ છવાઈ ગયો. હું જોઈ શક્યો કે ઈશ્વરનું સત્ત્વ એટલે પરમાનંદની પરાકાષ્ઠા છે. એનું શરીર એટલે પ્રકાશની અસંખ્ય રેખાઓ છે. મારી અંદરથી ઊપસી આવતું તેજ વિશાળ થતું થતું નગરો, ખંડો, પૃથ્વી, સૂર્યમંડળ, તારામંડળ, નિહારિકા અને છેવટે અવકાશમાં તરતા બ્રહ્માંડને પણ આવરી લેવા લાગ્યું. રાત્રે દૂરથી દેખાતા નગર જેવું ધીમું પ્રકાશમય એવું આખું વિશ્વ મારા શરીરના અમર્યાદ ક્ષેત્રમાં ઝાંખા તેજમાં છાયારૂપે ભાસતું હતું. પાર્થિવ રેખાઓથી સ્પષ્ટ રીતે વિભાજિત થયેલા પ્રદેશને પેલે પારનું ઝગારા મારતું તેજ દૂરદૂરના છેડાઓ ઉપર ઝાંખું થતું જતું હતું : ત્યાં હું અક્ષત એવું [illegible] તેજ જોઈ શક્યો હતો, જેનું વર્ણન ન થાય એવું એ સૂક્ષ્મ [illegible] તારાગણો પણ એના કરતાં વધારે સ્થૂળ પ્રકાશના બનેલા [illegible]

શાશ્વત ઊગમસ્થાનમાંથી નીકળતાં દિવ્ય કિરણોનું [illegible] તેજ વિસ્તાર પામતાં આકાશગંગાના તેજપુંજમાં રૂપાંતર [illegible] ફરીફરીને મેં જોયું કે સર્જક તેજકિરણોમાંથી [illegible]

અને આખરે તેમનાં, પારદર્શક જ્વાળાઓના સ્તરોમાં રૂપાંતર થતાં હતાં. સંવાદિત પરિવર્તન પ્રમાણે કરોડો પૃથ્વીઓ નિર્મળ તેજમાં વિલીન થઈ ગઈ છે. અને એ તેજનું આખરે સર્વવ્યાપી આકાશ બન્યું હતું.

સત્યલોકના આ મધ્યબિંદુને મેં મારા અંતઃકરણમાંના પ્રેરણા-સ્થળ તરીકે પિછાણી લીધું. મારા અંતઃકરણના ગર્ભ ભાગમાંથી નીકળતું તેજ આ સૃષ્ટિના દરેક ભાગમાં પથરાઈ જતું. આનંદદાયક અમૃત, અમરત્વની સુધા, પારાના પ્રવાહની માફક મારા રોમેરોમમાં વ્યાપી ગયું. વિશ્વનિયામકનું સ્પંદન જે ૐ[૭૯] તે ઈશ્વરના સર્જક અવાજ તરીકે મેં સાંભળ્યું.

એકાએક શ્વાસ મારાં ફેફસાંમાં પાછો આવ્યો. લગભગ અસહ્ય નિરાશા સાથે મેં અનુભવ્યું કે મારી અમાપ વિશાળતા નષ્ટ થઈ ગઈ હતી. ફરી એક વાર આત્માને સહેલાઈથી અનુકૂળ ન આવે એવા શરીરના દીનહીન પાંજરામાં હું મર્યાદિત થઈ ગયો. ઉડાઉ દીકરાની માફક મેં મારા વિશ્વભવનમાંથી નાસી આવીને આ નજીવી દુનિયામાં મારી જાતને કેદ કરી દીધી હતી.

મારા ગુરુ મારી સામે સ્થિર થઈ ઊભા હતા. જેની હું લાંબા વખતથી તીવ્ર ઝંખના કરતો હતો તે વિશ્વચૈતન્યનો મને અનુભવ કરાવવા માટે આભારવશ થઈ હું તેમના પવિત્ર ચરણે નમસ્કાર કરવા જતો હતો ત્યારે તેમણે મને સીધો જ પકડી રાખ્યો. અને શાંતિ અને નમ્રતાથી તેઓ બોલ્યા :

'તારે આનંદોલ્લાસથી છકી જવાનું નથી. તારે જગતમાં ઘણું કામ કરવાનું બાકી છે. આવ, આપણે ઝરૂખો સાફ કરી નાખીએ અને પછી ગંગાકિનારે લટાર મારવા જઈએ.'

હું ઝાડું લઈ આવ્યો. હું જાણતો હતો કે ગુરુજી મને સમતોલ જીવનનું રહસ્ય સમજાવતા હતા. જ્યારે શરીર પોતાની રોજની ફરજ બજાવતું હોય ત્યારે આત્માએ વિશ્વોત્પત્તિના ખાડાટેકરાઓ ઉપર ધ્યાન આપવું જોઈએ. થોડા વખત પછી જ્યારે અમે લટાર મારવા નીકળ્યા

ત્યારે પણ અવાચ્ય ઉલ્લાસમાં જ હું ગરકી રહ્યો હતો. હું અમારાં બન્ને શરીરોને બે સૂક્ષ્મ ચિત્રો જેવાં જોતો હતો. એ નદીકિનારાના રસ્તા પર ચાલી રહ્યો હતો પણ જેનું હાર્દ માત્ર પ્રકાશ જ હતું.

પોતાના અસ્તિત્વના અમર્યાદિત આનંદમાંથી ઈશ્વરે બધાં માનવોનું સર્જન કર્યું છે. શારીરિક રીતે તેઓ સ્નાયુઓના ખેંચાણથી દુ:ખી થાય છે. છતાં ઈશ્વર ઇચ્છે છે કે તેની મૂર્તિ–પ્રતિમાંથી બનેલાં બધાં માનવ દરેક ઇન્દ્રિયનાં આ તેજ છે. ( જ્ઞાનથી ) ઉદય પામે અને તેની સાથે જોડાઈ જાય.

'આ ઈશ્વરનું ચૈતન્ય વિશ્વના દરેક પદાર્થ અને શક્તિનું પ્રત્યક્ષ સંચાલન કરે છે. અને તેમ છતાં ને આ સ્પંદનાત્મક દશ્યોનાં અનેક જગતોને પેલે પાર શાંત અને અસૃષ્ટ અવકાશમાં એકલો, અસંગ અને અસ્પૃષ્ટ રીતે રહે છે.'[૮૦] ગુરુજીએ ખુલાસો કર્યો. 'જે સંતોએ સદેહે આત્મસાક્ષાત્કાર કર્યો છે તેઓ આ બન્ને જીવનને એકસરખાં જાણે છે. જગતના કામમાં દિલપૂર્વક રોકાયેલા હોવા છતાં તેઓ અપૂર્વ આંતરિક શાંતિમાં નિમગ્ન રહે છે.'

વિશ્વચૈતન્યના દર્શનથી મને ઘણા કાયમી પદાર્થપાઠો મળ્યા. મારા વિચારોને દરરોજ શાંત કરવાના અભ્યાસથી, મારું આ શરીર હાડ અને માંસનું બનેલું અને ભૌતિક પદાર્થોની નક્કર ભૂમિ ઉપર હરેફરે છે એ માયાવી માન્યતામાંથી હું છૂટી શક્યો હતો. હું જોઈ શક્યો કે પ્રાણ અને ચંચળ મન એ વાવાઝોડાંઓ જેવાં છે જે પ્રકાશના આખા સમુદ્રને ભૌતિક આકારોનાં મોજાંઓમાં ફેરવી નાખે છે— પૃથ્વી, આકાશ, મનુષ્ય, પ્રાણીઓ, પશુઓ, પંખીઓ, ઝાડો વગેરે. આવાં વાવાઝોડાંઓને શાંત કર્યા સિવાય એક પ્રકાશ તરીકે અમર્યાદ તત્ત્વ ( ઈશ્વર )નાં દર્શન શક્ય જ નથી. જ્યારે જ્યારે આ બન્ને નૈસર્ગિક ઝંઝાવાતોને મેં શાંત કર્યા છે ત્યારે, જેમ તોફાનો શમી જતાં સમુદ્રનાં મોજાં શાંત થાય છે તેમ સૃષ્ટિનાં વિધવિધ પ્રકારનાં મોજાંઓ એક પ્રકાશસમુદ્રમાં ઓગળી જઈ અદ્વૈતમાં ગંભીરતાથી વિલીન થઈ જાય છે.

જ્યારે કોઈ શિષ્ય, ધ્યાનના અભ્યાસથી પોતાના મનને એટલું મજબૂત બનાવે કે જ્યારે તે આ વિશાળ દેખાવોથી ગભરાઈ ન જાય ત્યારે ગુરુજી તેને વિશ્વચૈતન્યનો આવો દિવ્ય અનુભવ બક્ષે છે. માત્ર બૌદ્ધિક સંમતિ અથવા નિખાલસતાથી આવો અનુભવ કદી પણ આપી શકાય નહિ. યોગનો અભ્યાસ અને એકાંતિક હૃદયપૂર્ણ ભક્તિથી યોગ્ય રીતે વિકાસ પામેલું મન જ સર્વવ્યાપકતાના મુક્તિદાયક આઘાતને સહન કરી શકે. સહૃદયી ભક્તને એ અચૂક મળે છે. તેની તીવ્ર લાલસાની અનિવાર્ય શક્તિ ઈશ્વરને ખેંચી લાવે છે. ભગવાન વિશ્વદર્શન તરીકે સાધકના ચુંબકીય પ્રાબલ્યથી તેના ચૈતન્યના વર્તુળમાં ખેંચાઈ આવે છે.

મારાં પાછલાં વર્ષોમાં ' સમાધિ ' નામનું કાવ્ય લખ્યું હતું જેમાં વિશ્વચૈતન્યસ્થિતિના મહિમાનો ખ્યાલ આપવાનો પ્રયત્ન કર્યો છે :

હટયા હટયા સૌ ધૂપછાંવ પરદા,
ને શોકના બાફ બધા ઊડયા ત્યાં
નશ્વર સુખોના અરુણોય ભાગ્યા.
ને ઝાંઝવાં ઇન્દ્રિયભોગનાં મટયાં.

રાગ અને દ્વેષનાં દ્વંદ્વો, રોગ–સ્વાસ્થ્યતણાં વળી
જન્મ ને મૃત્યુના ઓળા, દ્વંદ્વપર્દે રમી શમ્યાં.
મહામાયા તણાં સર્વે તોફાનોયે શમી ગયાં
ઊંડી અંતર-સમાધિના જાદુઈ દંડથી દમ્યા.

પ્રબુદ્ધ છે નિત્ય હું તે અનાશ્રિત
ન ભૂત ભાવિ ન ભવત મયાર્થે
હું તો સદા શાશ્વત સર્વ વ્યાપ્ત.
શિવોઽહમ્ શિવરૂપોઽહમ્ જપતો જીવ ૐશિવ.

નક્ષત્ર તારા પૃથ્વી નિહારિકા, વિશ્વાન્તની જ્વાળામુખી પિશાચિકા—
તણા કડાકા ભડભૂમ ભડાકા, સૃષ્ટિતણા ઘાટ ઘડન્ત ભઠ્ઠી,

ને શાંત રશ્મિ ક્ષ પ્રભા શિલાની, વિદ્યુત – અણુના બળતા પ્રવાહો,
તે સર્વ હું જે જપતો શિવોઽહમ્, સૌ ભૂત ભાવિ વળી વર્તમાને
સૌ જીવ જે કાંઈ મનમાં વિચારે, મનુષ્યજાતિ પશુ પંખી કે તૃણ.
આ વિશ્વના દ્રવ્ય તણા કણેકણ, સદ્ વા અસદ્, કામ, પ્રકોપ લોભ
કે મુક્તિ સર્વ કરી ગ્રાસ ક્ષોભ, જે બ્રહ્મશક્તિ જગમાં ઝબોળી
સંસારીને દીધ અનન્યરૂપ, તે હું જ છું કેવલ શિવ રૂપ.
શિવોઽહમ્ શિવરૂપોઽહમ્ જપતો જીવ ૐ શિવ.

ધુમાતા હર્ષ અંગારા ફૂંકીને ધ્યાનફૂંકથી
દૃષ્ટિએ ધૂંધળી થાતી, આંખો અશ્રુવારિથી.
ઓચિંતી ભભૂકી ઊઠી, અમર્ત્ય જ્વાળ હર્ષની.
મારાં અશ્રુ અને દેહ, સર્વસ્વ મારું તે ભખી.
મિટાવ્યા ભેદ હું–તુંના, હું તે તું ને તું હું થયા.
અને શાંતિ, નિરાબાધા; શાશ્વતા શાંતિ વિસ્તરી
સમાધિ કલ્પનાતીત, આનન્દોલ્લાસથી ભરી.
અપેક્ષાતીત એ શાંતિ મૂર્ચ્છા વા ઘેનની નથી.
સર્વ ચૈતન્યમાં વ્યાપ્ત એહને બંધનો નથી.
મર્ત્ય આ દેહની પાર પૃથ્વી ને નભથી પર
પરાત્પર અનંતત્ત્વ કેરી સીમાયે થૈ સર
અહં બ્રહ્મોદધિ મધ્યે પેખું તરતો અહં જીવ.
શિવોઽહમ્, શિવરૂપોઽહમ્ જપતો જીવ ૐ શિવ.
ઘૂમતાં અણુના નાદ સૂણતાં ગિરિ ને પ્હાણ.
ધરા અંધારઘેરી એ પ્રવાહી થઈને મીણ.
ગાજંતા સાગરો સર્વે બાષ્પભીની નિહારિકા.
બની તે ઊડતા દીઠા સદર્શેથી મરીચિકા.

ૐ કાર નિઃશ્વાસ થકી ખૂલ્યાં જો,
સચ્ચિત્-મુખાચ્છાદન ઘૂમટા શા!
તેજસ્વી વિદ્યુત્કણના સમુદ્રો જેવો
ઝગ્યો જ્યોતપ્રવાહ અદ્દ્ભુત.
ને શંભુનો ડમરુધ્વનિ ઢમન્તા
રવિ – શશિ – તા ર ક વૃં દ – ઉચ્છેલ
સર્વે પ્રકાશો સ્થૂલ ત્યાં શમન્તા.
રહે પછી વ્યાપ્ત વિરાટ કેવળ
આનંદ, આનંદ શું બ્રહ્મ નિષ્કલ.
આ નં દ જ ન્મા, આનંદ જીવી,
આનંદમાં લીન હું મુક્ત-આત્મા
ચિન્માત્ર હું ભૂત સમસ્ત દ્રવ્ય,
સહસ્રકંઠે પીઉં ચ સ ચ સી ને
પ્રકાશ, વાયુ, રસ ને જડત્વ,
ચચ્ચાર પરદા ચીરતો પરાત્મા.
મારો કરી વ્યાપ્ત સમસ્ત વિશ્વના
આનંદ ને પૂર્ણ જ ને ઠસઠસીને.
ઝબૂકતી દીપશિખાથી રહી રહી
સ્ફુરન્તી મર્ત્ય સ્મૃતિનાય ઓળા.
શય્યા અને નિર્મળ ચિત્ત કેરે,
ઊર્ધ્વ, અધોદિક્ અવકાશ પહોળા
મહીં ફૂલ્યો બુદબુદ હાસ્યનો,
ઝીણો લ્હેરન્ત હાસ્યોદધિ શો બની ગયો.
અને ઉદ્દ્ઘોષ બ્રહ્માંડે વ્યાપ્યો કેવલ
ૐ શિવ...

શ્રી યુક્તેશ્વરે મને આવો સ્વર્ગીય અનુભવ ઇચ્છામાં આવે ત્યારે કેવી રીતે મેળવી લેવો તે શીખવ્યું; અને જેમના આંતરિક પ્રેરક પ્રવાહો યોગ્ય વિકાસ પામ્યા હોય[૮૧] તેમને કેમ કરાવવો તે પણ બતાવ્યું. ઉપનિષદો ઈશ્વરને રસસ્વરૂપ (અત્યંત સ્વાદિષ્ટ) શા માટે કહે છે તેનો મર્મ અનુભવતો હું મહિનાઓ સુધી આનંદોલ્લાસમાં તલ્લીન રહેતો.

એમ છતાં, એક દિવસ ગુરુજી પાસે હું એક પ્રશ્ન લઈ ગયો :

'મહારાજ, હું જાણવા ઇચ્છું છું કે — ઈશ્વરને હું ક્યારે મેળવી શકીશ ?'

'તને મળી ગયા છે.'

'અરે નહિ મહારાજ, હું એવું ધારતો નથી.'

મારા ગુરુ મલકાતા હતા. 'મારી ખાતરી છે કે તું એવી તો આશા ન જ રાખતો હોય કે એ એક પૂજનીય વ્યક્તિ છે કે જે વિશ્વના એક અસ્પૃષ્ટ ખૂણામાં સિંહાસનને શોભાવતી બેઠી હોય ! એમ છતાં હું ધારું છું કે તું એ પણ કલ્પના કરતો હોય કે ચમત્કારિક શક્તિઓની સિદ્ધિ એ ઈશ્વર મેળવ્યાની સાબિતી છે. ના, કોઈની પાસે આખા વિશ્વને કાબૂમાં રાખવાની શક્તિ હોય છતાં ઈશ્વર તેનાથી બહુ દૂર હોય. માણસની બાહ્ય શક્તિઓ તેના આત્મિક વિકાસનો માપદંડ નથી. પણ ધ્યાનમાં તેની શાંતિનું ઊંડાણ કેટલું છે તે જ માત્ર તેનું માપ છે.

'ક્ષણેક્ષણે નવો આનંદ એ ઈશ્વર છે. ઈશ્વર અમાપ છે; વરસો જતાં તારું ધ્યાન જેમજેમ આગળ વધશે તેમતેમ અનેક યુક્તિઓથી એ તને છેતરતો રહેશે. તારા જેવા સાધકો જેણે ઈશ્વરનો માર્ગ જાણી લીધો છે તે એના કરતાં બીજા કોઈ સુખને એના બદલામાં સ્વીકારશે નહિ. લોભામણા તરીકેની સ્પર્ધામાં એ અજોડ છે.

'જગતની વિલાસસામગ્રીથી આપણે કેટલા જલદી કંટાળી જઈએ છીએ? ભૌતિક પદાર્થોની ઇચ્છાનો અંત નથી; માણસ કદી પણ પૂરો સંતૃપ્ત થતો નથી, અને તેથી એક પછી એક વાસના તરફ એ દોડે છે. 'જે કાંઈ બીજું' એ શોધે છે તે ઈશ્વર છે. એ જ એકલો એને શાશ્વત આનંદ આપી શકશે.

'બાહ્ય ઇચ્છાઓ આપણને અંદરના ઈડનના બગીચામાંથી બહાર ખેંચી લાવે છે. તેઓ મિથ્યા પ્રલોભનો સામે ધરે છે જે આત્માના સુખનો માત્ર આભાસ છે. દિવ્ય ધ્યાનથી ખોવાયેલું સ્વર્ગ પાછું જલદી મેળવી શકાય છે. ઈશ્વર એ અનપેક્ષિત અનંત નવીનતા હોવાથી તેનાથી આપણને કદી કંટાળો આવતો નથી. અનાદિ કાળથી વિધવિધ રૂપ ધારણ કરતાં પરમ સુખનો આપણને કદી અતિરેક થયો ખરો?'

'મહારાજ, હું હવે સમજ્યો કે સંતો ઈશ્વરને અગમ્ય કેમ કહે છે. કદાચ શાશ્વત જીવન પણ તેને સમજવાને પૂરતું ન થાય.'

'બિલકુલ સાચું. પણ એ નિકટમાં છે અને પ્રિય પણ છે. મન, ક્રિયાયોગથી વિષયવિકારોથી શુદ્ધ થઈ જાય પછી ધ્યાન ઈશ્વરના બે પુરાવાઓ આપશે. આપણા રોમેરોમને તેના અસ્તિત્વની ખાતરી આપતો અનંત નવીન આનંદ એ તેની પહેલી સાબિતી છે, અને વળી, ધ્યાનમાં દરેક મુશ્કેલીના કાર્યસાધક જવાબ તરીકે તેના તરફથી મળતું તાત્કાલિક દિશાસૂચન એ બીજી સાબિતી છે.'

'ગુરુજી, હું જોઉં છું કે મારા પ્રશ્નનો જવાબ તમે આપી દીધો.' આભારવશ થઈ હું મલકાયો. 'હું હવે અનુભવું છું કે મેં ઈશ્વરને શોધી કાઢ્યો છે કેમકે મારી પ્રવૃત્તિઓ દરમ્યાન જ્યારે પણ ધ્યાનનો આનંદ મારા આંતરમનમાં ફરકી આવે છે ત્યારે દરેક કામમાં અને તેની વિગતોમાં પણ મને સાચો માર્ગ પકડવાનું સૂક્ષ્મ સૂચન મળ્યા કરે છે.'

ગુરુજીએ કહ્યું, '"દિવ્ય ઇચ્છાનો સાચો માર્ગ" અભિમાની બુદ્ધિને વારંવાર ગભરાવી નાખે છે પણ તેને અનુરૂપ થવાનું આપણે ન જાણીએ ત્યાં સુધી માનવજીવન દુઃખથી ભરેલું જ રહેવાનું.'

'એક માત્ર ઈશ્વર જ અચૂક સલાહ આપી શકે; એના સિવાય જગતનો ભાર બીજું કોણ વહે છે!'

## ૧૯

# કૉલી ફ્લાવરની ચોરી

'ગુરુજી, આપને માટે આ ભેટ લાવ્યો છું! આ મોટાં છ કૉલી ફ્લાવર મારા પોતાના હાથે રોપેલાં; માતા પોતાના બાળકનું જતન કરે એટલે કાળજીથી એના ઉછેર ઉપર મેં દેખરેખ રાખી છે.' શાકભાજીનો એક ટોપલો ઔપચારિક શોભા સાથે મેં તેમની સામે મૂક્યો.

શ્રી યુક્તેશ્વરનો મલકાટ કૃતજ્ઞતાથી ઊભરાતો હતો : 'તારો આભાર માનું છું. હમણાં એને તારા ઓરડામાં મૂકી દે; ખાસ ભોજન માટે કાલે તેની જરૂર પડશે.'

હું મારા ગુરુની સાથે તેમના દરિયાકિનારેના આશ્રમમાં ઉનાળાની કૉલેજની રજા ગાળવા હમણાં જ પુરી આવી પહોંચ્યો હતો. મારા ગુરુ અને તેમના શિષ્યોએ બાંધેલો બે માળનો શાંત નાનો એકાંતવાસ બંગાળના ઉપસાગરની સામે જ આવેલો છે.

આશ્રમના શાંત ખુશનુમા વાતાવરણથી અને દરિયાની ખારી હવાથી તાજો થઈને બીજે દિવસે સવારે હું વહેલો જાગ્યો. શ્રી

યુક્તેશ્વરનો સંગીતમય અવાજ મને બોલાવતો હતો. ઉમંગથી કોલી ફ્લાવર સામે એક નજર નાખીને પલંગની નીચે ઠીક અંદરથી તેમને સંકેલી દીધાં.

'ચાલ, આપણે સમુદ્રકિનારે જઈએ.' ગુરુજી આગળ થયા. કેટલાક નાના વિદ્યાર્થીઓ અને હું છૂટાછવાયા પાછળ ચાલતા હતા. અમારા ગુરુએ અમારી સામે જોઈ નમ્ર ટીકા કરી :

'જ્યારે આપણા પશ્ચિમના બંધુઓ ચાલે છે ત્યારે તેઓ એકરાગીપણાનો ગર્વ લે છે. હવે મહેરબાની કરીને બબ્બેની હારમાં ચાલો, અને એકબીજાની સાથે તાલ મેળવીને કદમ ઉપાડો.' શ્રી યુક્તેશ્વરજી અમારું આજ્ઞાપાલન જોઈ રહ્યા. તેમણે ગાવાનું શરૂ કર્યું : 'છોકરાઓ, નાની સુંદર હારમાં આગળપાછળ ચાલો.' તેમના નાના વિદ્યાર્થીઓના ચપળ કદમની સાથે ગુરુજી જે સહજતાથી સ્પર્ધા કરી શકતા હતા તે જોઈને મને સાનંદાશ્ચર્ય થયા સિવાય ન રહ્યું.

'રુક જાઓ !' મારા ગુરુની દૃષ્ટિ મને શોધી રહી હતી. 'આશ્રમના પાછલા દરવાજાને તાળું લગાવ્યું છે ?'

'હું ધારું છું કે લગાવ્યું છે, મહારાજ !'

શ્રી યુક્તેશ્વર થોડીક ક્ષણો શાંત રહ્યા પણ તેમના ચહેરા પર કુંઠિત હાસ્ય હતું : 'ના, તું ભૂલ્યો છે.' છેવટે તેમણે કહ્યું. 'ભૌતિક ઉપેક્ષા માટે દિવ્ય ધ્યાનનું બહાનું ન કાઢવું જોઈએ. આશ્રમના રક્ષણની જવાબદારીમાં તું બેદરકાર રહ્યો છે. તને સજા કરવી જોઈએ.'

'થોડા જ વખતમાં તારાં છ કોલી ફ્લાવર પાંચ જ રહેશે.' એમ જ્યારે એમણે કહ્યું ત્યારે તેઓ રહસ્યમય મજાક કરી રહ્યા છે એમ મેં માનેલું.

ગુરુજીની આજ્ઞાથી અમે પાછા ફર્યા અને તેમ કરતાં આશ્રમની નજીક અમે આવી પહોંચ્યા.

'જરાક થોભ, મુકુન્દ, ડાબી બાજુએ કમ્પાઉન્ડની પેલી બાજુએ જો અને પેલે પારના રસ્તા ઉપર નજર રાખ. હમણાં જ એક ચોક્કસ માણસ ત્યાં આવી પહોંચશે અને એને લીધે તને સજા થશે.'

આ અગમ્ય શબ્દોથી થતું દુઃખ મેં ગુપ્ત રાખ્યું. તરત જ એ રસ્તા ઉપર એક ખેડૂત દેખાયો. હાથોને આજુબાજુ હવામાં ઉછળાતો એ વિલક્ષણ રીતે નાચતો હતો. જિજ્ઞાસાથી ઓતપ્રોત થઈને એના ઉલ્લાસમય દેખાવ તરફ એકીટસે હું જોઈ રહ્યો. રસ્તા ઉપરના જે બિંદુથી અમારી દૃષ્ટિથી એ દેખાતો બંધ થવાનો હતો ત્યાં સુધી એ પહોંચ્યો ત્યારે શ્રી યુક્તેશ્વરે કહ્યું : 'હવે એ પાછો ફરશે.'

એ ખેડૂતે પોતાની દિશા એકદમ બદલી અને આશ્રમના પાછલા ભાગ તરફ એ ગયો. એક રેતાળ પ્રદેશ વટાવીને પાછલે દરવાજેથી એ મકાનમાં ઘૂસ્યો. મે એને તાળું માર્યું નહોતું તે જ પ્રમાણે મારા ગુરુએ આગળથી જ કહ્યું હતું.

તરત જ એ માણસ બહાર આવ્યો, તેના હાથમાં મારાં કીમતી કૉલી ફ્લાવર પૈકીનું એક હતું. હાથમાં આવેલી મિલકત પોતાની છે એવા રુઆબથી એ માનભેર ચાલવા લાગ્યો.

આ ખુલ્લા ફારસમાં એનો ભોગ બનીને આશ્ચર્યમુગ્ધ બાઘા જેવો હું દેખાયો તેના કરતાં ગુસ્સે થઈને એની પૂંઠ પકડવાનું હું ભૂલ્યો તેથી મને વધારે સંતોષ થયો. રસ્તા તરફ હું અરધે ગયો હાઈશ એટલામાં ગુરુજીએ મને બૂમ મારી બોલાવ્યો. અટ્ટહાસ્યથી તેઓ પગથી માથા સુધી ધ્રૂજતા હતા.

'પેલો બાપડો ગરીબ દીવાનો કૉલી ફ્લાવરની ઝંખના કરતો હતો.' હાસ્યની છોળો વચ્ચે એમણે ખુલાસો કર્યો. 'તારી આ અરક્ષિત ચીજો પૈકી એક તે લઈ ગયો. એ ઠીક જ થયું એમ હું માનું છું.'

હું મારા ઓરડા તરફ ધસી ગયો જ્યાં મેં જોયું કે આ ચોર એકલાં શાકભાજીનું જ લક્ષ્ય કરીને આવેલો તેથી ત્યાં કામળા ઉપર ખુલ્લી પડેલી મારી સોનાની ઘડિયાળ, વીંટીઓ, અને પૈસા અનામત છોડી ગયો હતો, એને બદલે એણે બરાબર સંતાડેલા કોલી ફ્લાવર પૈકીનું એક પેટથી સરકીને ઉપાડયું.

મેં તે જ સાંજે આ બનાવનો ખુલાસો કરવાની શ્રી યુક્તેશ્વરજીને વિનંતિ કરી કેમકે મારા મત પ્રમાણે એમાં કેટલાક કોયડાઓ હતા.

મારા ગુરુએ આસ્તેથી માથું ધુણાવતાં કહ્યું : 'તું કોક દિવસ એ સમજશે. વિજ્ઞાન આવા સંખ્યાબંધ ગુપ્ત નિયમોને શોધી કાઢશે.'

કેટલાંક વરસો પછી રેડિયોના ચમત્કારોએ દુનિયાને હેરત પમાડી ત્યારે મને ગુરુજીની આગાહી યાદ આવી. દેશ અને કાળના જમાનાજૂના ખ્યાલો નાશ પામ્યા. કોઈ પણ ઘર એવું ન રહ્યું જ્યાં કલકત્તા અને લંડન પ્રવેશ ન પામી શકે. મનુષ્યના સર્વવ્યાપકપણા અંગેની એક તત્ત્વની નિર્વિવાદ સાબિતી આગળ બુદ્ધામાં બુદ્ધી બુદ્ધિ પણ કાંઈક વિશાળ બની ગઈ.

કોલી ફ્લાવરના હાસ્યપ્રધાન નાટકની 'મુખ્ય વસ્તુ'ને આ રેડિયોની ઉપમાથી[૮૨] સારી રીતે સમજાવી શકાશે. શ્રી યુક્તેશ્વર એ સંપૂર્ણ માનવીરેડિયો હતા. વિચારો એ બીજું કાંઈ જ નહિ પણ ઈથરમાં ફરતાં ઘણાં જ હળવાં મોજાંઓ છે, જેવી રીતે યોગ્ય રીતે ગોઠવાયેલો રેડિયો દરેક દિશાના હજારો કાર્યક્રમો પૈકી પોતાનો ઇચ્છિત નંબર પકડી લે છે તે જ પ્રમાણે મારા ગુરુ પણ જગતની માનવઇચ્છાશક્તિઓમાંથી નીકળતા અસંખ્ય વિચારોમાંથી ચોક્કસ એક વિચાર (કોલી ફ્લાવર પાછળ ઘેલા બનેલા પેલા ચસકેલ માણસના વિચાર જેવો) પકડી શકે છે. અમારી કિનારા તરફની કૂચ દરમિયાન ગુરુજીને પેલા ખેડૂતની સાદી ઇચ્છાની જેવી ખબર પડી કે તરત જ તેને સંતોષવા તેઓ તત્પર થયા. પેલા માણસને, શિષ્યો જુએ તે પહેલાં જ શ્રી યુક્તેશ્વરની દિવ્ય દૃષ્ટિએ, રસ્તા પર નાચતોકૂદતો જતો

જોઈ લીધો હતો. આશ્રમના દરવાજાને તાળું મારવાની મારી વિસ્મૃતિથી ગુરુજીને મને મારા પ્રિય શાકથી વંચિત રાખવાનું સગવડભર્યું બહાનું મળી ગયું.

આવી રીતે સંદેશસંગ્રાહક તરીકે કામ કરીને શ્રી યુક્તેશ્વરે પોતાની સમર્થ ઇચ્છાશક્તિની મદદથી સંદેશપ્રેરકનું[૮૩] કામ પણ કર્યું. તેમના તે સ્થાન પરથી તેમણે પેલા ખેડૂતને વળતાં પગલાં ભરવાનું અને ઓરડામાં જઈ એક જ કૉલી ફ્લાવર લઈ આવવાનું સફળ રીતે સૂચન આપ્યું.

પ્રેરણા તે જ આત્માનું માર્ગદર્શન છે. અને માણસનું મન જે ક્ષણોમાં શાંત હોય છે તે વખતે જ કુદરતી રીતે તેને તે જણાય છે. લગભગ દરેક માણસને અગમ્ય રીતે સાચા પડતા ધક્કાનો ( Hunnch ) અથવા પોતાના વિચારો બીજાને સફળ રીતે સંક્રાંત કર્યાનો અનુભવ થયો જ હશે.

મનુષ્યનું મન જ્યારે ચ ચળતામાંથી મુક્ત હોય છે ત્યારે આંતર-સૂઝની પ્રક્રિયા વડે અટપટા રેડિયોયંત્રનાં તમામ કામો કરી શકે છે — વિચારો ગ્રહણ કરવા અને મોકલવા અને અનિચ્છનીય હોય તેને બંધ કરી દેવા. રેડિયો સ્ટેશનની શક્તિનું નિયંત્રણ તેમાં વપરાતા વીજળીના પ્રવાહ દ્વારા થાય છે, તેમ માનવરેડિયોની અસરકારકતા ( નિયંત્રણ ) દરેક વ્યક્તિમાં રહેલી ઇચ્છાશક્તિના પ્રમાણમાં રહેલી છે ( દા. ત. ઓછીવધતી કરી શકાય છે. )

બધા જ વિચારો વિશ્વમાં સતત આંદોલન ફેલાવતા જ રહે છે. ઊંડી એકાગ્રતાને લીધે ગુરુજી જીવંત અથવા મરેલા કોઈ પણ માણસના મનના વિચારો જાણી શકે છે. વિચારોનું મૂળ વ્યક્તિગત નથી પણ વિશ્વગત છે. સત્ય ઉપજાવી શકાતું નથી, પણ માત્ર તેનો અનુભવ કરી શકાય છે. માણસનો કોઈ ભૂલભરેલો વિચાર એ તેની દૃષ્ટિની નાની અથવા મોટી અપૂર્ણતાનું જ પરિણામ છે. યોગવિદ્યાનું લક્ષ્ય એ છે કે મનને શાંત કરવું કે જેથી માણસ આંતરઅવાજના અચૂક માર્ગદર્શનને કોઈ પણ જાતની વિકૃતિ વગર સાંભળી શકે.

રેડિયો (દૂર-શ્રવણ) અને ટેલિવિઝન (દૂર-દર્શન)નાં સાધનો દૂરદૂરના લોકોના અવાજ અને દર્શનને લાખો લોકોના ઘરના ખૂણાઓ સુધી તત્કાલ પહોંચાડી દે છે; મનુષ્ય સર્વવ્યાપી સત્ત્વ છે. તેની આ એક શરૂઆતની ઝાંખી વૈજ્ઞાનિક સાબિતી છે. અવકાશના એક બિંદુમાં બદ્ધ થયેલું શરીર જ માત્ર નથી પણ વિશાળ આત્મા છે જેને અહંતાની વૃત્તિ અનેક રીતે કચડી નાખવાનાં ફાંફાં મારે છે.

શરીરવિજ્ઞાનના નોબેલ ઇનામવિજેતા ચાર્લ્સ રોબર્ટ રીચેટ કહે છે :[૮૪]

'ઘણું વિચિત્ર, ઘણું આશ્ચર્યકારક દેખીતી રીતે ઘણું જ અસંભવ દૃશ્ય હજી બહાર આવશે જે એક વખતે સાબિત થયા પછી પણ, ગયા સૈકામાં વિજ્ઞાને આપણને જે શીખવ્યું છે અને તેનાથી આપણે જેટલા પ્રભાવિત થયા છીએ તે કરતાં તે આપણને વધારે પ્રભાવિત કરી શકશે નહિ. એમ માની લેવામાં આવે છે કે જે દૃશ્યોને આપણે આશ્ચર્ય પામ્યા વગર આજે સ્વીકારી લઈએ છીએ તેઓ આપણને અચંબો પમાડતાં નથી કેમકે તેમનું હાર્દ આપણે જાણી ગયાં છીએ. પણ હકીકત આમ નથી. એમનું હાર્દ આપણે પામી ગયા છીએ તેથી આપણને આશ્ચર્ય નથી થતું એમ નથી. પણ તેનાથી આપણે ટેવાઈ ગયાં છીએ તેથી આશ્ચર્ય થતું નથી; કેમકે જો હાર્દ ન પામી શકવાથી આશ્ચર્ય થતું હોય તે પ્રત્યેક બાબતથી આપણને આશ્ચર્ય થવું જોઈએ – જેમ કે હવામાં નાખેલો પથ્થર; એક નાના સરખા બીજમાંથી વધી ગયેલું મોટું ઓકનું ઝાડ, ગરમીથી ફૂલતો પારો, ચુંબકથી આકર્ષાતું લોખંડ અને ઘસવાથી સળગી ઊઠતો ફોસ્ફરસ.

'આજનું વિજ્ઞાન એ એક મામૂલી બાબત છે... પેલાં તાજુબી-ભરેલાં સત્યો જે આપણા વારસદારો શોધી કાઢશે તે જાણે કે આપણી સમક્ષ આજે પણ આંખો ફાડીને ઊભાં હોય તેમ આજે પણ આપણી આજુબાજુ વીંટળાઈ વળેલાં છે અને છતાં આપણે તેમને

જોતાં નથી. પણ આપણે તેમને જોતા નથી, એમ કહેવું પૂરતું નથી, આપણે તેમને જોવાની ઇચ્છા કરતાં નથી; કારણકે જ્યારે કોઈ અનપેક્ષિત અને અજાણી હકીકત બહાર આવે છે ત્યારે આપણે તેને સંગ્રહિત જ્ઞાનના સર્વસાધારણ ચોકઠામાં ગોઠવી દેવાનો પ્રયત્ન કરીએ છીએ. અને કોઈ વિશેષ પ્રયોગ કરવાનું સાહસ કરે તો આપણે ગુસ્સે થઈએ છીએ.'

કૉલી ફ્લાવરની ચોરી પછી થોડેક દિવસે એક રમૂજી બનાવ બન્યો. ઘાસતેલનો અમુક દીવો જડતો નહોતો. મારા ગુરુની સર્વજ્ઞ-દૃષ્ટિનો તાજો જ અનુભવ લીધેલો હોવાથી મેં વિચાર્યું કે આ દીવાને શોધી કાઢવો એ બચ્ચાના ખેલ જેવું છે એમ તેઓ કહેશે.

ગુરુજીએ મારી અપેક્ષા જાણી લીધી. વધારેપડતી ગંભીરતાથી એમણે બધા આશ્રમવાસીઓને પૂછી જોયું. એક નાના શિષ્યે કબૂલી દીધું કે પાછલા કમ્પાઉન્ડના કૂવા ઉપર જવા માટે તેણે દીવાનો ઉપયોગ કર્યો હતો.

શ્રી યુક્તેશ્વરે ગંભીર આજ્ઞા આપી : 'કૂવાની પાસે દીવાની તપાસ કર.' હું ત્યાં દોડ્યો, દીવો ત્યાં નહોતો. ભોંઠો પડી ગુરુ પાસે હું પાછો આવ્યો. મારી નાસીપાસીનો કશો પણ ખ્યાલ રાખ્યા વગર તેઓ ખુલ્લા દિલથી હસતા હતા.

'ઘણું જ ખરાબ, હું તને ખોવાયેલા દીવા તરફ દોરી લઈ જઈ શકું નહિ. હું કાંઈ જ્યોતિષી નથી ! હું નિષ્ણાત શેરલોક હોમ્સ પણ નથી.' આંખમીંચામણાં કરીને એમણે કહ્યું.

હવે મને ખાતરી થઈ કે પડકારવામાં આવે ત્યારે અથવા નજીવી બાબત માટે તેઓ પોતાની સિદ્ધિઓનો કદી ઉપયોગ કરતા નથી.

આનંદમાં અઠવાડિયાં વીતી ગયાં. શ્રી યુક્તેશ્વર એક ધાર્મિક સરઘસ કાઢવાની યોજના વિચારી રહ્યા હતા. શહેરમાં અને પુરીના સમુદ્રકિનારે શિષ્યોને દોરી જવાનું કામ તેમણે મને સોંપ્યું. ઉત્સવને દિવસે — કર્કસંક્રાંતિને દિવસે — ઘણી જ ગરમી હતી.

'ગુરુજી, બળતી રેતી ઉપર ઉઘાડે પગે શિષ્યોને હું કેવી રીતે લઈ જાઉં ?' નિરાશાથી હું બોલ્યો.

ગુરુજીએ જવાબ આપ્યો : 'એનું રહસ્ય હું તને કહીશ. ભગવાન વાદળોની છત્રી મોકલશે. તમે બધા મજાથી ચાલી શકશો.'

સરઘસની વ્યવસ્થા મેં ખુશીથી કરી. 'સત્સંગ'ના[૮૫] ઝંડા નીચે અમારી મંડળી આશ્રમમાંથી નીકળી. શ્રી યુક્તેશ્વરને હાથે ચીતરાયેલા એ ઝંડામાં આંતરપ્રેરિત દૂર – દર્શનના પ્રતીક તરીકે એકાંકી આંખનું[૮૬] ચિહ્ન એના પર અંકિત થયેલું હતું.

અમે આશ્રમ છોડચો કે તરત જ અમારા માથા પરનો આકાશનો ભાગ કોઈ જાદુની માફક વાદળોથી છવાઈ ગયો. સર્વ પ્રેક્ષકોના આશ્ચર્યના ઉદ્‌ગારો સાથે જ વરસાદનું એક હળવું ઝાપટું પડયું જેનાથી શહેરના રસ્તાઓ અને માર્ગો અને ધગધગતા દરિયા-કિનારા ઉપર ઠંડક પથરાઈ ગઈ. સરઘસના બે કલાક દરમ્યાન શાંતિદાયક ઝરમર ચાલુ રહી. જે ક્ષણે અમારી મંડળી આશ્રમમાં પાછી આવી તે જ વખતે વરસાદ અને વાદળો નામશેષ થઈ ગયાં.

મેં આભાર માન્યો ત્યારે ગુરુજીએ જવાબ આપ્યો : 'તેં જોયું કે ઈશ્વર આપણે માટે કેટલી કાળજી કરે છે. ઈશ્વર બધાને જવાબ આપે છે અને બધાને માટે કામ કરે છે. જેવી રીતે મારી વિનતિથી એણે વરસાદ મોકલ્યો તેમ એ કોઈ પણ ભક્તની હૃદયપૂર્વકની ઇચ્છાને સંતોષે છે. ઈશ્વર કેટલી બધી વખતે તેની પ્રાર્થનાઓનો સ્વીકાર કરે છે તેનો માણસ ભાગ્યે જ ખ્યાલ કરે છે. એ થોડાઓના તરફ પક્ષપાત કરે છે એવું નથી. પણ જેઓ શ્રદ્ધાપૂર્વક એની પાસે જાય છે તે દરેકનું એ સાંભળે છે. એનાં સંતાનોને તેમના સર્વ-વ્યાપક પિતાની સ્નેહાળ કરુણા ઉપર અતૂટ અને સંપૂર્ણ વિશ્વાસ હોવો જોઈએ.'[૮૭]

શ્રી યુક્તેશ્વર દર વરસે બે વૃત્તો ઉપર (તુલા વિષુવ અને મેષ વિષુવ) અને બે સંક્રાંતિઓ ઉપર એમ ચાર ઉત્સવો ઊજવતા, જે વખતે દૂરદૂરથી એમના વિદ્યાર્થીઓ આવી એકત્ર થતા. શિયાળાની મકરસંક્રાંતિનો ઉત્સવ શીરામપોરમાં ઉજવાયો હતો, જેમાં મેં પહેલી જ વાર ભાગ લીધો હતો અને જેમાંથી મને એક કાયમનો આશીર્વાદ મળ્યો.

મિજબાનીની ધામધૂમ સવારથી જ માર્ગો ઉપરના ઉઘાડપગા સરઘસથી શરૂ થઈ. સેંકડો વિદ્યાર્થીઓનો અવાજ મીઠાંમધુરાં ધાર્મિક ભજનોથી ગાજી ઊઠ્યો. થોડાક સંગીતકારોએ વાંસળી અને ઢોલક-કરતાલ વગાડવા માંડ્યાં. ઉત્સાહી નગરજનોએ ઈશ્વરના નામસંકીર્તનના ધ્વનિથી પોતાનાં રોજનાં કામો છોડી રસ્તામાં ફૂલોનો વરસાદ વરસાવ્યો. આશ્રમના કમ્પાઉન્ડમાં પાછા આવતાં આ લાંબી યાત્રાનો અંત આવ્યો. ત્યાં અમારા ગુરુને અમે ઘેરી વળ્યા, અને તે વખતે ઉપરના માળ ઉપરના વિદ્યાર્થીઓએ એમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી.

ઘણા મહેમાનો ચણાની પૂરી અને નારંગીનો પ્રસાદ લેવા ઉપર ગયા. જે મારા ગુરુભાઈઓ આજે રસોઈયાઓ તરીકે કામ કરતા હતા તેમના તરફ હું ગયો. આવડા મોટા સમૂહો માટેનું ભોજન ખુલ્લામાં જ મોટા ગંજોમાં બનાવી શકાય. લાકડાં બાળવાના ઇંટના કામચલાઉ ચૂલાઓમાંથી ધુમાડો નીકળતો અને આંખમાં પાણી આવતાં છતાં અમે હસતા હસતા અમારું કામ કરતા હતા. હિંદમાં ધાર્મિક ઉત્સવો કદી પણ અળખામણા થયા નથી. દરેક ભક્ત પોતાના હિસ્સાનું કામ કરતો જ હોય છે. પછી તે ફાળો આપવાનું હોય, કે પછી ચોખા, શાકભાજી કે વ્યક્તિગત સેવા આપવાની હોય.

ગુરુજી તરત જ અમારી સાથે ઉત્સવની ઘણી વિગતો ઉપર ધ્યાન આપવામાં સામેલ થઈ ગયા. ક્ષણેક્ષણે રોકાયેલા હોઈ અમારામાં સૌથી વિશેષ ઉત્સાહી યુવાન સાથે કદમ મિલાવતા હતા.

ભારતીય સંગીત ૨૨ શ્રુતિઓની વહેંચણી સાત સ્વરો વચ્ચે કરે છે. આ સૂક્ષ્મ સ્વરાંતરિક નાદો કે જે સંગીતમય ભાવો ખૂબી-પૂર્વક સ્પષ્ટ કરી શકે છે તેવું કાર્ય પાશ્ચાત્ય સંગીતમાં અપ્રાપ્ય છે. હિંદુ પુરાણોમાં આ મુખ્ય સાત સ્વરોની સાથે સંબંધ દર્શાવતા રંગો, અને પશુપક્ષીઓના ધ્વનિનો ઉલ્લેખ છે. દા. ત. સાનો લીલા રંગ અને મોર પક્ષી સાથે, રેનો લાલ રંગ અને ચંડોલ પક્ષી સાથે, ગનો સોનેરી રંગ અને બક પક્ષી સાથે, મનો ખુલ્લો પીળો રંગ અને ઘોડા સાથે અને નીનો બધાં રંગોનું મિશ્રણ અને હાથી સાથે સંબંધ ગણાવ્યો છે.

ભારતીય સંગીતમાં કુલ ૭૨ થાટ (સ્કેલ) માનવામાં આવે છે. એમાં રાગમાં રહીને અસંખ્ય સ્વરસમૂહો રચવાની તક ગાયકને હોય છે. રાગના મુખ્ય ભાવને ધ્યાનમાં રાખીને રાગવિસ્તાર કરતો જઈ તેમાં તે પોતાનું વ્યક્તિગત વૈવિધ્ય ઉમેરી શકે છે. હિન્દુ સંગીતકાર નિશ્ચિત સ્વરોનું વાચન કરતો નથી. દરેક પ્રયત્ને તે રાગના સીધા સ્વરોને નવેસરથી શણગારે છે. કેટલીક વાર એકનો એક મધુર સ્વર વારંવાર ઉચ્ચારે છે ત્યારે તેમાં શ્રુતિ અને લયનો સમાવેશ કરે છે. પશ્ચિમના વાદ્યકારોમાં બાકને વિવિધ માર્ગોદ્વારા અવાજનું પુનરાવર્તન કરવાથી ઉત્પન્ન થતા આનંદ અને તેની અસર વિષે સુંદર સમજ હતી.

સંસ્કૃત સાહિત્યમાં ગાવાનો સમય ગણવાના પ્રમાણ માટે ૧૨૦ તાલાનો ઉલ્લેખ છે. હિંદુ સંગીતની પદ્ધતિના સંસ્થાપક ભરત મુનિએ ચંડોલ પક્ષીના ગાનમાં ૩૨ તાલાનો ભેદ કરી બતાવ્યો છે. માનવીનાં અનેક સંચલનમાં તાલના લયનું મૂળ છુપાયેલું છે. ચાલથી બમણી અને ઊંઘમાં શ્વાસ લેવાથી ત્રણ ગણી કે જેમાં શ્વાસ લેવાની લંબાઈ ઉચ્છ્વાસની લંબાઈથી બમણી હોય છે.

ભારતમાં માનવઅવાજને ધ્વનિનાં સૌથી સંપૂર્ણ વાદ્ય તરીકે માન્ય રાખ્યો છે આથી ભારતીય સંગીતનો સમાવેશ મધ્ય (મંદ)

અને તાર એમ ત્રણ સપ્તકમાં કરવામાં આવ્યો છે. આ કારણે જ સ્વરોના આનુક્રમિક સંબંધ કરતાં માધુર્ય ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે.

ભારતીય સંગીત એ આત્મલક્ષી, આધ્યાત્મિક અને વ્યક્તિગત કળા છે જેનું ધ્યેય સામુદાયિક એકરાગિતા નથી પરન્તુ પરમાત્મા સાથે વ્યક્તિગત ઐક્ય સાધવાનું છે. ભારતનાં બધાં જ જાણીતાં ભજનો પરમાત્માના ભક્તોએ રચ્યાં છે. સંગીતકારને માટે સંસ્કૃતમાં 'ભગાવતાર' એવો શબ્દ છે જેનો અર્થ 'જે પ્રભુના ગુણગાન કરે છે તે' એવો થાય છે.

સંકીર્તન અથવા સામુદાયિક સંગીત-સભા એ યોગનું અથવા આધ્યાત્મિક સાધનાનું અસરકારક રૂપ છે. જેમાં બીજ વિચાર અને ધ્વનિ સાથે સંપૂર્ણ એકાગ્રતા અને ઊંડી તલ્લીનતાની જરૂર રહે છે. કારણકે ખુદ માનવ સર્જક શબ્દની અભિવ્યક્તિ હોવાથી તેના પર અવાજની ધારેલી અસર સબળ રીતે તરત જ થાય છે. પૂર્વ અને પશ્ચિમનું મહાન ધાર્મિક સંગીત મનુષ્યોને આનંદ આપે છે; કેમકે તે માનવના મેરુદંડનાં ગૂઢ કેન્દ્રો[૮૯] પૈકી એકાદને ક્ષણભર માટે જાગૃત કરે છે. આવી સુખદ પળોમાં માનવને એની દૈવી પ્રકૃતિના મૂળનું ઝાંખું ભાન થાય છે.

ઉત્સવને દિવસે શ્રી યુક્તેશ્વરના બીજા મજલાના દીવાન-ખંડમાંથી નીકળતું સંગીત ચૂલા પર ચઢેલાં ઊકળતાં વાસણોની વચ્ચે બેઠેલા રસોઈયાઓને ઉત્તેજિત કરતું હતું. મારા ગુરુબંધુઓ અને હું આનંદથી હાથની તાલી વડે ધ્રુવપદ ગાતા હતા.

સૂર્યાસ્ત સુધીમાં અમે સેંકડો મહેમાનોને ખીચડી, શાકની કઢી, અને ચોખાની પૂરી જમાડી દીધાં. આંગણામાં અમે સુતરાઉ જાજમો પાથરી દીધાં, તરત જ આખું મંડળ ખુલ્લા આકાશમાં પલાંઠી વાળીને બેસી ગયું અને શ્રી યુક્તેશ્વરના મુખમાંથી નીકળતા જ્ઞાનગંગાના પ્રવાહને એક ધ્યાનથી સાંભળવા લાગ્યું. એમનાં

જાહેર પ્રવચનોમાં ક્રિયાયોગ તથા સ્વમાન, શાંતિ, નિશ્ચય, સાદું ભોજન અને નિયમિત વ્યાયામવાળા જીવનનું મહત્ત્વ એના ઉપર ખૂબ ભાર મૂકવામાં આવતો.

ઘણા નાના છોકરાઓના એક સમૂહે થોડાંક પવિત્ર ભજનો ગાયાં અને સંકીર્તનની સાથે સભા પૂરી થઈ, પછી દશ વાગ્યાથી મધ્યરાત્રિ સુધી આશ્રમવાસીઓએ વાસણો માંજ્યાં અને આંગણું સ્વચ્છ કર્યું. મારા ગુરુએ મને તેમની પાસે બોલાવ્યો.

'આજની તારી પ્રસન્નતાપૂર્વકની મહેનત અને તૈયારીઓવાળાં આગલાં અઠવાડિયાંઓના તારા શ્રમથી હું ઘણો જ ખુશ થયો છું. તું મારી સાથે હોય એમ ઇચ્છું છું. આજે રાત્રે તું મારા બિછાનામાં સૂજે.'

આ અધિકાર મને મળશે એમ મેં કદી ધારેલું નહિ. થોડો વખત અમે અત્યંત તીવ્ર દિવ્ય શાંતિની સ્થિતિમાં બેસી રહ્યા. અમે પથારીમાં પડ્યાને દસ મિનિટ થઈ નહિ હોય એટલામાં મારા ગુરુ ઊઠ્યા અને કપડાં પહેરવા માંડ્યા.

'શું થયું, ગુરુજી?' મારા ગુરુને પડખે સૂવાના અનપેક્ષિત આનંદમાં અવાસ્તવિકતાની ગંધ મને આવી.

'હું ધારું છું કે કેટલાક વિદ્યાર્થીઓ જેઓ ટ્રેન ન મેળવી શકવાથી થોડા વખતમાં પાછા ફરશે તેમને માટે કાંઈક ખાવાનું તૈયાર રાખીએ.'

'ગુરુજી, રાત્રિના એક વાગ્યે કોઈ આવવાનું નથી!'

'તું પથારીમાં સૂતો રહે; તેં ઘણું સખત કામ કર્યું છે પણ હું તો રસોઈ બનાવવાનો.' ગુરુજીના દૃઢ અવાજથી હું ઊભો થઈ ગયો. અને તેમની પાછળ નાના રોજના રસોડામાં ગયો. રસોડું બીજા માળના ઝરૂખાની બાજુમાં આવેલું હતું. દાળ અને ભાત ઊકળતાં હતાં.

મારા ગુરુએ વહાલથી સ્મિત કર્યું. 'આજે રાત્રે તેં થાક અને કઠણ મહેનત ઉપર વિજય મેળવ્યો છે. ભવિષ્યમાં એ બન્ને તને કદી સતાવી શકશે નહિ.'

જેવા એમણે આજીવન આશીર્વાદના શબ્દો ઉચ્ચાર્યા કે તરત જ આંગણામાં પગલાંઓનો અવાજ સંભળાયો. હું નીચે દોડી ગયો અને વિદ્યાર્થીઓના આખા સમૂહને અંદર લીધો.

'વહાલા ભાઈ! રાત્રિને આ ટાણે ગુરુજીને ખલેલ કરવા બદલ અમે કેટલા નાખુશ છીએ!' એક માણસે માફી માગતી વાણીમાં મને કહ્યું. 'ટ્રેનોના ટાઈમટેબલ જોવામાં અમે ભૂલ કરી પણ અમને લાગ્યું કે ગુરુજીનાં દર્શન કર્યા સિવાય ઘેરે જવું એ ઠીક નથી.'

'તેઓ તમારી અપેક્ષા જ કરી રહ્યા છે અને અત્યારે પણ તમારે માટે ભોજન તૈયાર કરે છે.'

શ્રી યુક્તેશ્વરની સ્વાગતવાણી રણકી ઊઠી. વિસ્મિત થયેલા આ આગન્તુકોને હું રસોડા તરફ લઈ ગયો. ગુરુજી મારી તરફ ફર્યા અને આંખ મીંચકારી અને બોલ્યા :

'તારી સ્મરણનોંધને આ ઘટના સાથે સરખાવતાં તને જણાશે કે આ અતિથિઓ વાસ્તવમાં તેમની ગાડી ચૂકી ગયા છે.'

મને એક ઈશ્વરતુલ્ય ગુરુ સાથે સૂવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે એવી પૂર્ણ ખાતરી સાથે અડધા કલાક પછી તેમની પાછળ હું તેમના શયનખંડમાં ગયો.

## ૧૭

# ગ્રહોનો પરાભવ

'મુકુન્દ, ગ્રહો માટેનું તાવીજ તું કેમ લેતો નથી?'

'એ મારે લેવું જોઈએ, ગુરુજી? હું જ્યોતિષને માનતો નથી.'

'એ માન્યતાનો સવાલ નથી. કોઈ પણ વિષય ઉપરનું વૈજ્ઞાનિક વલણ એ હોવું જોઈએ કે એ સત્ય છે કે કેમ. ગુરુત્વાકર્ષણનો નિયમ ન્યૂટન પહેલાં પણ એટલો જ કાર્યસાધક હતો, જેટલો તેના પછી રહ્યો. માનવીની માન્યતા ઉપર જ જો વિશ્વનિયમો બને તો જગતમાં બધે અંધાધૂંધી જ ફેલાઈ જાય.

'દાંભિકોએ પ્રાચીન જ્યોતિષવિદ્યાને આજે બદનામ કરી છે. ગણિત[૯૦] અને તત્ત્વજ્ઞાન બન્ને રીતે જ્યોતિષશાસ્ત્ર એટલું વિશાળ છે કે અત્યંત ઊંચી સમજશક્તિવાળા મનુષ્યો સિવાય બીજાથી એનું સાચું હાર્દ પકડી શકાતું નથી. ડોળઘાલુઓ આકાશનાં નક્ષત્રોને ઊંધાં સમજે અને અર્થનો અનર્થ કરે તો એ તો આ અપૂર્ણ જગતમાં થતું જ આવ્યું છે, તેથી આપણે જ્ઞાનીઓની વિદ્યાનો ઇનકાર કરવો જોઈએ નહીં.

'જગતના તમામ ભાગો એકબીજાની સાથે સંકળાયેલા છે અને તેમનો પ્રભાવ એકબીજા ઉપર પડે છે. આદાન, પ્રદાનની ક્રિયામાં જ જગતની સમતોલ સંવાદિતાનાં મૂળ દટાયેલાં છે. મનુષ્યને એના માનવરૂપમાં બે શક્તિઓનો સામનો કરવાનો હોય છે: પહેલું પૃથ્વી, પાણી, અગ્નિ, હવા અને ઈથરના મહાભૂતોના સંમિશ્રણથી એના શરીરમાં ઊભાં થતાં ઘર્ષણો અને બીજું કુદરતની વિચ્છેદક મહાશક્તિઓ. જ્યાં સુધી મનુષ્યને એના મર્ત્યપણા સામે ટક્કર લેવાની

રહે છે ત્યાં સુધી આકાશ અને પૃથ્વીના અસંખ્ય વિકારોનો એના પર પ્રભાવ પડે છે.

'જ્યોતિષવિદ્યા એ ગ્રહોની ઉત્તેજક પ્રેરણાઓની સામેનો માણસના પ્રતીકારનો અભ્યાસ છે. તારાગણોમાં સભાનપૂર્વકની પરમાર્થબુદ્ધિ અથવા શત્રુત્વ નથી. તેઓ તો માત્ર વિધાયક કે નિષેધાત્મક કિરણો ફેંકવાનું જ કામ કરે છે. તેઓ પોતે થઈને મનુષ્યજાતિને મદદ આપવાનું કે હાનિ પહોંચાડવાનું કામ કરતા નથી. પણ દરેક માણસે ભૂતકાળમાં કાર્યકારણની સમતાને જે ગતિ આપી હોય તેના બાહ્ય અમલીકરણ માટેનો નિયમપૂર્વકનો પ્રવાહ જ બતાવે છે.

'એક બાળકનો એ જ દિવસે અને એ જ કલાકે જન્મ થાય છે કે જે તે વખતનાં અવકાશી કિરણો શુદ્ધ ગણિતપૂર્વક એનાં વ્યક્તિગત કર્મોની સાથે સુસંગત હોય, એની જન્મપત્રિકા એ એની આબેહૂબ પ્રતિકૃતિ છે. જેનો અવિકારી ભૂતકાળ અને ભાવિનાં સંભવિત પરિણામો બતાવે છે. પણ આંતરજ્ઞાનવાળા ડાહ્યા માણસો જ આ જન્મપત્રિકાને સાચી રીતે સમજે છે અને એવા બહુ થોડા જ હોય છે.

'જન્મની ક્ષણે અવકાશમાં જે સંદેશો પ્રકાશિત થયો તે નસીબ – પાછલાં ભલાંબૂરાં કર્મોનું પરિણામ –ને મજબૂત કરવા માટે નહિ પણ વિશ્વની ગુલામીમાંથી છૂટી જવા માટે માણસની ઇચ્છાશક્તિને જાગ્રત કરવા માટે હોય છે, જે તેણે કર્યું છે તેને તે અન્યથા પણ કરી શકે છે. તેના જીવનમાં અત્યારે જે જે સ્થિતિઓ પ્રવર્તતી હોય તેનાં કારણોનો તેના સિવાય બીજો કોઈ પ્રવર્તક નથી. એ કોઈ પણ મર્યાદાને ઉલ્લંઘી શકે છે કેમ કે પ્રથમ તો એ સ્થિતિ એણે પોતાનાં જ કર્મોથી સરજી હોય છે અને બીજું એ કે ગ્રહોનો પ્રભાવ જેની ઉપર ન પડે એવી આધ્યાત્મિક શક્તિઓ એની પાસે છે.

'જ્યોતિષવિદ્યાનો વહેમભરેલો ભય એક માણસને યાંત્રિક માર્ગદર્શન-ઉપર ગુલામી વૃત્તિથી આધાર રાખનારા સ્વસંચાલિત

પૂતળા જેવો બનાવી મૂકે છે. ડાહ્યો માણસ તેના ગ્રહો ઉપર વિજય મેળવે છે – એટલે કે તેના ભૂતકાળ ઉપર – કેમ કે એ પોતાની નિષ્ઠા સૃષ્ટિના કરતાં તેના સરજનહાર તરફ વાળે છે. જેમજેમ એ પોતાના સત્ત્વ ( Spirit ) સાથેના અદ્વૈતની વિશેષ અનુભૂતિ કરતો જશે તેમતેમ એના ઉપરની પ્રકૃતિની પકડ ઢીલી થતી જશે. આત્મા સર્વદા મુક્ત છે. એ અમર છે કેમ કે એ અજન્મા છે. એની ઉપર ગ્રહોનો પ્રભાવ હોઈ શકે નહિ.

'માણસ એ આત્મા અને તેને શરીર મળેલું છે, જ્યારે એ પોતાનો સ્વરૂપભાવ યોગ્ય સ્થાને મૂકે છે ત્યારે એ તમામ ફરજિયાત રૂપોનું અતિક્રમણ કરી જાય છે. જ્યાં સુધી એ પોતાના સ્વરૂપ-વિસ્મૃતિની સામાન્ય સ્થિતિમાં ગૂંચાયેલો રહે છે ત્યાં સુધી સ્થૂળ કાયદાનાં સૂક્ષ્મ બંધનોનું જ્ઞાન એને રહેવાનું.

'ઈશ્વર એ એકરાગિતા છે; જે ભક્ત એની સાથે ઐક્ય અનુભવે છે તે કદી કોઈ ખોટું કામ નહિ કરે. તેની તમામ પ્રવૃત્તિઓ સાચી રીતે અને કુદરતી રીતે જ્યોતિષવિદ્યાના નિયમ પ્રમાણે જ અનુકૂળ વખતે થતી રહેશે. ઊંડી પ્રાર્થના અને ધ્યાન દ્વારા એ માણસ દિવ્ય ચેતનાના સંપર્કમાં આવી જાય. આ આંતરિક રક્ષણના કરતાં બીજી કોઈ મહત્તર શક્તિ જ નથી.'

'તો વહાલા ગુરુજી, તમે મને આ જ્યોતિષી તાવીજ પહેરવાનું શા માટે કહો છો ?' ઘણી વારના મૌન પછી મેં આ પ્રશ્ન પૂછવાનું સાહસ કર્યું. એ દરમ્યાન શ્રી યુક્તેશ્વરજીના ઉમદા પ્રવચનને પચાવવાનો હું પ્રયત્ન કરતો હતો જેમાં મારે માટે ઘણા વિચારો નવા હતા.

''જ્યારે કોઈ મુસાફર પોતાની યાત્રા પૂરી કરે ત્યારે જ તે પોતાના માર્ગદર્શક નકશાને દૂર મૂકી શકે છે. યાત્રા દરમ્યાન એ કોઈ પણ સગવડભર્યા ટૂંકા રસ્તાનો લાભ લઈ શકે છે. પ્રાચીન ઋષિઓએ માનવીની માયાવી મુસાફરીની મુદત ટૂંકાવી નાખવાના ઘણા રસ્તાઓ શોધી કાઢ્યા છે. કર્મના કાયદામાં એવાં કેટલાંક યાંત્રિક લક્ષણો છે જેને જ્ઞાનથી યુક્તિપૂર્વક અનુકૂળ કરી શકાય છે.

'સઘળાં માનવીદુઃખો વિશ્વનિયમના ઉલ્લંઘનમાંથી જ પેદા થાય છે. શાસ્ત્રો કહે છે કે દિવ્ય સર્વશક્તિમત્તાનો અનાદર કર્યા સિવાય માણસે પ્રકૃતિના કાયદાઓને સંતોષવા જોઈએ. તેણે કહેવું જોઈએ: 'પ્રભુ, હું તારી ઉપર વિશ્વાસ રાખું છું અને જાણું છું કે તું મને મદદ કરી શકશે પણ હું પણ મેં જે કાંઈ ખોટું કર્યું છે તેને અન્યથા કરવાનો પ્રયત્ન કરીશ.' અનેક ઉપાયોથી—પ્રાર્થનાથી, ઇચ્છાશક્તિથી, ધ્યાનયોગથી, સંતોના ઉપદેશથી, ગ્રહ-તાવીજોના ઉપયોગથી—પાછલાં કર્મોની ભૂંડી અસર ઓછી થઈ શકે છે અથવા સદંતર નાબૂદ કરી શકાય છે.

'જેવી રીતે વિદ્યુતના આંચકાને સમાવી લેવા માટે ઘરને તાંબાનો તાર જડવામાં આવે છે તેવી રીતે ચોક્કસ ઉપાયોથી આ દેહ રૂપી મંદિરનું રક્ષણ થઈ શકે છે. સદીઓ પહેલાં આપણા ઋષિઓએ વિશ્વની ગૂઢ અસરોનાં ઊલટા પરિણામોનાં-સામસામે ભળે એવા-કાયદા વિષે વિચાર્યું હતું અને શોધી કાઢયું હતું કે શુદ્ધ ધાતુઓ સૂક્ષ્મ પ્રકાશ પ્રસારે છે જે ગ્રહોના વિઘાતક આંચકાઓનો સખત સામનો કરે છે. કેટલાક છોડવાઓનું સંયોગીકરણ પણ ઘણું સહાયક માલૂમ પડયું છે. અને સૌથી વિશેષ અસરકારક તો એ કેરેટ ( Carat ) કરતાં વજનમાં ઓછાં નહીં એવાં નિર્મળ રત્નો છે.

'હિંદની બહાર જ્યોતિષવિદ્યાના પ્રતિબંધક વહેવારુ ઉપયોગોનો ભાગ્યે જ ગંભીર અભ્યાસ થયો છે. એક સૌથી ઓછી જાણવામાં આવેલી વાત તો એ છે કે યોગ્ય રત્નો, ધાતુઓ અને છોડવાઓની બનાવટો નકામી છે સિવાય કે આ બધી વસ્તુઓનું યોગ્ય વજન જળવાયું હોય અને તેમનો ત્વચાને સ્પર્શીને ઉપયોગ થયો હોય.'

'ગુરુજી, હું જરૂર આપની સલાહ પ્રમાણે એક તાવીજ મેળવીશ. ગ્રહનો પરાભવ કરવાના વિચારથી મને આનંદ થાય-છે.'

'સામાન્ય હેતુઓ માટે સોનું, ચાંદી અને તાંબાના બનાવેલા તાવીજના ઉપયોગની હું સલાહ આપું છું. પણ કોઈ ચોક્કસ હેતુ

માટે હોય તો ચાંદી અને સીસાના તાવીજની ભલામણ હું તને કરું છું.' શ્રી યુક્તેશ્વરે ચોક્કસ સૂચનાઓ આપી.

'ગુરુજી, આપ 'ચોક્કસ હેતુ' કોને કહો છો ?'

'મુકુન્દ, ગ્રહો હમણાં તારે માટે વિપરીત અસર કરવાના છે. ગભરાતો નહીં. તારું રક્ષણ કરવામાં આવશે. લગભગ એક મહિનાની અંદર તારું પિત્તાશય ખરાબ થઈ જશે અને તને ઘણો હેરાન કરશે. આ માંદગીનો ક્રમ ૭ મહિના સુધી પહોંચે એવો છે. પણ તાવીજના ઉપયોગથી આ મુદત ચોવીસ દિવસ જેટલી ટૂંકી થઈ જશે.'

બીજે જ દિવસે મેં એક ઝવેરીને શોધી કાઢ્યો. અને થોડા જ વખતમાં હું તાવીજ પહેરતો થઈ ગયો. મારું આરોગ્ય ઉત્તમ હતું. ગુરુજીની આગાહી હું ભૂલી ગયો હતો. તેમણે બનારસ જવા માટે સીરામપોર છોડ્યું. અમારી વાતચીતના ત્રીસ દિવસ પછી મારા પિત્તાશયના પ્રદેશમાં મને એકાએક દુખવા માંડ્યું. પછીનાં અઠવાડિયાંઓ દરમ્યાન મને અસહ્ય યાતનાઓનો ગભરાટ અનુભવવો પડ્યો. મારા ગુરુને વિક્ષેપ ન કરવાના હેતુથી આ ત્રાસ એકલે હાથે બહાદુરીપૂર્વક સહન કરી લેવાનું મેં ઠીક માન્યું.

પણ તેવીસ દિવસની સતત યાતના પછી મારો નિશ્ચય ઢીલો પડ્યો. હું બનારસની ગાડીમાં ચડી બેઠો. ત્યાં શ્રી યુક્તેશ્વરજીએ અસાધારણ ઉમળકાથી મારું સ્વાગત કર્યું. પણ મારાં દુઃખો ખાનગીમાં ગાવાની કોઈ તક જ તેમણે મને આપી નહિ. તે જ દિવસે ઘણા ભક્તો માત્ર તેમનાં દર્શન[૯૧] માટે જ આવ્યા હતા. માંદો અને ઉપેક્ષિત હું એક ખૂણામાં જ બેઠો હતો. સાંજના વાળુ પછી જ બધા મહેમાનો ચાલી ગયા અને ત્યારે મારા ગુરુએ મને અષ્ટખૂણી ઝરૂખામાં ઉપર બોલાવ્યો.

'તું તારા પિત્તાશયની ફરિયાદ માટે અહીં આવ્યો હશે. મને જોવા દે – છેલ્લા ચોવીસ દિવસ થયાં તું માંદો છે, ખરું ને ?'

શ્રી યુક્તેશ્વરે દૃષ્ટિને આડી રાખીને પૂછ્યું. ચન્દ્રના પ્રકાશને આવરીને અહીંથી તહીં આંટા મારતાં તેઓ બોલ્યા.

'હા ગુરુજી.'

'પેટની જે કસરત મેં તને શીખવી છે તે કરવા માંડ.'

'મહારાજ, જો તમે મારી યાતનાની કથા જાણી હોત તો આ કસરત કરવાનું તમે મને કહ્યું ન હોત.' તેમ છતાં તેમની આજ્ઞા માથે ચડાવી એક હળવો પ્રયત્ન કર્યો.

'તું કહે છે કે તને દુખે છે. હું કહું છું કે તને કશું દુખતું નથી. આવી પરસ્પર વિરોધી વાતો કેમ સંભવે ?' મારા ગુરુએ મારી સામે પ્રશ્ન કર્યો.

હું આશ્ચર્ય પામ્યો અને પછી દુઃખમુક્તિનો પરમ આનંદ મને ઘેરી વળ્યો. જે યાતનાઓ મને સતત સતાવતી હતી અને જેને લીધે અઠવાડિયાં થયાં મને ઊંઘ નહોતી આવતી તેમાંથી હું હવે મુક્ત થયો, જાણે કે કશું દુઃખ હતું જ નહિ એવી રીતે મારા ગુરુજીના શબ્દોથી એ અદૃશ્ય થઈ ગયું.

આભારવશ થઈ હું ગુરુજીને પગે પડવા જતો હતો પણ તેમણે મને અટકાવ્યો.

'છોકરવાદ ન કર. ઊભો થા અને ગંગા ઉપરના ચંદ્રપ્રકાશની મજા માણ.' પણ ગુરુજીની આંખો આનંદથી ઝબકારા મારતી હતી. હું તેમની પાસે જઈને અવાક્ ઊભો રહ્યો. તેમના વલણથી હું સમજી ગયો કે તેઓ મને એમ સમજાવવા માગતા હતા કે તેમણે નહીં પણ ભગવાને મને આરોગ્ય આપ્યું હતું.

હજી પણ હું, પેલા દિવસની યાદગીરીમાં – લાંબા ભૂતકાળને સ્મૃતિમાં વાગોળતો – ચાંદી અને સીસાનું વજનદાર તાવીજ પહેરું છું. કેમ કે એ દિવસે જ મને બીજી વખતે ભાન થયું કે હું એક અતિમાનવ જેવી વ્યક્તિ સાથે રહેતો હતો. પાછળથી જ્યારે પણ હું મારા મિત્રોને રોગનિવારણ માટે શ્રી યુક્તેશ્વર પાસે લાવતો ત્યારે

લગભગ દરેક વખતે એમણે આવાં રત્નો અથવા તાવીજોની ભલામણ કરી છે અને જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ એના ઉપયોગની પ્રશંસા કરી છે.

બાળપણથી જ જ્યોતિષવિદ્યા પ્રત્યે મને પૂર્વગ્રહ બંધાયો હતો, કારણકે મેં જોયું હતું કે ઘણા લોકો આનુષંગિક રીતે એની તરફ આકર્ષાયા હતા. અને કોઈક અંશે મારા કુળના જ્યોતિષીના 'તું બે વખત વિધુર થઈને ત્રણ વખત લગ્ન કરશે' એવા ભવિષ્યકથનને લીધે. આ વાત મારા મનમાં ખૂબ ઘોળાયા કરતી હતી અને ત્રણત્રણ વખતની લગ્નવેદીઓ સમક્ષ વધ માટે ઊભા કરેલા બકરા જેવો હું મને પોતાને લાગતો હતો.

મારા ભાઈ અનંતે ટીકા કરી હતી: 'તું તારી બધી વાત નસીબ ઉપર છોડી દે. તારી લિખિત જન્મપત્રિકામાં સાચું જ જણાવેલું છે કે તારાં શરૂઆતનાં વર્ષો દરમિયાન તું ઘરથી હિમાલય તરફ ભાગી જશે. પણ તને જબરજસ્તીથી પાછો લાવવો પડશે. તારાં લગ્નોનું ભાવિ પણ સાચું જ પડશે.'

એક રાત્રિએ મને સ્પષ્ટ આંતરસ્ફુરણા થઈ હતી કે એ આગાહી તદ્દન ખોટી હતી. જન્મપત્રિકાના વીંટાને મેં આગ લગાડી દીધી અને તેની રાખને એક કાગળની કોથળીમાં ભરી તેના ઉપર મેં લખ્યું: 'પાછલાં કર્મોનાં બીજ દિવ્ય જ્ઞાનાગ્નિમાં બાળી નાખવામાં આવે તો તે ઊગતાં નથી.' આ કોથળી મેં ખુલ્લી જગ્યામાં મૂકી રાખી હતી. તરત જ અનંતે મારી આ વિદ્રોહી નોંધ વાંચી.

મારો ભાઈ તિરસ્કારપૂર્વક હસ્યો. 'કાગળના આ વીંટાને જેટલી સહેલાઈથી તેં બાળ્યો એટલી સુગમતાથી તું સત્યોનો નાશ કરી શકવાનો નથી.'

આ એક હકીકત છે કે પુખ્ત ઉંમરે પહોંચતાં પહેલાં મારા કુટુંબે ત્રણ વખત મારા વિવાહ ગોઠવવાનો પ્રયત્ન કર્યો હતો. દરેક વખતે એમની યોજનાની સાથે હું સંમત થતો નહિ[૯૨] કેમ કે હું

જાણતો હતો કે ઈશ્વર ઉપરનો મારો પ્રેમ જ્યોતિષવિદ્યાના કોઈ પણ તર્ક કરતાં અનેકગણો વધારે હતો.

માણસનો આત્મસાક્ષાત્કાર જેટલા પ્રમાણમાં ઊંડો તેટલા જ પ્રમાણમાં તે આખા વિશ્વને તેનાં સૂક્ષ્મ આધ્યાત્મિક આંદોલનોની અસર પહોંચાડી શકે છે. એટલું જ નહિ પણ આજુબાજુનાં દશ્યોની એની ઉપર એટલી જ ઓછી અસર થાય છે.' ગુરુજીના આ શબ્દો મને વારંવાર પ્રેરણા આપતા હતા.

પ્રસંગોપાત્ત મારા ભવિષ્યવેત્તાઓને હું કહેતો કે તેઓ મારા ગ્રહોની ગતિ પ્રમાણે સૌથી ખરાબ દિવસોનું સૂચન કરે અને તે દરમિયાન જે કાંઈ કામ કરવાનું હું માથે લઉં તેને મારે સારી રીતે પાર ઉતારવું. એ સાચું છે કે આવે વખતે મને જે વિજય મળતો તેમાં સાધારણ મુશ્કેલીઓ આવતી. પણ મારી માન્યતા હમેશાં સાચી નીવડતી; દૈવી રક્ષણમાં સંપૂર્ણ વિશ્વાસ અને માણસની ઈશ્વરદત્ત ઇચ્છાશક્તિનો સાચો ઉપયોગ: આ બન્ને શક્તિઓ અવકાશમાંથી અવતરણ થતી અસર કરતાં અનેકગણી બળવાન છે.

મારા સમજવા પ્રમાણે કોઈના પણ જન્મ વખતના આકાશલેખ એવા નથી કે જેથી માણસ ભૂતકાળનું પૂતળું બની રહે. એ લેખ એના અભિમાનને ચાબુકરૂપ છે. ખુદ ગગનમંડળ એવું ઇચ્છે છે કે માણસ દરેક મર્યાદામાંથી મુક્ત થવાનો નિશ્ચય કરે. ઈશ્વરે દરેક માણસને આત્મા તરીકે ઉત્પન્ન કર્યો છે અને તેને વ્યક્તિત્વ બક્ષ્યું છે. અને તેથી આખી વિશ્વવ્યવસ્થામાં તેને અનોખું સ્થાન અપાયું છે. પછી તે કામચલાઉ થાંભલાના રૂપમાં હોય કે જંતુના રૂપમાં હોય. જો તે ઇચ્છે તો તેની મુક્તિ તાત્કાલિક અને છેવટની છે; એનો આધાર બહારના નહીં પણ તેના આંતરિક વિજયો ઉપર છે.

મારા ગુરુ શ્રી યુક્તેશ્વરે ૨૪,૦૦૦ વર્ષના સંવત્સરચક્રનો આપણા આધુનિક યુગ[૯૩] સાથેનો ગણિતી સંબંધ શોધી કાઢ્યો છે. આ આખું ચક્ર આરોહક્રમાન અને અવરોહક્રમાન રૂપે દરેક બાર હજાર વર્ષના એવા બે ભાગમાં વહેંચાયું છે. દરેક કમાનમાં કલિ,

દ્વાપર, ત્રેતા અને સત્ય નામે ચાર યુગો આવેલા છે. ગ્રીક વિચારો પ્રમાણે એમને લોહ, તાંબું, રૌપ્ય અને સુવર્ણ યુગો તરીકે ઓળખીશું.

મારા ગુરુએ અનેક ગણતરીઓ કરીને નક્કી કર્યું કે આરોહક ગોલાર્ધનો છેલ્લો કલિ અથવા લોહયુગ ઈ. સ. ૫૦૦ની આસપાસ શરૂ થયો છે. બારસો વર્ષનો એ યુગ એ ભૌતિકવાદનો કાળ હતો. ઈ. સ. ૧૭૦૦ની આસપાસ એનો અંત આવ્યો, ત્યાર પછી દ્વાપર યુગ શરૂ થયો, જે ૨,૪૦૦ વર્ષનો કાળ એ વિદ્યુત, અણુશક્તિ-વિકાસ, અને તાર, રેડિયો, વિમાન અને બીજાં કાળછેદક સાધનોનો જમાનો છે.

૩,૬૦૦ વર્ષનો ત્રેતાયુગનો કાળ ઈ. સ. ૪૧૦૦માં શરૂ થશે. આ જમાનામાં સદેશવહન, અને બીજાં કાળછેદક સાધનોનું જ્ઞાન સામાન્ય થઈ જશે; ૪,૮૦૦ વર્ષનો સત્યયુગ એ આરોહકક્રમાનનો છેવટનો કાળ છે, એમાં માણસની બુદ્ધિ ઘણી વિકાસ પામી હશે અને તે દિવ્ય યોજનાની સાથે એકરાગિતાથી કામ કરશે.

પછી ૧૨,૦૦૦ વર્ષની અવરોહકક્રમાન આવશે જેની શરૂઆત ૪,૮૦૦ વર્ષના અવરોહક સત્યયુગથી સને ૧૨૫૦૦માં થશે. માણસ ધીમેધીમે અજ્ઞાનમાં સરકતો જશે; આ ચક્રો, દૃશ્ય જગતના વિરોધો અને સાપેક્ષતાવાળી માયાનાં સનાતન વર્તુળો છે.[૯૪] માણસ જેમ જેમ પોતાના સરજનહારની સાથેના અખંડ દિવ્ય ઐક્યનું ભાન જાગૃત કરતો જશે તેમ તેમ તે દ્વૈતની સૃષ્ટિના એક પછી એક બંધનમાંથી તે મુક્ત થતો જશે.

ગુરુજીએ જ્યોતિષવિદ્યાનું જ નહીં પણ જગતનાં તમામ શાસ્ત્રોનું મારું જ્ઞાન ઘણું વિકસાવ્યું. તેમના ચિત્તની સ્વચ્છ સપાટી ઉપર શાસ્ત્રોનાં પવિત્ર વાક્યો મુકીને તેઓ આંતરપ્રેરિત બુદ્ધિના તીક્ષ્ણ

હથિયારથી તેમનો પદચ્છેદ કરી શકતા હતા. અને પેગંબરોએ અસલ ઉચ્ચારેલાં સત્યોમાંથી વિદ્વાનોએ કરેલી ભૂલો અને ઘુસાડેલાં ક્ષેપકો જુદાં તારવી કાઢી શકતા હતા.

'નાસિકાના છેડા ઉપર દષ્ટિને સ્થિર કરવી,' પૌરસ્ત્ય પંડિતોએ અને પાશ્ચાત્ય અનુવાદકોએ સારી રીતે સ્વીકારેલો ભગવદ્‌ગીતાના શ્લોકનો[૯૫] આ ખોટો અર્થ ગુરુજીની ઉપહાસપ્રદ ટીકાને પાત્ર બન્યો.

તેમણે કહ્યું : 'જેવો છે તેવો પણ યોગીનો માર્ગ એકાંગી છે તો પછી તેને વિકૃત દૃષ્ટિવાળા થવાની સલાહ શા માટે આપવામાં આવે છે? 'નાસિકાગ્રમ'નો સાચો અર્થ 'નાસિકાનું મૂળ' છે અને નહિ કે 'નાસિકાનો અંત ભાગ.' નાકની શરૂઆત બે ભવાંની વચ્ચેની ભ્રૂકુટિ આગળથી થાય છે. અને એ જ દિવ્યદૃષ્ટિનું સ્થાન છે.[૯૬]

સાંખ્યશાસ્ત્રનું[૯૭] એક સૂત્ર છે : ईश्वर–असिद्धे.[૯૭.૧] એવું છે (સૃષ્ટિનો ઈશ્વર પ્રતિપાદન થતો નથી અથવા ઈશ્વર સાબિત થતો નથી). મુખ્યત્વે આ એક જ સૂત્રના આધાર પર ઘણા વિદ્વાનો આ શાસ્ત્રના આખા તત્ત્વજ્ઞાનને નાસ્તિકવાદી ગણે છે.

'આ સૂત્ર નાસ્તિકવાદનું સૂચક નથી.' શ્રી યુક્તેશ્વરે ખુલાસો કર્યો : 'આ તો માત્ર એટલું જ બતાવે છે કે પોતાના સર્વજ્ઞાન માટે માત્ર ઇન્દ્રિયો ઉપર જ આધાર રાખતા અવિકસિત માણસને માટે ઈશ્વરના અસ્તિત્વની સાબિતી અગમ્ય જ રહેવાની અને તેથી તેને માટે ઈશ્વરનું અસ્તિત્વ પણ નહિ રહેવાનું. સાંખ્યશાસ્ત્રના સાચા અનુયાયીઓ ધ્યાનથી મેળવેલી પ્રજ્ઞાદ્વારા જાણે છે કે ઈશ્વર છે અને તેને જાણી પણ શકાય છે.

ગુરુજીએ ક્રિશ્ચિયન બાઈબલ પણ બહુ જ સ્પષ્ટતાથી સમજાવ્યું. ખ્રિસ્તી સમાજના તેઓ સભ્ય ન હોવા છતાં મારા હિંદુ ગુરુ પાસેથી હું બાઈબલના અમર સત્ત્વની ખૂબી પિછાણતાં અને

ક્રાઇસ્ટનું વચન – જે ખરેખર કદી પણ ન બોલાયું હોય એવું અત્યંત રોમાંચકરી અને ચિરસ્થાયી 'સ્વર્ગ અને પૃથ્વી નાશ પામશે પણ મારા શબ્દો અમર રહેશે.'[૯૭.૨] – માં રહેલું સત્ય સમજતાં શીખ્યો.

જે દિવ્ય આદર્શોથી જિસસને પ્રેરણા મળેલી તે જ આદર્શોથી હિંદના મહાન ગુરુઓ પોતાનું જીવન ઘડે છે. આવા જ પુરુષો તેમનાં સગાંસંબંધીઓ કહેવાય. ક્રાઈસ્ટે કહ્યું છે : 'સ્વર્ગમાં રહેતા મારા પિતાની ઇચ્છાપ્રમાણે ચાલશે તે જ મારો ભાઈ છે, બહેન છે અને મા છે.[૯૭.૩] જો તમે મારા શબ્દો પ્રમાણે વર્તતાં રહેશો તો તમે ખરેખર મારા શિષ્યો છો, તો જ તમે સત્ય જાણશો અને તે સત્ય તમને મુકત કરશે.'[૯૮] સર્વ જીવન્મુકતો, સ્વતઃના સ્વામીઓ, હિંદના યોગી ક્રાઈસ્ટો, એ બધાં અમર સમાજનાં અંગો છે. તેમણે પરમ પિતાનું મુકતજ્ઞાન મેળવ્યું છે.

'આદમ અને ઈવની વાત મારા મગજમાં બેસતી નથી.' આ રૂપક સાથેની મારી શરૂઆતની મગજમારી દરમ્યાન એક દિવસ હું ખૂબ જોસથી બોલ્યો. 'ઈશ્વરે અપરાધી દંપતીને જ નહિ પણ નિર્દોષ ભાવી પ્રજાને શા માટે સજા કરી ?'

મારા અજ્ઞાન કરતાં મારા જુસ્સાથી ગુરુજીને ભારે રમૂજ થઈ. તેમણે ખુલાસો કર્યો : 'જીનીસીસ ( ઉત્પત્તિશાસ્ત્ર ) ઊંડું સાંકેતિક છે. અક્ષરશઃ સમજાવટથી લક્ષમાં આવે એમ નથી. એનું 'જીવનવૃક્ષ' એટલે આ માનવીશરીર છે. એમાંની કરોડરજ્જુ એ ઊંધા વૃક્ષ જેવી છે. માણસના વાળ એનાં મૂળિયાં છે. અને એની શિરાઓ અને રક્તવાહિનીઓ તેની શાખાઓ છે. જ્ઞાનતંતુઓના તંત્રને ઘણાં સ્વાદિષ્ટ ફળો લાગે છે અથવા રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શ્રવણનાં સંવેદનો ભોગવવા મળે છે. આ બધાનો આનંદ લેવાની માણસને છૂટ રહી પણ તેને જાતીય વાસનાની મના કરવામાં આવી હતી — દેહરૂપી બગીચાના મધ્યબિંદુ ઉપરનું ફળ.[૯૯]

'કુંડલિની' એ કરોડરજ્જુની નીચે સર્પાકારે પડેલી શક્તિ છે જે જાતીય જ્ઞાનતંતુઓને ઉશ્કેરે છે. 'આદમ' એ વિવેકશક્તિ છે અને 'ઈવ' એ લાગણી છે. જ્યારે કોઈ માનવીપ્રાણીમાં લાગણી અથવા 'ઈવ ચેતના'ને જાતીય વાસના દબાવી દે છે ત્યારે એની વિવેકશક્તિ અથવા 'આદમ ચેતના' પણ શરણે આવે છે.[૧૦૦]

'ઈશ્વરે પોતાની ઇચ્છાશક્તિના બળથી પુરુષ અને સ્ત્રીના દેહને સ્થૂળ રૂપ આપીને મનુષ્યજાતનું સર્જન કર્યું. આ નવી માનવજાતને આવી જ અશરીરી અથવા દિવ્ય રીતે પ્રજા પેદા કરવાની શક્તિ બક્ષી હતી.[૧૦૧] અત્યાર સુધી વ્યક્તિગત આત્મા તરીકેનો તેનો પ્રાદુર્ભાવ માત્ર પ્રેરણાબદ્ધ અને પૂર્ણ વિવેકબુદ્ધિની શક્યતાઓથી રહિત એવા પશુજગત સુધી મર્યાદિત હતો.

'તેથી ઈશ્વરે પહેલવહેલા જ માનવદેહો સર્જ્યા અને તેમને 'આદમ' અને 'ઈવ'ની સાંકેતિક સંજ્ઞાઓ આપી. આ બંનેમાં તેમની ઊર્ધ્વ ઉત્ક્રાંતિને સારુ બે પશુઓના આત્માઓ અથવા દિવ્ય સત્ત્વોને સંક્રાંત કરવામાં આવ્યાં.[૧૦૨] આદમ જે પુરુષ છે તેમાં વિવેકશક્તિનું પ્રાધાન્ય મૂક્યું અને ઈવ જે સ્ત્રી છે તેમાં વિશેષપણે ભાવના મૂકી. જ્યાં સુધી કોઈ પણ માણસનું મન પશુવૃત્તિવાળી સર્પશક્તિથી વિકારી થતું નથી ત્યાંસુધી તેની વિવેકબુદ્ધિ અને ભાવના સહકારી આનંદનું સ્વર્ગ ભોગવે છે.

'આથી આ માનવશરીર, માત્ર પશુઓમાંથી ઉત્ક્રાંતિને પરિણામે ધીરેધીરે વિકાસ પામ્યું નથી પણ ઈશ્વરે પોતાના ખાસ સર્જન તરીકે એને પેદા કર્યું છે. પૂર્ણ દિવ્યતાના આવિર્ભાવ માટે પશુશરીરો બહુ જ કાચાં હતાં તેથી માનવપ્રાણીને અપ્રતિમ પ્રચંડ માનસિક સામર્થ્ય—મગજમાં સહસ્રદળ કમળ—અને સાથેસાથે મેરુદંડમાં તીવ્રરૂપે જાગ્રત થયેલાં ગૂઢ ચક્રો પણ આપ્યાં.

'સૌથી પહેલાં સર્જાયેલાં આ દંપતીમાં રહેલા દિવ્ય ચૈતન્ય તરફથી બધી માનવીવાસનાઓ ભોગવવાની છૂટ મળેલી પણ જાતીય વાસનાનો પ્રતિબંધ કરેલો.[૧૦૩] આ મનાઈ એટલા માટે કરવામાં આવેલી કે વંશવિસ્તાર માટે જાતીય અવયવોનો ઉપયોગ માનવજાતને પશુઓની હલકી કોટિમાં મૂકી દે. પશુવૃત્તિનું આંતર માનસિક સ્મરણ ફરી પાછું તાજું ન કરવાની ચેતવણી ધ્યાનમાં લેવામાં ન આવી. પ્રજોત્પત્તિની પશુપદ્ધતિ ફરીથી અપનાવવાથી આદમ અને ઈવ અસલી સંપૂર્ણ માનવના નૈસર્ગિક સ્વર્ગીય આનંદની સ્થિતિમાંથી ભ્રષ્ટ થયાં. ઈશ્વરે ચેતવણી આપી હતી તે પ્રમાણે જ્યારે તેમની નગ્નાવસ્થાનું તેમને ભાન થયું ત્યારે તેમની અમરત્વ ભાવના નષ્ટ થઈ ગઈ અને દેહના જન્મ પછી દેહનું મૃત્યુ અનિવાર્ય છે એવા ભૌતિક નિયમને તેઓ આધીન થઈ ગયા.

'કુંડલિની' તરફથી ઈવને આપવામાં આવેલું 'સારા અને ખોટા'નું વિવેકજ્ઞાન-વચન માયાના દ્વૈતવાદ અને સાપેક્ષતાવાદને લાગુ પડે છે, તેમની વિવેકશક્તિ અને લાગણી (અથવા આદમ અને ઈવ ચૈતન્ય)ના દુરુપયોગથી માણસ માયાની ઇન્દ્રજાળમાં ફસાય છે અને દિવ્ય સંપૂર્ણતાના સ્વર્ગીય બગીચામાં પ્રવેશ કરવાનો પોતાનો અધિકાર ગુમાવે છે.[૧૦૪] તેથી જ દરેક માનવીપ્રાણીની એ વ્યક્તિગત ફરજ થઈ પડે છે કે તેણે તેનાં માબાપ (દ્વૈતભાવ)ને ઈડનના બગીચા (અદ્વૈત ભાવ)ના રૂપમાં ફેરવી નાખવો.'

શ્રી યુક્તેશ્વરે જ્યારે પોતાનું પ્રવચન પૂરું કર્યું ત્યારે 'જિની-સીસ'નાં પાનાંઓ તરફ હું નવા ભાવથી જોવા લાગ્યો.

મેં કહ્યું: 'વહાલા ગુરુજી, આજે પહેલી જ વાર હું આદમ અને ઈવ તરફ સાચા પિતૃભાવનો અનુભવ કરું[૧૦૫] છું.'

## ૧૮

# શશી અને ત્રણ નીલમો

'તું અને મારો દીકરો શ્રી યુક્તેશ્વરનાં આટલાં બધાં વખાણ કરો છો તેથી હું તેમને મળીશ.' ડૉ. નારાયણચંદ્ર રૉયની વાણીનો અવાજ એવો હતો કે જાણે તેઓ બેવકૂફોના તરંગને અનુકૂળ થતા હોય. એક પ્રચારકની નીતિને અનુસરીને મેં મારો ગુસ્સો દબાવી રાખ્યો.

મારો મિત્ર, કલકત્તાનો પશુચિકિત્સક એક ચુસ્ત અજ્ઞેયવાદી હતો. તેના નાના દીકરા સંતોષે મને વિનંતિ કરેલી કે મારે એના પિતા માટે કાળજી રાખવી. અત્યાર સુધી મારી અમૂલ્ય સેવા અદૃશ્યરૂપે જ થતી હતી.

બીજે દિવસે ડૉ. રૉય મારી સાથે શીરામપોર આશ્રમે આવ્યા. શ્રી યુક્તેશ્વરે તેમને એક ટૂંકી મુલાકાત આપી. તે દરમિયાન બન્ને બાજુએ ઉદાસીન મૌન જ સેવાયું હતું. છેવટે તેઓ ઉદ્ધતપણે ત્યાંથી ચાલી નીકળ્યા.

'મૃત મનુષ્યને આશ્રમમાં શા માટે લાવે છે?' પેલો નાસ્તિક બહાર ગયો અને દરવાજો બંધ થતાંની સાથે જ શ્રી યુક્તેશ્વરે મને સવાલ કર્યો.

'મહારાજ, ડૉક્ટર ઘણા વ્યવસાયી છે!'

'પણ થોડા જ વખતમાં એ મરણ પામશે.'

મને આંચકો લાગ્યો. 'મહારાજ, એના દીકરાને આથી તીવ્ર આઘાત લાગશે. સંતોષને હજી આશા છે કે વખત જતાં એના

રોગમુક્ત કર્યો. અને માત્ર મારી કાકલૂદીભરી વિનતિને લીધે જ તેના નૈસર્ગિક પાર્થિવ જીવનની મુદત છ મહિના સુધી લંબાવી આપી. શ્રી યુક્તેશ્વર કોઈ ભક્તની તીવ્ર પ્રાર્થનાના જવાબરૂપે અમર્યાદ માયાળુ થઈ જતા.

મારી કોલેજના વિદ્યાર્થી મિત્રોને મારા ગુરુના દર્શન માટે લઈ આવવાનો મારો સર્વશ્રેષ્ઠ અધિકાર હતો. તેમનામાંના ઘણાખરા ધાર્મિક નાસ્તિકતાનો તેમના સંસ્થાકીય શિષ્ટાચારનો પડદો – નિદાન આશ્રમમાં તો – પડતો મૂકતા.

મારા મિત્રો પૈકીનો એક શશી, સપ્તાહોના છેલ્લા દિવસો સીરામપોરમાં જ ગાળતો. આ છોકરો ગુરુજીને ઘણો ગમી ગયો હતો. અને તેથી તેના જંગલી અને અવ્યવસ્થિત ખાનગી જીવન માટે તેઓ ઘણા દિલગીર થતા હતા.

'શશી, તું સુધરશે નહિ તો આજથી એક વરસ પછી તને ભયંકર માંદગી આવશે.' શ્રી યુક્તેશ્વરે પ્રેમભર્યા ગુસ્સાથી મારા મિત્રની સામે જોયું અને કહ્યું : 'મુકુન્દ મારો સાક્ષી છે. મેં તને ચેતવ્યો નહિ એમ તું પાછળથી કહેતો નહિ.'

શશી હસ્યો : 'ગુરુજી, મારા અભાગી દાખલામાં વિશ્વની મધુરી ઉદારતા મારા લાભમાં વાળવાનું કામ હું આપને જ ભળાવું છું. મારો આત્મા તૈયાર છે. પણ મારી દૈહિક ઇચ્છાશક્તિ નિર્બળ છે. આપ જ આ દુનિયામાં મારા એક માત્ર તારણહાર છો, મને બીજામાં કશી શ્રદ્ધા નથી.'

'બીજું કાંઈ નહિ તો બે કેરેટનું ભૂરું નીલમ તારે પહેરવું જોઈએ. એ તને મદદ કરશે.'

'હું એક પણ ખરીદવાની સ્થિતિમાં નથી. ગમે તેમ હો, વહાલા ગુરુજી, જો કાંઈ આફત આવશે તો મને પૂર્ણ ખાતરી છે કે આપ મારું રક્ષણ કરશો.'

શ્રી યુક્તેશ્વરે જવાબ આપ્યો : 'એક વરસની અંદર તું ત્રણ નીલમ લાવશે પણ ત્યારે એનો કશો ઉપયોગ નહિ થાય.'

વધતેઓછે અંશે આ વાતચીત આમ જ નિયમિત ચાલ્યા કરતી. શશી દયાજનક નિરાશાથી કહેતો : 'હું સુધરી શકું નહીં ! અને મારી આપના ઉપરની શ્રદ્ધા, ગુરુજી, મને કોઈ પણ નીલમ કરતાં વધારે કીમતી છે.'

એક વરસ વહી ગયું. મારા ગુરુના શિષ્ય નરેનબાબુના કલકત્તાવાળા ઘર ઉપર હું મારા ગુરુને મળવા ગયો હતો. લગભગ સવારે દસ વાગ્યાને સુમારે જ્યારે શ્રી યુક્તેશ્વર અને હું બીજા માળના દીવાનખંડમાં શાંતિથી બેઠા હતા ત્યારે મેં આગલો દરવાજો ખોલાતો સાંભળ્યો. ગુરુજી તરત જ ટટાર બેઠા થઈ ગયા.

ગંભીરતાપૂર્વક તેમણે કહ્યું : 'આ પેલો શશી છે. એનું એક વર્ષ પૂરું થયું છે. એનાં બન્ને ફેફસાં ખવાઈ ગયાં છે. એણે મારી સલાહ માની નથી. તેને કહી દે કે હું તેનું મોં જોવા ઇચ્છતો નથી.'

શ્રી યુક્તેશ્વરની કડકાઈથી અરધો આભો બની હું દાદર તરફ દોડ્યો. શશી ઉપર ચડતો હતો.

'ઓહ મુકુન્દ ! હું ધારું છું કે ગુરુજી અહીં છે. મને એવી આશંકા છે કે તેઓ અહીં જ હોવા જોઈએ.'

'હા, પણ હમણાં તેમને ખલેલ પહોંચે એમ તેઓ ઇચ્છતા નથી.'

શશી રડી પડ્યો, અને મને હડસેલી તે આગળ ધસ્યો. તે શ્રી યુક્તેશ્વરને પગે પડ્યો, અને ત્રણત્રણ ભૂરાં નીલમો તેમની સમક્ષ ધરી દીધાં.

'સર્વજ્ઞ ગુરુ, દાક્તરો કહે છે કે મને તીવ્ર ક્ષય રોગ લાગુ પડ્યો છે. તેમણે મને વધારાની ત્રણ મહિનાની મુદત આપી છે ! હું નમ્ર ભાવે આપની મદદની ભિક્ષા માગું છું. હું જાણું છું કે આપ મને રોગમુક્ત કરી શકશો !'

'તારા જીવન ઉપર હવે મથામણ કરવાનું જરા મોડું નથી થયું ? તારાં નીલમો સાથે હવે તું ચાલ્યો જા. તેમની ઉપયોગિતા

કાળ હવે વહી ગયો છે.' ગુરુજી કઠોર મૌનમાં પૂતળાની માફક સ્થિર બેસી રહ્યા. વચ્ચે વચ્ચે દયાની યાચના કરતા છોકરાનાં હીબકાં સંભળાતાં હતાં.

આ દરમિયાન એક આંતરસ્ફુરણા મારા દિલમાં ઊગી નીકળી કે શ્રી યુકતેશ્વર શશીની દિવ્ય રોગનિવારણશક્તિ ઉપરની શ્રદ્ધાની માત્ર કસોટી કરી રહ્યા હતા. એક કલાકની તંગ હાલત પછી ગુરુજીએ જ્યારે મારા મિત્રના સાષ્ટાંગ નમસ્કાર ઉપર કરુણાર્દ્ર દૃષ્ટિ ફેંકી ત્યારે મને આશ્ચર્ય થયું નહીં.

'ઊભો થા, શશી, પારકા ઘરમાં તું આ શી ધમાલ મચાવી રહ્યો છે? આ નીલમો ઝવેરીને પાછાં આપી દે. હવે એનો ખર્ચ નકામો છે, પણ જ્યોતિર્ષી તાવીજ લઈ આવીને તે પહેર. બીક રાખીશ નહીં. થોડાં જ અઠવાડિયાંમાં તું સાજો થઈ જશે.'

ભીંજાયેલા ભૂપ્રદેશ ઉપર જેમ એકાએક સૂર્ય ઝબકી ઊઠે તેમ શશીના હાસ્યથી આંસુઓથી વિકૃત થયેલો તેનો ચહેરો પ્રકાશી ઊઠ્યો: 'વહાલા ગુરુજી, દાક્તરોએ લખી આપેલી દવાઓ હું લઈ શકું કે કેમ?'

'જેવી તારી ઇચ્છા—એનો ઉપયોગ કર અથવા એને ફેંકી દે એ બધું સરખું જ છે. સૂર્ય અને ચંદ્ર કદાચ એકબીજાની જગ્યાએ સ્થાનાંતર કરે પણ ક્ષયરોગથી તારું મરણ થવું અસંભવિત છે.' શ્રી યુકતેશ્વરે એકાએક વધારેમાં કહ્યું, 'હવે અહીંથી તું ચાલ્યો જા, મારું મન ફેરવાઈ જાય તે પહેલાં.'

ઉશ્કેરાટથી નમસ્કાર કરતો મારો મિત્ર ત્યાંથી ચાલ્યો ગયો. પછીનાં થોડાંક અઠવાડિયાં દરમ્યાન હું તેની મુલાકાત લેતો રહ્યો અને તેની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી જતી જોઈને હું બેબાકળો બની ગયો.

'શશી આજની રાત કાઢી શકશે નહિ.' તેના દાક્તરના આ શબ્દો અને મારા મિત્રના લગભગ હાડપિંજર જેવા થઈ ગયેલા દેખાવથી હું દોડતો સીરામપોર પહોંચ્યો. મારા ગુરુએ મારો દુઃખદ વૃત્તાંત ઠંડે કલેજે સાંભળ્યો.

'મને તકલીફ આપવાને તું અહીં કેમ દોડી આવ્યો ? શશીને તેના આરોગ્યપ્રાપ્તિની ખાતરી આપતો તેં મને સાંભળ્યો હતો.'

ઘણા ભયયુક્ત આદર સાથે મેં તેમને વંદન કર્યું અને બારણાં તરફ ગયો. શ્રી યુક્તેશ્વરે મને શબ્દોથી વિદાય આપી નહિ. પણ તેઓ એકદમ મૌનમાં સરકી ગયા. તેમની અનિમેષ આંખો અરધી ઉઘાડી હતી. તેમની દૃષ્ટિ બીજી દુનિયામાં પહોંચી ગઈ હતી.

એકદમ હું કલકત્તે શશીને ઘેર પાછો ફર્યો. આશ્ચર્ય સાથે મેં જોયું કે મારો મિત્ર બેસીને દૂધ પી રહ્યો હતો.

'ઓ મુકુન્દ! કેવો ચમત્કાર! ચાર કલાક પહેલાં મેં આ ઓરડામાં ગુરુની હાજરી અનુભવી હતી. મારા રોગનાં ભયંકર લક્ષણો તરત જ અદૃશ્ય થયાં. મને લાગે છે કે તેમની કૃપાથી હું હવે તદ્દન સાજો થયો છું.'

થોડાં જ અઠવાડિયાંમાં શશી વધારે હૃષ્ટપુષ્ટ બન્યો. અને પહેલાં કદી ન હતો એના કરતાં વધારે તંદુરસ્ત થયો,[૧૦૧] પણ એની રોગમુક્તિના અનોખા પ્રત્યાઘાતમાં કૃતઘ્નતાની છાંટ ઊપસી આવી. તેણે ભાગ્યે જ ફરીથી શ્રી યુક્તેશ્વરની મુલાકાત લીધી હશે! મારા મિત્રે મને એક દિવસ કહ્યું કે એના પૂર્વજીવનની રીતભાત માટે એને એટલી ઊંડી દિલગીરી થતી હતી કે જેથી ગુરુજીને મોં બતાવવાની એને શરમ લાગતી હતી.

હું માત્ર એટલું જ તારવી શક્યો કે શશીની માંદગીએ એના ઉપર ઊલટી જ અસર ઉપજાવી છે. એની ઇચ્છાશક્તિ દૃઢ થઈ છે અને રીતભાત બગડી છે.

સ્કોટિશ ચર્ચ કોલેજનાં પહેલાં બે વર્ષનો અભ્યાસક્રમ પૂરો થવા આવ્યો હતો. મારા વર્ગમાં મારી હાજરી ઘણી જ ત્રુટક હતી. જે થોડોઘણો અભ્યાસ મેં કર્યો હતો તે માત્ર મારા કુટુંબના સંતોષ માટે જ હતો. મારા બંને ખાનગી શિક્ષકો રોજ મારે ઘેર નિયમિત આવતા. તેમાં હું નિયમિત રીતે ગેરહાજર રહેતો. મારી કોલેજની કારકિર્દીમાં જે કાંઈ નિયમિતપણું હું જોઈ શક્યો તે આટલું જ હતું.

હિંદમાં કોલેજનાં બે યશસ્વી વર્ષો પછી ઈંટરમિજિયેટ આર્ટ્સનો ડિપ્લોમા મળે છે. ત્યાર પછી વિદ્યાર્થી બીજાં બે વર્ષને અંતે બી. એ.ની ડિગ્રી મેળવવાની આશા રાખી શકે.

ઈંટરમિજિયેટ આર્ટ્સની છેવટની પરીક્ષાનું અનિષ્ટ માથા પર તોળાઈ રહ્યું હતું. હું પુરી દોડી ગયો. ત્યાં મારા ગુરુ થોડાં અઠવાડિયાં માટે રહેવા આવ્યા હતા. છેવટની પરીક્ષાઓમાં ગેરહાજર રહેવાની તેઓ મને પરવાનગી આપશે એવી ઝાંખી આશાથી મારી બિનતૈયારીઓની મૂંઝવણ મેં વર્ણવી બતાવી.

પણ ગુરુજી દિલસોજીથી હસ્યા : 'અંતઃકરણપૂર્વક તેં તારી આધ્યાત્મિક ફરજો બજાવી છે. અને તેથી કોલેજના અભ્યાસ તરફની તારી બેદરકારી અનિવાર્ય હતી. આવતા અઠવાડિયા દરમિયાન તું ખંતથી પુસ્તકો તરફ લાગી જા; આ કસોટીમાંથી તું સફળતાપૂર્વક પાર ઊતરી જશે.'

હું કલકત્તે પાછો ફર્યો. વારંવાર સતાવતી ઠઠ્ઠામશ્કરીમાંથી ઊભી થતી વાજબી શંકાઓને મજબૂત રીતે દાબી દીધી. મારા ટેબલ ઉપર પડેલાં પુસ્તકોનો ડુંગર જોઈને હું મને જંગલમાં ભૂલા પડેલા મુસાફર જેવો અનુભવવા લાગ્યો.

લાંબા ગાળાના ધ્યાનમાંથી મને એક પ્રેરણા મળી જેનાથી મારો ઘણો શ્રમ બચી ગયો. દરેક પુસ્તક ગમે ત્યાંથી ઉઘાડવા માંડ્યું. અને એ રીતે જે પાનાં ખુલ્લાં થયાં તેટલાંનો જ મેં એક અઠવાડિયા

સુધી દરરોજના અઢાર કલાક પ્રમાણે અભ્યાસ કરવા માંડયો. અને એમ કરીને ગોખણપટ્ટીની કળામાં હું નિષ્ણાત છું એમ માનવા લાગ્યો.

પછીના દિવસોમાં પરીક્ષાખંડોમાં જે બન્યું તે મારી પ્રસંગાનુકૂળ પદ્ધતિનું પ્રમાણ છે. હું બધી જ પરીક્ષાઓમાં પાસ થયો, જોકે અણી પર મારા મિત્રો અને કુટુંબીઓના અભિનંદનમાં હાસ્ય અને આશ્ચર્ય દર્શાવતા ઉદ્‌ગારોનું મિશ્રણ હતું.

પુરીથી સીરામપુર પાછા આવ્યા પછી શ્રી યુક્તેશ્વરે મને એક આનંદદાયક સમાચાર આપ્યા :

'તારો કલકત્તાનો અભ્યાસ હવે પૂરો થયો છે. યુનિવર્સિટીનાં બીજાં બે વર્ષનો અભ્યાસક્રમ તું અહીં સીરામપોરમાં જ પૂરો કરે એવી ગોઠવણ હું કરીશ.'

હું જરા ગૂંચવાયો : 'મહારાજ, આ શહેરમાં બી. એ.નો અભ્યાસક્રમ નથી. સીરામપોર કોલેજ જે ઉચ્ચ શિક્ષણની એક જ સંસ્થા અહીં છે તેમાં માત્ર ઇંટરમિજિયેટ આર્ટ્સ સુધીનો જ બે વર્ષનો અભ્યાસક્રમ છે.'

ગુરુજી કટાક્ષથી હસ્યા : 'હું તો હવે એટલો વૃદ્ધ થયો છું કે તારે માટે બી એ. સુધીની કોલેજ માટે ફાળો ઉઘરાવી શકું એમ નથી. પણ હું ધારું છું કે આને માટે મારે કોઈ બીજા મારફતે ગોઠવણ કરવી પડશે.'

બે મહિના પછી સીરામપોર કોલેજના પ્રેસિડેન્ટ પ્રો. હોવેલ્સે જાહેર કર્યું કે ચાર વર્ષના અભ્યાસક્રમ માટે જોઈતો ફાળો ઉઘરાવવામાં તેઓ સફળ થયા છે. હવેથી સીરામપોર કોલેજ એ કલકત્તા યુનિવર્સિટી સાથે સંપૂર્ણ સંયોજિત થયેલી શાખા છે. આ કોલેજમાં બી. એ.માં નામ નોંધાવનારા પહેલા ઉમેદવારો પૈકી હું એક હતો.

'ગુરુજી, તમે મારા તરફ કેટલા માયાળુ છો ! કલકત્તા છોડીને સીરામપોરમાં જ તમારી સાથે રહેવાની હું કેટલા વખતથી ઝંખના

સ્કોટિશ ચર્ચ કૉલેજનાં પહેલાં બે વર્ષનો અભ્યાસક્રમ પૂરો થવા આવ્યો હતો. મારા વર્ગમાં મારી હાજરી ઘણી જ ત્રુટક હતી. જે થોડોઘણો અભ્યાસ મેં કર્યો હતો તે માત્ર મારા કુટુંબના સંતોષ માટે જ હતો. મારા બંને ખાનગી શિક્ષકો રોજ મારે ઘેર નિયમિત આવતા. તેમાં હું નિયમિત રીતે ગેરહાજર રહેતો. મારી કૉલેજની કારકિર્દીમાં જે કાંઈ નિયમિતપણું હું જોઈ શક્યો તે આટલું જ હતું.

હિંદમાં કૉલેજનાં બે યશસ્વી વર્ષો પછી ઈંટરમિજિયેટ આર્ટ્સનો ડિપ્લોમા મળે છે. ત્યાર પછી વિદ્યાર્થી બીજાં બે વર્ષને અંતે બી. એ.ની ડિગ્રી મેળવવાની આશા રાખી શકે.

ઈંટરમિજિયેટ આર્ટ્સની છેવટની પરીક્ષાનું અનિષ્ટ માથા પર તોળાઈ રહ્યું હતું. હું પુરી દોડી ગયો. ત્યાં મારા ગુરુ થોડાં અઠવાડિયાં માટે રહેવા આવ્યા હતા. છેવટની પરીક્ષાઓમાં ગેરહાજર રહેવાની તેઓ મને પરવાનગી આપશે એવી ઝાંખી આશાથી મારી બિનતૈયારીઓની મૂંઝવણ મેં વર્ણવી બતાવી.

પણ ગુરુજી દિલસોજીથી હસ્યા : ‘ અંતઃકરણપૂર્વક તેં તારી આધ્યાત્મિક ફરજો બજાવી છે. અને તેથી કૉલેજના અભ્યાસ તરફની તારી બેદરકારી અનિવાર્ય હતી. આવતા અઠવાડિયા દરમિયાન તું ખંતથી પુસ્તકો તરફ લાગી જા; આ કસોટીમાંથી તું સફળતાપૂર્વક પાર ઊતરી જશે.’

હું કલકત્તે પાછો ફર્યો. વારંવાર સતાવતી ઠઠ્ઠામશ્કરીમાંથી ઊભી થતી વાજબી શંકાઓને મજબૂત રીતે દાબી દીધી. મારા ટેબલ ઉપર પડેલાં પુસ્તકોનો ડુંગર જોઈને હું મને જંગલમાં ભૂલા પડેલા મુસાફર જેવો અનુભવવા લાગ્યો.

લાંબા ગાળાના ધ્યાનમાંથી મને એક પ્રેરણા મળી જેનાથી મારો ઘણો શ્રમ બચી ગયો. દરેક પુસ્તક ગમે ત્યાંથી ઉઘાડવા માંડ્યું. અને એ રીતે જે પાનાં ખુલ્લાં થયાં તેટલાંનો જ મેં એક અઠવાડિયા

સુધી દરરોજના અઢાર કલાક પ્રમાણે અભ્યાસ કરવા માંડચો. અને એમ કરીને ગોખણપટ્ટીની કળામાં હું નિષ્ણાત છું એમ માનવા લાગ્યો.

પછીના દિવસોમાં પરીક્ષાખંડોમાં જે બન્યું તે મારી પ્રસંગાનુકૂળ પદ્ધતિનું પ્રમાણ છે. હું બધી જ પરીક્ષાઓમાં પાસ થયો, જોકે અણી પર મારા મિત્રો અને કુટુંબીઓના અભિનંદનમાં હાસ્ય અને આશ્ચર્ય દર્શાવતા ઉદ્ગારોનું મિશ્રણ હતું.

પુરીથી સીરામપુર પાછા આવ્યા પછી શ્રી યુક્તેશ્વરે મને એક આનંદદાયક સમાચાર આપ્યા :

'તારો કલકત્તાનો અભ્યાસ હવે પૂરો થયો છે. યુનિવર્સિટીનાં બીજાં બે વર્ષનો અભ્યાસક્રમ તું અહીં સીરામપોરમાં જ પૂરો કરે એવી ગોઠવણ હું કરીશ.'

હું જરા ગૂંચવાયો : 'મહારાજ, આ શહેરમાં બી. એ.નો અભ્યાસક્રમ નથી. સીરામપોર કૉલેજ જે ઉચ્ચ શિક્ષણની એક જ સંસ્થા અહીં છે તેમાં માત્ર ઈંટરમિજિયેટ આર્ટ્સ સુધીનો જ બે વર્ષનો અભ્યાસક્રમ છે.'

ગુરુજી કટાક્ષથી હસ્યા : 'હું તો હવે એટલો વૃદ્ધ થયો છું કે તારે માટે બી એ. સુધીની કૉલેજ માટે ફાળો ઉઘરાવી શકું એમ નથી. પણ હું ધારું છું કે આને માટે મારે કોઈ બીજા મારફતે ગોઠવણ કરવી પડશે.'

બે મહિના પછી સીરામપોર કૉલેજના પ્રેસિડેન્ટ પ્રો. હોવેલ્સે જાહેર કર્યું કે ચાર વર્ષના અભ્યાસક્રમ માટે જોઈતો ફાળો ઉઘરાવવામાં તેઓ સફળ થયા છે. હવેથી સીરામપોર કૉલેજ એ કલકત્તા યુનિવર્સિટી સાથે સંપૂર્ણ સંયોજિત થયેલી શાખા છે. આ કૉલેજમાં બી. એ.માં નામ નોંધાવનારા પહેલા ઉમેદવારો પૈકી હું એક હતો.

'ગુરુજી, તમે મારા તરફ કેટલા માયાળુ છો ! કલકત્તા છોડીને સીરામપોરમાં જ તમારી સાથે રહેવાની હું કેટલા વખતથી ઝંખના

ઉપજાવેલા આવા પદાર્થોનો ઘાટ પોકળ હોય છે. તેઓ લાંબો વખત ટકતા નથી.[૧૨૦] અફઝલને હજી દુન્યવી દોલતની અપેક્ષા રહી હતી. જે મેળવતાં વધારે શ્રમ પડે છે તેથી તેટલી તે વધારે ટકાઉ પણ છે.'

હું હસ્યો. 'એ પણ કેટલીક વખતે વગર હિસાબે અદૃશ્ય થઈ જાય છે!'

ગુરુજીએ આગળ ચલા યું : 'અફઝલ આત્મદર્શી પુરુષ નહોતો. સ્થાયી અને પરોપકારી પ્રકારના ચમત્કારો તો માત્ર સાચા સંતો જ સરજી શકે; કેમ કે સર્વશકિતમાન પરમાત્માની સાથે તેઓ એકરૂપ થયેલા હોય છે. અફઝલ તો માત્ર એક સામાન્ય માણસ હતો. પણ સૂક્ષ્મ જગતમાં પ્રવેશ કરવાની તેની પાસે એક અદ્‌ભુત શકિત હતી. જ્યાં સામાન્ય રીતે મરણ પહેલાં મર્ત્ય માનવી જઈ શકતો નથી.'

'હવે હું સમજ્યો, ગુરુજી, બીજી દુનિયા મનોહર લક્ષણોવાળી હોય એવું લાગે છે.'

ગુરુજી કબૂલ થયા : 'તે દિવસ પછી મેં અફઝલને જોયો નથી. પણ થોડાં વર્ષો પછી બાબુ મારી પાસે ઘેરે આવ્યો. એક મુસલમાનનું છાપામાં આવેલું જાહેર નિવેદન મને બતાવ્યું. તેમાંથી મને જે જાણવા મળ્યું હતું તે મેં તને અત્યારે કહ્યું કે અફઝલને શરૂઆતની દીક્ષા આપનાર એક હિંદુ યોગી હતા.'

શ્રી યુકતેશ્વરની સ્મૃતિ પ્રમાણે પેલા જાહેર થયેલા નિવેદનના પાછલા ભાગનો સાર નીચે પ્રમાણે હતો : 'હું અફઝલખાન પશ્ચાત્તાપ તરીકે અને ચમત્કારિક સિદ્ધિઓની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનારાઓને ચેતવણીરૂપે આ શબ્દો લખું છું. ઈશ્વર અને મારા ગુરુની કૃપાથી જે અદ્‌ભુત શકિતઓ મને મળી હતી તેનો હું વર્ષોથી દુરુપયોગ કરી રહ્યો હતો. હું અહંકારથી ચકચૂર થઈ ગયો હતો. કેમ કે મને લાગતું હતું કે નીતિના સામાન્ય નિયમોથી હું પર છું. છેવટે ન્યાયનો છેલ્લો દિવસ આવી પહોંચ્યો.

'થોડા જ વખત પર કલકત્તાની બહાર રસ્તા ઉપર મને એક વૃદ્ધ માણસ મળ્યો. તે લંગડાતો દુઃખી થઈને ચાલતો હતો. સોના-જેવી કોઈ ચળકતી ચીજ તેની પાસે હતી. લોભી અંતઃકરણથી મેં તેને કહ્યું :

'હું મહાન ફકીર અફઝલખાન છું. પેલું તારી પાસે શું છે?'

'આ સોનાનો ગોળો એ જ એક માત્ર મારી ભૌતિક સંપત્તિ છે. એક ફકીરને એમાં શો રસ હોઈ શકે? મહારાજ, મારું લંગડાપણું સાજું કરવાની હું તમને આજીજી કરું છું.'

'મેં પેલા ગોળાને સ્પર્શ કર્યો અને કશો પણ પ્રત્યુત્તર આપ્યા સિવાય હું ચાલી નીકળ્યો. પેલો વૃદ્ધ મારી પાછળ લંગડાતો દોડયો અને તરત જ બૂમાબૂમ કરવા મંડી પડયો. 'મારું સોનું લૂંટાઈ ગયું!'

'જ્યારે મેં કાંઈ જ ધ્યાન ન આપ્યું ત્યારે તે એટલા મોટા અવાજથી બોલ્યો કે જે તેના જેવા નબળા શરીરમાં સંભવી શકે નહિ.

"'તું મને ઓળખતો નથી?'

'હું અવાક્ થઈ ગયો. જે મહાન સંતે ઘણાઘણા વખત પહેલાં મને યોગની દીક્ષા આપેલી તે જ આ મામૂલી વૃદ્ધ સુકલકડીના રૂપમાં આવ્યો છે તે બાબતની મોડેથી ખાતરી થતાં હું તો ડઘાઈ જ ગયો. તે ટટાર થયો અને તેનું શરીર તાબડતોબ યુવાન બની ગયું.

"'એમ!' મારા ગુરુની દૃષ્ટિ લાલચોળ થઈ ગઈ. 'હું મારી આંખોથી જોઈ રહ્યો છું કે તું તારી શક્તિઓનો દુખી દુનિયાને મદદ કરવામાં નહિ પણ ચોરની માફક તેને લૂંટવામાં ઉપયોગ કરે છે! સઘળી સૂક્ષ્મ બક્ષિસો હું પાછી ખેંચી લઉં છું. હઝરત હવે તારાથી છૂટો થયો છે. હવે તું બંગાળમાં ભય સરજાવી શકશે નહિ!'

'હઝરતને મેં ગુસ્સાભર્યા અવાજે બોલાવ્યો. આ વખતે પહેલી જ વાર એ મારી આંતરદૃષ્ટિમાં દેખાયો નહિ. પણ કોઈ કાળે

કરવાનું જો માણુસ ચૂકે તો તે પોતાનું સાચું લક્ષ્ય ચૂકેલો નહિ ગણાય ?'

પંથી ભોજનગૃહમાં મારા સહવાસી દ્વિજેનબાબુએ, મારા ગુરુનાં દર્શને આવવાની મેં તેને કરેલી વિનંતિના જવાબમાં ઉપલા ઉદ્દગારો કાઢ્યા.

મેં જવાબ આપ્યો : 'શ્રી યુક્તેશ્વર તને ક્રિયાયોગની દીક્ષા આપશે. એનાથી દિવ્યતાની ખાતરી થતાં દ્વૈતનો માનસિક ઝઘડો શમી જશે.'

તે જ સાંજે દ્વિજેન મારી સાથે આશ્રમમાં આવ્યો. ગુરુની હાજરીમાં એને એવી આંતરિક શાંતિ થઈ ગઈ કે ત્યાર પછી તે કાયમનો આશ્રમનો મુલાકાતી બન્યો.

દૈનિક જીવનનાં નાનાંનાનાં કામો માણુસની ઊંડામાં ઊંડી અભિલાષાઓને સંતોષી શકતાં નથી. જ્ઞાનને માટે પણુ એને નૈસર્ગિક ભૂખ હોય છે. શ્રી યુક્તેશ્વરના શબ્દોથી એને ક્ષણિક જીવનની ક્ષુદ્ર અહંવૃત્તિ કરતાં વિશેષ સાચા અહંની શોધ કરવાનું પ્રોત્સાહન મળ્યું.

દ્વિજેન અને હું બન્ને સીરામપોર કૉલેજના બી. એ.ના વર્ગમાં સાથે હતા તેથી વર્ગો પૂરા થાય કે તરત જ અમને સાથે આશ્રમ તરફ ચાલી આવવાની ટેવ પડી હતી. શ્રી યુક્તેશ્વરને બીજા મજલાના ઝરૂખામાં ઊભા રહીને અમને સ્મિતભર્યો આવકાર આપતાં અમે ઘણી વખત જોતા.

એક સંધ્યાકાળે કનઈ નામનો આશ્રમવાસી કિશોર દ્વિજેન અને મને દરવાજા આગળ મળ્યો અને એક નિરાશાજનક સમાચાર આપ્યા.

'ગુરુજી અહીં નથી; એક તાકીદના પત્રથી એમને કલકત્તે જવું પડ્યું છે.'

બીજે દિવસે મને મારા ગુરુ તરફથી એક પોસ્ટકાર્ડ મળ્યો. તેમણે લખ્યું હતું : 'બુધવારે સવારે હું કલકત્તા છોડીશ. તું અને દ્વિજેન મને સીરામપોર સ્ટેશન ઉપર નવ વાગ્યાની ગાડીએ મળજો.'

અંધકારમય પડદો મારામાંથી એકાએક ઊંચકાઈ આવ્યો. મારા જીવનમાંનો ઈશ્વરદ્રોહ હું હવે સ્પષ્ટ જોઈ શક્યો.'

"'મારા વહાલા ગુરુ, મારી આ લાંબી માયાજાળ દૂર કરવા તમે પધાર્યા તે માટે હું તમારો ઉપકાર માનું છું.' ડૂસકાં ખાતાં હું તેમને ચરણે પડ્યો. 'મારી તમામ દુન્યવી અભિલાષાઓ તજી દેવાનું હું વચન આપું છું. મારા ભૂતકાળનાં દુષ્ટ કર્મોના પ્રાયશ્ચિત્તની આશામાં હું ઈશ્વરના એકાંત ધ્યાન માટે ડુંગરાઓમાં ચાલ્યો જઈશ.'

'મારા ગુરુએ મારી તરફ શાંત કરુણભાવ બતાવ્યો. તેમણે છેવટે કહ્યું: 'તારી નિખાલસતા હું જોઈ શકું છું. શરૂઆતનાં વર્ષોનું તારું ચુસ્ત આજ્ઞાપાલન અને અત્યારના તારા પશ્ચાત્તાપને કારણે હું તને એક વરદાન આપું છું. તારી બીજી શક્તિઓ તો ગઈ છે જ પણ જે કાંઈ ખોરાક અને કપડાં તને જોઈએ તેને માટે તું હઝરતને સફળતાથી આજ્ઞા કરી શકશે. પર્વતોના એકાંતમાં દૈવી જ્ઞાન માટે ખરા અંતઃકરણથી તું લાગી જા.'

'પછી મારા ગુરુ અદૃશ્ય થયા. હું આંસુ સારતો વિચારમાં પડી ગયો. નમસ્તે જગત, વિશ્વાધારની માફી માગવા હું પણ હવે જાઉં છું.'

## ૨૦

## મારા ગુરુ કલકત્તામાં હોવા છતાં સીરામપોરમાં દેખાય છે!

'હું ઘણી વખતે નાસ્તિકતાની શંકાઓથી ઘેરાઈ વળું છું. તેમ છતાં મને એક દુઃખદાયક તર્ક વારંવાર હેરાન કરે છે; આત્માની અવિકસિત શક્યતાઓ શું હજી બાકી નથી? આ શક્યતાઓની શોધ

કરવાનું જો માણુસ ચૂકે તો તે પોતાનું સાચું લક્ષ્ય ચૂકેલો નહિ ગણાય ?'

પછી ભોજનગૃહમાં મારા સહવાસી દ્વિજેનબાબુએ, મારા ગુરુનાં દર્શને આવવાની મેં તેને કરેલી વિનંતિના જવાબમાં ઉપલક ઉદ્ગારો કાઢ્યા.

મેં જવાબ આપ્યો : 'શ્રી યુક્તેશ્વર તને ક્રિયાયોગની દીક્ષા આપશે. એનાથી દિવ્યતાની ખાતરી થતાં દ્વૈતનો માનસિક ઝઘડો શમી જશે.'

તે જ સાંજે દ્વિજેન મારી સાથે આશ્રમમાં આવ્યો. ગુરુની હાજરીમાં એને એવી આંતરિક શાંતિ થઈ ગઈ કે ત્યાર પછી તે કાયમનો આશ્રમનો મુલાકાતી બન્યો.

દૈનિક જીવનનાં નાનાંનાનાં કામો માણુસની ઊંડામાં ઊંડી અભિલાષાઓને સંતોષી શકતાં નથી. જ્ઞાનને માટે પણ એને નૈસર્ગિક ભૂખ હોય છે. શ્રી યુક્તેશ્વરના શબ્દોથી એને ક્ષણિક જીવનની ક્ષુદ્ર અહંવૃત્તિ કરતાં વિશેષ સાચા અહંની શોધ કરવાનું પ્રોત્સાહન મળ્યું.

દ્વિજેન અને હું બન્ને સીરામપોર કૉલેજના બી. એ.ના વર્ગમાં સાથે હતા તેથી વર્ગો પૂરા થાય કે તરત જ અમને સાથે આશ્રમ તરફ ચાલી આવવાની ટેવ પડી હતી. શ્રી યુક્તેશ્વરને બીજા મજલાના ઝરૂખામાં ઊભા રહીને અમને સ્મિતભર્યો આવકાર આપતાં અમે ઘણી વખત જોતા.

એક સંધ્યાકાળે કનઈ નામનો આશ્રમવાસી કિશોર દ્વિજેન અને મને દરવાજા આગળ મળ્યો અને એક નિરાશાજનક સમાચાર આપ્યા.

'ગુરુજી અહીં નથી; એક તાકીદના પત્રથી એમને કલકત્તે જવું પડયું છે.'

બીજે દિવસે મને મારા ગુરુ તરફથી એક પોસ્ટકાર્ડ મળ્યો. તેમણે લખ્યું હતું : 'બુધવારે સવારે હું કલકત્તા છોડીશ. તું અને દ્વિજેન મને સીરામપોર સ્ટેશન ઉપર નવ વાગ્યાની ગાડીએ મળજો.'

બુધવારે સવારે લગભગ આઠ ને ૩૦ મિનિટે મારા ગુરુ તરફથી મારા મગજ ઉપર એક તારનો સંદેશો વારંવાર અથડાયો. ‘હું મોડો થવાનો છું. નવ વાગ્યાની ગાડીએ આવશો નહિ.’

આ છેવટના સમાચાર દ્વિજેનને મેં આપ્યા. તે પોશાક પહેરીને જવા માટે તૈયાર થઈને બેઠો હતો.

‘તું અને તારી આંતરસ્ફુરણા!’ મારા મિત્રનો અવાજ તિરસ્કારભર્યો હતો : ‘હું ગુરુજીના લિખિત શબ્દને વધારે વજન આપું છું.’

મેં મારા ખભા હલાવ્યા અને નિશ્ચય કરીને શાંત બેઠો. ગુસ્સાથી બડબડતો દ્વિજેન દરવાજા તરફ જઈ પોતાની પાછળ જોરથી દરવાજો બંધ કરતો બહાર ગયો.

ઓરડો જરા અંધારો હતો. તેથી જે બારી રસ્તા પર પડતી હતી તેની નજીક હું ગયો. જે થોડુંક અજવાળું આવતું હતું તે એકદમ વધીને એટલો બધો ઝળહળતો પ્રકાશ થઈ ગયો કે સળિયા-વાળી બારી બિલકુલ અદૃશ્ય થઈ ગઈ. આ ઝળહળતા તેજ પ્રકાશની પૃષ્ઠભૂમિકા ઉપર શ્રી યુક્તેશ્વરના સ્થૂળ દેહે સ્પષ્ટ આકાર લીધો!

આંચકા સાથે આશ્ચર્ય અનુભવતો હું મારી ખુરશી ઉપરથી ઊભો થઈ ગયો અને તેમની સમક્ષ નીચો નમ્યો. મારા ગુરુને ચરણે વંદન કરવાની પ્રણાલિકા પ્રમાણે મેં તેમનાં પગરખાંને સ્પર્શ કર્યો. શણનાં તળિયાંવાળાં ભગવા રંગનાં કેન્વાસનાં બનાવેલાં પગરખાંને હું બરાબર ઓળખતો હતો. તેનું ભગવું સંન્યાસી વસ્ત્ર મારા શરીર સાથે ઘસાયું. તેમના ઝભાની કુમાશનો જ નહિ પણ તેમનાં પગરખાંની ખરબચડી સપાટીનો તથા તેમના અંગૂઠાના દબાણનો પણ મને સ્પષ્ટ અનુભવ થયો. હું એટલો બધો મંત્ર-મુગ્ધ જેવો થઈ ગયો હતો કે એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહિ. હું ઊભો થયો અને પ્રશ્નભાવે એમની સામે જોઈ રહ્યો.

'હું ખુશી થયો કે તેં મારો પ્રેરિત સંદેશો ઝીલ્યો.' ગુરુજીનો અવાજ શાંત અને તદ્દન સાધારણ હતો. 'મેં મારું કલકત્તાનું કામ હવે પૂરું કર્યું છે. અને દસ વાગ્યાની ગાડીમાં હું સીરામપોર આવી પહોંચીશ.'

હજી પણ હું મૌનભાવે તેમને તાકી રહ્યો હતો. એ જોઈને શ્રી યુક્તેશ્વર આગળ બોલ્યા : 'આ મારું ભૂત નથી. પણ મારો માંસ અને લોહીથી ભરેલો દેહ છે. મને દૈવી આજ્ઞા થઈ છે કે પૃથ્વી પરનો આ વિરલ અનુભવ મારે તને કરાવવો. મને સ્ટેશન ઉપર મળજે, દિજેન અને તું હું અત્યારે જે પોશાકમાં છું તેવાં કપડાંમાં મને તમારી તરફ આવતો જોશો. એક સહપ્રવાસી — નાનો છોકરો ચાંદીનો લોટો લઈને મારી આગળ ચાલતો હશે.

મારા ગુરુએ આશીર્વાદના ગણગણાટ સાથે તેમના બન્ને હાથ મારા માથા પર મૂકયા. તબે આસિ[૧૧૧] (ત્યારે હવે હું જાઉં છું) એવા શબ્દો સાથે તેમણે ઉપસંહાર કર્યો ત્યારે મેં વિચિત્ર પ્રકારની ગર્જના[૧૧૨] સાંભળી. પેલા તેજસ્વી પ્રકાશમાં તેમનો દેહ ધીરેધીરે ઓગળવા લાગ્યો. પ્રથમ તેમની પાટલીઓ અને પગ અદૃશ્ય થયા. પછી પિંડો વળી જાય એમ તેમનું ધડ અને માથું વીંટાઈ વળ્યાં. છેવટ સુધી તેમનાં આંગળાં મારા વાળ ઉપર હળવો સ્પર્શ કરી રહ્યાં હોવાનું મને લાગ્યા કર્યું. પ્રકાશ ઝાંખો થઈ ગયો. સળિયા-વાળી બારી અને સૂર્યના ઝાંખા પ્રકાશ સિવાય મારી સામે બીજું કશું જ રહ્યું નહિ.

હું ગૂંચવણભરી અર્ધ-મૂર્છા અનુભવી રહ્યો. મને પ્રશ્ન થતો હતો કે હું ચિત્તભ્રમનો ભોગ તો નથી બન્યો. ભોંઠો પડેલો દિજેન તે જ વખતે ઓરડામાં દાખલ થયો.

મારા મિત્રે ક્ષમાયાચનાભર્યું નિવેદન કર્યું. 'ગુરુજી નવ વાગ્યાની ગાડીમાં નહોતા. તેમ જ સાડા નવની ગાડીમાં પણ નહિ આવ્યા.'

'ચાલ, ત્યારે, મને, ખબર છે કે તેઓ દસની ટ્રેનમાં આવશે.' મેં દિજેનના વિરોધને ન ગણકારતાં તેનો હાથ પકડીને જબરજસ્તીથી તેને મારી સાથે લઈ લીધો. અમે આશરે દસ મિનિટમાં સ્ટેશનમાં દાખલ થયા. ત્યાં ટ્રેન ધુમાડા કાઢતી ઊભી હતી.

આખી ટ્રેન ગુરુજીના તેજવર્તુલના પ્રકાશથી છવાઈ ગઈ છે. તેઓ પેલા રહ્યા ! હું હર્ષથી પોકારી ઊઠ્યો.

દિજેન મશ્કરી કરતો હસ્યો : 'એ તારું સ્વપ્નું તો નથી ?'

'આપણે અહીં ઉભા રહીએ.' જે રીતે આપણા ગુરુ આપણી આગળ આવવાના છે તેની વિગતો મેં મારા મિત્રને કહી સંભળાવી. હું મારું વર્ણન પૂરું કરું છું એટલામાં જ શ્રી યુક્તેશ્વર અમારી દૃષ્ટિએ પડ્યા. થોડા વખત પર મેં જોયાં હતાં એવાં જ કપડાં એમણે પહેર્યાં હતાં. ચાંદીના લોટાવાળા નાના છોકરાને પગલે પગલે તેઓ આસ્તેથી ચાલતા હતા.

મારા અનુભવની અપૂર્વ વિચિત્રતાને લીધે ક્ષણભર તીવ્ર ભયનું એક મોજું મને સ્પર્શી ગયું. વીસમી સદીની ભૌતિક દુનિયા મારામાંથી સરકી જતી હોય એવું મને લાગ્યું. શું હું પુરાણા દિવસોમાં તો પાછો નથી ગયો કે જ્યારે જિસસ સમુદ્રકિનારે પિટરને પ્રથમ મળ્યો હતો ?

આધુનિક જમાનાના યોગી ક્રાઈસ્ટ — શ્રી યુક્તેશ્વર જ્યાં દિજેન અને હું અવાક્ થઈને ઊભા હતા ત્યાં આવ્યા. તેઓ મારા મિત્ર સામે હસ્યા અને બોલ્યા : 'મેં તને પણ બિનતારી સંદેશો મોકલ્યો હતો. પણ તું ગ્રહણ કરી શક્યો નહિ.'

દિજેન શાંત હતો. તેણે શંકાખોરપણે મારી સામે ડોળા કાઢ્યા. અમે ગુરુજીને આશ્રમ સુધી પહોંચાડી આવ્યા. પછી મારો મિત્ર અને હું સીરામપોર કોલેજ તરફ ગયા. દિજેન રસ્તામાં ઊભો રહ્યો. તેના રોમેરોમમાંથી ગુસ્સો નીતરતો હતો.

'એમ! ગુરુજીએ સંદેશો મોકલ્યો હતો! છતાં તેં તે છુપાવી રાખ્યો! હું તારી પાસેથી ખુલાસો માગું છું!'

મેં જવાબ આપ્યો : 'તારું માનસિક દર્પણ એટલી બધી ચંચળતાથી હાલતું હતું કે જેથી તું ગુરુજીની સૂચનાઓ ઝીલી શક્યો નહિ તેમાં હું શું કરું?'

દિજેનના મુખ પરનો ગુસ્સો જતો રહ્યો. તેણે પશ્ચાત્તાપથી કહ્યું : 'તું શું કહેવા માગે છે તે હું સમજ્યો. પણ પેલા લોટા-વાળા છોકરાની વાત તેં કેમ જાણી તેનો ખુલાસો કૃપા કરીને કર.'

તે દિવસે સવારે ભોજનગૃહ આગળના ગુરુજીના સાકાર દર્શનની વાત જ્યારે હું પૂરી કરી રહ્યો ત્યારે અમે સીરામપોર કોલેજમાં પહોંચી ગયા હતા.

દિજેન બોલ્યો : 'આપણા ગુરુની શક્તિઓની જે વાતો મેં અત્યારે સાંભળી તે ઉપરથી મને એમ લાગે છે કે આ હિસાબે દુનિયાની કોઈ પણ યુનિવર્સિટી હજી બાળક માટેની (બાલવાડી) છે.[૧૧૩]

## ૨૧

## અમે કાશ્મીર જતા નથી

'પિતાજી, આ ઉનાળાની રજા દરમ્યાન હિમાલયની તળેટીના પ્રવાસમાં મને સાથ આપવા સારુ હું ગુરુજી અને બીજા ચાર મિત્રોને આમંત્રણ આપવાનો છું. કાશ્મીર સુધીના છ ટ્રેન પાસો અને અમારા ખર્ચને પહોંચી વળે એટલા પૈસાની રકમ તમે મને આપશો ને?'

મેં ધાર્યું હતું તેમ પિતાજી ખુલ્લા દિલથી હસ્યા : 'આ ત્રીજી વખત તેં મને એકની એક પેલા મરઘા અને આખલાની વાત કરી છે. ગયા ઉનાળામાં અને તેને આગલે વરસે પણ તેં આવી જ વિનતી નહોતી કરી ? છેક છેલ્લી ઘડીએ જ શ્રી યુક્તેશ્વરજી જવાની ના પાડે છે.'

'હા, એ ખરું છે. પિતાજી, મને સમજ પડતી નથી કે કાશ્મીર[૧૧૪] બાબતમાં મારા ગુરુજી કેમ કોઈ સ્પષ્ટ નિર્ણય જણાવતા નથી. પણ જો તમારી પાસેથી પાસ મેળવી લેવાની વાત હું તેમને કહું તો કદાચ આ વખતે પ્રવાસ કરવાનું તેઓ સ્વીકારે એમ હું ધારું છું.'

પિતાજીને તે વખતે ખાતરી થઈ નહિ પણ બીજે દિવસે કેટલાક મીઠા વિનોદ પછી તેમણે મને છ પાસ અને દસ રૂપિયાની નોટોનું એક બંડલ સુપરત કર્યું.

તેમણે કહ્યું : 'હું ભાગ્યે જ ધારું છું કે તારી આવી કાલ્પનિક સહેલગાહ માટે આવા પ્રત્યક્ષ ટેકાની જરૂર હોય; તે છતાં આ લે.'

તે જ દિવસે નમતે બપોરે શ્રી યુક્તેશ્વરને મેં મારી લૂંટ બતાવી. જો કે મારો ઉત્સાહ જોઈને તેઓ મલકાયા પણ તેમના શબ્દો બંધનકારક નહોતા. 'મારી જવાની ઇચ્છા તો ખરી; પણ આપણે જોઈશું.' જ્યારે એમના આશ્રમવાસી નાના શિષ્ય કનઈને પણ મારી સાથે આવવાનું કહ્યું ત્યારે તેઓ કાંઈ બોલ્યા નહિ. મેં બીજા ત્રણ મિત્રોને પણ આમંત્રણ આપ્યું હતું – રાજેન્દ્રનાથ મિત્ર, જોતીન ઑડી અને બીજો એક છોકરો. હવે પછીને સોમવારે અમારા પ્રસ્થાનનો દિવસ હતો.

શનિવાર અને રવિવારના દિવસો મેં કલકત્તામાં ગાળ્યા કેમકે મારા કૌટુંબિક ઘરમાં જ મારા એક પિત્રાઈની લગ્નવિધિઓ ઉજવવાની હતી. સોમવારે વહેલી સવારે હું મારા સામાન સાથે સીરામપોર આવી પહોંચ્યો. રાજેન્દ્ર મને આશ્રમને દરવાજે સામે મળ્યો.

'ગુરુજી બહાર ફરવા ગયા છે. તેમણે જવાનો ઇનકાર કર્યો છે.'

હું પણ એટલો જ સંતપ્ત અને જિદ્દી થયો. 'કાશ્મીરના કલ્પિત યોજનાઓની મજાક કરવાની ત્રીજી તક હું પિતાજીને આપવાનો નથી. 'ચાલો, આપણે ત્રણ તો કોઈ રીતે જઈશું જ.'

રાજેન્દ્ર તૈયાર થયો. એક નોકરને શોધવા હું આશ્રમની બહાર ગયો. હું જાણતો હતો કે ગુરુજીની રજા સિવાય કનઈ પ્રવાસે નહીં આવે પણ સામાન સાચવવા કોઈક તો જોઈતો જ હતો. અમારા કૌટુંબિક ઘરમાં પહેલાં નોકરી કરી ગયેલા બિહારીનો મને વિચાર આવ્યો, જે અત્યારે સીરામપોરના શાળામાસ્તરને ત્યાં નોકરી કરતો હતો. હું ઝડપથી જતો હતો એટલામાં સીરામપોરની ન્યાયકચેરીની બાજુમાં ખ્રિસ્તી દેવળની સામે મને મારા ગુરુ મળી ગયા.

'તું કયાં જાય છે?' શ્રી યુક્તેશ્વરનો ચહેરો સ્મિતવિહોણો હતો.

'મહારાજ, હું સાંભળું છું કે જેની યોજના આપણે કરી રહ્યા છીએ તે પ્રવાસમાં તમે અને કનઈ આવવાના નથી. હું બિહારીને શોધું છું. તમને સ્મરણ હશે જ કે ગયે વરસે એ કાશ્મીર જોવાને એટલો બધો ઉત્સુક હતો કે એ પગાર સિવાય પણ સેવા આપવા તૈયાર હતો.'

'મને યાદ છે તેમ છતાં હું નથી ધારતો કે એ હમણાં આવવા તૈયાર થાય.'

હું ચિડાયો હતો: 'એ આ તકની આતુરતાથી રાહ જ જોઈ રહ્યો છે!'

મારા ગુરુ શાંતિથી આગળ ચાલ્યા. હું તરત જ શાળાશિક્ષકને ઘેરે પહોંચ્યો. આંગણામાં ઊભેલા બિહારીએ મિત્રભાવે ઉમળકાથી મારું સ્વાગત કર્યું. પણ કાશ્મીરનું નામ સાંભળતાં જ એ ઉમળકો અદૃશ્ય થઈ ગયો. ક્ષમાયાચનાના શબ્દોના ગણગણાટ સાથે એને છોડી ગયો, અને તેના માલિકના ઘરમાં ભરાઈ ગયો. હું અરધો

કલાક ત્યાં થોભ્યો. મને લાગ્યું કે પ્રવાસની તૈયારી કરવામાં તેને બહાર આવતાં વિલંબ થાય છે. છેવટે મેં દરવાજો ખખડાવ્યો.

એક માણસે બહાર આવી ખબર આપી. તેના ચહેરા ઉપર થોડુંક હાસ્ય દેખાતું હતું. 'આશરે ત્રીસેક મિનિટ પહેલાં બિહારી પાછલે દાદરેથી ચાલ્યો ગયો છે.'

ત્યાંથી દિલગીર થઈને પાછો ફર્યો. હું વિચાર કરતો હતો કે મારું આમંત્રણ કાં તો અતિ જુલમી લાગ્યું હોય કે પછી ગુરુજીની અદશ્ય શક્તિ કામ કરતી હોય. ખ્રિસ્તી દેવળની બાજુમાં થઈને જતાં ફરી પાછા ગુરુજી ધીમેથી આવતા જણાયા. મારી વાત સાંભળ્યા પહેલાં જ તેઓ બોલી ઊઠ્યા :

'ત્યારે બિહારી પણ જવાનો નથી; હવે તારી શી યોજના છે!'

પ્રતાપી પિતાનો પણ અનાદર કરવાનો નિશ્ચય કરી ચૂકેલા તોફાની બાળકની અદાથી હું બોલ્યો : 'મહારાજ, મારા કાકાના નોકર લાલધારીની સેવા મેળવવા તેને સમજાવવા હું જાઉં છું.'

શ્રી યુક્તેશ્વરે મલકાટ સાથે જવાબ આપ્યો : 'તારી ઇચ્છા જ હોય તો તારા કાકાને મળી જો. હું ધારું છું કે ભાગ્યે જ તારી આ મુલાકાત સફળ નીવડે.'

શંકાશીલ પણ બળવાખોર થઈને મેં મારા ગુરુની વિદાય લીધી અને સીરામપોરના ન્યાયમંદિરમાં દાખલ થયો. મારા પિત્રાઈ કાકા શારદાઘોષ સરકારી વકીલ હતા તેમણે મને પ્રેમથી આવકાર્યો.

મેં તેમને કહ્યું : 'કેટલાક મિત્રો સાથે આજે હું કાશ્મીર જાઉં છું. હિમાલયપ્રવાસ માટે કેટલાંય વરસોથી હું તલસતો હતો.'

'તને જોઈને આનંદ થયો મુકુન્દ, તારો પ્રવાસ વધારે સુખમય થાય એટલા માટે હું તને કાંઈ મદદ કરી શકું એમ છું.'

આ માયાળુ શબ્દોથી મને કાંઈક ઉત્તેજન મળ્યું. મેં કહ્યું, 'વહાલા કાકા, તમારા નોકર લાલધારીને તમે ફાજલ પાડી શકશો ખરા ?'

મારી આ સાદી વિનતિએ ધરતીકંપ જેટલી અસર ઉપજાવી. કાકા એટલા જોરથી ઊછળ્યા કે તેની ખુરશી ઊંધી વળી ગઈ. ટેબલ પરના તેમના કાગળો બધી દિશામાં ઊડી ગયા. અને તેમની નળી અને નાળિયેરીના કાચલાવાળો હુક્કો જમીન પર ઘણા જ અવાજ સાથે પછડાયો. ગુસ્સાથી ધ્રૂજતા અવાજે તેઓ બરાડી ઊઠ્યા:

'તું સ્વાર્થી જુવાન માણસ, કેટલો વિપરીત વિચાર કરે છે ? તું તારા આનંદી પ્રવાસ માટે મારા નોકરને લઈ જાય તો પછી મારી કોણ સંભાળ લેશે ?'

મારું આશ્ચર્ય મેં છુપાવી રાખ્યું. પણ મને વિચાર આવ્યો કે મારા સજ્જન કાકાનું આ તાત્કાલિક પરિવર્તન એ આજના દિવસની અનેક અગમ્યતાઓ પૈકીનું એક વિશેષ ગૂઢ રહસ્ય જ છે. ન્યાયમંદિરની કચેરીમાંથી મારું બહિર્ગમન ગૌરવપૂર્ણ કરતાં ઉલ્લાસમય વધારે હતું.

હું આશ્રમમાં પાછો આવ્યો. અહીં મારા મિત્રો મારી વાટ જોતા ભેગા થયા હતા. મને ખાતરી થતી ચાલી કે ગુરુજીના વલણની પાછળ અત્યંત ગૂઢ પણ કાંઈક સંગીન કારણ છે. મને પશ્ચાત્તાપ થવા લાગ્યો કે ગુરુજીની ઇચ્છાને નિષ્ફળ કરવા માટે હું સતત પ્રયત્ન કરી રહ્યો હતો.

શ્રી યુક્તેશ્વરે પૂછ્યું : 'મુકુન્દ, તું મારી સાથે થોડો વધારે વખત રહેવાનું પસંદ નહિ કરે ? રાજેન્દ્ર અને બીજાઓ પહેલાં જશે અને કલકત્તામાં તારે માટે રોકાશે. કાશ્મીર માટે કલકત્તા છોડતી રાત્રિની છેલ્લી ટ્રેન પકડવાનો પૂરતો વખત રહેશે.'

'ગુરુજી, તમારા સિવાય જવાની હું ઇચ્છા કરતો નથી.' પશ્ચાત્તાપપૂર્વક હું બોલ્યો.

મારા મિત્રોએ મારા આ શબ્દો ઉપર બિલકુલ ધ્યાન આપ્યું નહિ. તેમણે ગાડી બોલાવી અને બધો સરસામાન લઈને ઊપડી ગયા.

કનઈ અને હું ગુરુના ચરણ આગળ બેઠા રહ્યા. અરધા કલાકના સંપૂર્ણ મૌન પછી ગુરુજી ઊઠચા અને બીજા મજલાના રસોડાના ઓરડા તરફ ગયા.

'કનઈ, મહેરબાની કરીને મુકુન્દને ભોજન પીરસ. એની ગાડી થોડા જ વખતમાં ઊપડશે.'

કામળની મારી બેઠક ઉપરથી હું ઊભો થતો હતો એટલામાં એકદમ ચકરી આવવાથી લથડિયું ખાઈ ગયો. અને પેટમાં ભયંકર ચૂંથારો શરૂ થતો હોય એવું લાગ્યું. શૂળનું દર્દ એટલું તીવ્ર હતું કે કોઈ ભયાનક નરકમાં ફેંકાઈ ગયો હોઉં એવી લાગણી થઈ આવી. આંખે અંધારાં આવવાથી ફાંફાં મારતાં હું ગુરુને ચરણે ઢળી પડચો. કેમ કે જીવલેણ કોલેરાનાં સર્વ ચિહ્નોએ મારા પર હુમલો કર્યો હતો. શ્રી યુક્તેશ્વર અને કનઈ મને દીવાનખંડમાં લઈ ગયા.

વેદનાથી પીડાતો હું બોલ્યો : 'ગુરુજી, મારું જીવન હું તમને સમર્પણ કરું છું. કારણકે મેં માન્યું કે ખરેખર મારા શરીરમાંથી જીવન બહુ જલદીથી ઓસરતું જાય છે.' તેમણે મારું માથું તેમના ખોળામાં લીધું. અને દિવ્ય કોમળતાથી મારા કપાળને થાબડચા કર્યું.

તેમણે કહ્યું : 'હવે તું જો અત્યારે તારા મિત્રો સાથે સ્ટેશન પર હોત તો શું થાત? આવી વિચિત્ર રીતે મારે તારી સંભાળ રાખવી પડી હતી. કારણ કે ખરી અણીની વખતે પ્રવાસની બાબતમાં મારા નિર્ણય ઉપર શંકા કરવાનું તમને સૂઝયું.'

હું આખરે સમજ્યો. જેવી રીતે મહાન સંતો પોતાની શક્તિનું જાહેરમાં ભાગ્યે જ પ્રદર્શન કરે છે તેમ આજે બનેલા બનાવોનો એક સામાન્ય નિરીક્ષક પણ એમ કહી શકે કે એમનો ક્રમ બિલકુલ સ્વાભાવિક હતો. મારા ગુરુની મધ્યસ્થી એટલી સૂક્ષ્મ છે કે તે

સહેલાઈથી વરતાતી નથી. બિહારી, મારા કાકા શારદા, રાજેન્દ્ર અને બીજાઓ મારફતે એમણે એમની ઇચ્છાશક્તિનો એવો અદશ્ય ઉપયોગ કર્યો છે કે સંભવતઃ મારા સિવાય દરેકે આ બધી ઘટનાઓને તાર્કિક રીતે સ્વાભાવિક જ ગણી હતી.

શ્રી યુક્તેશ્વર પોતાની સામાજિક ફરજો બજાવવામાં કદી ચૂકતા નહિ. તેમણે કનઈને સ્પેશિયાલિસ્ટને બોલાવવા મોકલ્યો અને મારા કાકાને ખબર આપવા કહ્યું.

હળવા સ્વરમાં મેં વિરોધ કર્યો : 'ગુરુજી, માત્ર તમે મને સારો કરી શકશો. મારો રોગ એટલો અસાધ્ય થયો છે કે કોઈ પણ દાક્તર મને કાંઈ મદદ કરી શકશે નહિ.'

'બેટા, દિવ્ય કૃપા તારું રક્ષણ કરી જ રહી છે. દાક્તરને માટે તારે કાંઈ ગભરાવાનું નથી. તે તને આ સ્થિતિમાં જોવાના નથી. તું અત્યારે સારો જ થઈ ગયો છે.'

મારા ગુરુના આ શબ્દો સાથે પેલો ભયંકર કાતિલ દુખાવો ચાલ્યો ગયો. હું હળવે રહીને બેઠો થયો. એક દાક્તર તરત જ આવ્યો અને મને કાળજીપૂર્વક તપાસ્યો.

તેણે કહ્યું : 'તમે ઘણી જ ગંભીર સ્થિતિ પાર કરી ગયા છો. પ્રયોગશાળાની તપાસ માટે હું કેટલાક નમૂનાઓ મારી સાથે લઈ જાઉં છું.'

બીજે દિવસે સવારે દાક્તર ઉતાવળમાં આવ્યા.

હું ઉત્સાહિત થઈને બેઠો હતો.

'વારુ વારુ, તમે અહીં જાણે કે મરણની છાયામાંથી પસાર જ નહીં થયા હો એ રીતે હસતા અને ગપાટા મારતા બેઠા છો. મેં તમને અત્યારે ભાગ્યે જ જીવતા જોવાની આશા રાખી હતી કેમ કે

પેલા નમૂનાઓ ઉપરથી તમારો વ્યાધિ કોલેરા હતો એવું જણાયેલું હતું. જુવાન માણસ, તમે ઘણા જ ભાગ્યશાળી છો કે રોગનિવારણની દિવ્ય શક્તિઓવાળા ગુરુ તમને મળ્યા છે! મને તેની ખાતરી થઈ છે!' તેમણે મારો હાથ હળવેથી થાબડ્યો.

હું સાચા અંતઃકરણથી સંમત થયો. જેવા દાક્તર જવાની તૈયારી કરતા હતા એટલામાં જ રાજેન્દ્ર અને ઓડી બારણામાં દાખલ થયા. જ્યારે તેમણે દાક્તર તરફ નજર કરી અને મારો તવાઈ ગયેલો દેખાવ જોયો ત્યારે તેમના ચહેરા ઉપર દેખાતો ગુસ્સો દિલસોજીમાં ફેરવાઈ ગયો.

'આગળથી નક્કી કર્યા પ્રમાણે જ્યારે તમે કલકત્તામાં છેલ્લી ગાડી વખતે આવ્યા નહીં ત્યારે અમે ઘણા ગુસ્સે થયા હતા. તમે માંદા પડી ગયા છો?'

'હા,' જે ખૂણામાં સરસામાન ગઈ કાલે હતો ત્યાં મારા મિત્રોએ આજે પાછો મૂક્યો તે જોઈને મારાથી હસ્યા સિવાય રહેવાયું નહીં. મેં વિવરણ કર્યું: 'એક વહાણ હતું જે સ્પેન ગયું: એ ત્યાં પહોંચ્યું તે પહેલાં એ પાછું આવ્યું.'

ગુરુજી ઓરડામાં દાખલ થયા. એક સુધરતા જતા દરદીની છૂટ મેં લેવા માંડી અને હેતથી મેં તેમનો હાથ પકડી લીધો.

'ગુરુજી,' મેં કહ્યું: 'મારા બારમા વર્ષથી હિમાલય જવાના મેં કેટલાય નિષ્ફળ પ્રયત્ન કર્યા છે. હવે છેવટે મને ખાતરી થઈ કે તમારા આશીર્વાદ સિવાય માતા પાર્વતી[૧૧૫] મને આવકારશે નહિ!'

## ૨૨

# અમે કાશ્મીર જઈએ છીએ

'તું હવે મુસાફરી કરવા જેટલો તંદુરસ્ત થયો છે. હું તારી સાથે કાશ્મીર આવીશ.' કૉલેરામાંથી ચમત્કારિક મુક્તિ મેળવ્યા પછી બે દિવસે શ્રી યુક્તેશ્વરે મને કહ્યું.

તે જ સાંજે છ જણાનો અમારો સંઘ ઉત્તર તરફ જવા રવાના થયો. હિમાલય પર્વતોના સિંહાસન પર બિરાજેલી બાદશાહી નગરી જેવું સિમલા એ અમારું પ્રથમ વિશ્રામસ્થાન હતું. ભવ્ય દૃશ્યોની પ્રશંસા કરતા અમે એના સીધા ચડાણવાળા રસ્તાઓ ઉપર ફરી વળ્યા.

'સ્ટ્રૉબેરીઝ વેચવાનાં છે.' મનોહર મારકેટના કમ્પાઉન્ડમાં પલાંઠી વાળીને બેઠેલી એક વૃદ્ધા બૂમ પાડતી હતી.

ગુરુજીને આ વિચિત્ર નાનાં રાતાં ફળો બાબત કુતૂહલ થયું. તેમણે ટોપલી ભરીને તે ખરીદ્યાં અને પાસે ઊભેલા કનઈ, અને મને આપ્યાં, તે પૈકી એક બેરી મેં ચાખ્યું પણ ઝટ થૂંકી નાખ્યું.

'મહારાજ, ફળો કેટલાં ખાટાં છે! મને સ્ટ્રૉબેરીઝ કદી ભાવ્યાં નથી!'

મારા ગુરુ હસ્યા: 'હા, તને એ ભાવશે – અમેરિકામાં ત્યાંના ખાણામાં તારી યજમાન બાઈ સાકર અને માખણ સાથે આ ફળો તને પીરસશે, કાંટાથી આ ફળોનો તે છૂંદો કરી નાખશે. તું તેનો સ્વાદ લેશે અને કહેશે: 'કેટલાં સ્વાદિષ્ટ સ્ટ્રૉબેરીઝ!' ત્યારે તને આજનો સિમલાનો દિવસ યાદ આવશે.'

(યુક્તેશ્વરની આ આગાહી મનમાંથી ખસી ગઈ હતી. પણ ઘણાં વરસો પછી અમેરિકા ગયા પછી તરત જ એ સ્મૃતિ ફરી તાજી થઈ હતી. હું મેસેચ્યુસેટ પરગણાના વેસ્ટ સોમરવીલેમાં શ્રીમતી એલીસ ટી. હાસે (સિસ્ટર યોગમાતા)ને ઘેર ભોજનનો અતિથિ હતો, જ્યારે ટેબલ પર સ્ટ્રૉબેરીઝનો મુખવાસ મૂકવામાં આવ્યો ત્યારે મારી યજમાન બાઈએ કાંટો લીધો અને મારી બેરીઝને છૂંદી નાખી તેમાં સાકર અને માખણ ઉમેરી દીધાં. તેણે કહ્યું : ‘આ ફળો જરા ખાટાં છે. હું ધારું છું કે આવો છૂંદો તમને ભાવશે.’ મેં એક નાનો ગ્રાસ લીધો, અને હું બોલી ઊઠચો : ‘કેટલાંક સ્વાદિષ્ટ સ્ટ્રૉબેરીઝ !’ એકદમ મારા ગુરુની સિમલામાંની આગાહી સ્મૃતિની ઊંડી ગુફામાંથી બહાર નીકળી આવી. શ્રી યુક્તેશ્વરનું ઈશ્વરાનુરાગી માનસ ભાવિના ગર્ભમાં ભ્રમણ કરતાં કર્મોના બનાવોની સંકલનાની આટલા લાંબા કાળ અગાઉથી આટલી ચોકસાઈથી આગાહી કરી શક્યું હતું એ જાણીને હું ભયયુક્ત માનથી ચોંકી ગયો.)

અમારી મંડળીએ તરત જ સિમલા છોડયું અને રાવલપિંડીની ગાડીમાં બેઠા. ત્યાંથી કાશ્મીરની રાજધાની શ્રીનગર જવા માટે સાત દિવસની મુસાફરી માટે અમે બે ઘોડાની એક ઉપરથી બંધ એવી મોટી લેન્ડો ગાડી ભાડે કરી લીધી. ઉત્તર તરફની અમારી મુસાફરીને બીજે દિવસે હિમાલયની સાચી વિશાળતાનાં અમે દર્શન કર્યાં. ગરમ પથરાળ રસ્તાઓ ઉપરથી અમારી ગાડીનાં લોખંડી પૈડાં અવાજ કરતાં દોડી રહ્યાં હતાં ત્યારે પર્વતીય ભવ્યતાનાં બદલાતાં દશ્યોથી અમે પુલકિત થઈ ઊઠતા હતા.

ઓડીએ ગુરુજીને કહ્યું : ‘ગુરુજી, તમારા પવિત્ર સાથમાં આવાં રમણીય દશ્યોની મઝા માણવામાં મને ખૂબ આનંદ આવે છે.’

ઓડીની કદરબૂઝથી મને આનંદનો થડકાર લાગ્યો. કેમકે આ પ્રવાસમાં હું એક યજમાન જેવો હતો. શ્રી યુક્તેશ્વર મારો વિચાર જાણી ગયા. તેઓ મારી તરફ ફર્યા અને મારા કાનમાં કહ્યું :

'તું ફુલાઈ જતો નહીં: ઓડીને સિગારેટ પીવા માટે જેટલો કાળ જોઈએ તે દરમ્યાન આપણાથી છૂટા પડવાની સંભાવનાથી જેટલો એ લલચાયો છે તેટલો અત્રેના આ દશ્યોથી નથી લોભાયો.'

મને એકદમ આઘાત લાગ્યો. મેં ધીમેથી કહ્યું : 'ગુરુજી, મહેરબાની કરીને આવા અપ્રિય શબ્દોથી આપણો મેળ તોડશો નહીં. ઓડી ધૂમ્રપાન માટે તલસે છે એ હું ભાગ્યે જ માની શકું.' સામાન્ય રીતે અદમ્ય રહેતા મારા ગુરુ તરફ ભયગ્રસ્ત રીતે હું જોઈ રહ્યો.

ગુરુજી મલક્યા: 'બહુ સારું. હું ઓડીને કશું જ નહીં કહું. પણ તું હમણાં જ જોશે કે જ્યારે લેન્ડો ઊભી રહેશે ત્યારે તે એની તક ઝડપી લેશે.'

ગાડી એક નાની ધર્મશાળા આગળ આવી પહોંચી. અમારા ઘોડાઓને પાણી પાવા લઈ ગયા ત્યારે ઓડીએ પૂછ્યું : 'મહારાજ, હું ગાડીવાળા સાથે થોડો વખત બેસું તો આપને કાંઈ વાંધો છે? હું જરા બહારની હવા લઈ લઉં.'

શ્રી યુક્તેશ્વરે રજા આપી પણ મને કહ્યું : 'એને તાજું ધૂમ્રપાન જોઈએ છે અને નહીં કે તાજી હવા.'

લેન્ડોએ ધૂળિયા રસ્તાઓ ઉપર પોતાની કૂચ આગળ ચલાવી. ગુરુજીની આંખો મીંચકાતી હતી. તેમણે મને સૂચના આપી : 'ગાડીના દરવાજા બહાર જરા ડોકિયું કર અને ઓડી હવાનું શું કરે છે તે જો.'

મેં આજ્ઞાનું પાલન કર્યું અને ઓડીને સિગારેટના ધુમાડાના ગોટા કાઢતો જોઈને હું ચોંકી ગયો. ક્ષમાયાચનાના ભાવે મેં શ્રી યુક્તેશ્વર તરફ જોયું.

'હમેશની માફક તમે સાચા પડ્યા મહારાજ, ઓડી ખુલ્લાં દશ્યોની સાથે ઘૂંટડાની પણ મજા લે છે,' મેં કલ્પના કરી કે

ગાડીવાળાએ ઓડીને ભેટ આપી હશે. કેમ કે હું જાણતો હતો કે એણે કલકત્તાથી સિગારેટ આણી નથી.

નદીઓ, ખીણો, સીધી ભેખડો અને વિવિધ જાતના ડુંગરાળ થરોનાં દશ્યોથી શોભાયમાન થયેલા અમારા વાંકાચૂંકા રસ્તાઓ ઉપર અમે આગળ વધી રહ્યા હતા. દરરોજ રાત્રે અમે કોઈ ગામઠી ધર્મશાળામાં મુકામ કરતા. અને અમારું ખાણું અમે બનાવી લેતા. શ્રી યુક્તેશ્વર મારા ખોરાકની ખાસ કાળજી રાખતા અને દરેક ભોજન વખતે મારે માટે લીંબુના રસનો આગ્રહ કરતા. હું હજી નિર્બળ હતો. જો કે દરરોજ સુધરતો જતો હતો. ખડખડાટ કરતી અમારી ગાડીની બનાવટ જ અગવડ કરનારી હતી.

કમળોવાળાં સરોવરો, તરતા બગીચાઓ, શણગારેલી કમાનોવાળા શિકારાઓ, અનેક પુલોવાળી જેલમ નદી, અને ફૂલોથી પથરાયેલાં ઘાસનાં બીડો અને આ બધાંને આવરી લેતી હિમાલયની ભવ્યતાવાળા સ્વર્ગીય પ્રદેશ જેવા મધ્ય કાશ્મીરની નજીક જેમજેમ અમે જતા ગયા તેમતેમ આહ્લાદક આકાંક્ષાઓથી અમારાં દિલ ભરાઈ જવા લાગ્યાં.

શ્રીનગર પહોંચવાનો અમારો રસ્તો ઊંચાં ઝાડોની સ્વાગત કરતી કમાનમાં થઈને જતો હતો. ઉમદા ટેકરીઓ તરફ નજર કરી રહેલી બે મજલાની એક ધર્મશાળામાં અમે ઓરડાઓ ભાડે લઈ લીધા. અમને નળનું પાણી મળતું નહોતું તેથી બાજુના કૂવામાંથી અમારે અમારું પાણી મેળવી લેવું પડતું હતું. ઉનાળાની મોસમ આદર્શ હતી કેમ કે દિવસે ઘણી ગરમી રહેતી પણ રાત્રે થોડીક ઠંડક થતી.

અમે સ્વામી શંકરના શ્રીનગરમાંના પ્રાચીન મંદિરની યાત્રા કરી. આકાશમાં સ્પષ્ટ દેખાતા પર્વતશિખર પરના આશ્રમ સામે જ્યારે મેં દૃષ્ટિ કરી ત્યારે હું હર્ષોન્માદીય સમાધિમાં ઊતરી ગયો. કોઈ દૂરના પ્રદેશમાં પર્વતશિખર પરના કોઈ મકાનનું દશ્ય મને દેખાયું. મારી સામેના આ ઉચ્ચ શંકર મંદિરનું એવા મકાનમાં રૂપાંતર થયેલું

દેખાયું કે વરસો પછી મેં અમેરિકાના આત્મસાક્ષાત્કાર સંઘનું કેન્દ્ર સ્થાપ્યું. લોસ એન્જેલિસની મેં જ્યારે પહેલી મુલાકાત લીધી અને માઉન્ટ વૉશિંગ્ટનની ટોચ ઉપર એક મોટું મકાન જોયું ત્યારે મને કાશ્મીર અને બીજે ઠેકાણે જે આંતરદર્શનો થયેલાં તેના ઉપરથી મેં તેને એકદમ ઓળખી કાઢેલું.

થોડા દિવસ શ્રીનગરમાં ગાળીને અમે ૭ હજાર ફૂટ ઊંચે આવેલા ગુલમર્ગ ( ફૂલોથી છવાયેલો પર્વતમાર્ગ ) ગયા. પહેલી જ વાર મેં ત્યાં ઘોડેસવારી કરી. રાજેન્દ્ર રવાલ ચાલવાળા એક નાના જાનવર પર બેઠો. ઝડપી ગતિ માટે એ જાનવર બહુ જાણીતું હતું. સીધા ચઢાણવાળા ખીલાન માર્ગ સુધી જવાનું અમે સાહસ કર્યું. બિલાડીના ટોપ જેવાં અસંખ્ય ઝાડોથી ઊભરાતા ગાઢ જંગલમાંથી અમારે જવાનું હતું. જ્યાં ઝાકળથી ઢંકાયેલી પગદંડીઓ પણ અનિશ્ચિત હતી. પણ રાજેન્દ્રના નાના જાનવરે મારા વિશાળકાય ઘોડાને ખૂબ જોખમી વળાંક વખતે પણ એક ક્ષણનોય વિરામ લેવા દીધો નહિ. હરીફાઈના આનંદ સિવાય બીજા કશાની પરવા કર્યા વિના રાજેન્દ્રનો ઘોડો અવિશ્રાંતપણે આગળ ને આગળ દોડતો જ ગયો.

અમારી આ અવિરત ઘોડદોડની શરતને પરિણામે એક અત્યંત મનોહર દૃશ્ય અમને જોવા મળ્યું. આ જીવનમાં સૌથી પહેલી જ વખત મેં બધી જ દિશાઓમાં ભવ્ય હિમાલયનાં હિમાચ્છાદિત ઉચ્ચ શિખરોનાં દર્શન કર્યાં. એ બધાં શિખરો ધ્રુવ પ્રદેશનાં વિશાળ રીંછોની પ્રતિકૃતિઓ જાણે બરફનાં થરોના થરો ઉપર ગોઠવાયેલી હોય એવાં દેખાતાં હતાં. પ્રકાશિત નીલ આકાશની સામે હિમાચ્છાદિત પર્વતોની અનંત હારમાળાઓ જોઈને મારી આંખો આનંદવિભોર બની ગઈ.

ચળકતા સફેદ ઢોળાવો ઉપર મેં મારા જુવાન સાથીઓ સાથે આનંદથી ગલોટિયાં માર્યાં. બધાએ ઓવરકોટ પહેરેલા હતા. અમારી વળતી ઊતરતી મુસાફરીમાં અમે દૂરથી ખુલ્લા પર્વતોને ઢાંકી દેતી પીળાં ફૂલોની એક વિશાળ જાજમ જોઈ.

અમારી હવે પછીની સહેલગાહો, શાલીમાર અને નિશાત બાગ જેવા બાદશાહ જહાંગીરનાં પ્રખ્યાત ' વિહારઉદ્યાનો ' તરફ યોજાઈ હતી. નિશાતબાગનો પુરાણો મહેલ સીધા કુદરતી જળધોધ ઉપર જ બાંધવામાં આવ્યો છે. પર્વતોમાંથી ધસી આવતા આ ધોધના પ્રવાહને કુશળ યુક્તિઓ દ્વારા એવો નિયમિત કરાયો છે કે રંગબેરંગી ચોગાનમાંથી વહી ફુવારાઓમાંથી ઊંચે ઊડી ફૂલોના ક્યારાઓમાં જઈ પડે. આ પ્રવાહ મહેલના ઘણાખરા ઓરડાઓમાં પ્રવેશી છેવટે પરીઓની માફક નીચેના સરોવરમાં જઈ પડે છે. એ વિશાળ બાગોમાં ગુલાબ, જાસવંતી, કમળ, ફૂજા, પેન્સીના છોડો, લવંડર અને પોપીનાં પુષ્પો શોભતાં હતાં. વર્તુળાકાર ઊગેલાં ચિનાર અને સાઈપ્રસ અને ચેરીનાં ઝાડોની એકસરખી લાઈન, નીલમનું દૃશ્ય ખડું કરતાં હતાં. અને આ ઝાડોને પેલે પાર હિમાલયની શ્વેત ભવ્યતા ગગનમાં ઊંચે જતી હતી

કાશ્મીરની દ્રાક્ષ એ કલકત્તાની એક વિરલ વાનગી મનાય છે. કાશ્મીરમાં ફળોના રસની મિજબાનીની અપેક્ષા રાખતા રાજેન્દ્રને નિરાશ થવું પડયું હતું; કેમકે ત્યાં દ્રાક્ષના મોટા બગીચાઓ જોવામાં આવતા ન હતા. વખતોવખત તેની એવી આધાર વગરની અપેક્ષાઓ માટે હું તેને ચીડવતો.

હું કહેતો : ' ઓહ! દ્રાક્ષથી હું એટલો બધો ધરાઈ ગયો છું કે મારાથી હવે ચલાતું પણ નથી ! મેં ખાધેલી દ્રાક્ષ મારા પેટમાં ઊકળી રહી છે.' પાછળથી મારા સાંભળવામાં આવ્યું કે કાશ્મીરની પશ્ચિમે કાબુલમાં મીઠી દ્રાક્ષ મોટા પ્રમાણમાં પાકે છે. અમે આખરે પિસ્તાના તેજાનાથી સ્વાદિષ્ટ બનેલી રબડીના આઈસક્રીમથી સંતોષ માન્યો.

કરોળિયાની જાળ જેવી ડાલ સરોવરની અટપટી નહેરોને રસ્તે રસ્તે શિકારા અથવા હોડીગૃહોમાં બેસીને અમે ઘણી સહેલ કરી. એની ઉપર રાતું ભરત ભરીને કમાનોનો છાંયડો કરેલો હતો. વિશાળ

પાણીની સપાટી ઉપર ઊગતાં દેખાતાં શાકભાજી અને તડબૂચ પ્રથમ દર્શને અસંગત લાગે એવું દશ્ય હોવાથી ત્યાં લાકડાનાં પાટિયાં અને માટીથી કાચી રીતે તાત્કાલિક તૈયાર કરેલા તરતા બગીચાઓ આપણને આશ્ચર્યમાં મૂકી દે છે. ઘણી વખત કોઈ ખેડૂત પોતાની 'જમીન ઉપર ચોંટી' રહેવાની અનિચ્છાને લીધે પોતાની ચોરસ ટુકડાવાળી 'જમીન'ને અસંખ્ય ખૂણિયા સરોવરમાં ગમે ત્યાં નવી જગ્યાએ ખેંચી જતા જોવામાં આવે છે.

જુદાજુદા થરોવાળી આ ખીણમાં જગતનાં બધાં જ સૌંદર્યોનું સત્ત્વ જોવા મળે છે. કાશ્મીરરૂપી સુંદરીને માથે પર્વતનો મુગટ છે, ગળામાં સરોવરોની માળા છે અને પગમાં ફૂલોનાં પગરખાં છે. પાછલાં વરસોમાં મેં ઘણા દૂરદૂરના દેશોનો પ્રવાસ ખેડ્યો. ત્યાર પછી મને સમજ પડી કે કાશ્મીર જગતનો સૌથી વિશેષ સૌન્દર્યમય પ્રદેશ શાથી ગણાય છે. સ્વિટ્ઝરલૅન્ડનો આલ્પ્સ, સ્કૉટલૅન્ડના લેક લોમોન્ડ અને ઇંગ્લાંડમાં ઉત્કૃષ્ટ સરોવરોની કેટલીક મોહક ખૂબીઓ અહીં જોવા મળે છે. કાશ્મીરમાં ફરતા અમેરિકન યાત્રીને અલાસ્કા અને ડેન્વર નજીકના પાઈક્સ પીકની તળપદી ભવ્યતાનું અહીં જરૂર સ્મરણ થશે.

પ્રાકૃતિક સૌંદર્યસ્પર્ધાની ઉમેદવારીમાં પ્રથમ ઇનામ કાં તો મેક્સિકોમાં આવેલા ઝોચીમીલ્કોના શોભાયમાન દશ્યને આપવું—જ્યાં ડુંગરાઓ, આકાશ, અને ઊંચાં પોપ્લર ઝાડોનું પ્રતિબિંબ રમતિયાળ માછલીઓવાળા પાણીના અસંખ્ય પ્રવાહોમાં પડતું હોય છે અથવા કાશ્મીરનાં સુશોભિત શણગારેલાં સરોવરને આપવું—જેનું રક્ષણ સૌન્દર્યમય કુમારિકાઓની માફક હિમાલય કરી રહ્યો છે. મારી સ્મરણશક્તિ પ્રમાણે આ બે જ સ્થળો જગતનાં સૌથી વિશેષ સૌન્દર્યધામો છે.

જ્યારે મેં યલો સ્ટોન નેશનલ પાર્ક અને કોલોરાડો અને અલાસ્કાના ગ્રાન્ડ કેન્યન નિહાળ્યા હતા ત્યારે હું ખૂબ આશ્ચર્યચકિત

થયો હતો. પૃથ્વી પર કદાચ યલો સ્ટોન પ્રદેશ જ એવો છે કે જ્યાં અસંખ્ય ગરમ પાણીના ફુવારા આકાશમાં ઊંચે ઘડિયાળની નિયમિતતાથી ઊડે છે. આ જ્વાળામુખી પ્રદેશમાં પ્રકૃતિએ સૃષ્ટિનિર્માણનો આદિ અવશેષ જાણે કે સંઘરેલો હોય એમ લાગે છે. એ ઉપરાંત અહીં ગરમ ગરમ ગંધકયુક્ત પાણીના ઝરાઓ ક્ષીર, સ્ફટિક તથા ઇન્દ્રનીલમણિની શોભા વ્યક્ત કરતાં પાણીનાં ખાબોચિયાં, પ્રબળ વેગથી ઊડતા ગરમ પાણીના ફુવારા અને સ્વૈરવિહારી રીંછો, વરુઓ, જંગલી ભેંસો, અને બીજાં વગડાઉ પ્રાણીઓ પણ છે. જ્યારે મેં યલો સ્ટોન નૅશનલ પાર્કમાં વ્યોમિંગથી ડેવિલ્સ પોઇંટ પોટ સુધી મોટરમાં મુસાફરી કરી હતી ત્યારે મેં ત્યાં ગરમ ગરમ કાદવમાં પરપોટાઓ, ખળખળ વહેતા ઝરાઓ, ઊડતા ગીસરો અને પાણીના સૂક્ષ્મ શીકરો ઉડાડતા ફુવારાઓ જોયા હતા તેથી મને યલો સ્ટોનને સૌન્દર્યના એક અનુપમ સ્થાન તરીકે ગણવાનું મન થાય છે.

કેલિફોર્નિયામાં યોસેમાઈટ પાર્કમાં પ્રાચીન ભવ્ય શંકુદ્રુમો આકાશમાં ઊંચા ઊંચા મિનારાઓ ચણે છે અને તેથી તે દિવ્ય શિલ્પકળાની પ્રતીતિ કરાવનારાં કુદરતે નિર્માણ કરેલાં લીલાં દેવળો જેવાં લાગે છે. જો કે પૂર્વના દેશોમાં પાણીના અદ્‌ભુત પ્રપાતો જોવામાં આવે છે છતાં પણ કૅનેડાની સરહદે ન્યુ યોર્ક પરગણામાં આવેલા નાયગરાના પ્રચંડ ધોધની સુંદરતાની તુલનામાં ટકી શકે એમ નથી. કેન્ટકીમાંની વિશાળ ગુફા અને ન્યુ મેક્સિકોનાં કાર્લ્સબૅડનાં કોતરો અસાધારણ પરીપ્રદેશ જેવાં લાગે છે. એ ગુફાની છતમાંથી નીચે લટકતા અને ભૂગર્ભના પાણીમાં તેનું પ્રતિબિંબ પાડતા તેના ખડકો માનવે કલ્પેલી કોઈ દુનિયાનું ચિત્ર રજૂ કરે છે.

સૌંદર્ય માટે જગવિખ્યાત થયેલા મોટા ભાગના કાશ્મીરીઓ યુરોપિયનોના જેવા જ ગોરા હોય છે. મુખાકૃતિ અને અસ્થિબંધારણમાં પણ સરખા જ છે. ઘણાઓને ભૂરી આંખો અને રેશમી વાળ હોય છે. પાશ્ચાત્ય પોશાકમાં તેઓ અમેરિકન જેવા દેખાય છે. ઠંડી

હિમાલય સૂર્યના પ્રખર તાપ સામે કાશ્મીરીઓને અને તેમના હળવા વાનને બચાવે છે. જેમજેમ આપણે હિંદની દક્ષિણ દિશાએ ઉષ્ણ કટિબંધના રેખાંશ તરફ જતા જઈએ તેમતેમ લોકોનો રંગ ઉત્તરોત્તર કાળો થતો જાય છે.

કાશ્મીરમાં કેટલાંક અઠવાડિયાં સુખપૂર્વક ગાળ્યાં. પછી સીરામપોર કોલેજના બીજા સત્ર માટે મારે બંગાળ તરફ પાછા ફરવાની ફરજ પડી. શ્રી યુકતેશ્વર, કનઈ અને ઑડી શ્રીનગરમાં થોડુંક વધારે રોકાવાના હતા. મારા પ્રસ્થાન પહેલાં ગુરુજીએ મને ઇશારો કર્યો હતો કે કાશ્મીરમાં તેમના દેહને માંદગી આવવા સંભવ છે.

મેં વાંધો લીધો : 'ગુરુજી, તમે આરોગ્યની મૂર્તિ જેવા દેખાઓ છો.'

'હું કદાચ આ જગત છોડી જાઉં એવો પણ સંભવ છે.'

'ગુરુજી.' કાલાવાલા કરતો હું તેમને પગે પડ્યો. 'કૃપા કરીને મને વચન આપો કે તમે તમારો દેહ હમણાં નહિ છોડો. તમારા સિવાય આગળ ચાલવાને હું બિલકુલ તૈયાર નથી.' શ્રી યુકતેશ્વર શાંત રહ્યા પણ મારી સામે અનુકંપાપૂર્વક જોઈને એવું મલક્યા કે મને તરત જ ધરપત આવી ગઈ. ઘણી જ નાખુશીથી મેં તેમની વિદાય લીધી.

'ગુરુજી ગંભીર રીતે બીમાર,' સીરામપોર પહોંચ્યા પછી થોડા જ વખતમાં એક તાર મને ઑડી તરફથી મળ્યો.

'ગુરુજી,' ભયભીત થઈને મારા ગુરુને મેં વળતો તાર કર્યો, 'મને છોડી નહિ જવાનું વચન મેં આપની પાસેથી લીધું છે. મહેરબાની કરીને દેહ ટકાવશો; નહિ તો હું પણ દેહ છોડીશ.'

'તારી ઇચ્છા પ્રમાણે થાઓ,' એવો તેમનો જવાબ કાશ્મીરથી આવ્યો.

થોડા દિવસમાં ઑડીનો પત્ર આવ્યો કે ગુરુજીનું સ્વાસ્થ્ય સુધર્યું છે. બીજા પખવાડિયામાં ગુરુજી સીરામપોર પાછા ફર્યા ત્યારે

હમેશના કરતાં તેમનું વજન અરધું થઈ ગયેલું જાણી મને દુઃખ થયું.

તેમના શિષ્યોને સદ્‌ભાગ્યે શ્રી યુક્તેશ્વરે કાશ્મીરના તેમના સખત તાવના તાપમાં તેમનાં ઘણાં પાપો બાળી નાખ્યાં હતાં. રોગસંક્રમણની આધ્યાત્મિક પદ્ધતિ માત્ર ઉચ્ચ વિકાસ પામેલા યોગીઓ જ જાણે છે. એક સશક્ત માણસ નિર્બળના મોટા બોજાને વહન કરવામાં મદદ કરી શકે છે. આધ્યાત્મિક અતિમાનવ તેના શિષ્યોનાં સંચિત કર્મોના ભોગવટામાં ભાગ ભરીને તેમનો શારીરિક અને માનસિક બોજ હળવો કરી શકે છે. જેવી રીતે એક ધનવાન પિતા પોતાના ઉડાઉ દીકરાને મોટું દેવું ચૂકવવામાં પોતાના પૈસાનો વ્યય કરે છે અને તેની મૂર્ખાઈનાં ભયંકર પરિણામોમાંથી તેને ઉગારી લે છે તેમ એક ગુરુ પોતાના શિષ્યોનું દુઃખ હળવું કરવા પોતાની શરીરસંપત્તિનો ભોગ રાજીખુશીથી આપે છે.

એક ગુપ્ત પદ્ધતિથી યોગી પોતાનું મન અને સૂક્ષ્મ દેહ પેલી દુઃખી વ્યક્તિના એ જ અવયવો સાથે જોડી દે છે. રોગ સર્વાંશે અથવા અલ્પાંશે સંતના દેહમાં સંક્રાંત થાય છે. શારીરિક ક્ષેત્રે એણે ઈશ્વરને પોતાનામાં સ્થાપેલા હોવાથી ગુરુ સ્વકલ્યાણની કાળજી કરતો નથી. જોકે બીજા માણસોને રોગમુક્ત કરવા એના શરીરમાં એ ગમે તે રોગ આવવા દે છે. પણ તેથી એના અદૂષિત અને અલિપ્ત મનને કશી અસર થતી નથી. આવી મદદ કરવા એ શક્તિમાન છે તે માટે એ પોતાને ભાગ્યશાળી સમજે છે. માનવી-શરીરે પોતાનો હેતુ સર્વાંશે સિદ્ધ કર્યો છેઃ એ જ ખરેખર ઈશ્વરના સ્વરૂપમાં છેવટનું નિર્વાણ છે. ગુરુ એનો ઉપયોગ તેને યોગ્ય લાગે એ રીતે પછી કરે છે.

આ દુનિયામાં ગુરુનું કામ એ છે કે એણે માનવજાતનાં દુઃખ હળવાં કરવાં પછી તે આધ્યાત્મિક ઉપાયો દ્વારા, અથવા બૌદ્ધિક સલાહથી અથવા ઇચ્છાશક્તિના ઉપયોગથી અથવા રોગના શારીરિક સંક્રમણથી એ કરે. જ્યારે જ્યારે એ ઇચ્છે ત્યારે એ

ઊર્ધ્વ ચૈતન્યમાં જઈ શકતો હોવાથી શારીરિક વેદનાથી અલિપ્ત રહી શકે છે; કેટલીક વખતે શિષ્યોને દાખલો બેસાડવા એ ઉદાસીનતાપૂર્વક શારીરિક દુઃખ સહન કરવાનું પસંદ કરે છે. બીજાઓના રોગો પોતાના પર ઓઢી લેવામાં યોગી તેમને માટે કાર્ય અને કારણના કર્મના કાયદાને સંતોષે છે. આ કાયદો યાંત્રિક રીતે કે ગણિતી રીતે પણ ક્રિયાત્મક છે જ. દિવ્ય જ્ઞાનવાળા સંતપુરુષો જ એના કામકાજમાં વૈજ્ઞાનિક ફેરફારો કરી શકે છે.

આધ્યાત્મિક નિયમ એમ નથી કહેતો કે જ્યારે પણ ગુરુજી કોઈ માણસને રોગમુક્ત કરે ત્યારે ત્યારે તેણે રોગી બનવું. તાત્કાલિક રોગનિવારણની અનેક પદ્ધતિઓના જ્ઞાનને લીધે સામાન્ય રીતે રોગનિવારણ થાય છે. જેમાં આધ્યાત્મિક નિવારકને કશી હાનિ થતી નથી. કેટલાક વિરલ પ્રસંગોએ જ એમ છતાં, જ્યાં ગુરુ પોતાના શિષ્યની ઉત્ક્રાંતિ બહુ ઝડપથી થાય એમ ઇચ્છતા હોય તો તે તેનાં ખરાબ કર્મોનો મોટો ભાગ પોતાના શરીર પર ભોગવી લેવાને તૈયાર થઈ જાય છે.

જિસસે ઘણાંઓનાં પાપોના બદલા તરીકે પોતાની જાતને જાહેર કરી હતી તેની દિવ્ય શક્તિઓને[૧૧] પ્રતાપે. કાર્ય અને કારણના સૂક્ષ્મ વિશ્વનિયમની સાથે એણે રાજીખુશીથી સહકાર ન કર્યો હોત તો તેના દેહને વધસ્તંભ પર કદી પણ મારી શકાયો ન હોત. એ રીતે એણે બીજાંઓનાં અને ખાસ કરીને એના શિષ્યોનાં કર્મોનાં પરિણામો પોતાના ઉપર ઓઢી લીધાં હતાં. એવી રીતે તેઓ ઘણા શુદ્ધ થયા અને સર્વવ્યાપક ચૈતન્યનો સ્વીકાર કરવાને લાયક થયા જે ચૈતન્ય પાછળથી તેમનામાં અવતર્યું હતું.

માત્ર આત્મદર્શી પુરુષ જ પોતાની જીવનશક્તિનું સંક્રમણ કરી શકે છે અથવા બીજાઓના રોગો પોતાના પર ઓઢી લે છે. સામાન્ય માણસ રોગનિવારણની આ યૌગિક પદ્ધતિનો ઉપયોગ કરી શકતો નથી. એટલું જ નહીં પણ એ એમ કરે એ ઇચ્છવાજોગ પણ નથી. કેમકે રોગિષ્ઠ શરીર ઈશ્વર-ધ્યાન માટે વિઘ્નરૂપ છે. હિન્દુ શાસ્ત્રો

હમેશના કરતાં તેમનું વજન અરધું થઈ ગયેલું જાણી મને દુઃખ થયું.

તેમના શિષ્યોને સદ્‌ભાગ્યે શ્રી યુક્તેશ્વરે કાશ્મીરના તેમના સખત તાવના તાપમાં તેમનાં ઘણાં પાપો બાળી નાખ્યાં હતાં. રોગસંક્રમણની આધ્યાત્મિક પદ્ધતિ માત્ર ઉચ્ચ વિકાસ પામેલા યોગીઓ જ જાણે છે. એક સશક્ત માણસ નિર્બળના મોટા બોજાને વહન કરવામાં મદદ કરી શકે છે. આધ્યાત્મિક અતિમાનવ તેના શિષ્યોનાં સંચિત કર્મોના ભોગવટામાં ભાગ ભરીને તેમનો શારીરિક અને માનસિક બોજ હળવો કરી શકે છે. જેવી રીતે એક ધનવાન પિતા પોતાના ઉડાઉ દીકરાને મોટું દેવું ચૂકવવામાં પોતાના પૈસાનો વ્યય કરે છે અને તેની મૂર્ખાઈનાં ભયંકર પરિણામોમાંથી તેને ઉગારી લે છે તેમ એક ગુરુ પોતાના શિષ્યોનું દુઃખ હળવું કરવા પોતાની શરીરસંપત્તિનો ભોગ રાજીખુશીથી આપે છે.

એક ગુપ્ત પદ્ધતિથી યોગી પોતાનું મન અને સૂક્ષ્મ દેહ પેલી દુઃખી વ્યક્તિના એ જ અવયવો સાથે જોડી દે છે. રોગ સર્વાંશે અથવા અલ્પાંશે સંતના દેહમાં સંક્રાંત થાય છે. શારીરિક ક્ષેત્રે એણે ઈશ્વરને પોતાનામાં સ્થાપેલા હોવાથી ગુરુ સ્વકલ્યાણની કાળજી કરતો નથી. જોકે બીજા માણસોને રોગમુક્ત કરવા એના શરીરમાં એ ગમે તે રોગ આવવા દે છે. પણ તેથી એના અદૂષિત અને અલિપ્ત મનને કશી અસર થતી નથી. આવી મદદ કરવા એ શક્તિમાન છે તે માટે એ પોતાને ભાગ્યશાળી સમજે છે. માનવી-શરીરે પોતાનો હેતુ સર્વાંશે સિદ્ધ કર્યો છેઃ એ જ ખરેખર ઈશ્વરના સ્વરૂપમાં છેવટનું નિર્વાણ છે. ગુરુ એનો ઉપયોગ તેને યોગ્ય લાગે એ રીતે પછી કરે છે.

આ દુનિયામાં ગુરુનું કામ એ છે કે એણે માનવજાતનાં દુઃખ હળવાં કરવાં પછી તે આધ્યાત્મિક ઉપાયો દ્વારા, અથવા બૌદ્ધિક સલાહથી અથવા ઇચ્છાશક્તિના ઉપયોગથી અથવા રોગના શારીરિક સંક્રમણથી એ કરે. જ્યારે જ્યારે એ ઇચ્છે ત્યારે એ

ઊર્ધ્વ ચૈતન્યમાં જઈ શકતો હોવાથી શારીરિક વેદનાથી અલિપ્ત રહી શકે છે; કેટલીક વખતે શિષ્યોને દાખલો બેસાડવા એ ઉદાસીનતાપૂર્વક શારીરિક દુઃખ સહન કરવાનું પસંદ કરે છે. બીજાઓના રોગો પોતાના પર ઓઢી લેવામાં યોગી તેમને માટે કાર્ય અને કારણના કર્મના કાયદાને સંતોષે છે. આ કાયદો યાંત્રિક રીતે કે ગણિતી રીતે પણ ક્રિયાત્મક છે જ. દિવ્ય જ્ઞાનવાળા સંતપુરુષો જ એના કામકાજમાં વૈજ્ઞાનિક ફેરફારો કરી શકે છે.

આધ્યાત્મિક નિયમ એમ નથી કહેતો કે જ્યારે પણ ગુરુજી કોઈ માણસને રોગમુક્ત કરે ત્યારે ત્યારે તેણે રોગી બનવું. તાત્કાલિક રોગનિવારણની અનેક પદ્ધતિઓના જ્ઞાનને લીધે સામાન્ય રીતે રોગનિવારણ થાય છે. જેમાં આધ્યાત્મિક નિવારકને કશી હાનિ થતી નથી. કેટલાક વિરલ પ્રસંગોએ જ એમ છતાં, જ્યાં ગુરુ પોતાના શિષ્યની ઉત્ક્રાંતિ બહુ ઝડપથી થાય એમ ઇચ્છતા હોય તો તે તેનાં ખરાબ કર્મોનો મોટો ભાગ પોતાના શરીર પર ભોગવી લેવાને તૈયાર થઈ જાય છે.

જિસસે ઘણાંઓનાં પાપોના બદલા તરીકે પોતાની જાતને જાહેર કરી હતી તેની દિવ્ય શક્તિઓને[૧૧૬] પ્રતાપે. કાર્ય અને કારણના સૂક્ષ્મ વિશ્વનિયમની સાથે એણે રાજીખુશીથી સહકાર ન કર્યો હોત તો તેના દેહને વધસ્તંભ પર કદી પણ મારી શકાયો ન હોત. એ રીતે એણે બીજાંઓનાં અને ખાસ કરીને એના શિષ્યોનાં કર્મોનાં પરિણામો પોતાના ઉપર ઓઢી લીધાં હતાં. એવી રીતે તેઓ ઘણા શુદ્ધ થયા અને સર્વવ્યાપક ચૈતન્યનો સ્વીકાર કરવાને લાયક થયા જે ચૈતન્ય પાછળથી તેમનામાં અવતર્યું હતું.

માત્ર આત્મદર્શી પુરુષ જ પોતાની જીવનશક્તિનું સંક્રમણ કરી શકે છે અથવા બીજાઓના રોગો પોતાના પર ઓઢી લે છે. સામાન્ય માણસ રોગનિવારણની આ યૌગિક પદ્ધતિનો ઉપયોગ કરી શકતો નથી. એટલું જ નહીં પણ એ એમ કરે એ ઇચ્છવાજોગ પણ નથી. કેમકે રોગિષ્ઠ શરીર ઈશ્વર-ધ્યાન માટે વિઘ્નરૂપ છે. હિન્દુ શાસ્ત્રો

સારી બાજુ પણ છે. હું હવે કેટલાંક નાનાં ગંજીફરાકો પહેરી શકું છું કે જેને હું વરસોથી અડક્યો નથી.'

ગુરુનો આ હાસ્યવિનોદ સાંભળીને મને સંત ફ્રાન્સિસ ડા સલેસનાં વચનોની યાદ આવી ગઈ : 'સંત જે દુખી છે તે એક દુખી સંત છે !'

## ૨૩

## પાષાણમૂર્તિનું હૈયું

'એક પતિવ્રતા હિંદુ નારી તરીકે મારા પતિની સામે ફરિયાદ કરવા હું ઇચ્છતી નથી. પણ તેઓ એમના ભૌતિક વિચારો બદલે એમ તો હું જરૂર ઇચ્છું. મારા ધ્યાનખંડમાં મૂકેલાં સંતોનાં ચિત્રોની ઠઠ્ઠા કરવામાં એને આનંદ આવે છે. પ્રિય બંધુ, મને ઊંડો વિશ્વાસ છે કે તું એમને ઠેકાણે લાવી શકીશ. એમ બનશે ખરું ?'

મારી મોટી બહેન રોમા મારી તરફ યાચક દૃષ્ટિથી જોઈ રહી. ગિરીશ વિદ્યારત્ન લેનમાં તેના કલકત્તાના ઘેરે તેની ટૂંકી મુલાકાતે હું એક દિવસ ગયો હતો. તેની વિનતિ મને સ્પર્શી ગઈ. કેમ કે તેણે મારા બાળજીવન દરમ્યાન મારા ઉપર ગંભીર આધ્યાત્મિક પ્રભાવ પાડ્યો હતો. અને મારી માતાના મૃત્યુથી કુટુંબને પડેલી ખોટ પૂરવાનો તેણે પ્રેમપૂર્વક પ્રયત્ન કર્યો હતો.

'વહાલી બહેન, જરૂર હું મારાથી બનતું બધું કરીશ.' તેના હંમેશના શાંત અને આનંદી ચહેરાને બદલે તેના મુખ ઉપર સ્પષ્ટ વરતાતી દિલગીરી દૂર કરવાના હેતુથી હું હસ્યો.

રોમા અને હું, માર્ગદર્શન માટે મૌન પ્રાર્થના કરતાં થોડી વાર બેસી રહ્યાં. એક વરસ પહેલાં તેના કહેવાથી મેં તેને ક્રિયા-યોગની દીક્ષા આપી હતી અને એમાં તેણે સારી પ્રગતિ કરી હતી

મને આંતરપ્રેરણા થઈ આવી. મેં બોલી દીધું : 'આવતી કાલે હું દક્ષિણેશ્વરના કાલિમાતાને મંદિરે જવાનો છું. કૃપા કરીને તું મારી સાથે આવ, અને આપણી સાથે તારા પતિને પણ આવવા સમજાવ. મને લાગે છે કે તે પવિત્ર જગ્યાના વાતાવરણમાં દિવ્ય માતા તેના હૃદયને સ્પર્શ કરશે. પણ તેને લઈ જવાનો આપણો હેતુ તેમને જણાવીશ નહીં.'

બહેન આશાભરી સંમત થઈ. બીજે દિવસે સવારે રોમા અને તેના પતિને આ સહેલગાહ માટે તૈયાર થયેલાં જોઈ હું ખુશ થયો. જ્યારે અમારી ગાડી અપર સરક્યુલર રોડ ઉપર ખડખડ કરતી ચાલી જતી હતી ત્યારે મારા બનેવી સતીશચંદ્ર બોઝ બધા આધ્યાત્મિક ગુરુઓની ઠેકડી ઉડાડવામાં આનંદ માણી રહ્યા હતા. હું જોતો હતો કે રોમા છાનીમાની રડતી હતી

મેં કાનમાં કહ્યું : 'બહેન, ધીરજ રાખ ! તારા પતિને એવો સંતોષ નહિ લેવા દે કે જેથી તે એમ માને કે આપણે તેની મશ્કરી ગંભીર લેખીએ છીએ.'

સતીશે કહ્યું : 'મુકુન્દ, નાલાયક ઠગણાજોનું તું કેવી રીતે ગૌરવ કરી શકે છે ? એક સાધુનો દેખાવ જ તિરસ્કારપાત્ર છે. એ કાં તો હાડપિંજર જેવો પાતળો હશે કે હાથી જેટલો અપવિત્ર જાડો હશે !'

હું ખડખડાટ હસી પડ્યો. મારો આ સાત્ત્વિક સ્વભાવવાળો પ્રત્યાઘાત સતીશને ખૂંચ્યો. તેણે ઉદાસીન મૌન ધારણ કર્યું. જ્યારે અમારી ગાડી દક્ષિણેશ્વરના કમ્પાઉન્ડમાં દાખલ થઈ ત્યારે તેમણે મરડાટમાં દાંતિયાં કર્યાં.

મારો ઉચ્ચાભિલાષાવાળો ઉત્સાહ દિવ્ય શાંતિ સાથે અમર્યાદ વધી ગયો : જ્યારે પાંચ કલાક આવી રીતે વહી જવા છતાં દેવી જેનાં હું આંતરિક દર્શન કરી રહ્યો હતો તેણે કશો જ જવાબ આપ્યો નહિ ત્યારે હું નિરાશ થયો. કેટલીક વખતે ભગવાન પ્રાર્થનાની પૂર્તિને ઢીલમાં નાખીને ભક્તની કસોટી કરે છે. પણ આખરે ખંતીલા ભક્તને પ્રિય હોય એવા રૂપમાં એ દર્શન આપે જ છે. એક ખ્રિસ્તી ભક્તને ક્રાઈસ્ટ દેખાશે, એક હિંદુને કૃષ્ણ અથવા દેવી કાળી દેખાશે અથવા તેની ભક્તિ નિરાકાર રૂપે હશે તો વિસ્તાર પામતું તેજ દેખાશે.

નાખુશીથી મેં મારી આંખો ઉઘાડી અને મેં જોયું કે બપોરના નિયમ પ્રમાણે પૂજારી મંદિરના દરવાજાને તાળું મારતો હતો. છાયાવાળા પણ ખુલ્લા હૉલમાંની મારી એકાંત જગ્યાએથી ઊઠી હું બહાર આંગણામાં આવ્યો. એની પથ્થરવાળી જમીન મધ્યાહ્નના સૂર્યની ગરમીથી ધીકતી હતી. મારા પગનાં ખુલ્લાં તળિયાં દાઝી ઊઠતાં હતાં.

મેં મૌન આજીજી કરવા માંડી : 'દિવ્ય માતા, તેં મને દર્શન નહિ આપ્યાં અને હવે બંધ દરવાજાની અંદર મંદિરમાં, સંતાઈ બેઠી. હું આજે મારા બનેવીને માટે તને ખાસ પ્રાર્થના કરવા આવ્યો છું.'

મારી આ આંતરિક અરજી તરત સ્વીકારાઈ. પ્રથમ, એક ખુશનુમા ઠંડી હવાનું મોજું મારી પીઠ ઉપર અને પગ નીચે ફરી વળ્યું. મારી બધી વેદના શાંત થઈ ગઈ. પછી મારા આશ્ચર્ય વચ્ચે મંદિર બહુ જ મોટું થઈ ગયું, તેનો મોટો દરવાજો આસ્તેથી ઊઘડ્યો અને તેમાંથી દેવી કાળીની પાષાણમૂર્તિ દેખાવા લાગી. ધીરેધીરે એણે સ્વાગતમાં હાસ્ય સાથે માથું ધુણાવતો અને અકથ્ય આનંદથી પુલકિત કરતો જીવંત આકાર ધારણ કર્યો. ગૂઢ પિચકારીથી મારાં ફેફસાંમાંથી જાણે મારો શ્વાસ ખેંચાઈ ગયો અને મારું શરીર નિષ્પ્રાણ તો નહિ પણ તદ્દન શાંત તો થઈ જ ગયું.

'હું ધારું છું કે આ સહેલગાહ મને સુધારવાની એક યોજના છે.'

જવાબ આપ્યા સિવાય જ્યારે હું બાજુએ ગયો ત્યારે તેમણે મારું કાંડું પકડયું. તેમણે કહ્યું : 'જુવાન સાધુ, મંદિરના પૂજારીઓ સાથે આપણા બપોરના ભોજનની બરાબર વ્યવસ્થા કરવાનું તું ભૂલતો નહીં.' સતીશ પોતે પૂજારીઓ સાથે સીધી કશી વાતચીત કરવાનું ટાળવા માગતા હતા.

મેં તરત જ જવાબ આપ્યો : 'હું હવે ધ્યાનમાં બેસું છું, તમારા ભોજનની કશી ચિંતા કરશો નહીં, દિવ્ય માતા બધું સંભાળી લેશે.'

સતીશે મને ધમકી આપી : 'મારે માટે કશું પણ કરવા માટે હું દિવ્ય માતા ઉપર વિશ્વાસ રાખતો નથી; મારા ભોજન માટે હું તો તને જ જવાબદાર લેખું છું.'

કાલીના મોટા મંદિર સામે ( પ્રકૃતિમાતાના સ્વરૂપમાં ઈશ્વર ) આવેલા સ્તંભોવાળા વિશાળ ખંડમાં હું એકલો ચાલ્યો ગયો. એક થાંભલાની બાજુમાં છાયાવાળી જગ્યા પસંદ કરીને પદ્માસન વાળીને હું બેઠો, જો કે ત્યારે સાત જ વાગ્યા હતા છતાં સવારનો સૂર્ય પ્રખર થતો જતો હતો.

હું જ્યારે ભક્તિપૂર્ણ સમાધિમાં ડૂબી ગયો ત્યારે દુનિયા અદશ્ય થઈ ગઈ. દક્ષિણેશ્વરની જે મૂર્તિ મહાન સંત રામકૃષ્ણ પરમહંસની ભક્તિનું ખાસ પાત્ર હતું તે દેવી કાલી ઉપર મારું ચિત્ત એકાગ્ર થયું. તેમના સંતપ્ત હૃદયની માગણીઓના જવાબમાં આ જ મંદિરની પાષાણમૂર્તિએ જીવંત આકાર લીધો હતો. અને તેમની સાથે વાતો કરી હતી.

મેં પ્રાર્થના શરૂ કરી : 'હે પાષાણની મૌન માતા, તું તારા લાડકા ભકત રામકૃષ્ણની આજીજીથી જીવંત રૂપ ધરતી હતી; તારા આ તલસતા બાળકની આર્તવાણી તું કેમ સાંભળતી નથી ?'

મારો ઉચ્ચાભિલાષાવાળો ઉત્સાહ દિવ્ય શાંતિ સાથે અમર્યાદ વધી ગયો : જ્યારે પાંચ કલાક આવી રીતે વહી જવા છતાં દેવી જેનાં હું આંતરિક દર્શન કરી રહ્યો હતો તેણે કશો જ જવાબ આપ્યો નહિ ત્યારે હું નિરાશ થયો. કેટલીક વખતે ભગવાન પ્રાર્થનાની પૂર્તિને ઢીલમાં નાખીને ભક્તની કસોટી કરે છે. પણ આખરે ખંતીલા ભક્તને પ્રિય હોય એવા રૂપમાં એ દર્શન આપે જ છે. એક ખ્રિસ્તી ભક્તને ક્રાઈસ્ટ દેખાશે, એક હિંદુને કૃષ્ણ અથવા દેવી કાળી દેખાશે અથવા તેની ભક્તિ નિરાકાર રૂપે હશે તો વિસ્તાર પામતું તેજ દેખાશે.

નાખુશીથી મેં મારી આંખો ઉઘાડી અને મેં જોયું કે બપોરના નિયમ પ્રમાણે પૂજારી મંદિરના દરવાજાને તાળું મારતો હતો. છાયાવાળા પણ ખુલ્લા હૉલમાંની મારી એકાંત જગ્યાએથી ઊઠી હું બહાર આંગણામાં આવ્યો. એની પથ્થરવાળી જમીન મધ્યાહ્નના સૂર્યની ગરમીથી ધીકતી હતી. મારા પગનાં ખુલ્લાં તળિયાં દાઝી ઊઠતાં હતાં.

મેં મૌન આજીજી કરવા માંડી : 'દિવ્ય માતા, તેં મને દર્શન નહિ આપ્યાં અને હવે બંધ દરવાજાની અંદર મંદિરમાં, સંતાઈ બેઠી. હું આજે મારા બનેવીને માટે તને ખાસ પ્રાર્થના કરવા આવ્યો છું.'

મારી આ આંતરિક અરજી તરત સ્વીકારાઈ. પ્રથમ, એક ખુશનુમા ઠંડી હવાનું મોજું મારી પીઠ ઉપર અને પગ નીચે ફરી વળ્યું. મારી બધી વેદના શાંત થઈ ગઈ. પછી મારા આશ્ચર્ય વચ્ચે મંદિર બહુ જ મોટું થઈ ગયું, તેનો મોટો દરવાજો આસ્તેથી ઊઘડ્યો અને તેમાંથી દેવી કાળીની પાષાણમૂર્તિ દેખાવા લાગી. ધીરેધીરે એણે સ્વાગતમાં હાસ્ય સાથે માથું ધુણાવતો અને અકથ્ય આનંદથી પુલકિત કરતો <u>જીવંત આકાર</u> ધારણ કર્યો. ગૂઢ પિચકારીથી મારાં ફેફસાંમાંથી જાણે મારો શ્વાસ ખેંચાઈ ગયો અને મારું શરીર નિષ્પ્રાણ તો નહિ પણ તદ્દન શાંત તો થઈ જ ગયું.

પછી ચેતનાનો હર્ષોન્માદ વિસ્તૃત થતો ગયો. મારે ડાબે પડખે ગંગા નદી ઉપર કેટલાક માઈલનો વિસ્તાર અને મંદિરને પેલે પાર દક્ષિણેશ્વરનો આખો પ્રદેશ હું સ્પષ્ટ જોઈ શકતો હતો. સર્વ મકાનોની દીવાલો આરપાર દેખાતી થઈ ગઈ અને તેમાંથી દૂરદૂર સુધી લોકોને હું હાલતાંચાલતાં જોતો હતો.

જો કે હું શ્વાસોચ્છ્વાસરહિત હતો અને મારું શરીર વિચિત્ર રીતે શાંત સ્થિતિમાં હતું તોપણ મારા હાથ અને પગ છૂટથી હલાવી શકતો હતો. કેટલીય મિનિટો સુધી મેં મારી આંખોને ઉઘાડબંધ કરવાનો અખતરો કરી જોયો. અને તે છતાં હું આખા દક્ષિણેશ્વરના પ્રદેશને સ્પષ્ટ જોઈ શકતો હતો.

આધ્યાત્મિક દૃષ્ટિ – ક્ષકિરણોની માફક – પદાર્થોની ભીતર પણ પ્રવેશ કરે છે. દિવ્યચક્ષુનું મધ્યબિન્દુ કોઈ પણ ઠેકાણે છે; એના પરિઘને મર્યાદા નથી. સૂર્યપ્રકાશિત આંગણામાં ઊભા રહેતાં મને ફરીથી ખાતરી થઈ કે જો માણસ ઈશ્વરના ઉડાઉ દીકરાની માફક નહિ વર્તે અને પરપોટા જેવી નિરાધાર અને ખરેખર સ્વપ્ન જેવી આ ભૌતિક દુનિયામાં આસક્ત ન થઈ જાય તો તે શાશ્વત જગતનો વારસો પાછો મેળવે છે. ક્ષુદ્ર વ્યક્તિત્વમાં પુરાયેલા માણસને જો 'ભાગી છૂટવાની' જરૂર જ હોય તો સર્વવ્યાપકતામાં ખોવાઈ જવું શું ખોટું છે?

દક્ષિણેશ્વરના મારા પવિત્ર અનુભવ દરમિયાન અલૌકિક રીતે વિસ્તૃત થયેલા જો કોઈ પદાર્થો હોય તો તે મંદિર અને દેવીની મૂર્તિ હતાં. બાકીની બધી જ ચીજો પોતાના સામાન્ય કદમાં જ હતી, જો કે તે દરેક ચીજ સફેદ, ભૂરા અને મેઘધનુષ્યના જુદા જુદા રંગોના મૃદુ પ્રકાશના તેજથી આચ્છાદિત થયેલી હતી. મારું શરીર જાણે કે હમણાં ઊડી જશે એવા હવાઈ પદાર્થોવાળું હોય એમ લાગ્યું. મારા ભૌતિક વાતાવરણથી સંપૂર્ણ સજાગ રહી હું આ દિવ્ય દર્શનના સાતત્યનો ભંગ કર્યા સિવાય મારી આજુબાજુનું દૃશ્ય જોતો હતો અને થોડાંક પગલાં અહીંતહીં ચાલતો હતો.

મંદિરની દીવાલોની પાછળ એકાએક મેં મારા બનેવીને એક પવિત્ર બિલ્વવૃક્ષની કાંટાળી ડાળીઓ નીચે બેઠેલા જોયા. કોઈ પણ જાતના પ્રયત્ન સિવાય હું તેમના વિચારોનો પ્રવાહ વાંચી શકતો હતો. દક્ષિણેશ્વરની પવિત્ર અસર નીચે કાંઈક ઉન્નત થયેલું તેમનું મન હજી મારા પ્રતિ દ્વેષમુક્ત નહોતું થયું. હું દેવીની કૃપાળુ મૂર્તિ તરફ સીધો ગયો.

મેં પ્રાર્થના આરંભી: 'દિવ્ય માતા, શું તું મારા બનેવીના હૃદયમાં આધ્યાત્મિક પરિવર્તન નહિ કરે?'

આ સુંદર આકૃતિ, અત્યાર સુધી મૌન રહેલી આખરે બોલી: 'તથાસ્તુ.'

સતીશ તરફ મેં ખુશનુમા ચહેરે જોયું. જાણે કે કોઈ આધ્યાત્મિક શક્તિ કામ કરી રહી છે એવી પ્રેરણા થતાં તેઓ ગુસ્સાથી પોતાની જમીન ઉપરની બેઠક પરથી ઊઠ્યા. મેં તેમને મંદિરની પાછળથી દોડી આવતા જોયા: મુક્કી ઉગામતા તેઓ મારી પાસે આવ્યા.

પેલું સર્વગ્રાહી દર્શન અદૃશ્ય થયું. તેજસ્વી દેવીને હું હવે જોઈ શકતો નહોતો. ઉન્નત મંદિર એના સામાન્ય કદમાં આવી ગયું. એની પારદર્શકતા જતી રહી હતી. ફરીથી મારું શરીર સૂર્યના પ્રખર તાપથી શેકાતું થયું. હું કૂદકો મારીને થાંભલાઓવાળા હૉલને છાંયડે ચાલ્યો ગયો. જ્યાં સતીશ મારી પાછળ ગુસ્સો કરતા આવ્યા. મેં મારા ઘડિયાળમાં જોયું. એક વાગ્યો હતો; દિવ્ય દર્શન એક કલાક ચાલુ રહ્યું હતું.

મારા બનેવી બરાડી ઊઠ્યા 'નાના મૂર્ખ, તું ત્યાં કલાકો સુધી પલાંઠી વાળી ત્રાંસી આંખે બેઠો રહ્યો. આમતેમ આંટા મારતાં મેં તને જોયા જ કર્યો છે. આપણું ભોજન ક્યાં છે? હવે મંદિર બંધ થઈ ગયું. તેં પૂજારીને આપણે માટે વરદી પણ આપી નથી. આપણે હવે ખાધા વગર રહ્યા!'

માતાની હાજરી વેળાનો અનુભવેલો હર્ષોન્માદ મારામાં હજી સંચાલન કરી રહ્યો હતો. હિંમતપૂર્વક હું બોલી ઊઠ્યો : 'કાળી માતા આપણને જમાડશે.'

સતીશે બૂમ પાડી કહ્યું : 'એક વખત હંમેશને માટે હું જોવા માગું છું કે કશી પણ પૂર્વતૈયારી વગર તારી દિવ્ય માતા અહીં આપણને ભોજન આપે છે કે નહિ?'

તેના શબ્દો હજી પૂરા બોલાઈ નહોતા રહ્યા એટલામાં મંદિરનો પૂજારી આંગણું ઓળંગીને અમારી પાસે આવ્યો.

તેણે મને સંબોધીને કહ્યું : 'બેટા, કલાકોના ધ્યાન દરમ્યાન તારા ચહેરા ઉપરનું વિલસતું તેજ હું જોઈ જ રહ્યો હતો. તમારી મંડળી આજે સવારે અહીં આવેલી તે મેં જોયેલી અને ત્યારે જ મને ઇચ્છા થયેલી કે તમારે માટે પૂરતું ભોજન બાજુએ મૂકવું. મંદિરના નિયમ પ્રમાણે આગળથી ખબર ન આપનારાઓને ભોજન મળતું નથી પણ તમારે માટે મેં અપવાદ રાખ્યો છે.'

મેં તેનો આભાર માન્યો અને સતીશની સામે સીધી દૃષ્ટિ ફેંકી. એ લાગણીવશ થયા અને મૂક પશ્ચાત્તાપથી નીચું જોઈ ગયા. કમોસમની કેરીઓ સહિતનું ભવ્ય ભોજન જ્યારે અમને પીરસવામાં આવ્યું ત્યારે મેં જોયું કે મારા બનેવીની ભૂખ બહુ જ અલ્પ હતી. એ ગૂંચવાઈ ગયા અને વિચારસમુદ્રમાં ડૂબી ગયા.

કલકત્તાની વળતી મુસાફરી દરમિયાન સતીશ મૃદુ ભાવથી અને યાચકવૃત્તિથી કોઈ કોઈ વખત મારી સામે દૃષ્ટિ ફેંકતા રહ્યા. પણ જે ક્ષણે પૂજારીએ, જાણે સતીશના પડકારના જવાબ રૂપે જ હોય એમ અમને ભોજનનું આમંત્રણ આપ્યું ત્યારથી તેમણે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી.

બીજે દિવસે નમતે બપોરે હું મારી બહેનની મુલાકાત માટે તેને ઘેર ગયો. તેણે પ્રેમપૂર્વક મારો સત્કાર કર્યો.

તે બોલી : 'વહાલા ભાઈ, કેવો ચમત્કાર! ગઈ કાલે મારા પતિ ખુલ્લી રીતે મારી સામે રડયા.'

તેમણે કહ્યું : 'વહાલી દેવિ, વર્ણનાતીત રીતે હું ખુશ છું કે તારા ભાઈની આ સુધારક યોજનાએ મારું રૂપાંતર કરી નાખ્યું છે. તને મેં જે અન્યાય કર્યો છે તેનું પૂરું સાટું મારે તને વાળી આપવું છે. આજ રાતથી આપણા મોટા શયનખંડનો ઉપયોગ માત્ર દેવમંદિર તરીકે કરાશે. તારો નાનો ધ્યાનખંડ આપણા શયન માટે વપરાશે. હું અંત:કરણપૂર્વક દિલગીર છું કે મેં તારા ભાઈની મજાક ઉડાવી. જે શરમભરેલી વર્તણૂક અત્યાર સુધી હું ચલાવતો હતો તેને માટે મારી જાતને હું સજા કરીશ. જ્યાં સુધી હું આધ્યાત્મરસ્તે સારી સરખી પ્રગતિ ન કરું ત્યાં સુધી મુકુન્દની સાથે હું બોલીશ નહિ. હવે પછી હું ઘણે ઊંડે જઈને દિવ્ય માતાની શોધ કરતો રહીશ; કોક દિવસ તો જરૂર હું એમને મેળવીશ જ!'

વરસો પછી (સને ૧૯૩૬માં) હું મારા બનેવીને દિલ્હીમાં મળ્યો. આત્મસાક્ષાત્કારને માર્ગે એ ઘણા આગળ વધ્યા હતા અને દિવ્ય માતાનાં દર્શનથી પાવન થયા હતા એ જાણીને મારા આનંદનો પાર ન રહ્યો. તેની સાથેના મારા નિવાસ દરમિયાન હું જોઈ શક્યો કે સતીશ જોકે ગંભીર બીમારીથી પીડાતા હતા તોપણ દરરોજ રાત્રિનો મોટો ભાગ તેઓ છાનામાના દિવ્ય ધ્યાનમાં ગાળતા હતા અને દિવસ દરમિયાન ઑફિસમાં રોકાયેલા રહેતા.

મને એક વિચાર આવ્યો કે મારા બનેવીની આયુષ્યમર્યાદા હવે બહુ લાંબી નથી. રોમાએ મારા વિચારો જાણી લીધા હોવા જોઈએ.

તેણે કહ્યું : 'વહાલા ભાઈ, હું સારી છું અને મારો પતિ બીમાર છે. તેમ છતાં હું તને જણાવું છું કે એક પતિપરાયણ હિંદુ નારી તરીકે મરવામાં હું જ પહેલી થવાની છું.[૧૨૦] મને જવાને હવે બહુ વખત નહિ લાગે.'

એના આવા અપશુકનિયાળ શબ્દોથી મને આઘાત થયો. પણ તેમાં રહેલા સત્યનો ડંખ મને સાચો લાગ્યો. આ તેની આગાહી પછી! અઢાર મહિને મારી બ્હેન ગુજરી ગઈ ત્યારે હું અમેરિકામાં હતો, મારા નાના ભાઈ વિષ્ણુએ પાછળથી વિગતવાર હકીકત આપી હતી.

વિષ્ણુએ મને લખ્યું હતું : ' એના મરણ વખતે રોમા અને સતીશ કલકત્તામાં હતાં. તેના મરણને દિવસે સવારે તેણે નવોઢાનો સુંદર પોશાક પહેર્યો હતો.'

' આજે આ પોશાક શા માટે ? ' સતીશે પૂછ્યું.

' જગતમાં તમારી સેવાનો આ મારો છેલ્લો દિવસ છે.' રોમાએ જવાબ આપ્યો. થોડા વખત પછી તેને હૃદયનો હુમલો થઈ આવ્યો, અને જ્યારે તેનો દીકરો દાક્તરી મદદ માટે બહાર જતો હતો તેને અટકાવીને કહ્યું :

' બેટા, મને છોડીને જઈશ નહિ. એનો કોઈ અર્થ નથી. દાક્તર આવે તે પહેલાં તો હું ચાલી ગઈ હોઈશ.' દશ મિનિટ પછી રોમાએ પતિના પગ ભક્તિભાવે પકડીને આનંદથી તકલીફ વગર પોતાનો સચેતન દેહ છોડચો.

વિષ્ણુએ વિશેષ લખ્યું હતું : ' પત્નીના મરણ પછી સતીશ ઘણો વૈરાગ્યવાન થયો. એક દિવસ તે અને હું હસમુખી રોમાનો ફોટો જોઈ રહ્યા હતા.

" ' તું કેમ હસે છે ? ' પોતાની પત્ની જાણે કે પ્રત્યક્ષ હાજર છે એવી રીતે સતીશ એકદમ બોલી ઊઠયા : ' તું ધારે છે કે મારી પહેલાં જવામાં તેં ઘણી હોશિયારી કરી છે પણ હું તને બતાવીશ કે હું હવે વધારે લાંબો વખત તારાથી દૂર રહેવાનો નથી. થોડા જ વખતમાં હું તને આવી મળું છું.'

જો કે આ વખતે સતીશ તેની માંદગીમાંથી સંપૂર્ણ સાજો થયો હતો અને ઉત્તમ આરોગ્ય ભોગવતો હતો તેમ છતાં પેલા ફોટા સમક્ષ

તેણે કાઢેલા પેલા વિચિત્ર ઉદ્દગારો પછી થોડા જ વખતમાં કશા પણ દેખીતા કારણ સિવાય તેણે દેહ છોડયો.

આ પ્રમાણે મારી વહાલી બહેન રોમાને તેના પતિ સતીશ જેવું સામાન્ય સંસારી માનવમાંથી મૂક સંત તરીકે દક્ષિણેશ્વરમાં ઊર્ધ્વીકરણ થયું હતું. તેઓ બન્નેએ આગાહી પ્રમાણે દેહ છોડયા.

## ૨૪

## હું વિશ્વવિદ્યાલયની મારી ઉપાધિ લઉં છું

'તું ફિલસૂફીનાં પાઠયપુસ્તકોના અભ્યાસક્રમની અવગણના કરે છે. એ ખરું છે કે પરીક્ષાઓ પાસ કરવા માટે શ્રમ વગરના પ્રેરણાના માર્ગ પર તું આધાર રાખે છે. પણ હવે પછી તું અભ્યાસ ઉપર વધારે ધ્યાન નહિ આપે તો હું જોઈશ કે તું આ અભ્યાસ-ક્રમમાં કેમ પાસ થાય છે.'

સીરામપોર કોલેજના પ્રોફેસર ડી. સી. ઘોષાલ મને ઉપરની કડક ચેતવણી આપી રહ્યા હતા. જો હું એમના વર્ગની છેવટની લિખિત પરીક્ષામાં પાસ ન થાઉં તો છેવટની પરીક્ષાઓમાં બેસવાને હું લાયક ઠરું નહિ. આ નિયમો કલકત્તાની યુનિવર્સિટીએ ઘડેલા છે અને સીરામપોર કોલેજ એની શાખા તરીકે એની સાથે જોડા-યેલી છે. હિંદની યુનિવર્સિટીઓનો કોઈ પણ વિદ્યાર્થી બી. એ ની છેલ્લી પરીક્ષાઓમાં એક પણ વિષયમાં નાપાસ થાય તો તેણે બીજે વર્ષે બધા જ વિષયોમાં ફરીથી બેસવાનું હોય છે.

સીરામપોર કોલેજના મારા અધ્યાપકો મારી સાથે રમૂજી સહિષ્ણુતાથી અને માયાભાવથી વર્તતા : ' મુકુન્દને ધર્મઘેલછા લાગી છે.' મારે માટે આવું કહીને તેઓ મને વર્ગપ્રશ્નોના જવાબો આપવાની મૂંઝવણમાંથી યુક્તિપૂર્વક ઉગારી લેતા. તેમને લાગતું હતું કે લિખિત પ્રિલિમિનરી પરીક્ષાને પરિણામે બી. એ.ના ઉમેદવારોની છેલ્લી યાદીમાંથી મારું નામ ઊડી જશે. મારા સહ-પાઠીઓના અભિપ્રાય પ્રમાણે મને 'ગાંડા સાધુ'નું ઉપનામ આપવામાં આવ્યું હતું.

ફિલસૂફીના વિષયમાં મને નાપાસ કરવાની પ્રો. ઘોષાલની ધમકી નિષ્ફળ કરવા મેં એક અપૂર્વ પગલું લીધું. પ્રિલિમિનરી પરીક્ષાનાં પરિણામો જાહેર થવાની અણી પર હતાં ત્યારે એક વર્ગસાથીને લઈને પ્રોફેસરના અભ્યાસખંડમાં હું પહોંચી ગયો.

મેં મારા સાથીદારને કહ્યું: ' ચાલ મારી સાથે, મારે એક સાક્ષી જોઈએ છે. અધ્યાપકને શેહ આપવામાં હું સફળ ન થાઉં તો મને ઘણી જ નિરાશા થશે.'

મારા પ્રશ્નપત્રો ઉપર મને કેટલા માર્ક મળ્યા છે એમ જ્યારે મેં પૂછ્યું ત્યારે પ્રો. ઘોષાલે માથું ધુણાવ્યું.

તેમણે વિજયપૂર્વક કહ્યું. તેમના મેજ પર પડેલો મોટો થોકડો તેમણે ઉથલાવી જોયો : ' તારો પ્રશ્નપત્ર અહીં છે જ નહીં. પરીક્ષામાં નહીં બેસવાને લીધે તું નાપાસ થાય છે.'

હું જરા લાડથી બોલ્યો : ' સાહેબ, હું બેઠો હતો. હું આ ઢગલો મારી જાતે જોઉં ખરો ? '

બીજો ઇલાજ ન રહેતાં પ્રોફેસરે પરવાનગી આપી. મેં તરત જ મારો પ્રશ્નપત્ર શોધી કાઢ્યો. એના ઉપર મારા રજિસ્ટર નંબર સિવાય ઇરાદાપૂર્વક બીજું કોઈ ઓળખચિહ્ન કર્યું નહોતું. મારા નામની 'લાલ ઝંડી'થી અજ્ઞાત રહેવાથી અધ્યાપકે મારા જવાબોને ઊંચા માર્ક્સ આપ્યા હતા. જો કે એમાં પાઠ્યપુસ્તકોનાં કોઈ અવતરણો ટાંકવામાં નહોતાં આવ્યાં.[૧૨૧]

મારી ચાલાકી જોઈ ગયા પછી તેઓ ગર્જ્યા : 'ચોખ્ખું નસીબ.' વળી તેઓ વિશેષ બોલ્યા : 'બી. એ.ની છેવટની પરીક્ષાઓમાં તું જરૂર નાપાસ થવાનો.'

મારા બીજા વિષયોની પરીક્ષાઓ માટે, ખાસ કરીને મારા કાકા શારદાના પુત્ર, મારા પિત્રાઈ અને મિત્ર પ્રભાસચંદ્ર ઘોષ[૧૨૨] તરફથી મને સંગીન શિક્ષણ–સહાય મળી હતી. ઘણી જ મહેનતથી હું પાસ થયા કરતો — બધી જ છેવટની પરીક્ષાઓમાં — ઓછામાં ઓછા જોઈતા માર્ક્સથી.

હવે ચાર વર્ષ કોલેજમાં ગાળ્યા પછી, હું બી. એ.ની છેવટની પરીક્ષાઓમાં બેસવાને, અધિકારી થયો. એમ છતાં, આ હકનો લાભ લેવાની હું ભાગ્યે જ ઇચ્છા કરતો હતો. બી. એ.ની ડિગ્રી માટે કલકત્તા યુનિવર્સિટીના પ્રશ્નપત્રો એટલા સખત હતા કે તેની સરખામણીમાં સીરામપોર કોલેજની પ્રિલિમિનરી પરીક્ષાઓ તો બચ્ચાના ખેલ જેવી ગણાય. શ્રી યુક્તેશ્વરજી તરફની મારી દરરોજની મુલાકાતોને લીધે, મને કોલેજના વર્ગોમાં હાજરી આપવાનો બહુ થોડો અવકાશ મળતો હતો. મારા સહાધ્યાયીઓને મારી ત્યાંની ગેરહાજરી કરતાં હાજરીથી જ વિશેષ આશ્ચર્ય થતું.

સવારે સાડા નવ વાગ્યે ઘેરથી સાઈકલ પર નીકળી જવાની મારી ટેવ હતી. પંથી આશ્રમગૃહના બગીચામાંથી મારા ગુરુની પૂજા માટે થોડાં પુષ્પો એક હાથમાં લઈને હું નીકળતો. પ્રેમપૂર્વક મારું સ્વાગત કરી ગુરુજી મને અલ્પાહાર માટે બોલાવતા. અચૂક એ આમંત્રણ હું સ્વીકારી લેતો. અને તે દિવસ પૂરતો હું કોલેજમાં જવાનો વિચાર ખુશીથી માંડી વાળતો. શ્રી યુક્તેશ્વરના જ્ઞાનનો અજોડ પ્રવાહ સાંભળતાં અથવા આશ્રમના કામકાજમાં મદદ કરતાં તેમની સાથે કલાકો વ્યતીત કરી ઘણી જ નાખુશીથી મધરાતને સુમારે પંથી તરફનો રસ્તો પકડતો. કેટલીક વખતે આખી રાત મારા ગુરુજી સાથે ગાળી નાખતો કેમકે તેમના ઉપદેશમાં હું એટલો તો એકાકાર થઈ જતો કે રાત્રિના અંધકાર પછી અરુણોદય ક્યારે થયો તેની પણ ખબર પડતી નહિ.

એક રાતે લગભગ અગિયાર વાગ્યે આશ્રમગૃહ તરફના પ્રયાણની તૈયારીમાં હું બૂટ પહેરતો હતો ત્યારે ગુરુજીએ ગંભીરતાથી મને પૂછ્યું :

'તારી બી. એ.ની પરીક્ષાઓ ક્યારે શરૂ થાય છે?'

'પાંચ દિવસ પછી, મહારાજ.'

'હું ધારું છું કે તેં તેને માટે તૈયારીઓ કરી જ હશે?'

ભયથી સ્તબ્ધ થતાં મારો એક બૂટ હવામાં જ રહી ગયો. 'ગુરુજી.' મેં વાંધો લીધો. 'તમે જાણો છો કે અધ્યાપકો કરતાં તમારી સાથે જ મારા દિવસો કેવી રીતે વ્યતીત થયા છે. છેવટની આ અઘરી પરીક્ષાઓમાં બેસવાનું ફારસ હું કેવી રીતે કરી શકું?'

શ્રી યુક્તેશ્વરની આંખો મારા ઉપર ઉગ્રતાથી ખોડાઈ ગઈ. 'તારે બેસવું જ જોઈએ.' તેમનો અવાજ કઠોર આજ્ઞાવાચક હતો. 'આશ્રમજીવનની તારી અગ્રપસંદગી માટે તારા પિતા અથવા બીજાં સ્વજનોને ટીકા કરવાનું કારણ આપવું ન જોઈએ. અત્યારે જ તું મને વચન આપ કે તું પરીક્ષાઓમાં બેસશે અને તારાથી બને એટલી સારી રીતે પ્રશ્નોના ઉત્તરો આપશે.'

આંસુઓની અદમ્ય ધારા મારા વદન ઉપર વહેવા લાગી. મને લાગ્યું કે ગુરુજીની આજ્ઞા ગેરવાજબી હતી અને ઓછામાં ઓછું એટલું તો ખરું જ કે એમનો રસ ઘણો મોડો હતો.

મેં ડૂસકાં ભરતાં કહ્યું : 'આપની ઇચ્છા હશે તો હું બેસીશ. પણ સારી તૈયારી કરવાનો વખત હવે રહ્યો નથી' ગૂંગળાતાં હું ગણગણ્યો. 'પ્રશ્નોના જવાબમાં તમારા ઉપદેશથી હું પાનાં ભરી કાઢીશ.'

બીજે દિવસે હમેશને વખતે જ્યારે હું આશ્રમમાં દાખલ થયો અને જ્યારે શોકપૂર્ણ ગંભીરતાથી મેં ફૂલહારની ભેટ કરી ત્યારે શ્રી યુક્તેશ્વર મારો દુઃખાર્ત ચહેરો જોઈ હસ્યા.

'મુકુન્દ, ભગવાને તને પરીક્ષામાં કે બીજે કોઈ ઠેકાણે કદી પણ નાસીપાસ કર્યો છે?'

'ના, ગુરુજી,' મેં ઉત્સાહપૂર્વક તરત જવાબ આપ્યો. આભારપૂર્વક સ્મૃતિઓની હારમાળા તાજી થઈ.

'પ્રમાદ નહિ, પણ પ્રભુપ્રાપ્તિની તાલાવેલીથી જ કૉલેજના માનચાંદ મેળવતાં તું અટક્યો છે.' મારા ગુરુએ માયાભાવથી કહ્યું. થોડા મૌન પછી તેમણે અવતરણ ટાંકતાં કહ્યું. 'પ્રથમ ઈશ્વરનું સામ્રાજ્ય અને તેની દિવ્ય સંપત્તિને મેળવો અને બીજું બધું તમને એની મેળે આવી મળશે.[૧૨૨·૧]

હજારમી વખત, ગુરુજીની હાજરીમાં મારા પરનો બોજો હળવો થયેલો મને લાગ્યો. જ્યારે અમે નાસ્તો પૂરો કર્યો ત્યારે તેમણે મને પંથીમાં પાછા જવાનું સૂચવ્યું. 'તારો મિત્ર રમેશચંદ્ર દત્ત હજી તારા આશ્રમગૃહમાં રહે છે ?'

'હા, ગુરુજી.'

'તેનો સંપર્ક સાધ, પ્રભુ તેને પરીક્ષાઓ માટે તને મદદ કરવાની પ્રેરણા કરશે.'

'ઘણું સારું, ગુરુજી; પણ રમેશ હંમેશાં અસાધારણ રોકાયેલો રહે છે. અમારા વર્ગનો એ હોશિયાર વિદ્યાર્થી છે. અને બીજાઓના કરતાં એનો અભ્યાસક્રમ પણ વિસ્તૃત છે.'

ગુરુજીએ મારા વાંધાઓને રદિયો આપતાં કહ્યું : 'રમેશ તારે માટે જરૂર વખત ફાજલ પાડશે. હવે તું જા.'

હું સાઈકલ પર પાછો પંથીમાં આવ્યો. બોર્ડિંગના કમ્પાઉન્ડમાં દાખલ થતાં જ સૌથી પહેલો માણસ જે મળ્યો તે વિદ્વાન વિદ્યાર્થી રમેશ જ હતો. જાણે કે એને કશું કરવાનું ન હોય તેમ એણે મારી અશ્રદ્ધેય વિનંતીનો ખુશીથી સ્વીકાર કરી લીધો.

'જરૂર,—હું તારી સેવામાં હાજર છું.' તેણે તે દિવસે નમતે બપોરે અને પછીના દિવસોમાં કેટલાય કલાકો વિવિધ વિષયોમાં મને શિક્ષણસહાય આપવામાં ગાળ્યા.

એક રાતે લગભગ અગિયાર વાગ્યે આશ્રમગૃહ તરફના પ્રયાણની તૈયારીમાં હું બૂટ પહેરતો હતો ત્યારે ગુરુજીએ ગંભીરતાથી મને પૂછ્યું :

'તારી બી. એ.ની પરીક્ષાઓ ક્યારે શરૂ થાય છે?'

'પાંચ દિવસ પછી, મહારાજ.'

'હું ધારું છું કે તેં તેને માટે તૈયારીઓ કરી જ હશે?'

ભયથી સ્તબ્ધ થતાં મારો એક બૂટ હવામાં જ રહી ગયો. 'ગુરુજી.' મેં વાંધો લીધો. 'તમે જાણો છો કે અધ્યાપકો કરતાં તમારી સાથે જ મારા દિવસો કેવી રીતે વ્યતીત થયા છે. છેવટની આ અઘરી પરીક્ષાઓમાં બેસવાનું ફારસ હું કેવી રીતે કરી શકું?'

શ્રી યુક્તેશ્વરની આંખો મારા ઉપર ઉગ્રતાથી ખોડાઈ ગઈ. 'તારે બેસવું જ જોઈએ.' તેમનો અવાજ કઠોર આજ્ઞાવાચક હતો. 'આશ્રમજીવનની તારી અગ્રપસંદગી માટે તારા પિતા અથવા બીજા સ્વજનોને ટીકા કરવાનું કારણ આપવું ન જોઈએ. અત્યારે જ તું મને વચન આપ કે તું પરીક્ષાઓમાં બેસશે અને તારાથી બને એટલી સારી રીતે પ્રશ્નોના ઉત્તરો આપશે.'

આંસુઓની અદમ્ય ધારા મારા વદન ઉપર વહેવા લાગી. મને લાગ્યું કે ગુરુજીની આજ્ઞા ગેરવાજબી હતી અને ઓછામાં ઓછું એટલું તો ખરું જ કે એમનો રસ ઘણો મોડો હતો.

મેં ડૂસકાં ભરતાં કહ્યું : 'આપની ઇચ્છા હશે તો હું બેસીશ. પણ સારી તૈયારી કરવાનો વખત હવે રહ્યો નથી' ગૂંગળાતાં હું ગણગણ્યો. 'પ્રશ્નોના જવાબમાં તમારા ઉપદેશથી હું પાનાં ભરી કાઢીશ.'

બીજે દિવસે હમેશને વખતે જ્યારે હું આશ્રમમાં દાખલ થયો અને જ્યારે શોકપૂર્ણ ગંભીરતાથી મેં ફૂલહારની ભેટ કરી ત્યારે શ્રી યુક્તેશ્વર મારો દુઃખાર્ત ચહેરો જોઈ હસ્યા.

'મુકુન્દ, ભગવાને તને પરીક્ષામાં કે બીજે કોઈ ઠેકાણે કદી પણ નાસીપાસ કર્યો છે?'

'ના, ગુરુજી,' મેં ઉત્સાહપૂર્વક તરત જવાબ આપ્યો. આભારપૂર્વક સ્મૃતિઓની હારમાળા તાજી થઈ.

'પ્રમાદ નહિ, પણ પ્રભુપ્રાપ્તિની તાલાવેલીથી જ કૉલેજના માનચાંદ મેળવતાં તું અટક્યો છે.' મારા ગુરુએ માયાભાવથી કહ્યું. થોડા મૌન પછી તેમણે અવતરણ ટાંકતાં કહ્યું. 'પ્રથમ ઈશ્વરનું સામ્રાજ્ય અને તેની દિવ્ય સંપત્તિને મેળવો અને બીજું બધું તમને એની મેળે આવી મળશે.[૧૨૨-૧]

હજારમી વખત, ગુરુજીની હાજરીમાં મારા પરનો બોજો હળવો થયેલો મને લાગ્યો. જ્યારે અમે નાસ્તો પૂરો કર્યો ત્યારે તેમણે મને પંથીમાં પાછા જવાનું સૂચવ્યું. 'તારો મિત્ર રમેશચંદ્ર દત્ત હજી તારા આશ્રમગૃહમાં રહે છે ?'

'હા, ગુરુજી.'

'તેનો સંપર્ક સાધ, પ્રભુ તેને પરીક્ષાઓ માટે તને મદદ કરવાની પ્રેરણા કરશે.'

'ઘણું સારું, ગુરુજી; પણ રમેશ હંમેશાં અસાધારણ રોકાયેલો રહે છે. અમારા વર્ગનો એ હોશિયાર વિદ્યાર્થી છે. અને બીજાઓના કરતાં એનો અભ્યાસક્રમ પણ વિસ્તૃત છે.'

ગુરુજીએ મારા વાંધાઓને રદિયો આપતાં કહ્યું : 'રમેશ તારે માટે જરૂર વખત ફાજલ પાડશે. હવે તું જા.'

હું સાઈકલ પર પાછો પંથીમાં આવ્યો. બોર્ડિંગના કમ્પાઉન્ડમાં દાખલ થતાં જ સૌથી પહેલો માણસ જે મળ્યો તે વિદ્વાન વિદ્યાર્થી રમેશ જ હતો. જાણે કે એને કશું કરવાનું ન હોય તેમ એણે મારી અશ્રદ્ધેય વિનંતીનો ખુશીથી સ્વીકાર કરી લીધો.

'જરૂર,—હું તારી સેવામાં હાજર છું.' તેણે તે દિવસે નમતે બપોરે અને પછીના દિવસોમાં કેટલાય કલાકો વિવિધ વિષયોમાં મને શિક્ષણસહાય આપવામાં ગાળ્યા.

પંથીમાં હું પહોંચ્યો ત્યારે એક સહાધ્યાયી મને બોલતો સંભળાયો. ' મેં હમણાં જ જાણ્યું છે કે આ વર્ષે પહેલી જ વાર અંગ્રેજી સાહિત્યમાં પાસ થવા માટે જોઈતા માર્ક ઓછા કરવામાં આવ્યા છે.'

પેલા છોકરાના ઓરડામાં હું એટલા આવેશથી દાખલ થયો કે તેણે ભયથી ઊંચું જોયું; મેં આતુરતાથી પૂછ્યું.

તેણે હસતાં હસતાં કહ્યું : ' લંબકેશી સાધુ ! ભણવાની બાબતમાં આટલો બધો રસ એકદમ ક્યાંથી ફૂટી નીકળ્યો ? હવે છેક છેલ્લી ઘડીએ બૂમાબૂમ શા માટે ? પણ એ સાચું છે કે પાસ થવા માટે જોઈતા માર્ક ૩૩ સુધી ઉતારવામાં આવ્યા છે.'

આનંદથી કૂદકા મારતો હું મારી ઓરડીમાં આવ્યો. જ્યાં હું ઘૂંટણીએ પડીને મારા દિવ્ય ગુરુની હિસાબી ચોક્કસતા માટે પ્રશંસા કરવા લાગ્યો.

દરરોજ જે દિવ્ય સત્ત્વ મને રમેશની મારફતે માર્ગદર્શન આપી રહ્યું હોવાનું લાગતું હતું તેના ભાનથી હું રોમાંચ અનુભવતો હતો. બંગાળીની પરીક્ષામાં એક ખાસ બનાવ બન્યો. રમેશે મને આ વિષય ઉપર વિશેષ કહ્યું નહોતું પણ હું એક દિવસ પરીક્ષાખંડ તરફ જવા માટે આશ્રમ છોડતો હતો ત્યારે રમેશે મને પાછો બોલાવ્યો.

એક સહાધ્યાયીએ મને ઉતાવળથી કહ્યું : ' તને રમેશ બોલાવી રહ્યો છે. તું પાછો ફરીશ નહિ. આપણે પરીક્ષાખંડમાં મોડા પડીશું.'

તેની સલાહની અવગણના કરીને હું ઘર તરફ પાછો નાઠો.

રમેશે મને કહ્યું : ' બંગાળીની પરીક્ષા સામાન્ય રીતે આપણા બંગાળી છોકરાઓ સહેલાઈથી પાસ કરી જાય છે પણ આ વખતે મને હમણાં જ એક આંતરપ્રેરણા ( **Hunch** ) થઈ છે કે આ વર્ષે અધ્યાપકોએ વિદ્યાર્થીઓની કત્લેઆમ કરવા ધારી છે અને તેથી પાઠ્યપુસ્તકો જે બહુ ઓછાં વંચાય છે તેમાંથી સવાલો પુછાવાના છે.' મારા મિત્રે તેથી પાઠ્યપુસ્તકોનો કેટલોક સાર અને ઓગ-

ણીસમી સદીની શરૂઆતમાં થઈ ગયેલા બંગાળી વિશ્વપ્રેમી સજ્જન વિદ્યાસાગરના જીવનના બે પ્રસંગો કહી સંભળાવ્યા

મેં રમેશનો આભાર માન્યો અને તરત જ કૉલેજ હૉલ તરફ સાઈકલ મારી મૂકી. બંગાળીના પ્રશ્નપત્રમાં બે ભાગ હતા. પહેલી જ સૂચના એ હતી કે 'વિદ્યાસાગરની સખાવતોના બે દાખલા આપો.'[૧૨૩] જે જ્ઞાન મેં હમણાં તાજું જ મેળવ્યું હતું તેને કાગળ ઉપર શબ્દબદ્ધ કરતાં કરતાં મેં રમેશની છેવટની ઘડીની સૂચના સ્વીકારી તે માટે આભારના થોડાક શબ્દો હું ગણગણ્યો. જો હું વિદ્યાસાગરની આ સખાવતો સંબંધમાં કશું જાણતો ન હોત તો બંગાળીની પરીક્ષામાં હું નાપાસ થાત.

પ્રશ્નપત્ર પરની બીજી સૂચના આ પ્રમાણે હતી : 'જે પુરુષે તમને જીવનમાં સૌથી વધારે પ્રેરણા આપી હોય તેના જીવન ઉપર બંગાળીમાં એક નિબંધ લખો.' નમ્ર વાચક, મેં નિબંધ લખવા માટે કયા સજ્જનને પસંદ કર્યા હશે તેની ઓળખ આપવાની જરૂર નથી. મારા ગુરુની પ્રશંસામાં જ્યારે હું પાનાંનાં પાનાં ભરતો ગયો ત્યારે મારી આગાહી સાચી પડવા માટે હું હસ્યો. 'હું તમારા ઉપદેશથી પાનાંઓ ભરી દઈશ.'

ફિલસૂફીના મારા અભ્યાસક્રમ માટે રમેશને પૂછવાની મને બિલકુલ ઇચ્છા ન થઈ. શ્રી યુક્તેશ્વરના હાથ નીચે લીધેલી લાંબી તાલીમ ઉપર વિશ્વાસ રાખીને મેં પાઠ્યપુસ્તકોના — ખુલાસાઓ છોડી દીધા. મારા સર્વ પ્રશ્નપત્રોમાં મને જો વધારેમાં વધારે માર્ક્સ મળ્યા હોય તો તે ફિલસૂફીમાં મળ્યા હતા. બીજા બધા વિષયોમાં માત્ર પાસ થવાજોગ જ માર્ક્સ મળ્યા હતા.

મને નોંધ કરતાં આનંદ થાય છે કે મારા નિઃસ્વાર્થ મિત્ર રમેશચન્દ્ર દત્તે માનચાંદ સાથે તેની ડિગ્રી મેળવી હતી.

હું ગ્રેજ્યુએટ થયો તેથી પિતાજી ખૂબ ખુશ થયા હતા. 'મેં ધાર્યું હતું કે તું ભાગ્યે જ પાસ થશે, મુકુન્દ,' તેમણે કબૂલ કર્યું

'તેં તારા ગુરુ સાથે એટલો બધો વખત ગાળ્યો હતો.' ગુરુજીએ મારા પિતાની મૂક ટીકાની સાચી આગાહી કરી હતી.

વરસો સુધી મને ખાતરી નહોતી કે મારા નામ પછી કદી પણ બી એ.ની ઉપાધિ લાગશે. આ ડિગ્રી હું ભાગ્યે જ લખતો અને જ્યારે લખતો ત્યારે મને એવો વિચાર આવ્યા સિવાય રહેતો નહિ કે કોઈ ખાસ ગૂઢ કારણસર મને આ દિવ્ય ભેટની નવાજેશ થઈ હતી. ઘણી વખત મેં કોલેજના માણસોને કહેતા સાંભળ્યા હતા કે સ્નાતક થયા પછી તેમનું ગોખેલું જ્ઞાન બહુ ટકતું નહોતું. આવી સ્વીકૃતિથી મારી નિઃશંક વિદ્યાવિષયક અપૂર્ણતાઓ માટે મને કાંઈક દિલાસો મળે છે.

જે દિવસે (૧૯૧૪ જૂનમાં), મને કલકત્તા યુનિવર્સિટી તરફથી ડિગ્રી મળી તે દિવસે હું મારા ગુરુને પગે લાગ્યો અને તેમના જીવનમાંથી જે આશીર્વચનો મારા જીવનમાં સંક્રાંત[૧૨૪] થઈ મૂર્ત થયાં તે માટે મેં તેમનો આભાર માન્યો.

'મુકુન્દ, ઊઠ, ઊભો થા.' તેમણે લાડથી કહ્યું, 'સૂર્ય અને ચંદ્રની ફેરબદલી કરવા કરતાં ભગવાને તને ગ્રેજ્યુએટ બનાવવાનું વધારે યોગ્ય ધાર્યું.'

## ૨૫

## હું સ્વામીપદ પ્રાપ્ત કરવા સાધુ બનું છું.

'ગુરુજી, મારા પિતાજી, મને બંગાલ-નાગપુર રેલવેમાં કોઈ અમલદારી જગ્યાએ ગોઠવી દેવા ઈંતેજાર છે. પણ મેં ઘસીને ના પાડી છે.' મેં આશાથી ઉમેર્યું : 'મહારાજ, તમે મને સંન્યાસી સંસ્થાનો સાધુ ન બનાવી દો ?'

મારા ગુરુ સામે હું આજીજીપૂર્વક જોઈ રહ્યો. આગલાં વરસો દરમિયાન, મારા નિશ્ચયની દૃઢતાની કસોટી કરવા મારી આવી જ વિનતિને નકારી કાઢવામાં આવી હતી, પણ આજે તેઓ કૃપાળુ થઈને હસ્યા.

'ઘણું સારું', આવતી કાલે હું તને સંન્યાસની દીક્ષા આપીશ.' તેમણે વધારામાં કહ્યું : 'હું ઘણો ખુશ છું કે સાધુ બનવાની તારી ઇચ્છામાં તું દૃઢ રહ્યો છે. લાહીરીમહાશયે ઘણી વખત કહ્યું હતું કે 'ઈશ્વરને જીવનના મધ્યાહ્નકાળે ( યૌવનમાં ) નહિ બોલાવો તો તે તમારા જીવનની વૃદ્ધાવસ્થામાં ( સાયંકાળે ) નહિ આવે.'

'વહાલા ગુરુજી, આપ જેવા પૂજ્ય આત્માની માફક સંન્યાસી થવાના મારા ધ્યેયમાં હું કદી ચૂકીશ નહિ.' અપાર પ્રેમથી હું તેમની સામે જોઈ હસ્યો.

'જેણે હજી લગ્ન કર્યાં નથી તે પ્રભુ અને તેને લગતી બાબતોનો તથા પ્રભુને કેમ રાજી રાખવા તેનો વિચાર કરશે. પણ જેણે લગ્ન કર્યાં છે તે દુનિયાદારીની ચીજોની અને તેની પત્નીને કેમ રાજી રાખવી તેની ચિંતા કરશે.'[૧૨૪.૧] મેં મારા ઘણાએ મિત્રોનાં જીવનનું પૃથક્કરણ કર્યું છે. તેમણે શરૂઆતમાં કાંઈક આધ્યાત્મિક સાધના કરી હોય; અને પછીથી લગ્નમાં જોડાયા હોય, દુનિયાદારીની જવાબદારીઓના સમુદ્રમાં ફેંકાઈ ગયા પછી ઊંડું ધ્યાન કરવાના તેમના નિશ્ચયો તેઓ ભૂલી જતા.

જીવનમાં ઈશ્વરને ગૌણ સ્થાન આપવું એ મારે માટે તો અસંભવિત[૧૨૫] જ છે. જો કે એ આખા બ્રહ્માંડનો એક માત્ર માલિક અને સંચાલક છે અને અદૃશ્ય રીતે અનેક જન્મો દરમ્યાન એ એની કૃપાઓનો વરસાદ જ વરસાવ્યા કરે છે, છતાં એક વસ્તુ હજી બાકી છે જેની માલિકી એની પાસે ન હોઈ દરેક માનવી-અંતઃકરણ પાસે છે. જે એ બીજાને આપી શકે છે અથવા સંગ્રહી રાખી શકે છે — અને એ છે પ્રેમ.

સૃષ્ટિના પ્રત્યેક કણમાં પોતાની હાજરીને અગમ્ય રહસ્યથી ગુપ્ત રાખવામાં સરજનહારે જે અથાગ મહેનત લીધી છે તેને એક જ હેતુ હોઈ શકે — સ્પષ્ટ તીવ્ર ઇચ્છા કે માણસ તેને પોતાની સ્વતંત્ર ઇચ્છાશક્તિથી શોધવા નીકળે. સર્વશક્તિમત્તાના લોખંડી પંજાને કેટલી નમ્રતાનાં મુલાયમ મોજાંથી તેણે ઢાંકી દીધો છે!

ત્યાર પછીનો દિવસ મારા જીવનનો સૌથી વિશેષ સ્મરણીય હતો. મને યાદ છે તે પ્રમાણે કૉલેજમાંથી સ્નાતક થયા પછીનાં થોડાં જ અઠવાડિયાં બાદ ૧૯૧૪ના જુલાઈ માસના એક ગુરુવારનો એ દિવસ હતો. સીરામપોર આશ્રમના અંદરના ઝરૂખામાં ગુરુજીએ રેશમના એક સફેદ ટુકડાને ગેરુ રંગે રંગી દીધો. સંન્યાસીસંસ્થાનો એ પરંપરાગત રંગ છે. કપડું સુકાયા પછી મારા ગુરુએ ત્યાગીના ઝભા તરીકે એ મને ઓઢાડી દીધું.

તેમણે કહ્યું: ‘કોઈક દિવસ તું પશ્ચિમમાં જશે જ્યાં રેશમને પ્રથમ પસંદગી મળે છે. એક પ્રતીક તરીકે સામાન્ય સુતરાઉ કપડા કરતાં તારે માટે મેં રેશમ પસંદ કર્યું છે.’ હિંદમાં જ્યાં સાધુઓ ગરીબીનો આદર્શ સ્વીકારે છે ત્યાં રેશમી વસ્ત્રધારી સંન્યાસી અનોખો પડી જાય છે. એમ છતાં ઘણા યોગીઓ રેશમી વસ્ત્રો પહેરે છે કેમ કે એનાથી શરીરના સૂક્ષ્મ શારીરિક પ્રવાહો રોકાય છે.

શ્રી યુક્તેશ્વરે કહ્યું: ‘હું ક્રિયાકાંડનો વિરોધી છું. હું તને વિદ્વત્ સંન્યાસ આપીશ (ઉત્સવરહિત).’

વિવિદિશા અથવા સંન્યસ્તની વિસ્તૃત દીક્ષામાં એક અગ્નિહોમ કરવાનો હોય છે જેમાં પ્રતીકરૂપે અંત્યેષ્ટી સંસ્કારની ક્રિયા પણ કરવી પડે છે. સાધકનું ભૌતિક શરીર મરી ગયેલું અને તેને જ્ઞાનના અગ્નિમાં ભસ્મીભૂત કરેલું માનવામાં આવે છે. નવા બનેલા સંન્યાસીને ત્યાર પછી એક મંત્ર આપવામાં આવે છે જેમ કે ‘આ આત્મા બ્રહ્મ છે’[૧૨૬] અથવા ‘તે તું છે.’ અથવા ‘હું તે છું.’ એમ છતાં શ્રી યુક્તેશ્વરે ખરેખરી સાદાઈની ભાવનાથી, સઘળા રૂઢિગત કર્મકાંડને તિલાંજલિ આપી અને મને માત્ર એક નવું નામ પસંદ કરવાનું સૂચવ્યું.

શ્રી યુક્તેશ્વરે હસતાં હસતાં કહ્યું : 'તને પોતાને સારું લાગે એવું એક નામ પસંદ કરી લેવાનો અધિકાર હું તને આપું છું.'

યોગાનંદ,[૧૨૬.૧] એક ક્ષણભરના વિચાર પછી મેં જવાબ આપ્યો. આ નામનો અક્ષરશઃ અર્થ : દિવ્ય સંયોગ (યોગ) મારફતે શાંતિ (આનંદ).

'તથાસ્તુ ! મુકુન્દલાલ ઘોષ જે તારું કૌટુંબિક નામ છે તેને બદલે સ્વામીસંસ્થાની ગિરિશાખાના યોગાનંદને નામે હવેથી તું ઓળખાશે.'

જ્યારે હું શ્રી યુક્તેશ્વરને પગે પડ્યો અને જ્યારે તેમણે મને નવા નામથી સંબોધ્યો ત્યારે મારું અંતઃકરણ આભારની લાગણીથી ઊભરાઈ આવ્યું. કેટલા પ્રેમ અને કેટલા અવિરત ઉદ્યોગથી એમણે પ્રયત્ન કર્યો છે કે જેથી કિશોર મુકુન્દનું કોક દિવસ પણ સાધુ યોગાનંદમાં રૂપાંતર થાય ! ભગવાન શંકરનાં લાંબાં સંસ્કૃત ભક્તિ-સ્તોત્રોમાંથી થોડાક શ્લોકો મેં આનંદથી ગાયા.[૧૨૭]

નથી હું અહં, બુદ્ધિ વા ચિત્તરૂપ,
મનસ કે નભસ, પૃથ્વી વા સપ્તધાતુ;
ન હું કર્ણ જિહ્વા, ન નાસા ન ચક્ષુ,
ચિદાનંદ રૂપ શિવોઽહમ્ શિવોઽહમ્.

નહીં જન્મમૃત્યુ, ન વા જાતિભેદ,
ન માતાપિતા વા મને પુત્ર પત્ની;
નહીં પાપ વા પુણ્ય વા હર્ષ શોક,
ચિદાનંદરૂપ શિવોઽહમ્ શિવોઽહમ્.

હું છું કલ્પનાતીત, નિરાકારરૂપ,
સમસ્તાંગમાં વ્યાપત સર્વે જીવોમાં;
હું છું સર્વદા મુક્ત, જાણું ન બંધ,
ચિદાનંદરૂપ, શિવોઽહમ્ શિવોઽહમ્.

દરેક સંન્યાસી પુરાતનકાળથી હિંદમાં પૂજ્ય ગણાતી સ્વામી-સંસ્થાનો સભ્ય જ ગણાય છે. આજે જે સ્વરૂપમાં એ છે તેમાં એની સદીઓ પહેલાં પુનઃવ્યવસ્થા કરનારા આદિ શંકરાચાર્ય હતા, અને ત્યાર પછી સંત ગુરુઓનો અખંડિત પ્રવાહ એની આગેવાની કરતો આવ્યો છે. (એમાંનો દરેક સંત જગતગુરુ શંકરાચાર્યની પદવી ધારણ કરે છે.)[૧૨૮] લગભગ દસેક લાખ સાધુઓ આ સ્વામીસંસ્થાના સભ્યો હશે. આ સંસ્થામાં દાખલ થવા માટે જેઓ પોતે સ્વામી હોય એવા પાસેથી જ સંન્યાસીની દીક્ષા લેવાની અનિવાર્ય શરત હોય છે. આ રીતે સ્વામીસંસ્થાના તમામ સાધુઓ આધ્યાત્મિક રીતે આદિ શંકરાચાર્યને પોતાના સાર્વભૌમ અને સામાન્ય ગુરૂ તરીકે સ્વીકારે છે. તેઓ ગરીબી (અપરિગ્રહવૃત્તિ) બ્રહ્મચર્ય અને આધ્યાત્મિક ગુરુ તરફની આજ્ઞાધીનતાનું વ્રત લે છે. ઘણી બાબતોમાં કેથલિક ક્રિશ્ચિયન સાધુસંસ્થાઓ આ પ્રાચીનતર સ્વામીસંસ્થાને મળતી આવે છે.

એક સંન્યાસી સ્વામીસંસ્થાના દશ વિભાગો પૈકી એકનો નિર્દેશ કરતા એક શબ્દ પોતાના નવા નામની સાથે ઉમેરે છે. આ દશ નામીઓ અથવા દશ વર્ગો પૈકીનો એક ગિરિ (પર્વત) છે. સ્વામી શ્રી યુકતેશ્વર આ વર્ગના હોવાથી હુ પણ એ જ વર્ગનો ગણાઉં છું. બીજી શાખાઓ સાગર (સમુદ્ર), ભારતી (ભૂમિ), પુરી (પ્રદેશ), સરસ્વતી (વિદ્યા), અરણ્ય (જંગલ) અને તીર્થ (યાત્રાધામ) છે.

એક સ્વામીના સંન્યાસી નામને છેડે સામાન્ય રીતે આનંદ શબ્દ (સંપૂર્ણ શાંતિ) મુકાય છે. એ એમ બતાવે છે કે કોઈ ચોક્કસ માર્ગ, સ્થિતિ અથવા દિવ્ય ગુણ — જેમ કે પ્રેમ, જ્ઞાન, વિવેક, ભક્તિ, સેવા કે યોગના વિકાસ દ્વારા એ મુક્તિનું ધ્યેય સિદ્ધ કરવા માગે છે.

સર્વ માનવજાતની નિઃસ્વાર્થ સેવા તથા વ્યક્તિગત સંબંધો અને મહત્ત્વાકાંક્ષાઓના ત્યાગના આદર્શને લીધે મોટા ભાગના

સંન્યાસીઓ હિંદમાં અને જરૂર પડે તો પરદેશમાં કોઈ માનવસેવા અથવા શિક્ષણના કાર્યમાં સક્રિય કામ કરતા હોય છે. જ્ઞાતિ, પંથ, વર્ગ, રંગ, જાતિ અથવા પ્રજાના તમામ પૂર્વગ્રહો બાજુએ મૂકીને ઐક સ્વામી વિશ્વબંધુત્વના આદર્શને અનુસરે છે. પરમ તત્ત્વ સાથે સંપૂર્ણ એકતા સ્થાપવી એ તેનું ધ્યેય હોય છે. તેના જાગ્રત અને સુપ્ત ચૈતન્યમાં ' હું તે છું 'ના વિચારને સમરસ કરીને એ સંતોષથી જગતમાં – પણ જગતનો નહિ, એવી રીતે – વિચરે છે અને એ જ રીતે એ પોતાની સ્વામીની ઉપાધિને સાર્થક કરે છે – જે પોતાના ' સ્વ ' અથવા આત્મા સાથે ઐક્ય સાધવા પ્રયત્ન કરે છે તે.

શ્રી યુક્તેશ્વર એકીસાથે સંન્યાસી હતા અને યોગી પણ હતા. જે સાધુ આ પૂજનીય સંસ્થાના વિધિપૂર્વકના સંબંધને લીધે સંન્યાસી હોય તે યોગી પણ હોય જ એવું નથી. જે કોઈ માણસ ઈશ્વરની સાથે દિવ્ય સંયોગ કરવા સારુ વૈજ્ઞાનિક ઢબે સાધના કરતો હોય તે યોગી છે પછી એ પરિણીત હોય કે અપરિણીત, સંસારી જવાબદારીઓવાળો હોય કે વિધિપૂર્વકના ધાર્મિક સંબંધોવાળો હોય.

એક સંન્યાસીએ માત્ર કોરા બુદ્ધિવાદ અને કઠોર ત્યાગનો જ રસ્તો પકડેલો હોય છે; પણ એક યોગી ચોક્કસ યોજનાપૂર્વકનો ક્રમબદ્ધ રસ્તો પકડીને મન અને શરીરનું નિયમન કરીને જીવને મુક્ત કરે છે. લાગણીની ભૂમિકા ઉપર અથવા શ્રદ્ધાથી કશા પણ પૂર્વસ્વીકાર વિના એક યોગી પૂર્વના ઋષિઓએ દોરી આપેલી અને અનુભવે સફળ સિદ્ધ થયેલી આધ્યાત્મિક પ્રક્રિયાઓની ક્રમિક સાધના કરે છે. હિંદમાં દરેક જમાનામાં યોગે એવા પુરુષો પેદા કર્યા છે. જેઓ સાચી રીતે મુક્ત થયા છે – સાચા યોગી – ક્રાઈસ્ટો થયા છે.

બીજા કોઈ વિજ્ઞાનની માફક યોગની સાધના દરેક સ્થળ અને કાળના લોકો કરી શકે છે. કેટલાક અજ્ઞાની લેખકોએ પ્રતિપાદન કરેલું મંતવ્ય : પશ્ચિમના લોકોને યોગ ' ભયાવહ ' અથવા ' પ્રતિકૂળ ' છે એ બિલકુલ ખોટું છે. અને એ દિલગીરીની વાત છે કે એનાથી

ઘણા સાચા જિજ્ઞાસુઓ યોગના અનેકવિધ લાભોથી વંચિત રહ્યા છે.

યોગ એ વિચારોના મંથનને શાંત કરવાની એક પદ્ધતિ છે. નહિ તો એ નિષ્પક્ષ રીતે સર્વ લોકોને સત્યની સાચી ઝાંખી કરતાં અટકાવે છે. સૂર્યના રોગનિવારક પ્રકાશની માફક યોગ એ પૂર્વના લોકોને તથા પશ્ચિમની પ્રજાઓને માટે એકસરખો ઉપયોગી છે. મોટે ભાગે લોકોનાં મન ચંચળ અને તરંગી હોય છે; અને તેટલા માટે મનને કાબૂમાં લાવનારા યોગ જેવા વિજ્ઞાનની જરૂર છે.

પ્રાચીન ઋષિ પતંજલિ[૧૨૯] યોગ એ ' ચિત્તવૃત્તિનો નિરોધ ' છે એવી વ્યાખ્યા આપે છે.[૧૩૦] તેનું ઘણું ટૂંકું અને કૌશલ્યપૂર્ણ શાસ્ત્ર ' યોગસૂત્રો ' એ હિંદુ ફિલસૂફીની ૭ શાખાઓ પૈકીની એક છે. પશ્ચિમની ફિલસૂફીઓથી વિરુદ્ધ, આ બધી ૭ શાખાઓ માત્ર સૈદ્ધાંતિક જ્ઞાન જ નહીં પણ વ્યવહારુ શિક્ષણ પણ આપે છે. કોઈ પણ આત્મવિષયક પ્રશ્ન ઉપર આ છયે દર્શનો ૭ ચોક્કસ સાધનાના માર્ગો બતાવે છે જેનો હેતુ દુઃખની આત્યંતિક નિવૃત્તિ અને અમર્યાદ સનાતન સુખની પ્રાપ્તિ હોય છે.

ઉત્તરકાલીન ઉપનિષદો આ ૭ શાખાઓ[૧૩૧] પૈકી યોગસૂત્રને અંતિમ સત્યના સીધા અનુભવ માટેના સૌથી વિશેષ કાર્યસાધક માર્ગ તરીકે પ્રતિપાદન કરે છે. યોગની વ્યવહારુ પ્રક્રિયાઓને લીધે માણસ કલ્પનાના ઉજ્જડ પ્રદેશો હમેશને માટે વટાવી જાય છે. અને અંતિમ સત્યનો અનુભવ કરે છે.

પતંજલિની યોગપદ્ધતિ અષ્ટાંગ માર્ગને નામે ઓળખાય છે. પહેલાં સોપાનો— (૧) યમ, નીતિના નિયમો અને (૨) નિયમ, ધાર્મિક વ્રતો છે. યમ એટલે અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ. અને નિયમ એટલે તપ, શૌચ, સંતોષ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન.

બીજાં સોપાનો — ૩. આસન, શરીરની સાચી સ્થિતિ મેરુદંડને સીધો રાખવો અને ધ્યાનને માટે શરીરને સગવડભરેલી રીતે રાખવું. ૪. પ્રાણાયામ, સૂક્ષ્મ જીવનપ્રવાહોને કાબૂમાં રાખવા. ૫. પ્રત્યાહાર, બહારના પદાર્થોમાંથી ઇન્દ્રિયોને ખેંચી લેવી.

છેવટનાં સોપાનો એ યોગના સાચા પ્રકારો છે. ૬. ધારણા, (એકાગ્રતા) એક જ વસ્તુ ઉપર મનને સ્થિર કરવું તે. ૭. ધ્યાન (ઈશ્વર ઉપર એકાગ્રતા) અને ૮. સમાધિ. ઉર્ધ્વચૈતન્ય અનુભવ. યોગનો અષ્ટાંગ માર્ગ[૧૩૨] કૈવલ્યના છેવટના ધ્યેય ઉપર પહોંચાડે છે. જેમાં બુદ્ધિના પ્રદેશની ઉપરના સત્યનાં દર્શન થાય છે.

કોઈ પૂછશે : કોણ મોટું ? સ્વામી કે યોગી ? જો અને જ્યારે ઈશ્વરની સાથે છેવટનો સંયોગ થાય છે ત્યાં અને ત્યારે વિવિધ પંથોના જુદાજુદા ભેદો મટી જાય છે. એમ છતાં ભગવદ્‌ગીતા કહે છે કે યોગમાર્ગ સર્વગ્રાહી માર્ગ છે. એની પ્રક્રિયાઓ કોઈ એક ચોક્કસ પ્રકારના અથવા સ્વભાવના માણસો એટલે કે સાધુજીવન તરફ આકર્ષાયેલા થોડાઓ માટે જ યોજવામાં આવી છે એવું નથી. યોગને કોઈ સંઘવૃત્તિના સ્વીકારની જરૂર નથી. કેમકે યોગનું વિજ્ઞાન સર્વ વિશ્વની જરૂરત સંતોષતું હોવાથી કુદરતી રીતે વિશ્વને એની જરૂર છે.

એક સાચો યોગી પોતાની ફરજો બજાવતો સંસારમાં રહી શકે છે. ત્યાં તે અનિયંત્રિત માનવસમુદાયમાં જળમિશ્રિત દૂધની માફક ઓતપ્રોત થઈને નહિ પણ પાણી ઉપર માખણ તરે એમ અલગ રહેશે. પોતાની ભૌતિક જવાબદારીઓ અદા કરવા માટે, જો તે અહંકારી વાસનાઓ પ્રત્યે અનાસક્ત રહે અને ઈશ્વરના નિમિત્ત તરીકે જ જો જીવનમાં પોતાનો ભાગ ભજવતો રહે તો તેને ઈશ્વરથી વિમુખ રહેવાની જરૂર નથી.

એવા સંખ્યાબંધ મહાન આત્માઓ આજે પણ છે જેઓ અમેરિકન, યુરોપિયન એવાં બીજાં હિંદુ શરીરોમાં રહેવા છતાં તથા યોગી કે સ્વામી જેવા શબ્દો પણ જેણે નહિ સાંભળ્યા હોય

છતાં તેઓ એ સંજ્ઞાઓને અનુરૂપ જીવન જીવી રહ્યા છે. માનવજાતની નિઃસ્વાર્થ સેવાને લીધે, અથવા તેમની વાસનાઓ અને વિચારો ઉપરના તેમના પ્રભુત્વને લીધે, અથવા ઈશ્વર તરફની તેમની એકરાગી પ્રેમભક્તિને લીધે, અથવા એકાગ્રતાની તેમની મહાન સિદ્ધિઓને લીધે તેઓ એક રીતે યોગીઓ જ છે; એવાઓએ પોતાની સામે યોગ — આત્મસંયમનો જ આદર્શ રાખેલો હોય છે. જો આવા મનુષ્યોને યોગનું ચોક્કસ વિજ્ઞાન શીખવવામાં આવે જેથી તેમનાં મન અને જીવનને વધારે ઇરાદાપૂર્વકનું સ્પષ્ટ વલણ મળે તો તેઓ હજી ઉચ્ચતર સ્તર પર જઈ શકે.

કેટલાક પાશ્ચાત્ય લેખકો યોગને ઉપરછલ્લો જ સમજ્યા છે. પણ એવા ટીકાકારોએ એને આચારમાં મૂકીને અનુભવ કર્યો નથી. યોગને મળેલા અનેક વિચારશીલ પ્રશંસાપત્રો પૈકી પ્રખ્યાત સ્વીસ માનસશાસ્ત્રી ડૉ. ( સી. જી. જંગ )નો પણ એક પ્રશંસાપત્ર નીચે પ્રમાણે છે. ડૉ. જંગ લખે છે :

' જ્યારે કોઈ ધાર્મિક પદ્ધતિ પોતાને વૈજ્ઞાનિક તરીકે ઓળખાવે છે ત્યારે પશ્ચિમની જનતામાં એના સ્વીકારની ખાતરી મળી જાય છે. યોગ આ અપેક્ષાને સંતોષે છે. એની નવીનતાના સૌંદર્યને અને અર્ધજ્ઞાતપણાના આકર્ષણને બાજુએ મૂકીએ તોપણ યોગને ઘણા અનુયાયીઓ મળવાનાં સબળ કારણો છે. યોગમાં અનુભવને મર્યાદામાં રાખવાની શક્યતા છે અને તેથી ' હકીકતો 'ની વૈજ્ઞાનિક આવશ્યકતાને સંતોષી શકે છે. એ સિવાય એની વિશાળતા અને ઊંડાઈ, એની પૂજનીય વયમર્યાદા, એના સિદ્ધાંતો અને પદ્ધતિ જે જીવનના દરેક પાસાને આવરી લે છે તેથી તે અણધારી અકલ્પ્ય શક્યતાઓ ખુલ્લી કરે છે.

' દરેક ધાર્મિક અથવા તાત્ત્વિક પ્રક્રિયા એટલે માનસિક સાધના અથવા નિયમન એટલે કે માનસિક આરોગ્યની એક પદ્ધતિ છે.

'યોગનાં[૧૩૩] અનેકવિધ શુદ્ધ શારીરિક આસનો પણ શારીરિક શુદ્ધિકરણ જ છે જે સામાન્ય અંગકસરત અથવા પ્રાણાયામ કરતાં ઉચ્ચતર છે. કેમકે એ માત્ર યાંત્રિક અને વૈજ્ઞાનિક જ નહીં પણ તાત્ત્વિક પણ છે. શરીરના જુદાજુદા ભાગોની હિલચાલો દરમ્યાન એ તેમના આત્માની સાથે સંયોગ કરાવી દે છે જે વાત નીચેના દાખલાથી સ્પષ્ટ થાય છે. પ્રાણાયામની ક્રિયાઓમાં પ્રાણ એ શ્વાસ છે અને બ્રહ્માંડની વિશ્વસંચાલક શક્તિ પણ છે.

'જેના પર યોગનું મંડાણ છે એવા મૂળભૂત વિચારોને છોડી દેતાં યોગની પ્રક્રિયા અસફળ બની રહે છે. એ શારીરિક અને આધ્યાત્મિક બંનેનો એકબીજામાં અસાધારણ રીતે સંપૂર્ણ સંયોગ કરાવે છે.

'પૂર્વમાં જ્યાં આ વિચારો અને પ્રક્રિયાઓનો વિકાસ થયો છે અને જ્યાં હજારો વર્ષોથી એણે અખંડ પરંપરાથી જરૂરી આધ્યાત્મિક પાયાઓ નાખ્યા છે ત્યાં મારા માનવા પ્રમાણે યોગ એ શરીર અને મન બન્નેને એકસાથે એક કરવાની સંપૂર્ણ અને યોગ્ય પદ્ધતિ છે. જેથી આ બન્નેના ઐક્ય માટે ભાગ્યે જ શંકા થાય. આ ઐક્ય એવું માનસિક વલણ સર્જે છે કે તેમાંથી સ્ફુરેલી શક્ય એવી પ્રેરણા ચૈતન્યને પણ ટપી જાય.

કુદરત ઉપરના બાહ્ય વિજયની જેટલી જરૂર આજે જણાય છે એટલી જ જરૂર જ્યારે આત્મસંયમના આંતરિક વિજ્ઞાનની જણાશે તે દિવસ પશ્ચિમને માટે હવે બહુ દૂર નથી. આ નવો અણુયુગ માણસોનાં મનને વિશાળ અને ગંભીર બનાવશે કેમકે હવે વૈજ્ઞાનિક રીતે નિર્વિવાદ સિદ્ધ થયેલું સત્ય એ છે કે પદાર્થ એ ખરેખર શકિતનું ઘન સ્વરૂપ છે. માનવીમનની સૂક્ષ્મ શક્તિઓ પથ્થરો અને ધાતુઓ કરતાં વિશેષ શક્તિ ધરાવે છે અને ધરવી જ જોઈએ. નહીં તો આ ભૌતિક અણુરાક્ષસ જે હમણાં જ શોધાયો

છે તે જગતનો અમાનુષી નાશ કરી નાખશે. અણુબૉંબ માટેની માનવજાતની ચિંતાનો પરોક્ષ લાભ કદાચ એ થશે કે યોગના વિજ્ઞાનમાં[134] લોકો વધારે કાર્યસાધક રસ લેતા થાય—ખરેખર એ જ બૉંબમાંથી બચવાનું આશ્રયસ્થાન છે.

## ૨૬

## ભાઈ અનંત અને બહેન નલિની

'અનંત જીવી શકશે નહીં. આ જીવન માટેનાં એનાં કર્મોનો પ્રવાહ પૂરો થયો છે.'

એક સવારે હું ઊંડા ધ્યાનમાં હતો ત્યારે મારા આંતરચૈતન્ય-પ્રદેશ પર આ અદૃશ્ય શબ્દો અથડાયા. હું સંન્યાસી બન્યો ત્યાર પછી ટૂંકા જ વખતમાં મારી જન્મભૂમિ ગોરખપુરમાં મારા મોટા ભાઈ અનંતના મહેમાન તરીકે હું ગયો. એકાએક તેને માંદગીને લીધે પથારીવશ થવું પડયું હતું. મેં એમની પ્રેમપૂર્વક સેવા કરી.

આવા ગંભીર આંતરિક અવાજથી મને ખેદ થયો. મને લાગ્યું કે મારી નિરાધાર દૃષ્ટિ સમક્ષ મારા ભાઈને ચાલ્યો જતો જોવા માટે હું ગોરખપુરમાં વધારે વખત રહી શકું નહીં. મારા સંબંધીઓની અસંબદ્ધ અને અણઘટતી ટીકાઓ છતાં જે પહેલી બોટ મને મળી તેમાં હું હિંદ છોડી ગયો. બરમા અને ચીનાઈ સમુદ્રમાં થઈ હું જાપાન ગયો. હું કોબે બંદરે ઊતરી થોડા દિવસ રોકાયો. દેશદર્શન માટે મારું હૃદય ઘણું ભારે હતું.

હિન્દ તરફની વળતી મુસાફરી દરમ્યાન બોટે શાંગહાઈ બંદર આગળ લંગર નાખ્યું. ત્યાં બોટના દાક્તર મિશ્ર મને કેટલીક વિચિત્ર વસ્તુઓની દુકાને લઈ ગયા. આમાંથી મેં શ્રી યુક્તેશ્વર માટે તથા મારા કુટુંબ અને મિત્રોને ભેટ આપવા માટે કેટલીક ચીજો ખરીદી. અનંત માટે એક લાંબા કોતરેલા વાંસનો એક ટુકડો ખરીદ્યો. જેવો પેલા ચીના સેલ્સમેને મને એ સ્મૃતિ બાંબુ આપ્યો તેવો જ મારા હાથમાંથી એ છટકીને પડી ગયો. અને તે જ વખતે મારાથી બોલાઈ ગયું : 'મારા સદ્‌ગત બંધુ અનંતને માટે આ ખરીદી હતી.'

એક સ્પષ્ટ સાક્ષાત્કાર મારા ઉપર ફરી વળ્યો કે તેનો આત્મા અત્યારે જ મુક્ત થઈ અનંતમાં ભળી જાય છે. પેલી સ્મૃતિ ભેટના પડવાથી એના ઝીણા ઝીણા ટુકડા થઈ ગયા હતા. ડૂસકાં ભરતાં મેં બાંબુની સપાટી ઉપર લખ્યું : 'હવે સદ્‌ગત થયેલા મારા પ્રિય બંધુ અનંતને માટે.'

મારા સાથી દાક્તર મિશ્ર આ બધી ક્રિયાઓ કૃત્રિમ હાસ્ય સાથે જોઈ રહ્યા હતા.

એમણે કહ્યું : 'રડો નહિ, જ્યાં સુધી તમને ખાતરી નથી થઈ ત્યાં સુધી રડો છો શા માટે ?'

જ્યારે અમારી બોટ કલકત્તા પહોંચી ત્યારે દાકતર મિશ્ર ફરી મારી સાથે આવ્યા. મારો સૌથી નાનો ભાઈ વિષ્ણુ મારું સ્વાગત કરવા બંદરે આવ્યો હતો.'

તેને બોલવાનો વખત મળે તે પહેલાં મેં વિષ્ણુને કહી દીધું : 'હું જાણું છું કે અનંતે દેહ છોડી દીધો હતો. હવે મને અને સાથેના દાક્તરને કહે કે એણે ક્યારે દેહ છોડચો હતો.

વિષ્ણુએ તારીખ કહી. એ તે જ દિવસ હતો જે દિવસે મેં શાંગહાઈમાં ભેટોની ખરીદી કરી હતી.

'જુઓ હવે,' દાક્તર મિશ્રે આશ્ચર્ય પામીને કહ્યું. 'આનો એક શબ્દ પણ બહાર જવા દેશો નહિ ! નહિ તો વૈદકનો અભ્યાસક્રમ જે

અત્યારે ઘણો લાંબો જ છે તેમાં અધ્યાપકો માનસિક સંદેશવાહનનો એક વર્ષનો વધારેનો અભ્યાસક્રમ ઉમેરી દેશે.'

હું ગુરપર રોડ પરના અમારા ઘેરે દાખલ થયો ત્યારે પિતાજીએ મને ઉષ્માભર્યું આલિંગન આપ્યું. માયાળુતાથી તેઓ બોલ્યા : 'તું આવ્યો.' બે મોટાં આંસુ તેમની આંખમાંથી ખરી પડયાં. સામાન્ય રીતે તેઓ ગંભીર હોઈ આવી પ્રેમની લાગણીઓનું કદી પ્રદર્શન કરતા નહિ. બહારથી ગંભીર દેખાતા મારા પિતા અન્દરથી માતાનું કોમળ હૈયું ધરાવતા હતા. કુટુંબ સાથેના તેમના બધા સંબંધોમાં આ તેમનો બેવડો પૈતૃક ( માતાપિતાનો સંયુક્ત ) ભાવ સ્પષ્ટ દેખાતો હતો.

અનંતના મરણ પછી મારી નાની બહેન નલિનીને રોગ-નિવારણની દિવ્ય પદ્ધતિથી યમરાજને દરવાજેથી પાછી આણી હતી. આ વાત લખતાં અમારા બાલ્યજીવનનાં કેટલાંક પાસાંઓનો હું નિર્દેશ કરીશ.

નલિની અને મારી વચ્ચેનો અમારા બાળજીવન દરમ્યાનનો સંબંધ બહુ સુખરૂપ નહોતો. હું બહુ પાતળો હતો અને તે મારા કરતાં પણ વધારે પાતળી હતી. કોઈ અજાણ હેતુથી [ અથવા ગ્રંથિથી ] જે માનસશાસ્ત્રીઓ માટે શોધી કાઢવું બહુ મુશ્કેલ નહોતું તેથી હું મારી બહેનના એકવડિયા દેખાવ માટે તેને ઘણી વાર ચીડવતો. તેના જવાબો પણ કુમારાવસ્થાને છાજે એવા નિખાલસ અને કઠોર હતા. ઘણી વખતે મા વચ્ચે પડતી અને મોટાભાઈ તરીકે મારો કાન આમળીને ઝઘડાનો તાત્કાલિક પતાવટ કરતી.

તેની નિશાળનાં વર્ષો પૂરાં થયાં પછી નલિનીનો વિવાહ ડૉ. પંચાનન બોઝ નામના કલકત્તાના એક સુંદર યુવાન દાકતર સાથે ગોઠવાયો. યોગ્ય અવસરે ખૂબ મહેનતથી તૈયાર કરેલો લગ્નમહોત્સવ સારી રીતે ઉજવાયો. લગ્નની રાત્રિએ કલકત્તાના અમારા ઘરના દીવાનખાનામાં ભેગા થયેલા સંબંધીઓના વિશાળ અને આનંદી સમૂહમાં હું પણ જોડાયો. વરરાજા એક મોટા જરીભરેલા તકિયાને

અઢેલીને બેઠા હતા. જ્યારે નલિની તેની બાજુમાં બેઠી હતી. ભભકાદાર જાંબુડી રેશમી સાડી પણ તેની કઢંગી કાયાને ઢાંકી શકતી નહોતી. મારા બનેવીના તકિયાની પાછળ હું પણ મારી જાતને છુપાવીને બેઠો હતો, અને મિત્રભાવે તેની સામે સ્મિત કરતો હતો. લગ્નવિધિના દિવસ સુધી તેણે કદી નલિનીને જોઈ નહોતી. લગ્નની લોટરીમાં તેને શું મળવાનું છે તે તેણે તે જ દિવસે જાણ્યું.

મારી દિલસોજી જાણીને ડૉ. બોઝે શરમાળપણે નલિની તરફ આંગળી કરીને મારા કાનમાં કહ્યું : 'કહો, આ શું છે?'

'કેમ દાક્તર,' મેં જવાબ આપ્યો. 'તમારા અવલોકન માટે હાડપિંજર છે!'

જેમજેમ વરસો વીતતાં ગયાં તેમતેમ ડૉ. બોઝ અમારા કુટુંબમાં પ્રિય થઈ પડ્યા. અને માંદગીને પ્રસંગે અમે તેમને જ બોલાવતા. તે અને હું ગાઢ મિત્રો બની ગયા અને મોટે ભાગે નલિનીને ભોગે અમે ઠઠ્ઠામશ્કરી કરતા.

મારા બનેવીએ એક દિવસે મને કહ્યું : 'આ એક વૈદક વિદ્યાની વિચિત્રતા છે. આ તમારી સુકલકડી બહેન ઉપર મેં દરેક ચીજ અજમાવી જોઈ છે – કૉડલિવર તેલ, માખણ, મૉલ્ટ, મધ, મચ્છી, માંસ, ઇંડાં અને શક્તિની અનેક દવાઓ. તેમ છતાં એક શતાંશ ઇંચ જેટલી પણ તે જાડી થઈ નથી.'

થોડા દિવસ પછી હું બોઝકુટુંબની મુલાકાતે ગયો. મારું કામકાજ થોડી જ મિનિટોમાં પતી ગયું; મને લાગે છે કે નલિનીની જાણ બહાર હું પાછો ફરતો હતો. જેવો હું આગલા દરવાજા આગળ ગયો કે તરત જ મેં તેનો પ્રેમાળ પણ સત્તાવાહી અવાજ સાંભળ્યો.

'ભાઈ, અહીં આવ. આ વખતે તું મારી પાસેથી છટકી શકશે નહિ. હું તારી સાથે વાત કરવા માગું છું.'

દાદર ચડીને હું તેના ઓરડામાં ગયો. તે રડતી હતી તેનું મને આશ્ચર્ય થયું.

તેણે કહ્યું : 'વહાલા ભાઈ, આપણે આપણો જૂનો ઝઘડો દાટી દઈએ. હું જોઉં છું કે આધ્યાત્મિક માર્ગ પર તું હવે સ્થિર થયો છે. દરેક રીતે હું તારા જેવી થવા ઇચ્છું છું.' તેણે આશાથી ઉમેર્યું. 'દેખાવમાં તું હવે તગડો થયો છે, મને તું મદદ કરશે? મારા પતિ મારી પડખે આવતા નથી, હું તેમને ખૂબ ચાહું છું! મારી મુખ્ય ઇચ્છા આત્મસાક્ષાત્કારમાં આગળ વધવાની છે પછી ભલેને હું પાતળી અને અનાકર્ષક રહું.'

તેની વિનતિ મારા અંતઃકરણને ઊંડેથી સ્પર્શી ગઈ. અમારી નવી મૈત્રી આસ્તે આસ્તે દૃઢ થતી ગઈ. એક દિવસ તેણે મને મારી શિષ્યા બનવાનું કહ્યું.

'તને ઠીક લાગે એવી રીતે મને શિક્ષણ આપ. પૌષ્ટિક દવાઓ કરતાં ઈશ્વરમાં હું વધારે શ્રદ્ધા રાખું છું.' તેણે દવાઓનો ઢગલો કર્યો અને બારીઓની બહાર ગટરમાં ઢોળી દીધી.

તેની શ્રદ્ધાની કસોટી તરીકે મેં તેને ભોજનમાંથી મચ્છી, માંસ અને ઈંડાં છોડી દેવાનું કહ્યું.

કેટલાક મહિનાઓ સુધી નલિનીએ મેં આંકી આપેલા નિયમોનું ચુસ્તપણે પાલન કર્યું અને અનેક મુશ્કેલીઓ છતાં નિરામિષ આહારને વળગી રહી. ત્યાર પછી એક દિવસ હું તેની મુલાકાતે ગયો.

'બહેન, તું ખંતથી આધ્યાત્મિક ઉપદેશોનું પાલન કરતી આવી છે. તેનો બદલો હવે બહુ નજીક છે,' હું મજાકમાં હસ્યો. 'તારે કેટલા તગડા થવું છે — આપણી કાકી જેણે વર્ષોથી પોતાના પગ જોયા નથી એટલા જાડા ?'

'ના! પણ તારા જેટલા પુષ્ટ તો થવું જ છે.'

મેં પવિત્ર ગંભીરતાથી જવાબ આપ્યો : 'ઈશ્વરની કૃપાથી જેવી રીતે અત્યાર સુધી હું સાચું બોલતો આવ્યો છું, તેવી જ રીતે અત્યારે પણ સાચું જ બોલું છું.[૧૩૫] ઈશ્વરના આશીર્વાદોથી તારું

શરીર આજથી બદલાતું જશે. એક મહિનામાં એ મારા જેટલા વજનવાળું થશે.'

મારા હૃદયમાંથી નીકળેલા આ શબ્દો ફળ્યા. ત્રીસ દિવસમાં નલિનીનું વજન મારા જેટલું થઈ ગયું. આ નવા આકારે એને સૌંદર્ય આપ્યું. એનો પતિ એના ઊંડા પ્રેમમાં પડ્યો. અપશુકનોથી શરૂ થયેલું તેમનું લગ્નજીવન આદર્શ રીતે સુખમય નીવડ્યું.

જાપાનથી પાછા ફર્યા પછી મને ખબર મળી કે મારી ગેરહાજરીમાં નલિનીને ટાઈફોઈડ થઈ ગયો હતો હું. તેને ઘેર દોડ્યો. અને તેને હાડપિંજર જેવી થઈ ગયેલી જોઈને હું ગભરાઈ ગયો. તે બેભાન હતી.

મારા બનેવીએ મને કહ્યું : 'માંદગીથી એનું ભેજું બગડી જવા પહેલાં એ ઘણી વખતે બોલી હતી : 'જો મારો ભાઈ મુકુન્દ અહીં હોત તો મારી આ દશા ન થાત.' તેમણે આંખમાં આંસુઓ સાથે કહ્યું : 'બીજા દાક્તરો અને હું આશા છોડી ગયા છીએ. ટાઈફોઈડ સાથેની એની લડત પછી એને આવો મરડો થઈ ગયો છે.'

હું મારી પ્રાર્થનાઓથી આકાશ અને પૃથ્વીને હચમચાવી મૂકવા લાગ્યો. એક હિંદી-ખ્રિસ્તી સેવિકાને મેં રોકી લીધી જે મને પૂર્ણ સહકાર આપતી હતી, તેની મદદથી રોગનિવારણની યોગની અનેક પ્રક્રિયાઓ મેં મારી બહેન ઉપર અજમાવી હતી. રક્ત મરડો બંધ થયો.

પણ ડૉ. બોઝે નિરાશાથી માથું ધુણાવ્યું : 'હવે બહાર કાઢવા માટે તેના શરીરમાં લોહી બાકી જ રહ્યું નથી.'

મેં દૃઢતાથી જવાબ આપ્યો : 'તે સારી થશે. સાત દિવસમાં તેનો તાવ ચાલ્યો જશે.'

એક અઠવાડિયા પછી નલિનીએ આંખો ઉઘાડી, એ જોઈને મેં રોમાંચ અનુભવી મારી સામે દૃષ્ટિ કરી મને પ્રેમથી ઓળખી

કાઢયો. તે દિવસ પછી તેની પ્રગતિ ઝડપી થઈ ગઈ, જો કે એણે એનું અસલનું વજન પાછું મેળવ્યું પણ એની લગભગ જીવલેણ માંદગીની એક દુર્ભાગી નિશાની રહી ગઈ, તેને પગે પક્ષાઘાત થયો. હિંદી અને અંગ્રેજ નિષ્ણાતોએ જાહેર કર્યું કે એ જીવનભર લંગડાતી રહેશે.

તેના જીવન માટે પ્રાર્થના દ્વારા જે અવિરત યુદ્ધો હું ખેલ્યો હતો તેથી હું થાકી ગયો હતો. શ્રી યુકતેશ્વરની મદદ લેવા હું સીરામપોર પહોંચ્યો. જ્યારે નલિનીની હાલત મેં તેમને વર્ણવી બતાવી ત્યારે તેમની આંખોમાં મેં ઊંડી દિલસોજી જોઈ.

તેમણે કહ્યું : 'તારી બહેનના પગ એક મહિના પછી સારા થઈ જશે. બે કેરેટનું અણવીંધેલું મોતી જેમાં જડયું હોય એવો પટો ચામડીને સ્પર્શતો રહે એવી રીતે તેને બાંધો.'

છુટકારાનો દમ ખેંચતાં આનંદથી હું તેમને પગે પડયો : 'મહારાજ ! આપ આત્મદર્શી ગુરુ છો. એના સારા થવા માટે આપનો એક શબ્દ પૂરતો છે. છતાં આપ આગ્રહ કરતા હો તો હું તરત જ એને માટે એક મોતી લઈ આવું.'

મારા ગુરુએ હકારમાં માથું ધુણાવ્યું : 'હા, તેમ કર.' તેઓએ નલિનીને કદી જોઈ નહોતી છતાં તેઓ તેનાં શારીરિક અને માનસિક લક્ષણો બરાબર વર્ણવવા લાગ્યા.

મેં પૂછ્યું : 'ગુરુજી, આ શું જ્યોતિષી પૃથક્કરણ છે? આપ એનો જન્મદિવસ અથવા જન્મકાળ તો જાણતા નથી.'

શ્રી યુકતેશ્વર હસ્યા : 'આ વધારે ઊંડું જ્યોતિષ છે. એ પંચાંગો અથવા ઘડિયાળો ઉપર આધાર રાખતું નથી. દરેક માનવ સરજનહાર અથવા વિશ્વપુરુષનો એક અંશ છે. તેને એક સ્વર્ગીય શરીર છે અને બીજું પાર્થિવ શરીર છે. માનવનેત્ર માત્ર ભૌતિક આકાર જુએ છે. પણ આંતરિક દૃષ્ટિ વિશ્વશરીરમાં વધારે ઊંડે સુધી પ્રવેશ કરે છે જેનો દરેક માનવ પૂર્ણાંશે વ્યક્તિગત ભાગ છે.'

હું કલકત્તા પાછો ફર્યો અને નલિનીને માટે એક માણેક[૧૩૬] ખરીદી લાવ્યો. એક મહિના પછી તેના જકડાઈ ગયેલા પગો સંપૂર્ણ છૂટા અને સાજા થયા.

મારી બહેને મારા ગુરુને તેના તરફથી અંતઃકરણપૂર્વકનો આભાર માનવાનું મને કહ્યું. તેમણે એ સંદેશો સાંભળ્યો પણ કાંઈ બોલ્યા નહિ. પણ મેં જ્યારે તેમની વિદાય માગી ત્યારે તેમણે એક ગર્ભિત ટીકા કરી :

'ઘણા દાક્તરોએ તારી બહેનને કહ્યું છે કે તેને કદી છોકરાં થશે નહિ. તેને ખાતરી આપજે કે થોડાં જ વરસોમાં તે બે છોકરીઓને જન્મ આપશે.'

કેટલાંક વરસો પછી નલિનીના આનંદ વચ્ચે તેણે એક છોકરીને જન્મ આપ્યો. અને બીજાં થોડાં વર્ષ પછી બીજી એક છોકરીને.

## ૨૭

## ક્રિયાયોગનું વિજ્ઞાન

આ પુસ્તકમાં જેનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવે છે તે ક્રિયાયોગના શાસ્ત્રને મારા ગુરુના ગુરુ લાહીરીમહાશયે આધુનિક ભારતમાં ખૂબ જાણીતું કર્યું છે. ક્રિયાનો સંસ્કૃત ધાતુ કૃ છે : કરવું, આચરવું, પ્રત્યાઘાત પામવો એ તેનો અર્થ છે. કર્મ શબ્દનો ધાતુ પણ એ જ છે. અને તેનો અર્થ કાર્ય-કારણનો નૈસર્ગિક નિયમ એવો થાય છે, એટલે આવી રીતે ક્રિયાયોગ એટલે 'ચોક્કસ

કર્મકાંડ અથવા કર્મ (ક્રિયા) મારફતે ઈશ્વરનો સંયોગ' એવો અર્થ થાય છે. જે યોગી વિશ્વાસ અને શ્રદ્ધાપૂર્વક એની ચોક્કસ પ્રક્રિયાઓ કર્યા કરે તે ધીરેધીરે કર્મ અથવા તો કાર્ય-કારણના વિશ્વચક્રમાંથી છૂટી જાય છે.

કેટલીક પ્રાચીન યૌગિક મનાઈઓને લીધે, સામાન્ય જનતાછે હિતાર્થે લખવામાં આવેલા આ પુસ્તકમાં ક્રિયાયોગનો પૂરેપૂરો ખુલાસો હૂં કરી શકતો નથી. એસ. આર. એફ. અથવા વાંઈ. એસ. એસ. સંસ્થાઓના અધિકૃત ક્રિયાવાન[૧૩૭] (ક્રિયાયોગી) પાસેથી જ એની ખરેખરી પ્રક્રિયાઓ શીખી લેવી જોઈએ. અહીં તો માત્ર એની વિશાળ રૂપરેખા જ આપી શકાશે.

ક્રિયાયોગ એ એક એવી સાદી, માનસ-શારીરિક પદ્ધતિ છે જેથી માણસના લોહીમાંથી કાર્બનનું તત્ત્વ દૂર થાય છે અને તેની જગ્યાએ ઓક્સિજનનો પુનઃ સંચાર થાય છે. આ વધારાના ઓક્સિજનના પરમાણુઓનું જીવનતત્ત્વમાં રૂપાંતર કરી નાખવું કે જેથી મગજ અને મેરુદંડનાં ચક્રોનો કાયાકલ્પ થયા કરે. કાર્બનમિશ્રિત લોહીનો જમાવ થતો અટકતાં યોગી રક્તકોશોના ઘસારાને અટકાવી શકે છે અથવા કમી કરી શકે છે. સિદ્ધ યોગી પોતાના રક્તકોશોને શુદ્ધ શકિતમાં ફેરવી નાખી શકે છે. એલિજા, જિસસ, કબીર અને બીજા મહાત્માઓ ક્રિયાના અથવા એવી જ બીજી પ્રક્રિયાઓના ઉપયોગમાં પારંગત હતા તેથી તેઓ ઇચ્છા પ્રમાણે પોતાના દેહોને સાકાર અથવા નિરાકાર બનાવી શકતા હતા.

ક્રિયાયોગ એ પુરાણું વિજ્ઞાન છે. લાહીરીમહાશયને એ તેમના ગુરુ બાબાજી તરફથી મળ્યું હતું જેમણે અંધકારયુગમાં નષ્ટ થયેલા આ શાસ્ત્રને ફરીથી શોધી કાઢીને તથા એની પ્રક્રિયાઓને શુદ્ધ કરીને એને નવજીવન બક્ષ્યું છે. બાબાજીએ એને ક્રિયાયોગનું સાદું નામ આપ્યું છે.

બાબાજીએ લાહીરીમહાશયને કહ્યું હતું : ' આજની ઓગણીસમી સદીમાં જે ક્રિયાયોગનું વિજ્ઞાન હું તારી મારફત જગતને આપું

છું તે કૃષ્ણે હજારો વર્ષ પૂર્વે અર્જુનને આપેલું તેની જ પુનરાવૃત્તિ છે. પાછળથી પતંજલિ અને ક્રાઈસ્ટ અને તેના શિષ્યોને એનું જ્ઞાન થયું હતું.

ક્રિયાયોગનો ઉલ્લેખ ભગવાન કૃષ્ણે ભગવદ્‌ગીતામાં બે વખત કર્યો છે. એક શ્લોક આ પ્રમાણે છે : ' અપાનમાં પ્રાણને અને પ્રાણમાં અપાનને હોમી દઈ યોગી બન્ને પ્રાણોની અસરને નાબૂદ કરી દે છે. આ રીતે યોગી હૃદયમાંથી પ્રાણને છૂટો પાડી જીવનશક્તિને પોતાના કાબૂમાં લઈ લે છે.'[૧૩૮] આની સમજૂતી આ પ્રમાણે છે : ' યોગી, ફેફસાં અને હૃદયને શાંત પાડીને જીવનશક્તિ (પ્રાણ)નો જે વધારાનો જથો મેળવે છે તેના ઉપયોગથી એના ઘસારાને અટકાવે છે તથા અપાન ઉપરના કાબૂને લીધે વિકારોની વૃદ્ધિને પણ રોકે છે. આવી રીતે ક્ષય અને વિકારવૃદ્ધિને સમતોલ કરી યોગી જીવનશક્તિ ઉપર કાબૂ મેળવતાં શીખે છે.

ગીતાનો બીજો શ્લોક છે : ' તે ધ્યાન – પારંગત મુનિ જે મોક્ષની સાધનામાં હંમેશાં તત્પર રહી, બહારના પદાર્થોના ચિંતનમાંથી છૂટી અંતર્મુખ થઈ, આંખોની દૃષ્ટિને ભ્રૂકુટિની મધ્યમાં સ્થિર કરી, નાક અને ફેફસાંમાં ચાલતા પ્રાણ અને અપાનના પ્રવાહને સમાન કરી, જે ઇન્દ્રિયો, મન અને બુદ્ધિને વશ કરે છે અને જેનાં ઇચ્છા, ભય અને ક્રોધ ગયાં છે તેવા પુરુષ સદા મુક્ત જ છે.'[૧૩૯]

વળી કૃષ્ણ કહે છે કે આગલા અવતારમાં એણે જ આ અવિનાશી યોગ પ્રાચીન પ્રકાશક વિવસ્વતને કહ્યો હતો જેણે સ્મૃતિકાર મનુને આપ્યો.[૧૪૦] તેણે, તેની પાળીમાં હિંદના સૂર્યવંશના સ્થાપક ઇક્ષ્વાકુને શીખવ્યો. આ પ્રમાણે એકબીજાને આપતાં ભૌતિક યુગો[૧૪૧] સુધી ઋષિઓએ આ રાજયોગનું રક્ષણ કર્યું. ત્યાર પછી પુરોહિતવર્ગની ગોપનવૃત્તિ અને મનુષ્યોની પ્રમાદવૃત્તિને લીધે આ પવિત્ર વિદ્યા આસ્તેઆસ્તે અગોચર થઈ ગઈ.

યોગના મુખ્ય પુરસ્કર્તા પ્રાચીન ઋષિ પતંજલિએ પોતાના શાસ્ત્રમાં ક્રિયાયોગનો બે વખત ઉલ્લેખ કર્યો છે. તેમણે લખ્યું છે : શરીરની શિસ્ત, માનસિક સંયમ અને ઓમ્ ઉપર ધ્યાન[૧૪૨] એને ક્રિયાયોગ કહેવામાં આવે છે. પતંજલિ કહે છે કે ઈશ્વર એટલે ધ્યાનમાં સંભળાતા ઓમ્‌નો ખરેખરો વિશ્વધ્વનિ. ઓમ્ એ સર્જક શબ્દ છે, આંદોલનો કરનારી ગતિમાંથી નીકળતો ધ્વનિ, દિવ્ય હાજરીનો સાક્ષી. યોગનો શરૂઆતનો સાધક પણ ઓમ્‌નો આશ્ચર્યકારક ધ્વનિ આંતરિક રીતે સાંભળે છે. આવાં શાંતિદાયક આધ્યાત્મિ ઉત્તેજનો મળવાથી સાધકને ખાતરી થતી જાય છે કે તે દિવ્ય પ્રદેશના સંપર્કમાં આવતો જાય છે.

પતંજલિ બીજી વખત નિર્દેશ કરતાં ક્રિયાયોગ અથવા પ્રાણસંયમના સંબંધમાં કહે છે : 'શ્વાસ અને ઉચ્છ્‌વાસની ગતિને રોકવાથી જે પ્રાણાયામ થાય છે તેનાથી પણ મુક્તિ મળે છે.'[૧૪૩]

સંત પોલ ક્રિયાયોગ અથવા એના જેવી જ બીજી કોઈ પ્રક્રિયા જાણતા હતા જેથી તેઓ ઇંદ્રિયોમાંથી પ્રાણશક્તિના પ્રવાહને બહાર કાઢી શકતા હતા અથવા રોકી શકતા હતા, અને તેથી જ તેઓ એવું કહેવાને શક્તિમાન થયા હતા કે 'હું ક્રાઈસ્ટના સોગંદ ખાઈને કહું છું કે હું દરરોજ મરું છું.'

સઘળી શારીરિક પ્રાણશક્તિને અંતર્મુખી બનાવવાની પદ્ધતિથી (જે સામાન્ય રીતે ઇન્દ્રિયજગત તરફ બહિર્મુખી હોવાથી તેને ચૈતન્ય આપતી હોય એવું લાગે.) સંત પૉલ ક્રાઈસ્ટ ચૈતન્યના આનંદ સાથે દરરોજ સાચો સંયોગ અનુભવી શકતા હતા. એ આનંદમય અવસ્થામાં એમને સંપૂર્ણ ભાન રહેતું કે તેઓ માયાના જગતથી – ઇન્દ્રજાળમાંથી સંપૂર્ણ મુક્ત છે.

(સવિકલ્પ સમાધિ) ઈશ્વરસંપર્કની શરૂઆતની સ્થિતિમાં સાધકનું ચૈતન્ય વિશ્વતત્ત્વમાં લય પામે છે. તેના શરીરમાંથી પ્રાણશક્તિ ખેંચાઈ આવતાં એ મૃતવત્ નિશ્ચેષ્ટ અને જડ દેખાય છે. યોગી એમ

છતાં પોતાના અંતર્હિત શારીરિક જીવનથી પૂરેપૂરો વાકેફ હોય છે. જેમજેમ તે ઉચ્ચતર આધ્યાત્મિક અવસ્થાઓ ( નિર્વિકલ્પ સમાધિ) તરફ પ્રગતિ કરતો જાય છે તેમતેમ દેહાધ્યાસથી પર થઈને ઈશ્વરનો અનુભવ કરે છે, અને પછી સામાન્ય જાગ્રત અવસ્થામાં અને તે પણ સંસારની ભારે જવાબદારીઓ અદા કરતાં કરતાં પણ ઈશ્વરના સંપર્કમાં રહે છે.

શ્રી યુક્તેશ્વર પોતાના વિદ્યાર્થીઓને સમજાવતાં કહેતા[૧૪૪] : ' ક્રિયાયોગ એ માનવઉત્ક્રાંતિને ઝડપી બનાવવાનું ઉત્તમ સાધન છે. પ્રાચીન યોગીઓએ શોધી કાઢ્યું હતું કે વિશ્વચૈતન્યનું રહસ્ય પ્રાણશક્તિ ઉપરના કાબૂ સાથે ગાઢ રીતે સંકળાયેલું છે. જગતના જ્ઞાનના સમગ્ર ભંડારમાં આ હિંદ તરફનો અમૂલ્ય અને અમર ફાળો છે. સામાન્ય રીતે જે પ્રાણશક્તિ હૃદયને ચાલુ રાખવામાં ખર્ચાઈ જાય છે તેને શ્વાસોચ્છ્વાસની અવિરત જરૂરિયાતને શાંત પાડવાની પદ્ધતિ દ્વારા મુક્ત કરી ઉચ્ચ પ્રકારનાં કાર્યોમાં યોજવી જોઈએ.

ક્રિયાયોગી પોતાની પ્રાણશક્તિને માનસિક રીતે મેરુદંડનાં ષટ્ચક્રો ઉપર ( મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધાખ્ય અને આજ્ઞાચક્ર ) ઉપર અને નીચે ફેરવે છે. આ ચક્રો, વિશ્વમાનવના પ્રતીક જેવા ભૂમંડળ ( zodiac )ની બાર સૂક્ષ્મ રાશિઓ સમાન છે. મનુષ્યના તીક્ષ્ણ મેરુદંડની આસપાસ પ્રાણશક્તિનું અરધી મિનિટનું ભ્રમણ એની ઉત્ક્રાંતિમાં સૂક્ષ્મ વિકાસ સાધે છે; માત્ર અરધી મિનિટની આ ક્રિયા એની એક વરસની નૈસર્ગિક આધ્યાત્મિક પ્રગતિની બરાબરી કરી શકે છે.

સર્વજ્ઞ આધ્યાત્મિક નેત્રરૂપી સૂર્યની આસપાસ ભ્રમણ કરતાં ૭ ( ધ્રુવીકરણ દ્વારા બાર ) ચક્રો સહિતના મનુષ્યપ્રાણીનો સૂક્ષ્મ દેહ ભૌતિક સૂર્ય અને તેની બાર રાશિઓ સાથે પરસ્પર સંકળાયેલો છે. આ રીતે સર્વ મનુષ્યો આંતર અને બાહ્ય વિશ્વથી પ્રભાવિત થાય છે.

પ્રાચીન ઋષિઓએ શોધી કાઢ્યું છે કે માણસનું પાર્થિવ અને આકાશગામી વાતાવરણ બારબાર વર્ષના તબક્કાઓમાં એને એના નૈસર્ગિક માર્ગે આગળ ધકેલે છે. શાસ્ત્રો ભારપૂર્વક કહે છે કે એક માણસને વિશ્વચૈતન્યનો સંપૂર્ણ આવિર્ભાવ કરવા જેટલું એના માનવીમગજને તૈયાર કરવા માટે નૈસર્ગિક અને નિરામય ઉત્ક્રાંતિનાં દશ લાખ વર્ષો જોઈએ છે.

એક યોગી એક દિવસના સાડા આઠ કલાકમાં એક હજાર ક્રિયા કરે તો તેણે એક હજાર વર્ષ જેટલો નૈસર્ગિક વિકાસ કરેલો ગણાય. અને એ ગણતરી પ્રમાણે એ એક વર્ષમાં ૩,૬૫,૦૦૦ ત્રણ લાખ પાંસઠ હજાર વર્ષોની ઉત્ક્રાંતિ કરી શકે. કુદરતને જે પરિણામ લાવતાં દશ લાખ વર્ષો જોઈએ તે જ પરિણામ એક યોગી બુદ્ધિ-પૂર્વકના સ્વપ્રયત્નથી ત્રણ જ વર્ષમાં મેળવી શકે છે. અલબત્ત, ક્રિયાનો આ ટૂંકો માર્ગ બહુ જ આગળ વધેલા સિદ્ધ યોગીઓ જ લઈ શકે છે. એવા સાધકોએ પ્રબળ પ્રક્રિયાઓથી ઉત્પન્ન થતી શક્તિ સહન કરવા માટે પોતાના શરીર અને મનને ગુરુની મદદથી કાળજીપૂર્વક તૈયાર કરેલાં હોય છે.

ક્રિયાને શરૂઆતનો સાધક દિવસમાં બે વખત ચૌદથી ચોવીસ વખત જ પોતાના યોગની ક્રિયા કરે છે. સંખ્યાબંધ યોગીઓએ છ, બાર, ચોવીસ કે અડતાળીસ વર્ષોમાં જ મુક્તિ મેળવેલી છે. જો કોઈ યોગી સંપૂર્ણ મુક્તિ મેળવતાં પહેલાં જ ગુજરી જાય તો ભૂતકાળની એની ક્રિયાસાધનાનાં સારાં ફળો એ સાથે લઈ જાય છે, અને એના નવા જીવનમાં એ ફળો એને છેવટની મુક્તિ તરફ ધકેલે છે.

સામાન્ય મનુષ્યનું શરીર પચાસ વૉટની બત્તી જેવું હોય છે અને ક્રિયાના અતિ પડતા અભ્યાસથી ઉત્પન્ન થતી કરોડો વૉટની શક્તિ એ ઝીલી શકતું નથી. ક્રિયાના સાદા અને નિર્દોષ અભ્યાસથી થતા ધીમા અને નિયમિત વધારાથી માણસનું શરીર દરરોજ સૂક્ષ્મ રીતે રૂપાંતર પામતું જાય છે. અને છેવટે તે વિશ્વશક્તિની અમર્યાદ

શક્યતાઓનો આવિર્ભાવ કરવા જેટલી ક્ષમતા ધરાવતું થાય છે અને જે આખરે સત્તત્ત્વનું પ્રત્યક્ષ અને ભૌતિક પ્રદર્શન બની રહે છે.

કેટલાક ભ્રમિત ઝનૂનીઓ તરફથી શિખવાતી શ્વાસોચ્છ્વાસની અશાસ્ત્રીય પ્રક્રિયાઓ સાથે ક્રિયાયોગને કશો જ સંબંધ નથી. શ્વાસને ફેફસાંઓમાં બળજબરીથી રોકી રાખવાના તેમના પ્રયત્નો માત્ર અકુદરતી જ નહીં પણ ખરેખર ખતરનાક છે. ઊલટપક્ષે ક્રિયા પ્રથમથી જ શાંતિદાતા બને છે અને મેરુદંડમાં પુનર્જીવનના શીતળ પ્રવાહનો અનુભવ કરાવે છે.

પુરાતન યૌગિક પદ્ધતિ પ્રાણનું મન તરીકે રૂપાંતર કરી નાખે છે. આધ્યાત્મિક વિકાસ દ્વારા એક માણસ પોતાના પ્રાણને એક માનસિક કલ્પના–મનનું કાર્ય–સ્વપ્ન પ્રાણ જેવો ઓળખતો થાય છે.

માણસના શ્વાસોચ્છ્વાસની ગતિ અને એના ચૈતન્યની જુદી-જુદી અવસ્થાઓ વચ્ચે ચોક્કસ ગણિતી સંબંધ છે એવાં અનેક ઉદાહરણો આપી શકાશે. જે કોઈ માણસ બુદ્ધિપૂર્વકની તર્કબાજીમાં અથવા કોઈ નાજુક અથવા અતિ મુશ્કેલ શારીરિક સાધના કરવામાં તલ્લીન બન્યો હોય તેનો શ્વાસોચ્છ્વાસ આપોઆપ ધીમો થઈ જાય છે. ધ્યાનની એકાગ્રતા ધીમી શ્વાસગતિ ઉપર આધાર રાખે છે. ઝડપી અથવા અનિયંત્રિત શ્વાસોચ્છ્વાસ એ નુકસાનકારક વૃત્તિઓ—ભય, કામવૃત્તિ, ક્રોધનાં અનિવાર્ય પરિણામો છે. ચંચળ સ્વભાવનો વાંદરો, માણસની અઢારની, સરાસરીમાં પ્રમાણમાં મિનિટના બત્રીસ શ્વાસો લે છે. હાથી, મગર, સાપ, કાચબો અને બીજાં પ્રાણીઓ જેઓ દીર્ઘ જીવન માટે જાણીતાં છે તેમની શ્વાસગતિ માણસના કરતાં ઓછી છે. દાખલા તરીકે રાક્ષસી કાચબાનું આયુષ્ય ત્રણસો વરસનું છે અને તે મિનિટમાં ચાર વખત જ શ્વાસ લે છે.

ઊંઘની પુનર્જીવન આપવાની શક્તિનું કારણ એ છે કે એ દરમ્યાન માણસ શરીર અને પ્રાણ બન્નેને ભૂલી જાય છે. ઊંઘતો માણસ યોગી બને છે. દરરોજ રાત્રે દેહાધ્યાસથી પર થવાની અને મુખ્ય

ભેજાના પ્રદેશ અને મેરુદંડનાં પટ્ચક્રોમાંથી નીકળતા આરોગ્યપ્રદ પ્રવાહોમાં પ્રાણશક્તિને લીન કરવાની યૌગિક ક્રિયા એ અજાણપણે પણ કરતો જ હોય છે. આ પ્રમાણે ઊંઘતો માણસ જીવનને ટકાવતી વિશ્વશક્તિના કુંડમાં અજાણતાં પણ દરરોજ ડૂબકી મારતો હોય છે

ઐચ્છિક યોગી, ઊંઘતા માણસની માફક બેભાનમાં નહીં પણ સભાન રીતે આ સાદી અને કુદરતી ક્રિયા કરે છે. ક્રિયાયોગી પોતાની પ્રક્રિયાઓનો ઉપયોગ પોતાના શારીરિક કોશોને અમર જ્યોતિથી પોષવામાં કરે છે અને એ રીતે તેને આધ્યાત્મિક ચુંબકીય સ્થિતિમાં રાખે છે. વૈજ્ઞાનિક રીતે એ યોગી શ્વાસોચ્છ્વાસને બિનજરૂરી બનાવે છે અને ( ધ્યાનના અભ્યાસ દરમ્યાન ઊંઘ, મૂર્ચ્છા અને મરણની નકારાત્મક સ્થિતિને અટકાવે છે.)

માયા અથવા કુદરતી નિયમને આધીન માણસોમાં પ્રાણ-શક્તિનો પ્રવાહ બહિર્મુખી હોય છે. આ પ્રવાહો ઇંદ્રિયોમાં વેડફાઈ જાય છે. ક્રિયાના અભ્યાસથી આ પ્રવાહ ઉલટાઈ જાય છે, પ્રાણ-શક્તિ આંતરવિશ્વમાં ધકેલાય છે અને મેરુદંડની સૂક્ષ્મ શક્તિઓ સાથે પુનઃ સંયોજિત થાય છે. પ્રાણશક્તિના આવા પુનઃ સંયોગથી યોગીનું શરીર અને મગજના કોશો આધ્યાત્મિક અમૃતથી વિદ્યુત્મય બને છે.

જે માણસો કુદરત, અને તેની દિવ્ય યોજના પ્રમાણે જ મિતાહાર, સૂર્યપ્રકાશ અને એકરાગી વિચારોથી જ ચાલે છે તેમને મુક્તિ મેળવતાં દશ લાખ વર્ષો લાગે છે. મગજમાં થોડો સરખો પણ સુધારો કરવા માટે બાર વર્ષના આરોગ્યમય જીવનની જરૂર પડે છે. અને વિશ્વચૈતન્યના સંપૂર્ણ આવિર્ભાવ માટે જોઈતી બ્રહ્મચક્રની શુદ્ધિ માટે તો દશ લાખ સંવત્સરોનો દંડ આપવો પડે છે. જ્યારે ક્રિયાયોગી આધ્યાત્મિક વિજ્ઞાનના ઉપયોગથી કુદરતી કાયદાઓના દીર્ઘકાળના કાળજીસર્યા અનિવાર્ય પાલનમાંથી ઉગરી જાય છે.

ક્રિયાયોગ આત્મા અને શરીરને સંયોજિત રાખનારી પ્રાણ-ગ્રંથિને તોડીને શરીરને દીર્ઘ જીવન બક્ષે છે અને ચૈતન્યને અમર્યાદ બનાવે છે.

આ યોગપદ્ધતિ મન અને ભૌતિક ઇન્દ્રિયો વચ્ચેના ગજ-ગ્રાહનું અતિક્રમણ કરે છે અને અનંત સામ્રાજ્યના વારસા માટે સાધકને મોકળો કરે છે ત્યારે તેને ખબર પડે છે કે એનું સાચું સ્વરૂપ દેહપિંજરથી કે પ્રાણની ગુલામીના પ્રતીક જેવા શ્વાસોચ્છ્વાસથી કે પછી કુદરતની દીર્ઘસૂત્રી આજ્ઞાઓથી મર્યાદિત થયેલું નથી.

શરીર અને મનનો સ્વામી એવો ક્રિયાયોગી પોતાના ' છેવટના શત્રુ '[૧૪૫] મરણને પણ આખરે કાબૂમાં લે છે.

જે મનુષ્યોનો આહાર કરે છે એવા મૃત્યુનો હવે તું આહાર કરી શકીશ; અને પછી જ્યારે મૃત્યુ જ એક વખત મરણ પામ્યું હોય ત્યાર પછી કોઈને મરવાનો સવાલ જ રહેતો નથી.

આત્મનિરીક્ષણ અથવા ' મૌન સાધના ' એ પ્રાણશક્તિથી સંલગ્ન રહેલાં મન અને ઇન્દ્રિયોને છૂટાં પાડવાની અવૈજ્ઞાનિક પદ્ધતિ છે. દિવ્યતા તરફ પુનરાગમનનો પ્રયત્ન કરતું વિચારગ્રસ્ત મન પ્રાણના પ્રવાહોથી વારંવાર ઇન્દ્રિયો તરફ ખેંચાયા કરે છે. પ્રાણશક્તિ મારફતે-મનને સીધો કબજામાં રાખતો ક્રિયાયોગ એ ઈશ્વરને પહોંચવાનો સૌથી સહેલો ઘણો જ કાર્યસાધક અને સૌથી વિશેષ વૈજ્ઞાનિક માર્ગ છે. ઈશ્વર તરફ લઈ જનારો ધીમો, અનિશ્ચિત ધાર્મિક ખટારા પંથની સરખામણીમાં ક્રિયાયોગને વાજબી રીતે ' વિમાન ' માર્ગ કહી શકાય.

આ યૌગિક શાસ્ત્ર એકાગ્રતા અને ધ્યાનની પ્રક્રિયાના સર્વ પ્રકારના અનુભવસિદ્ધ વિચારો ઉપર મંડાયેલું છે. આ યોગ દર્શન, શ્રવણ, રસ, ગંધ, સ્પર્શ એ પાંચે ઇન્દ્રિયપ્રવાહોમાંથી ઇચ્છા પ્રમાણે પ્રાણશક્તિ ખેંચી લેવાની કે મૂકવાની શક્તિ સાધકને આપે છે. ઇન્દ્રિયવિયોગની આ શક્તિ મેળવ્યા પછી યોગીને માટે પોતાના મનને ઇચ્છા પ્રમાણે ભૌતિક જગત તરફ અથવા તો દૈવી પ્રદેશ તરફ

વાળવાનું ઘણું સુગમ થઈ પડે છે. પ્રાણનો પ્રવાહ હવે તેને ચંચળ વિચારો અને તોફાની વૃત્તિઓના ભૌતિક પ્રદેશમાં તેની મરજી વિરુદ્ધ ખેંચી લઈ જઈ શકશે નહિ.

સિદ્ધ ક્રિયાયોગીનું જીવન પાછલાં કર્મોના પરિણામ પ્રમાણે નથી ચાલતું પણ આત્માના આદેશ પ્રમાણે જ ચાલે છે. આ રીતે સાધક સારાં અને નરસાં અહંકારયુક્ત કર્મોના અને તીવ્ર જિજ્ઞાસા-વાળાઓને ગોકળગાયની ગતિ જેટલાં ધીમાં લાગતાં અને મુશ્કેલીભર્યાં સામાન્ય જીવનનાં ઉત્ક્રાંતિમય માર્ગદર્શનોને બાજુએ રાખે છે.

આત્મિક જીવનની ઉચ્ચતર પદ્ધતિ દેહાધ્યાસથી છૂટા થયેલા યોગીને સર્વવ્યાપકતાની ખુલ્લી હવાનો સ્વાદ ચખાડે છે. ઊલટપક્ષે કુદરતી જીવનનું બંધન તેને શરમજનક ગતિમાં મૂકી દે છે. ઉત્ક્રાંતિને માર્ગે જીવન ગાળતો માણસ કુદરતની પાસેથી કૃપારૂપે પણ કશી ગતિ મેળવી શકતો નથી. જો કે ભલે એ એના ભૌતિક અને માનસિક શરીરના નિયમોનું કશું પણ ઉલ્લંઘન કરતો ન હોય તોપણ છેવટની મુક્તિ માટે પુનર્જન્મોની પરંપરામાં એને દશ લાખ વર્ષોનો વ્યય તો કરવો જ પડશે.

મન અને દેહનો અધ્યાસ છોડી આત્મિક જીવનને પસંદ કરનારા ક્રિયાયોગીની દૂરગામી પદ્ધતિઓ, દશ લાખ વર્ષો તરફ ઘૃણાથી જોનારાઓને આકર્ષી જાય છે. જે પોતાના આત્મા સાથે જ નહીં પણ કુદરત સાથે પણ સંવાદિત જીવન જીવતો ન હોય અને ઊલટું કુદરતનાં મધુર સૌન્દર્યોને શરીર અને મનથી આઘાત પહોંચાડીને અકુદરતી અડચણો ઊભી કરતો હોય તેવા સામાન્ય માણસ માટે તો આ સંખ્યાચક્રનું વર્તુળ હજી પણ મોટું થાય છે. એવાઓને માટે તો મુક્તિ સારુ બે વખત દશ લાખ વર્ષો પણ ભાગ્યે જ પૂરાં થાય.

પદાર્થવાદી મનુષ્ય ભાગ્યે જ અથવા કદી પણ માનતો નથી કે તેનું શરીર એક રાજ્ય છે અને તેના ઉપર અમલ ચલાવનારો ચક્રવર્તી આત્મા બ્રહ્મરંધ્રમાં બિરાજમાન થયેલો છે. એના સૂબાઓ મેરુદંડનાં

ષટ્ચક્રો અથવા ચૈતન્યપ્રદેશોમાં વસે છે. આ ધર્મરાજ્ય તાબેદાર પ્રજાઓના મોટા સમૂહ સુધી વિસ્તરે છે :– સત્તાવીશ હજાર કરોડ કોશો ( જેમને ખાતરીપૂર્વકની સ્વતંત્ર બુદ્ધિશક્તિની નવાજેશ થઈ છે, જેને લ.ઘે તેઓ શરીરનું સંવર્ધન, રૂપાંતર અને વિનાશની સઘળી જવાબદારીઓભરી કામગીરી બજાવી શકે છે. ) અને સરેરાશ સાઠ વર્ષની આયુષ્યમર્યાદામાં મનુષ્યના ચૈતન્યનાં જુદાંજુદાં પાસાંના નિમ્ન સ્તરોમાં રહેલાં પાંચ કરોડ વિચારો, વૃત્તિ અને વિકારો.

વ્યાધિ અથવા મૂર્ખતાના રૂપમાં દેખા દેતો આ ચક્રવર્તી સમ્રાટ સામેનો શારીરિક કે માનસિક કોશોનો દેખીતો વિદ્રોહ એ નમ્ર નાગરિકોની બિનવફાદારીને લીધે નથી હોતો પણ આત્માની સાથે જ મનુષ્યને આપવામાં આવેલા અફર વ્યક્તિત્વ અથવા સ્વતંત્ર ઇચ્છાશક્તિના ભૂત અને વર્તમાનકાળમાં તેણે કરેલા દુરુપયોગનું જ પરિણામ હોય છે.

ક્ષુદ્ર અહંકારની સાથે એકતંત્ર થઈને માણસ એમ માની લે છે કે એ એ જ પોતે છે કે જે વિચારે છે, ઇચ્છા કરે છે, લાગણી અનુભવે છે, પચાવે છે અને પોતાને જીવંત રાખે છે, એ કદી સ્વીકારતો નથી ( જો કે માત્ર થોડોક વિચાર જ બસ થશે ) કે તેનું આ સામાન્ય જીવન એ ભૂતકાળનાં કર્મો અને કુદરત અથવા સંજોગોનું પૂતળું માત્ર છે. દરેક માણસનાં બૌદ્ધિક પ્રત્યાઘાતો, લાગણીઓ, મિજાજ અને ટેવો એ ચાલુ અથવા પાછલા જીવનના પરિપાક રૂપે નિર્માણ થયેલાં હોય છે. એમ છતાં આવાં તમામ પરિણામો ઉપર ઉચ્ચ સ્થાને બિરાજેલો રાજવંશી આત્મા છે. હંગામી સત્યો અને સ્વતંત્રતાઓને ફગાવી દઈને ક્રિયાયોગી સર્વ ઇન્દ્રજાળોને તોડીને મુક્ત પુરુષમાં ભળી જાય છે. શાસ્ત્રો પોકાર કરીને કહે છે કે માણસ વિનાશી શરીર નથી પણ અવિનાશી આત્મા છે. આ શાસ્ત્રીય સત્યને સાબિત કરી આપવા માટે એને ક્રિયાયોગની ચોક્કસ પદ્ધતિ આપવામાં આવે છે.

'બાહ્ય ક્રિયાકાંડ અજ્ઞાનનો નાશ કરતા નથી. કારણકે તેઓ બન્ને એકબીજાના વિરોધી નથી.' એમ શંકરાચાર્યે પોતાના સૂત્રશતકમાં લખ્યું છે. 'કેવળ અનુભવજ્ઞાન જ અજ્ઞાનનો નાશ કરે છે......હું કોણ? આ વિશ્વની ઉત્પત્તિ શી રીતે થઈ? એનો કર્તા કોણ છે? એનું મૂળ કારણ શું છે? વગેરેની શોધ સિવાય અન્ય કોઈ પણ માર્ગે જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. તપાસની આ રીતનો જ નિર્દેશ કરવામાં આવે છે.'

આ બધા પ્રશ્નોનો જવાબ બુદ્ધિ આપી શકતી નથી. તેથી ઋષિઓએ આધ્યાત્મિક ખોજ માટે યોગની પ્રક્રિયા નિર્માણ કરી.

એક સાચો યોગી દેહાધ્યાસમાંથી ઉદ્ભવતી વાસનાઓથી પોતાનાં મન, ઇચ્છાશક્તિ અને લાગણીઓને દૂર રાખીને અને પોતાના મનને મેરુદંડમાંની ઊર્ધ્વ ચૈતન્યમય શક્તિઓ સાથે સંયોજિત રાખી આ જગતમાં ઈશ્વરાધીન થઈને વિચરે છે. એને પાછલાં કર્મોની પ્રેરણાઓ અથવા તાજી માનવઇચ્છાઓના કુતર્કોની અસર નહીં થાય. આવો યોગી અમર્યાદ શાંતિના અંતિમ સ્વર્ગમાં સલામત રહી છેવટે પોતાની ઉચ્ચતમ ઇચ્છાને પરિપૂર્ણ કરે છે.

યોગની ખાતરીપૂર્વકની અને પદ્ધતિસરની કાર્યસાધકતાને અનુલક્ષીને ભગવાન કૃષ્ણે ક્રિયાયોગીની નીચે પ્રમાણે પ્રસંશા કરેલી છે:

'યોગી, તપમાં નિષ્ઠાવાળા તપસ્વી કરતાં મોટો છે. જ્ઞાનીના કરતાં પણ મોટો છે, કર્મીના કરતાં પણ મોટો છે. માટે હે અર્જુન, તું યોગી થા.'[૧૪૬]

ક્રિયાયોગ, એ ભગવદ્ગીતામાં વારંવાર પ્રશંસા પામેલો ખરેખરો 'અગ્નિસંસ્કાર' છે. એકાકી ઈશ્વરને અર્પણ કરાયેલા એકેશ્વરવાદના અગ્નિકુંડમાં યોગી પોતાની તમામ વાસનાઓને હોમી દે છે. ખરેખર, આ જ સાચો અગ્નિહવન છે જેમાં દિવ્ય પ્રેમના અગ્નિમાં સઘળી ભૂત અને વર્તમાન વાસનાઓને ઈંધણ તરીકે બાળી નાખવામાં આવે

છે. અંતિમ જ્વાળા સર્વ માનવગાંડપણનો ભોગ લઈને માનવીને શુદ્ધ બનાવે છે. તેનાં હાડકાંમાંથી વાસનારૂપી માંસ લઈ લો અને તેનાં કર્મોરૂપી હાડપિંજરને જ્ઞાનરૂપી જંતુનાશક દવાથી ધોઈ નાખો તો માણસ આખરે શુદ્ધ થશે અને જગત તથા પરમાત્મા સમક્ષ પવિત્ર થઈને ઊભો રહેશે.

## ૨૮

## રાંચીમાં યોગશાળાની સ્થાપના

'સંસ્થાકીય કામ કરવાનો તને અણગમો શા માટે છે?' ગુરુજીના આ પ્રશ્નથી હું ચોંકી ઊઠ્યો. સંસ્થાઓ 'મધપૂડા' જેવી છે એવી તે વખતે મારી વ્યક્તિગત માન્યતા હતી એ વાત સાચી છે.

મેં જવાબ આપ્યો: 'એ આભારવિહોણું કામ છે, ગુરુજી. સંસ્થાનો સંચાલક જે કાંઈ કરે અથવા ન કરે તોયે તેની ટીકા થવાની જ.'

તીક્ષ્ણ દૃષ્ટિ સાથે ગુરુજીએ આક્ષેપ મૂક્યો: 'તું બધી દિવ્ય મલાઈ તારે એકલાને માટે જ અનામત રાખવા માગે છે? જો ઉદાર-ચિત્ત ગુરુઓની પરંપરા પોતાનું જ્ઞાન બીજાઓને આપવા રાજી ન હોત તો યોગ મારફતે તું અથવા બીજું કોઈ આત્મસાક્ષાત્કાર કરી શક્યું હોત ખરું? ઈશ્વર એ મધ છે, અને સંસ્થાઓ એ પૂડાઓ છે: બન્નેની જરૂર છે. અલબત્ત, આત્મતત્ત્વ સિવાયનું કોઈ પણ રૂપ નકામું છે એ ખરું છે, પણ આધ્યાત્મિક અમૃતથી ભરપૂર એવા પૂડાઓ તું શા માટે ઊભા કરતો નથી?'

તેમની સૂચનાથી હું ખૂબ હાલી ઊઠયો. જો કે મેં કશો શાબ્દિક ઉત્તર આપ્યો નહિ પણ મારા અંતરમાં મેં વજ્ર નિશ્ચય કરી લીધો : જે અચળ સત્યો હું મારા ગુરુને ચરણે શીખ્યો છું તેમનું હું મારી શકિત અનુસાર વિતરણ કરીશ. મેં પ્રાર્થના કરી : 'ભગવાન, મારા ભકિતમંદિર ઉપર તારો પ્રેમપ્રકાશ હમેશ ઝળહળતો રહે અને એવી જ રીતે બધાં જ અંતઃકરણોમાં તારો પ્રેમ પ્રગટાવવાને હું ભાગ્યશાળી થાઉં એવું તું કર.'

હું સ્વામી બન્યો તે પહેલાં એક વખતે શ્રી યુકતેશ્વરે એક બહુ અણધારી ટીકા કરી હતી :

'તારી વૃદ્ધાવસ્થામાં તારે પત્નીથી વંચિત રહેવું પડશે,' તેમણે કહ્યું. 'શું તું મારી સાથે સંમત નથી થતો કે એક ગૃહસ્થ માણસ સ્ત્રી અને છોકરાંઓ ઉછેરવાનું અને તેમનું પાલનપોષણ કરવાનું કામ કરે તો તે પણ ઉપયોગી હોઈ ઈશ્વરની નજરમાં ઉપકારક ભાગ ભજવતો જ લેખાય ?'

મેં વાંધો ઉઠાવતાં આશ્ચર્યથી કહ્યું : 'ગુરુજી, તમે જાણો છો કે આ જીવન દરમિયાન વિશ્વનિયંતાને મેળવવાની એક જ ઇચ્છા મારામાં વિદ્યમાન છે.'

ગુરુજીએ એવું અટ્ટહાસ્ય કર્યું કે જેથી હું એવું સમજ્યો કે માત્ર મારી શ્રદ્ધાની કસોટી કરવા માટે જ તેમણે આ ટીકા કરી હતી.

તેમણે આસ્તેથી કહ્યું : 'ધ્યાન રાખ, જે પોતાની સાંસારિક ફરજો તજી દે છે તેણે વધારે બહોળાં કુટુંબોની કોઈ પણ જવાબદારી સ્વીકારી લેવાને તત્પર રહેવું જોઈએ.'

યુવાનોને માટે સર્વદેશીય શિક્ષણનો આદર્શ મને ઘણો જ પ્રિય રહ્યો છે. માત્ર બુદ્ધિ અને શરીરના વિકાસની દૃષ્ટિએ અપાતાં સાધારણ શિક્ષણનાં શુષ્ક પરિણામો મેં સ્પષ્ટ જોયાં છે. સામાન્ય અભ્યાસક્રમમાં નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યોને કશું સ્થાન જ નથી.

એની યોગ્ય આંકણી સિવાય માણસ સુખ મેળવી શકતો નથી. નાના કિશોરો જ્યાં પુરુષત્વની પૂર્ણ કક્ષાએ પહોંચે એવી શાળા સ્થાપવાનો મેં નિશ્ચય કર્યો. ડીહીકા નામના બંગાળના એક નાના ગામડામાં સાત છોકરાઓથી આ દિશામાં પ્રથમ પગલું માંડ્યું.

એક વરસ પછી સને ૧૯૧૭માં કાસિમબજારના મહારાજા સર મનીન્દ્રચંદ્ર નંદીની ઉદારતાથી અમારી શીઘ્રતાથી વિકસતી આ સંસ્થાને હું રાંચી લઈ જઈ શક્યો. કલકત્તાથી આશરે બસો માઈલ દૂર બિહારનું આ શહેર હિન્દનાં સૌથી વિશેષ આરોગ્યમય આબોહવા-વાળાં મથકો પૈકીનું એક છે. રાંચીના કાસિમબજાર મહેલને નવી શાળાના મુખ્ય મથક તરીકે ફેરવી નાખવામાં આવ્યો અને એને મેં યોગોડા સત્સંગ બ્રહ્મચર્ય વિદ્યાલયનું નામ આપ્યું.[૧૪૭]

રાંચી વિદ્યાલય માટે મેં વ્યાકરણ અને હાઈ સ્કૂલ એમ બંને ધોરણોનો એક શૈક્ષણિક અભ્યાસક્રમ ગોઠવી કાઢ્યો. એમાં કૃષિ, વેપારઉદ્યોગ અને કળાના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. ઋષિઓના શૈક્ષણિક આદર્શોને અનુસરીને (જેમના અરણ્યઆશ્રમો હિંદના યુવાનો માટે ભૌતિક અને દિવ્ય જ્ઞાનનાં પ્રાચીન ધામો હતાં) મેં વર્ગોનું ઘણું શિક્ષણ બહાર ખુલ્લામાં આપવાની ગોઠવણ કરી.

રાંચીના વિદ્યાર્થીઓને યોગની એકાગ્રતા અને ધ્યાન તથા આરોગ્ય અને શારીરિક વિકાસ માટેની 'યોગોડા'ની અપૂર્વ પદ્ધતિ જેના સિદ્ધાંતો મેં સને ૧૯૧૬માં શોધી કાઢ્યા હતા તે શીખવવાનું શરૂ કર્યું હતું.

માણસનું શરીર વીજળીની એક બૅટરી જેવું છે એ વાત ધ્યાનમાં રાખીને મેં વિચાર્યું કે માનવી ઇચ્છાશક્તિની સીધી મદદથી એને ફરી પાછું ચેતનવંતું પણ બનાવી શકે છે. કોઈ પણ જાતનું કામ 'મરજી' સિવાય સંભવિત નથી. તેથી માનવી, યાંત્રિક કસરતો અથવા બોજારૂપ ઉપકરણોની મદદ સિવાય પણ પોતાનું મૂળ હથિયાર

મઝા માણતા. અમારી પાસે ઘણાં પાળેલાં પ્રાણીઓ હતાં. જેમાંનું એક નાનું હરણું છોકરાઓનું બહુ લાડકું હતું. હું પણ આ બચ્ચાને બહુ પ્રેમ કરતો હતો તે એટલે સુધી કે હું તેને મારા ઓરડામાં જ સૂવા દેતો હતો. અરુણોદય થતાં આ બચ્ચું મારી પથારી પર આવી જતું અને મારી સાથે ગેલ કરતું.

એક દિવસ મારે રાંચી શહેરમાં કામ હોવાથી મેં તેને હમેશ કરતાં જલદી ખવડાવી દીધું. અને મારા આવતા પહેલાં આ બચ્ચાને કોઈએ કાંઈ ખાવાનું આપવું નહીં એવી છોકરાઓને મેં ચેતવણી આપેલી. એક છોકરાએ મારી આજ્ઞાનો ભંગ કરીને આ બચ્ચાને ખૂબ દૂધ પિવડાવી દીધું હતું. હું સાંજે પાછો આવ્યો ત્યારે મને માઠા સમાચાર મળ્યા. 'અતિ આહારને લીધે બચ્ચું મરણતોલ થઈ ગયું છે.'

મારી આંખમાં આંસુ આવી ગયાં અને લગભગ નિર્જીવ બચ્ચાને મેં ખોળામાં લીધું. તેની જિંદગી બચાવવા દયાર્દ્ર ભાવે મેં ઈશ્વરને ખૂબ પ્રાર્થના કરી. કેટલાક કલાક પછી તે નાના બચ્ચાએ આંખો ઉઘાડી, ઊભું થયું અને આસ્તેથી ચાલવા લાગ્યું. આખી શાળા હર્ષનાદથી ગાજી ઊઠી.

પણ તે રાત્રિએ મને એક ગંભીર પાઠ મળ્યો જે હું કદી ભૂલી શકીશ નહિ. હું તે બચ્ચાની સાથે રાત્રે બે વાગ્યા સુધી રહ્યા પછી મને ઊંઘ આવી ગઈ. પેલું બચ્ચું મને સ્વપ્નમાં દેખાયું અને મને તેણે કહ્યું :

'તમે મને રોકી રહ્યા છો. મહેરબાની કરી મને જવા દો, જવા દો !'

'ઘણું સારું.' મેં સ્વપ્નમાં જ જવાબ આપ્યો.

હું તરત જ જાગી ગયો અને બોલી ઊઠ્યો : 'છોકરાઓ બચ્ચું મરે છે !' છોકરાઓ મારી તરફ ધસી આવ્યા.

ઓરડાના જે ખૂણામાં મેં બચ્ચાને મૂકયું હતું ત્યાં હું દોડી ગયો. એણે ઊઠવાનો છેલ્લો પ્રયત્ન કરી જોયો, મારા તરફ ધસ્યું અને મારા પગ આગળ પડી જઈ દેહ છોડયો.

જનાવરોના પ્રારબ્ધને દોરનાર અને તેનું નિયમન કરનાર જે કર્મોનો કાયદો છે તે અનુસાર આ હરણનું જીવન પૂરું થયું હતું અને વધારે ઊંચી યોનિમાં જવાનું તેને નિર્માણ થયું હતું. પણ એના તરફની મારી ઊંડી આસક્તિ જે પાછળથી મને, સ્વાર્થી હતી એમ જણાયું તે તથા મારા હૃદયની આર્દ્ર પ્રાર્થનાને લીધે જે બંધનમાંથી એનો આત્મા છૂટવાને ફાંફાં મારતો હતો તે યોનિમાં જ પૂરી રાખી શકયો હતો. હરણના આત્માએ મને સ્વપ્નામાં આજીજી કરી, કેમ કે મારી પ્રેમાળ પરવાનગી વગર એ જવા ઇચ્છતો નહોતો અથવા જઈ પણ શકતો નહોતો. જેવો હું સંમત થયો કે તરત જ એ ઊપડી ગયો.

મારી બધી દિલગીરી અદૃશ્ય થઈ ગઈ. મને ફરીથી સમજાયું કે ઈશ્વર એવું ઇચ્છે છે કે તેનાં સંતાનો બીજાઓને જે પ્રેમ કરે છે તે તેના અંગ તરીકે કરે છે એવું સમજે : મરણથી એનો અંત આવે છે એવી માયાવી માન્યતા ન રાખે. અજ્ઞાની માણસ પોતાનાં વહાલાં સ્વજનો ઉપર દેખીતી રીતે હંમેશનો પડદો પાડતી મૃત્યુની અભેદ્ય દીવાલને જ જુએ છે. પણ અનાસક્ત મનુષ્ય, જે બીજાઓને પરમાત્માનાં જુદાંજુદાં રૂપો તરીકે જ પ્રેમ કરે છે તે સમજે છે કે તેનાં વહાલાંઓ મૃત્યુ મારફતે તેના ( ઈશ્વરના ) આનંદનો ક્ષણિક ઉપભોગ કરવા માટે જ જાય છે.

રાંચીની શાળા, નાની અને સાદી શરૂઆતથી હવે બિહાર અને બંગાલની એક જાણીતી સંસ્થા થઈ ગઈ હતી. શાળાની ઘણી શાખાઓ પ્રાચીન ઋષિઓના શૈક્ષણિક આદર્શોને દૃઢ કરવાની ધગશવાળાઓના ઐચ્છિક ફાળાથી નભતી હતી. મિદનાપોર અને લક્ષ્મણપુરમાં સમૃદ્ધ શાખાશાળાઓ સ્થાપવામાં આવી હતી.

રાંચીનું મધ્યવર્તી કેન્દ્ર એ ઈલાકાના ગરીબો માટે એક દવાખાનું પણ ચલાવે છે. વિદ્યાલયે રમતગમતની હરીફાઈમાં પણ વિક્રમ નોંધાવ્યો છે અને શૈક્ષણિક ક્ષેત્રે રાંચીના ઘણા સ્નાતકો પાછળના યુનિવર્સિટી જીવનમાં ઝળકી ઊઠ્યા છે.

પાછલા ત્રણ દાયકાઓ દરમ્યાન પૂર્વ અને પશ્ચિમનાં ઘણાં નામાંકિત સ્ત્રીપુરુષોએ રાંચીની શાળાને મુલાકાતનું માન આપ્યું છે. સને ૧૯૧૮માં બનારસના ' બે શરીરધારી સંત ' સ્વામી પ્રણવાનંદ થોડા દિવસ માટે રાંચી આવ્યા હતા. આ મહાગુરુએ જ્યારે તરુઓની છાયામાં બેઠેલા બહારના વર્ગોનો સુંદર દેખાવ અને સાંજે કિશોરવયના વિદ્યાર્થીઓને કલાકો સુધી ધ્યાનમગ્ન દશામાં નિશ્ચેષ્ટ બેઠેલા જોયા ત્યારે તેઓ ખૂબ પ્રભાવિત થયા હતા.

તેમણે કહ્યું : ' મારું હૃદય આનંદથી ઊભરાય છે કેમ કે આ સંસ્થામાં યુવાનોને સાચું શિક્ષણ આપવાના લાહીરી મહાશયના આદર્શોને અમલમાં મૂકવામાં આવે છે. મારા ગુરુની આશિષો એના પર વરસજો.'

મારી બાજુમાં બેઠેલા એક કુમારે આ મહાયોગીને એક સવાલ પૂછવાની હિંમત કરી.

તેણે પૂછ્યું : ' મહારાજ, શું હું સાધુ થઈશ ? શું હું મારું જીવન ઈશ્વરને અર્પણ કરનારો છું ? '

સ્વામી પ્રણવાનંદજી જોકે થોડુંક હસ્યા પણ એમની આંખો ભવિષ્યમાં શું છે તે જોતી હતી.

તેમણે જવાબ આપ્યો : ' બેટા, જ્યારે તું મોટો થશે ત્યારે એક સુંદર કન્યા તારે માટે રાહ જોતી ઊભી હશે. ( સંન્યાસી થવાની એની વરસોની યોજના પછી આખરે એ પરણી ગયો. )

સ્વામી પ્રણવાનંદની રાંચીની મુલાકાત પછી એક વખતે હું મારા પિતા સાથે કલકત્તામાં જ્યાં આ યોગી કામચલાઉ રહેતા હતા ત્યાં

ગયો. આ વખતે, સ્વામી પ્રણવાનંદે ઘણાં વર્ષો પહેલાં કહેલી આગાહી એકદમ મારા મગજમાં તાજી થઈ આવી. 'હું તને તારા પિતા સાથે પાછળથી મળીશ.'

પિતાજીએ સ્વામીના ઓરડામાં જેવો પ્રવેશ કર્યો તેવા જ મહાયોગી પોતાની બેઠક ઉપરથી ઊભા થયા અને પિતાને પ્રેમભર્યું આલિંગન આપી સત્કાર કર્યો.

તેમણે કહ્યું : 'ભગવતી, તમે તમારે પોતાને માટે હવે શું કરો છો ? તમારો દીકરો પરમાત્મા તરફ દોટ મૂકી રહ્યો છે તે શું તમે જોતાં નથી ?'

મારા પિતા સમક્ષ તેમણે કરેલી મારી પ્રશંસા સાંભળી હું જરા લજવાયો. સ્વામી આગળ બોલ્યા : 'આપણા પૂજ્ય ગુરુ વારેવારે શું કહેતા તે યાદ કરો : બનત, બનત, બન જાઈ.[૧૪૮] માટે અતિશય ખંતપૂર્વક ક્રિયાયોગ ચાલુ રાખો, અને જલદીથી દિવ્ય દ્વારે પહોંચી જાઓ.'

પ્રણવાનંદનું શરીર, બનારસની મારી પહેલી મુલાકાત વખતે જેટલું સ્વસ્થ અને મજબૂત દેખાતું હતું તે હવે વૃદ્ધાવસ્થાનાં સ્પષ્ટ ચિહ્નો બતાવતું થઈ ગયું હતું ! જોકે એમની કાયા પ્રશંસનીય રીતે હમેશાં ટટાર જ રહેતી.

'સ્વામીજી,' મેં તેમની સમક્ષ સીધી દૃષ્ટિ કરીને પૂછ્યું. 'કૃપા કરીને સાચું જ કહેજો, વયોવૃદ્ધિની અસર તમને જણાતી નથી શું ? શરીરની નિર્બળતાની સાથે ઈશ્વરદર્શનમાં કાંઈક ન્યૂનતા આવી ખરી કે ?'

તેમનું હાસ્ય દિવ્ય હતું : 'મારો વહાલો પરમાત્મા પહેલાં કદી નહોતો એટલો આજે વધારે નજીક છે.' તેમનો આ સંપૂર્ણ એકરાર મારા મન અને આત્માને ખૂબ હલાવી ગયો. તેઓ આગળ બોલ્યા : 'હજી હું બે પેન્શનો લઉં છું – એક અહીં ભગવતી તરફથી અને

બીજું ઉપરથી.' આકાશ તરફ આંગળી ઊંચી કરતાં કરતાં સંત સમાધિમાં સરકી ગયા. દિવ્ય તેજથી તેમનું મુખારવિંદ ઝળકી ઊઠ્યું. મારા પ્રશ્નનો જરૂરી ઉત્તર મળી ગયો.

પ્રણવાનંદના ઓરડામાં ઘણા છોડવા અને બીજના ટોપલા મારા જોવામાં આવ્યા. મેં તેનો હેતુ પૂછ્યો.

તેમણે કહ્યું : ' મેં બનારસ કાયમનું છોડયું છે. હવે હું હિમાલય તરફ જવાનો છું. ત્યાં મારા શિષ્યોને માટે એક આશ્રમ ખોલીશ. આ બિયાંમાંથી ત્યાં હું તાંદલિયો અને એવાં બીજાં શાકભાજી ઉગાડીશ. મારાં વહાલાં સ્વજનો બિલકુલ સાદાઈથી રહેશે. અને ઈશ્વરી-યોગમાં સઘળો વખત ગાળશે. મારે બીજું કાંઈ જોઈતું નથી.'

પિતાજીએ તેમના ગુરુભાઈને પૂછ્યું : ' તમે કલકત્તા ક્યારે પાછા ફરવાના છો ? '

સંતે જવાબ આપ્યો : ' હવે ફરી કદી નહિ. લાહીરી મહાશયે કહ્યું હતું કે આ જ વરસમાં હું મારું પ્રિય બનારસ હમેશને માટે છોડવાનો છું અને હિમાલયમાં જઈ ત્યાં દેહત્યાગ કરવાનો છું.'

આ સમાચારથી મારી આંખો ભીની થઈ ગઈ. પણ સ્વામીજી બહુ શાંતિથી હસ્યા. તેમણે મને દિવ્ય માતાના ખોળામાં શાંતિથી બેઠેલા એક નાના દૈવી બાળકની યાદ આપી. મોટા યોગીની વયવૃદ્ધિની માઠી અસર તેમની સર્વોત્કૃષ્ટ આધ્યાત્મિક સિદ્ધિઓને બિલકુલ આડે આવતી નથી. ઇચ્છા મુજબ તેઓ પોતાના શરીરનો કાયાકલ્પ કરી શકે છે. તેમ છતાં કેટલીક વખતે તેઓ વયની પ્રતિકૂલ અસરને અટકાવતા નથી. કેટલાક સંતો આ સ્થૂળ જગતમાં જ પોતાનાં કર્મો ભોગવી લેવા માટે જૂના શરીરનો ઉપયોગ કરે છે કે જેથી નવા જન્મમાં કોઈ કર્મભોગની જરૂર ન રહેતાં એટલો વખત બચે.

કેટલાક મહિના પછી મારો જૂનો મિત્ર સનંદન મને મળ્યો. એ પ્રણવાનંદજીનો પ્રશિષ્ય હતો.

'મારા પૂજ્ય ગુરુ ચાલ્યા ગયા,' તેણે ડૂસકાં ખાતાં કહ્યું. 'હર્ષીકેશની બાજુમાં તેમણે એક આશ્રમ ઊભો કર્યો હતો અને અમને પ્રેમાળ ભાવે તૈયાર કરતા હતા. અમે જ્યારે ઠીકઠીક સ્થાયી થયા હતા અને સત્સંગમાં અમે શીઘ્ર આધ્યાત્મિક પ્રગતિ કરી રહ્યા હતા ત્યારે એક વખતે તેમણે હર્ષીકેશના મોટા સમૂહને જમાડવાની દરખાસ્ત મૂકી. આવડી મોટી સંખ્યાની શી જરૂર છે એમ મેં પૂછ્યું.

'આજે મારો છેલ્લો ઉત્સવસમારંભ છે,' એમણે કહ્યું. હું તેમના કહેવાનો પૂરો ભાવાર્થ સમજ્યો નહિ.

પ્રણવાનંદજીએ ભોજનની ઘણી વાનગીઓ બનાવવામાં મદદ કરી. અમે લગભગ બે હજાર માણસો જમાડયા. જમણવાર પછી એક ઊંચા આસન ઉપર ચડીને તેમણે પરમાત્મા ઉપર એક પ્રેરણાદાયક પ્રવચન આપ્યું. અંતમાં હજારો માણસોની સમક્ષ તેઓ મારા તરફ ફર્યા કેમ કે હું તેમની બાજુમાં જ મંચ ઉપર બેઠો હતો અને ઘણા જુસ્સાથી બોલવા લાગ્યા :

"'સનંદન, તૈયાર થા, હું હવે આ દેહને બીજા ક્રિયાયોગથી છોડું છું;'[૧૪૯] સ્તબ્ધ શાંતિની કેટલીક ક્ષણો પછી હું મોટેથી બૂમ પાડી ઊઠયો : 'ગુરુજી, કૃપા કરીને એમ ન કરો, ન કરો, કૃપા કરીને ન કરો.'

આખો સમુદાય મારા શબ્દોથી આશ્ચર્ય પામી શાંત ઊભો હતો. પ્રણવાનંદજી મારી તરફ જોઈ હસ્યા પણ એમની ગંભીર દૃષ્ટિ અગાઉથી જ પરમાત્મા તરફ મંડાયેલી હતી.

તેમણે કહ્યું : 'સ્વાર્થી ન થા. મારે માટે શોક ન કર. હું તમારા બધાંની લાંબા વખતથી ખુશીથી સેવા કરતો આવ્યો છું. હવે આનંદ કરો અને મને ખુશીથી વિદાય કરો. હું હવે મારા વહાલા પરમાત્માને મળવા જાઉં છું.' ધીમેથી પ્રણવાનંદજીએ કહ્યું : 'હું થોડા જ વખતમાં પાછો જન્મ લઉં છું. થોડા વખત ઈશ્વરની અગાધ શાંતિ માણ્યા પછી હું આ જગતમાં પાછો આવીશ. અને બાબાજી* સાથે જોડાઈ

* લાહીરી મહાશયના ગુરુ જેઓ હજી પણ જીવતા છે.

જઈશ. તને થોડા વખત પછી ખબર પડશે કે ક્યારે અને ક્યાં હું મારો નવો અવતાર લઉં છું.'

તે ફરી બોલી ઊઠ્યા : 'સનંદન, હું બીજા ક્રિયાયોગથી અત્યારે જ હું મારા શરીરને ફગાવી દઉં છું.'

તેમણે અમારી સામેના માનવસમુદાય ઉપર દૃષ્ટિ નાખી અને આશીર્વાદ આપ્યા. પોતાની દૃષ્ટિ અંતર્મુખી કરીને આધ્યાત્મિક નેત્ર તરફ જોઈ તેઓ નિશ્ચેષ્ટ થઈ ગયા. ગભરાયેલો જનસમુદાય ધારતો હતો કે તેઓ આનંદમય સ્થિતિમાં આવી જઈ ધ્યાન કરે છે પણ તે જ વખતે તેમણે સ્થૂળ દેહ છોડી દીધો હતો અને આત્માને અનંત અવકાશમાં વિલીન કરી દીધો હતો. શિષ્યોએ પદ્માસન વાળેલા તેમના શરીરને સ્પર્શ કરી જોયો પણ તેમાંની ઉષ્મા ચાલી ગયેલી જણાઈ; માત્ર અક્કડ થયેલું ખોખું બાકી રહ્યું; અંદરનો ભાડૂત અમૃતને કિનારે ઊડી ગયો હતો.

સનંદને પોતાનું વર્ણન પૂરું કર્યું ત્યારે મને વિચાર આવ્યો : 'આ બે શરીરધારી સંત જેવા જીવનમાં નાટકીય હતા તેવા જ મૃત્યુ વખતે પણ નાટકીય રહ્યા.'

મેં પૂછ્યું કે પ્રણવાનંદજી પાછા ક્યાં જન્મવાના છે. સનંદને જવાબ આપ્યો : 'આ હકીકત એ એક પવિત્ર હવાલો છે. માટે એ કોઈને પણ કહેવી જોઈએ નહિ. કદાચ તમે એ બીજી કોઈ રીતે જાણી શકશો.'

વર્ષો પછી સ્વામી કેશવાનંદ તરફથી જાણવા મળ્યું કે પ્રણવાનંદજી નવા શરીરમાં જન્મ લીધા પછી કેટલેક વર્ષે હિમાલયમાં બદરીનારાયણ જઈ ત્યાં મહાન બાબાજી સાથેના સંતોના સમૂહમાં ભળી ગયા છે.

## ૨૯

# કાશીનો પુનર્જન્મ અને શોધ

'કૃપા કરીને પાણીની અંદર ન જશો. બાલદીમાં પાણી લાવીને નાહજો.' રાંચીના જુવાન વિદ્યાર્થીઓ જેઓ મારી સાથે આઠ માઈલ દૂર બાજુની ટેકરી સુધી ચાલતા આવ્યા હતા તેમને હું સૂચના આપી રહ્યો હતો. અમારી સામેનું તળાવ ચિત્તાકર્ષક હતું પણ મારા મનમાં તેને માટે કાંઈક અણગમો પેદા થયો હતો. ઘણાખરા છોકરાઓએ બાલદીથી નાહવાનું મારું અનુકરણ કર્યું પણ કેટલાકને ઠંડા પાણીની લાલચ લાગી. તેઓ અંદર જઈને ડૂબકી મારવા લાગ્યા કે તરત જ મોટામોટા પાણીસાપો તેમની ફરતે ફરી વળ્યા. કેવી કેવી કિકિયારીઓ અને ધમપછાડાઓ! કેવી હસાહસ અને નાસભાગ!

અમારા નિર્ધારિત સ્થાને પહોંચ્યા પછી અમે ઉજાણીની મોજ માણી. વિદ્યાર્થીઓનાં ટોળાં વચ્ચે ઝાડ નીચે હું બેઠો હતો. મને ઉત્સાહિત મિજાજમાં જોઈને તેમણે પ્રશ્નોની ઝડી વરસાવી.

એક યુવાને પૂછ્યું: 'મહેરબાની કરીને મને કહેશો ગુરુજી કે હું ત્યાગના આ માર્ગમાં તમારી સાથે હમેશાં રહેવાનો છું કે કેમ?'

મેં જવાબ આપ્યો: 'અરે નહીં, તને બળજબરીથી અહીંથી ઘેર લઈ જવામાં આવશે અને પછી તું પરણી જઈશ.'

'અશક્ય,' તેણે ખૂબ વાંધો ઉઠાવ્યો. 'મારા મરણ પછી જ મને અહીંથી ઘેર લઈ જઈ શકાશે.' (પણ થોડા જ મહિનામાં એનો પિતા એનો ઘણો વિરોધ છતાં અહીં આવીને એને લઈ ગયો. થોડાં વરસ પછી એ પરણી ગયો.)

આવા બધા ઘણા સવાલોના જવાબ આપ્યા પછી એક' કાશી નામના છોકરાએ મને પૂછ્યું. એ બાર વરસનો હતો, હોશિયાર હતો અને સર્વનો પ્રીતિપાત્ર હતો.

તેણે પૂછ્યું : 'ગુરુજી, મારું નસીબ કેવું હશે!'

'તું થોડા જ વખતમાં મરી જશે.' અદમ્ય જુસ્સાથી આ ઉદ્‌ગાર મારા મોઢામાંથી નીકળી ગયા.

આ અણધારેલા ઘટસ્ફોટથી મને અને હાજર હતા એ બધાને આઘાત લાગ્યો અને દિલગીરી પણ થઈ. છાની રીતે મેં મારી જાતને બાળકોના જુલમગાર તરીકે ખૂબ ઠપકો આપ્યો. અને બીજા પ્રશ્નોના ઉત્તર આપવાનું માંડી વાળ્યું.

શાળામાં પાછા આવ્યા પછી કાશી મારા ઓરડામાં આવ્યો.

'હું મરી જાઉં તો જ્યારે હું ફરી જન્મું ત્યારે તમે મને શોધી કાઢશો અને ફરીથી આધ્યાત્મિક માર્ગ પર ચડાવી દેશો?' તેણે રડતાં રડતાં કહ્યું.

આ મુશ્કેલ અને રહસ્યમય જવાબદારી હું નકારી શક્યો નહીં. પણ પછીથી અઠવાડિયાંઓ સુધી કાશી ચીવટપણે મારી પાછળ લાગ્યો. છેવટે તેને તદ્દન નાસીપાસ થયેલો જોઈ મેં તેને દિલાસો આપ્યો.

'હા,' મેં તેને વચન આપ્યું. 'પરમાત્મા મને મદદ કરશે તો હું તને શોધી કાઢવાની કોશિશ કરીશ.'

ઉનાળાની રજામાં હું, એક નાની સહેલગાહે ગયો હતો. કાશીને હું સાથે લઈ જઈ શકું એમ ન હોવાથી દિલગીર થઈને જતાં પહેલાં મેં તેને મારા ઓરડામાં બોલાવ્યો. અને ગમે એટલી સમજાવટનો વિરોધ કરીને પણ શાળાના આધ્યાત્મિક વાતાવરણમાં જ રહેવાની મેં તેને કાળજીભરી સૂચના આપી. મને કાંઈક એવું જ લાગ્યું હતું કે જો એ ઘેર ન જાય તો આવનારી આફતમાંથી ઊગરી જાય.

હું શાળા છોડીને બહાર ગયો કે તરત જ કાશીનો પિતા રાંચી આવ્યો. પૂરા પંદર દિવસ સુધી એણે એના દીકરાની ઇચ્છાશક્તિને તોડી નાખવાનો પ્રયત્ન કર્યો. તેને એવું સમજાવવામાં આવ્યું હતું કે જો કાશી કલકત્તામાં તેની મા સાથે માત્ર ચાર જ દિવસ રહેશે તો ત્યાર પછી એ પાછો ફરી શકશે. કાશીએ દૃઢતાથી ના પાડી. પિતાએ આખરે ધમકી આપી કે પોલીસની મદદથી પણ એ છોકરાને લઈ જશે. આ ધમકીથી કાશી ગભરાયો. શાળાની બદનામી માટે એ પોતે કારણભૂત થવા નહોતો માગતો. એને જવા સિવાય બીજો કોઈ આરો નહોતો.

થોડા દિવસ પછી હું રાંચી પાછો ફર્યો. કાશીને કેવી રીતે લઈ જવામાં આવ્યો તે મેં જ્યારે જાણ્યું ત્યારે હું તરત જ કલકત્તાની ગાડીમાં ચઢી બેઠો. મેં એક ઘોડાગાડી ત્યારે કરી લીધી. ઘણી જ અજાયબ રીતે જ્યારે મારી ગાડી ગંગાના હાવરા પુલની પેલી બાજુ જતી હતી ત્યારે કાશીના પિતા અને બીજાંઓને ડાઘુઓના વેશમાં મેં જોયા. મારા ગાડીવાનને ગાડી ઊભી રાખવાનો આદેશ આપી હું ગાડીમાંથી કૂદી પડચો અને કમનસીબ પિતા સામે ફાટી આંખે ઊભો રહ્યો.

'મિ. ખૂની,' હું કાંઈક અવિવેકથી ઘૂરકી ઊઠયો, 'તેં મારા છોકરાને મારી નાખ્યો છે!'

પિતાને ક્યારનુંયે સમજાઈ ચૂક્યું હતું કે કાશીને જબરજસ્તીથી કલકત્તે લાવવામાં તેણે ઘણું જ ખોટું કર્યું હતું. જે થોડા દિવસ છોકરો ત્યાં રહ્યો તે દરમ્યાન તેણે દૂષિત ખોરાક ખાધો. તેને કોલેરા થયો અને તે ચાલ્યો ગયો.

કાશી માટેનો મારો પ્રેમ અને મરણ પછી શોધી કાઢવાનું તેને આપેલું વચન મને રાતદિવસ કોરી ખાવા લાગ્યાં. હું ગમે ત્યાં હોઉં તોપણ એનો ચહેરો મારી દૃષ્ટિ સમક્ષ તરતો રહેતો.

પ્રશ્ન પૂછવા લાગ્યો. મારે મારો સવાલ કેવા રૂપમાં પૂછવો તેનો મને વિચાર થતો હતો કેમ કે એ પ્રાસંગિક છે અને અપ્રાસંગિક પણ છે.

'સાહેબ, મહેરબાની કરીને મને કહેશો કે તમે અને તમારી પત્ની લગભગ છ એક માસ થયા એક બાળકની અપેક્ષા રાખતાં થયાં છો કે કેમ ?'[૧૫૨]

'હા, બરાબર છે.' હું સંન્યાસી છું અને પરંપરાગત ભગવાં કપડાંધારી વૈરાગી છું એમ જોઈને એમણે વિનયથી પૂછ્યું. 'આ વાત તમે કેમ જાણી તે મને કહેવાની કૃપા કરશો.'

જ્યારે કાશી અને તેને મેં આપેલા વચનની હકીકત તેમણે સાંભળી ત્યારે આશ્ચર્યચકિત થયેલા ગૃહસ્થે મારી વાત માની.

મેં તેમને કહ્યું : 'સુંદર આકારનો પુત્ર તમારે ત્યાં જન્મ લેશે. તેનો ચહેરો વિશાળ હશે અને કપાળ ઉપર ગાયની ખરીનું ચિહ્ન હશે. તેનો સ્વભાવ અધ્યાત્મપ્રધાન હશે.' મને ખાતરી હતી કે જન્મનાર બાળક કાશીનાં લક્ષણોથી યુક્ત હશે.

પાછળથી આ બાળકની મુલાકાત મેં લીધેલી. એનાં માબાપે એને કાશીનું જૂનું જ નામ આપ્યું હતું. તદ્દન બચપણમાં પણ દેખાવે આ બાળક પેલા મારા વહાલા રાંચીના વિદ્યાર્થીની બિલકુલ પ્રતિકૃતિ હોય એવો લાગતો હતો. આ બાળકે મારા તરફ એકદમ પ્રેમ બતાવ્યો. ભૂતકાળનું આકર્ષણ બમણી ઉગ્રતાથી જાગી ઊઠ્યું.

વરસો પછી હું અમેરિકા હતો ત્યારે આ કિશોરે મને પત્ર લખ્યો હતો. યોગમાર્ગ અનુસરવાની તેને ઊંડી ઇચ્છા છે એવું તેણે લખ્યું હતું. હિમાલયના એક ગુરુ તરફ મેં તેને દોર્યો. તેમણે પુનર્જન્મ પામેલા કાશીને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યો.

## ૩૦

# રવીન્દ્રનાથ અને હું શાળા-ઓની તુલના કરીએ છીએ

'રવીન્દ્રનાથ ટાગોરે અમને આત્મઅભિવ્યક્તિના એક નૈસર્ગિક પ્રકાર તરીકે પક્ષીઓની માફક ગાતાં શીખવ્યું હતું.'

મારી રાંચીની શાળાના એક ચૌદ વર્ષના ચાલાક છોકરા ભોળાનાથના મધુર સંગીત માટે મેં જ્યારે એક સવારે તેની પ્રશંસા કરી ત્યારે તેણે ઉપર મુજબનો ખુલાસો કર્યો હતો. કોઈ નિમિત્તને લીધે અથવા કશા પણ નિમિત્ત સિવાય આ છોકરાએ આહ્લાદક સ્વર છોડ્યો હતો. આ પહેલાં એણે બોલપુરના 'શાંતિનિકેતન'ની ટાગોરની શાળામાં અભ્યાસ કર્યો હતો.

મેં મારા સાથીને કહ્યું : 'રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યો મારી જુવાનીની શરૂઆતથી જ મને મોઢે છે. આખું બંગાળ, અશિક્ષિત કૃષિકારો પણ એના ઉચ્ચ સ્વર-સંગીતમાં આનંદ માને છે.'

ભોળા અને મેં બંનેએ ટાગોરનાં કેટલાંક ધ્રુવપદો ગાયાં. હજારો કવિતાઓ, કેટલીક સ્વરચિત અને બાકીની બહુ જૂની એમણે સંગીતમાં ઢાળી દીધી હતી.

'સાહિત્યનું નોબેલ ઇનામ મળ્યા પછી તરત જ હું રવીન્દ્રનાથને મળ્યો હતો.' કેટલુંક સંગીત કર્યા પછી હું બોલ્યો, 'એમના સાહિત્યના ટીકાકારોને ઊધડા લેવામાં એમણે બતાવેલી અરાજનૈતિક નીડરતાથી હું મુગ્ધ થયો હતો. તેથી હું તેમની મુલાકાતે ખેંચાયો હતો.' હું મલકાયો.

ભોળાએ વાત જાણવાની ઇંતેજારી બતાવી.

કોઈ પણ આદર્શ કલ્પના આ નમ્ર ગવૈયાના કરતાં વધારે સારી મૂર્ત સ્વરૂપ ધારણ કરી શકી નહોત.

ટાગોર અને હું અમારી શાળાઓના અભ્યાસક્રમની તુલનામાં ઊંડા ઊતરી ગયા; કેમ કે બન્ને શાળાઓ અપ્રચલિત પદ્ધતિ ઉપર સ્થાપવામાં આવી હતી. અમે ઘણાં સામાન્ય લક્ષણો શોધી કાઢયાં—બહારની પ્રવૃત્તિઓનું શિક્ષણ, સાદગી અને બાળકની રચનાશકિતને માટે અપાતી છૂટ એમ છતાં રવીન્દ્રનાથ, સાહિત્ય અને કવિતાના અભ્યાસ દ્વારા અને ભોળાનાં સંબંધમાં જેમ મેં જોયું તેમ સંગીત અને કાવ્ય દ્વારા આત્માની અભિવ્યકિત ઉપર ઘણો ભાર મૂકતા. શાંતિનિકેતનમાં છોકરાઓને યોગ શીખવવામાં આવતો નથી. પણ તેઓ અમુક વખત માટે મૌન તો પાળે જ છે.

કવિએ શકિતપ્રદાન કરતી યોગોડાની કસરતો અને એકાગ્રતા માટેની યોગની પ્રક્રિયાઓ જે રાંચીના તમામ વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે તેનું મારા તરફથી કરવામાં આવેલું વર્ણન ઘણા ધ્યાનથી સાંભળ્યું.

ટાગોરે પોતાના શિક્ષણની શરૂઆતની મુશ્કેલીઓનું વર્ણન કર્યું : ' પાંચમા ધોરણમાંથી હું શાળામાંથી ભાગી આવેલો.' તેમણે હસતાં હસતાં કહ્યું. હું બહુ સારી રીતે સમજી ગયો હતો કે શાળાની શુષ્ક શિસ્તથી તેમની પોતાની આંતરિક કવિત્વશક્તિને ખૂબ આઘાત પહોંચ્યો હતો.

' અને તેટલા જ માટે મેં તરુઓની છાયામાં અને આકાશના આચ્છાદન નીચે શાંતિનિકેતનની સ્થાપના કરી.' સુંદર બગીચામાં અભ્યાસ કરતા નાના સમૂહને તેણે હાક મારી. ' ફૂલો અને ગાતાં પક્ષીઓની વચ્ચે જ એક બાળક તેના કુદરતી સ્વભાવ ઉપર આવે છે. માત્ર એ જ રીતે એના વ્યકિતગત ભંડારમાંથી છૂપી સંપત્તિને સહેલાઈથી પ્રગટ કરી શકે છે. સાચું શિક્ષણ બહારથી અંદર ધકેલાતું

નથી કે નથી એને ગોખાતું. ઊલટું એ તો અંદરના જ્ઞાનના અનંત ભંડારને બહાર લાવવામાં મદદ કરે છે.'

હું સંમત થયો અને કહ્યું : 'સામાન્ય શાળાઓમાં યુવાનોની આદર્શમય અને વીરપૂજાની પ્રેરણાઓ, આંકડાવાળી અને સાલવારીના વિઘાતક ખોરાકથી ચીમળાઈ જાય છે.'

કવિએ તેમના પિતા દેવેન્દ્રનાથનો પ્રેમાળ ભાષામાં પરિચય કરાવ્યો. તેમણે જ શાંતિનિકેતન માટે શરૂઆતની પ્રેરણા આપી હતી. રવીન્દ્રનાથે મને કહ્યું : 'પિતાએ જ્યાં એક અતિથિગૃહ અને દેવમંદિર બાંધ્યાં હતાં તે ફળદ્રુપ જમીન મને ભેટ આપી. મેં મારો શૈક્ષણિક પ્રયોગ અહીં સને ૧૯૦૧માં દશ છોકરાઓથી શરૂ કરેલો. નોબેલ ઇનામની સાથે જે આઠ હજાર પાઉન્ડ મળ્યા હતા તે પણ આ શાળાના લાભાર્થે જ ખરચાયા હતા.

મોટા ટાગોર દેવેન્દ્રનાથ જેઓ મહર્ષિને નામે ઓળખાય છે તેઓ તેમની આત્મકથા પ્રમાણે ઘણા નામાંકિત પુરુષ હતા. યુવાનીના કાળમાં તેમણે હિમાલયમાં બે વરસ ધ્યાનમાં ગાળ્યાં હતાં. તેમની અગાઉ તેમના પિતા દ્વારકાનાથ ટાગોર વિશાળ જાહેર સખાવતો માટે આખા બંગાળમાં મશહૂર હતા. આ પ્રસિદ્ધ કુટુંબમાં પરંપરાગત પ્રખર બુદ્ધિશાળીઓ જ પાકયા છે. રવીન્દ્રનાથ એકલા જ નહી પણ તેમના બધા સંબંધીઓએ સર્જનાત્મક કળાઓના આવિષ્કારમાં નામના મેળવી છે. તેમના ભત્રીજાઓ ગગનેન્દ્ર અને અવનીન્દ્ર હિંદના સૌથી આગળપડતા કળાકારો છે. રવીન્દ્રનાથના ભાઈ દ્વિજેન્દ્ર આંતરદૃષ્ટિવાળા તત્ત્વજ્ઞાની હતા અને પક્ષીઓ તથા જંગલનાં જનાવરોના પ્રીતિપાત્ર હતા.

રવીન્દ્રનાથે અતિથિગૃહમાં રાત્રિ ગાળવાનું મને આમંત્રણ આપ્યું. સાંજને વખતે કવિને પોતાના શિષ્યસમુદાય સાથે ઓટલા પર બેઠેલા જોવા એ પણ એક ખરેખર મનોહર દૃશ્ય હતું. ભૂતકાળ મારી સ્મૃતિમાં ખડો થયો. મારી સામેનું આ દૃશ્ય પુરાતન આશ્રમની યાદ આપતું હતું — દિવ્ય પ્રેમથી પ્રભાવિત થયેલ

ભક્તોથી વીંટળાયેલા આનંદી ગવૈયા ટાગોરે સંવાદિતાના સૂત્રથી દરેક ગાંઠને બાંધી હતી. કદી પણ આક્રમક નહિ થતાં અભેદ ચુંબકત્વથી સર્વનાં હૃદય એમણે જીતી લીધાં હતાં. ઈશ્વરના ઉદ્યાનમાં ખીલતાં કવિત્વનાં અનુપમ પુષ્પોની નૈસર્ગિક સુગંધથી અનેકો આકર્ષાતા હતા.

રવીન્દ્રનાથે પોતાના મનોહર અવાજથી તેમનાં નવાં સર્જેલાં થોડાંક ઉત્તમ કાવ્યો અમને ગાઈ સંભળાવ્યાં. તેમનાં ઘણાંખરાં કાવ્યો અને નાટકો તેમના વિદ્યાર્થીઓ માટે શાંતિનિકેતનમાં જ રચાયાં છે. ઈશ્વરના પવિત્ર નામનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યા સિવાય તેમના કાવ્યના લગભગ દરેક ચરણમાં તેનો નિર્દેશ કરવાની એમની કળામાં જ એમના કાવ્યનું સૌન્દર્ય સમાયેલું છે. તેમણે લખ્યું છે : 'સંગીતના આનંદમાં ચકચૂર થઈ હું મને ભૂલી જાઉં છું. અને તું જે મારો પ્રભુ છે તેને મિત્ર તરીકે ગણું છું.'

બીજે દિવસે ભોજન પછી ઘણી નાખુશીથી મેં કવિની વિદાય લીધી. મને આનંદ થાય છે કે તેમની નાની શાળા વિશ્વ-ભારતીને[૧૫૩] નામે ઓળખાતી આંતરરાષ્ટ્રિય યુનિવર્સિટી બની ગઈ છે, જે સર્વ દેશના વિદ્વાનો માટે ભેગા થવાનું એક આદર્શ સ્થાન બન્યું છે.

જ્યાં ચિત્તમાં નિર્ભયતા સદા વસે, ને શીર્ષ ગર્વોન્નતા ના કદી ના નમે
જ્યાં જ્ઞાન ને અર્ગલ કો ન રોકે :
અને નહિ સાંકડી ભીંત પાડે ભૂમિતણા છેદવિચ્છેદ ક્યાંયે
જ્યાં વાણી છે સત્યથી પૂત નિત્યે.
જ્યાં થાક્યા વિના સૌ કર પૂર્ણતાને આશ્લેષવા નિત્ય મથે સમુત્સુક
જ્યાં પૂર્ણ તાકાતથી પુરુષાર્થમાં સુત પરંપરાના ઘોર જંગલે
ના તર્કનો નિર્મળ સ્રોત ક્યાંયે ખોવાઈ જતો જડ મૃત્યુ
જ્યાં સદ્‌બુદ્ધિ સદા વિકાસી વિચાર ને કર્મ શું દેવ નિતા.
ધપ્યે જતી તેજ સ્વતંત્રતાના સ્વર્ગીય દેશે મુજ રાષ્ટ્રને પિતા
દોરી જઈ નીંદ થકી ઉઠાડજે.[૧૫૩.૧]

ગીતાંજલિ
રવીન્દ્રનાથ ટાગોર

# ૩૧

## ચમત્કારોનો નિયમ

રશિયાના મહાન નવલકથાકાર લિયો ટોલ્સ્ટોયે[૧૫૪] ત્રણ સાધુઓની એક સુંદર વાર્તા લખી છે. તેના મિત્ર નિકોલા રોએરીચે ટૂંકાવીને તેનો સાર નીચે મુજબ આપ્યો છે:

'એક બેટ પર ત્રણ સાધુઓ રહેતા હતા. તેઓ એટલા બધા સાદા હતા કે તેમની એક માત્ર પ્રાર્થના આ હતી: અમે ત્રણ છીએ; તું ત્રણ છે — અમારા પર કૃપા કર.' આ ભોળી પ્રાર્થનાથી ઘણા ચમત્કારો સર્જાયા હતા.

સ્થાનિક પુરોહિતે[૧૫૫] આ ત્રણ સાધુઓ અને તેમની અશાસ્ત્રીય પ્રાર્થનાની વાત જાણી અને તેમની મુલાકાત લઈ તેમને શાસ્ત્રીય પ્રાર્થના શીખવવાનું નક્કી કર્યું. તે આ બેટ પર આવ્યો અને સાધુઓને કહ્યું કે તેમની પ્રાર્થના શાસ્ત્રસંમત નથી. તે તેમને પ્રચલિત પ્રાર્થનાઓ શીખવીને વહાણમાં બેસીને ચાલી નીકળ્યો. વહાણની પાછળ આવતો ઝળહળતો પ્રકાશ પેલા પુરોહિતે જોયો. જેમજેમ એ પ્રકાશ વહાણની પાસે આવતો ગયો તેમતેમ પેલા સાધુઓને તેણે ઓળખ્યા. તેઓ એકબીજાનો હાથ પકડીને વહાણને પકડી પાડવા પાણી ઉપર દોડતા આવતા હતા.

પુરોહિતની પાસે આવતાં તેઓ બૂમ પાડીને બોલ્યા: 'તમે શીખવેલી પ્રાર્થના અમે ભૂલી ગયા છીએ માટે ફરીથી સાંભળવા તમારી પાસે દોડતા આવીએ છીએ.'

મંત્રમુગ્ધ થયેલા પુરોહિતે માથું ધુણાવ્યું અને નમ્રતાથી જવાબ આપ્યો: 'પ્યારાઓ, તમારી જૂની પ્રાર્થના જ ચાલુ રાખો.'

આ ત્રણ સંતો પાણી ઉપર કેવી રીતે ચાલી શકચા ?

ક્રાઈસ્ટે પોતાના વધ થયેલા શરીરને સજીવન શી રીતે કર્યું ?

લાહીરી મહાશય અને શ્રી યુક્તેશ્વરે ચમત્કારો શી રીતે સર્જ્યા ?

હજી સુધી આધુનિક વિજ્ઞાન પાસે આનો કાંઈ જવાબ નથી. જો કે અણુ-યુગના આગમનને લીધે વિશ્વમાનસનું ક્ષેત્ર એકદમ વિશાળ ગઈ ગયું છે. માણસના શબ્દકોશમાંથી 'અશક્ય' શબ્દ હવે ગૌણ થતો જાય છે.

પ્રાચીન વૈદિક શાસ્ત્રો ઘોષણા કરે છે કે આ ભૌતિક જગત, માયા – સાપેક્ષતા અને દ્વૈતવાદના મૂળભૂત નિયમને આધારે ચાલે છે. ઈશ્વર – એકાકી તત્ત્વ એ શુદ્ધ અદ્વૈત છે. એ સૃષ્ટિનાં સ્વતંત્ર અને વિવિધ રૂપો તરીકે દેખાતો નથી. સિવાય કે એ ખોટું અને વિનાશી આવરણ ઓઢી લે. આ વિશ્વઆવરણ – ઇન્દ્રજાળ એ જ માયા છે. આધુનિક યુગની દરેક મોટી વૈજ્ઞાનિક શોધ ઋષિઓની આ સાદી ઘોષણાનું સમર્થન કરતી આવી છે.

ન્યૂટનનો ગતિનો નિયમ એ માયાનો નિયમ છે. 'દરેક કાર્યના સમાન અને વિરોધી પ્રત્યાઘાતો હોવાના જ. બે પદાર્થોનાં પરસ્પરનાં કાર્યો હમેશાં સમાન અને વિરોધી દિશામાં જ હોવાનાં.'

આ રીતે આઘાત અને પ્રત્યાઘાત હમેશાં બરાબર સમાન જ હોય છે. 'શક્તિ એક જ દિશામાં હોવી અસંભવિત છે. શક્તિઓનું સમાન અને વિરોધી યુગ્મ હોવું જ જોઈએ અને તે છે પણ ખરું.'

મૂળભૂત કુદરતી પ્રવૃત્તિઓ માયાના આ મૂળ સ્વભાવનો જ નિર્દેશ કરે છે. દાખલા તરીકે વીજળી એ પ્રતીકાર અને આકર્ષણનું દૃશ્ય રજૂ કરે છે. તેના અણુઓ અને પરમાણુઓ એ વીજળીનાં પરસ્પર વિરોધી તત્ત્વો છે. બીજો દાખલો : અણુ અથવા પદાર્થનો એક ઝીણો કણ એ પૃથ્વીની માફક ધન અને ઋણ છેડાઓવાળુ ચુંબક છે. આ આખું દૃશ્ય વિશ્વધ્રુવીકરણના અનિવાર્ય નિયમની પકડમાં રહીને જ ચાલે

છે પદાર્થવિજ્ઞાન, રસાયનવિદ્યા અથવા બીજા કોઈ પણ વિજ્ઞાનનો કોઈ પણ નિયમ આ મૂળભૂત આઘાત અને પ્રત્યાઘાતના સિદ્ધાંતથી કદી પણ મુકત હોઈ શકતો નથી.

તેથી પદાર્થવિજ્ઞાનના નિયમો પણ ખુદ સૃષ્ટિની રચનામાં જે માયા છે તેની બહાર જઈ શકે નહીં. કુદરત પોતે જ માયા છે. નિસર્ગશાસ્ત્રને પોતાના અનિવાર્ય સિદ્ધાંત અનુસાર જ ફરજિયાત કામ લેવું પડે છે. તેના પોતાના ક્ષેત્રમાં તે અમર્યાદ અને અનંત છે. ભવિષ્યના વિજ્ઞાનીઓ તેની વિવિધ અનંતતાઓનાં એક પછી એક જુદાંજુદાં પાસાંઓની બારીક તપાસ કરવા ઉપરાંત કશું વિશેષ કરી શકવાના નથી. વિજ્ઞાન આ રીતે છેવટના નિર્ણયે પહોંચવાને અસમર્થ હોવાથી હમેશની સળગતી ભઠ્ઠીમાં જ રહેવાનું છે. જોકે હાલમાં અસ્તિત્વમાં છે અને જે ચાલુ છે તે વિશ્વના નિયમો શોધી શકવાને એ જરૂર સમર્થ છે. પણ એ નિયમોના બનાવનાર અને તેને ગતિમાં મૂકનાર નિયામકને શોધવાને એ અસમર્થ છે. ગુરુત્વાકર્ષણ અને વીજળીના ભવ્ય આવિર્ભાવો જાણવામાં આવ્યા. પણ ગુરુત્વાકર્ષણ અને વીજળી પોતે શું છે તે હજી કોઈ માનવી જાણી શક્યો નથી.[૧૫૬]

માયાને તરી જવાનું કામ અવતારી સંતોએ મનુષ્યજાતને સોંપ્યું છે. સૃષ્ટિના દ્વૈતની ઉપરવટ થઈને સૃષ્ટિકર્તાના અદ્વૈતને નિહાળવું એ માણસનું ઊંચામાં ઊંચું ધ્યેય મનાયું છે. જેઓ આ વિશ્વની ઇન્દ્રજાળને વળગી રહેશે તેમણે ધ્રુવીકરણના અબાધિત નિયમને સ્વીકારવો પડશે – ભરતી અને ઓટ, ચડતી અને પડતી, રાત્રિ અને દિવસ, સુખ અને દુઃખ, સારું અને ખોટું, જન્મ અને મરણ. માણસને થોડાક હજાર જન્મો લીધા પછી આવા ચક્રાકાર માળખાને લીધે એકસ્તરીપણાનો કંટાળો આવે છે અને તેથી માયાની ઉપરવટ જવા માટે આશાભરી મીટ માંડે છે.

માયાનું આવરણ તોડવું એટલે જ સૃષ્ટિના રહસ્યને પામવું. આ રીતે જે યોગી વિશ્વને તેના નગ્ન સ્વરૂપમાં જુએ છે એ જ એક

માત્ર સાચો અદ્વૈતવાદી છે. બીજા બધા માત્ર અજ્ઞાની મૂર્તિપૂજકો છે. જ્યાં સુધી માણસ નિસર્ગની દ્વૈત ઇંદ્રજાળ સ્વીકાર્યા કરશે ત્યાં સુધી દ્વિમુખી માયા એની દેવી છે. એ સાચા એક ઈશ્વરને ઓળખી શકવાનો નથી.

જ્યારે વિશ્વ ઇન્દ્રજાળ–માયા માણસના મનની મારફતે કામ કરે છે ત્યારે તે અવિદ્યા. અક્ષરશઃ 'વિદ્યા નહીં તે,' અજ્ઞાન ઇંદ્રજાળ ઊભી કરે છે. માયા અથવા અવિદ્યાનો નાશ બૌદ્ધિક ખાતરી કે પૃથક્કરણથી કદી થવાનો નથી. પણ માત્ર નિર્વિકલ્પ સમાધિની આંતરિક સ્થિતિ પ્રાપ્ત કરવાથી જ થઈ શકવાનો છે. જૂના કરાર (બાઈબલનો પૂર્વ ભાગ)ના તમામ સંતો, અને સઘળા દેશો અને જમાનાના પેગંબરો ચૈતન્યની આ જ ભૂમિકા ઉપરથી બોલ્યા છે.

ઈઝેકીયલ કહે છે: 'છેવટે એ મને દરવાજા પાસે લઈ આવ્યો અને એ દરવાજો પૂર્વાભિમુખ હતો; અને જુઓ ઇઝરાયેલના ઈશ્વરનો પ્રકાશ પૂર્વમાંથી આવે છે. તેનો અવાજ જાણે ઘણું પાણી વહેતું હોય એટલો મોટો છે. અને પૃથ્વી એના પ્રકાશથી ઝળહળી ઊઠી છે.' ભ્રૂકુટિ ઉપરની દિવ્ય આંખ મારફતે (પૂર્વ) યોગી પોતાનું ચૈતન્ય સર્વવ્યાપક કરે છે. અને ૐ શબ્દ જે અનેક તરંગોનો દિવ્ય ધ્વનિ છે અને સૃષ્ટિનું એક માત્ર સત્ય છે તે સાંભળે છે.

વિશ્વનાં કોટયાવધિ ગુપ્ત રહસ્યો પૈકી જે સૌથી વિશેષ દૃશ્યમાન છે તે પ્રકાશ છે. ધ્વનિનાં મોજાંને પ્રસરણ માટે વાહક તરીકે હવા અથવા કોઈ ભૌતિક માધ્યમ જોઈએ છે. પ્રકાશનાં મોજાં આંતરગ્રહોના અવકાશમાંથી સહેલાઈથી પસાર થાય છે. અવકાશના ભૌમિતિક ગુણધર્મો ઈથરના સિદ્ધાંતને અનાવશ્યક બનાવે છે એવી આઈન્સ્ટીનની વિચારસરણીને આધારે તરંગવાદમાં પ્રકાશના આંતરગ્રહી માધ્યમ તરીકે ગણાતા કાલ્પનિક ઈથરને પણ ફગાવી દઈ શકાય. આ બંને કલ્પનાઓમાં પ્રકૃતિના કોઈ પણ આવિર્ભાવોમાં પ્રકાશ સૌથી વધુ ગૂઢ અને ભૌતિક આલંબનથી સૌથી વધુ મુક્ત છે.

આઈન્સ્ટીનની ભવ્ય કલ્પના પ્રમાણે પ્રકાશવેગ ૧,૮૬,૩૦૦ માઈલ પ્રતિસેકન્ડ – એ સમસ્ત સાપેક્ષવાદમાં વ્યાપી વળ્યો છે. માનવીના મર્યાદિત માનસને લાગેવળગે છે ત્યાં સુધી આ સતત પરિવર્તનશીલ જગતમાં કેવળ પ્રકાશવેગ જ અચળ છે, એ વાત આઈન્સ્ટીને ગણિતની રીતે સિદ્ધ કરી છે. કાળ અને સ્થળનાં સઘળાં માનવપ્રમાણો પ્રકાશવેગના એક માત્ર 'નિરપેક્ષ' ધોરણ ઉપર જ અવલંબે છે. અત્યાર સુધી ભાવાત્મક રીતે શાશ્વત ગણાતાં સ્થળ અને કાળ પણ સાપેક્ષ અને મર્યાદિત છે. પ્રકાશવેગના ગજમાપના સંદર્ભમાં જ તેમની માપણીનું સાચાપણું રહેલું છે.

પરિણામી સાપેક્ષતા તરીકે અવકાશ સાથે સંલગ્ન થવામાં કાળ બિનશરતી મૂલ્યોને ચરણે પડી ગયો છે. એણે હવે પોતાનું – સંદિગ્ધતાના અર્ક સમું – સરળ સ્વરૂપ પ્રગટાવ્યું છે. આઈન્સ્ટીને પોતાની કલમનાં થોડાંક સમીકરણોના પ્રહારોથી પ્રકાશ સિવાયની વિશ્વની પ્રત્યેક સુનિશ્ચિત વાસ્તવિકતાનો છેદ ઊડાવી દીધો છે.

પાછળથી વિકસેલા એના એકત્રિત ક્ષેત્રવાદ ( Unified field theory )માં આ મહાન ભૌતિકશાસ્ત્રીએ એક અગણિતીય સૂત્રદ્વારા ગુરુત્વાકર્ષણ અને વિદ્યુત ચુંબકત્વના નિયમોને એક સાથે ગૂંથી લીધા છે. વિશ્વના સ્વરૂપને એક માત્ર કાયદાના ફેરફારોને આધીન બનાવીને આઈન્સ્ટીન યુગો વટાવી જઈને વિશ્વના સમસ્ત તાણાવાણાને નિરંતર રંગ પલટતી માયા તરીકે જાહેર કરનારા ઋષિઓની પાસે પહોંચી ગયા છે.

સાપેક્ષવાદના યુગપ્રવર્તક સિદ્ધાંત ઉપર જ અંતિમ પરમાણુની રચનાનો તાગ મેળવવાની ગણિતીય શક્યતાઓ ઊભી થઈ છે. મહાન વૈજ્ઞાનિકો હવે છાતી ઠોકીને કહે છે કે પરમાણુ એ દ્રવ્ય નહિ પણ શક્તિ છે એટલું જ નહીં પણ પરમાણુશક્તિ એ માનસદ્રવ્ય છે.

સર આર્થર સ્ટેન્લે એડિંગ્ટન પોતાના 'ભૌતિક વિશ્વનું સ્વરૂપ' (The Nature of the Physical World)[૧૫૬-૧] નામના પોતાના પુસ્તકમાં લખે છે: 'ભૌતિક વિજ્ઞાનને આભાસી

જગત સાથે જ સંબંધ છે એ જાતનો નિખાલસ સ્વીકાર એ જ સૌથી વિશેષ નોંધપાત્ર પ્રગતિ છે. આ ભૌતિક જગતમાં પરિચિત જીવનનું કેવળ આભાસછાયાથી રચાતું નાટક જ આપણે નિહાળીએ છીએ. જેવી રીતે મારા હાથની કોણીની છાયા આભાસી ટેબલ પર ટેકવાયેલી છે તેવી જ રીતે આભાસી શાહી આભાસી કાગળ ઉપર રેલાય છે. આ સઘળું પ્રતીકાત્મક છે અને ભૌતિકશાસ્ત્રી એને પ્રતીક તરીકે ગણીને પોતાના હાથ ખંખેરી નાખે છે. ત્યાર પછી કીમિયા-ગરોનો વારો આવે છે તે આ પ્રતીકોનું રૂપાંતર કરી નાખે છે. આ તારતમ્યને સ્થૂલરૂપે મૂકતાં એમ કહી શકાય કે આ જગતનું સત્ત્વ એ માનસસત્ત્વ છે.

વીજાણુ સૂક્ષ્મદર્શક યંત્ર (Electron Microscope)ની આધુનિક શોધથી પરમાણુના પ્રકાશસત્ત્વ અને કુદરતના અટલ દ્વૈતના નિશ્ચિત પુરાવાઓ સાંપડ્યા છે. વિજ્ઞાનીઓના એક સંઘ સમક્ષ વીજાણુ સૂક્ષ્મદર્શક યંત્રનો ૧૯૩૭માં અમેરિકન ઍસોસિયેશન ફોર ધી એડવાન્સમેંટ ઓફ સાયન્સ સમક્ષ કરેલા એક પ્રદર્શનનો હેવાલ ‘ન્યુ યોર્ક ટાઈમ્સે’ નીચે મુજબ આપ્યો હતો :

‘આજ પર્યંત ક્ષ–કિરણોથી માત્ર પરોક્ષ રીતે માલૂમ પડેલી ટંગસ્ટન ધાતુની સ્ફટિક સરખી સ્વચ્છ રચના પ્રદીપ્ત પડદા ઉપર સ્પષ્ટ રીતે રેખાન્વિત થઈ હતી જેમાં કેન્દ્રસ્થાને એક પરમાણુ અને દરેક ખૂણામાં એક એક પરમાણુવાળી સમઘન આકારની અવ-કાશજાળીમાં નવ પરમાણુઓને પોતપોતાને સ્થાને સ્થિત થયેલા જોવામાં આવ્યા હતા. ટંગસ્ટનની સ્ફટિક જાળીમાંના પરમાણુઓ પ્રદીપ્ત પડદા ઉપર ભૌમિતિક ભાતમાં ગોઠવાયેલાં તેજબિંદુઓ જેવા જણાતા હતા. પ્રકાશના આ સ્ફટિક ઘન સાથે અથડાતાં હવાનાં અણુઓ વહેતા જળ ઉપર ઝળહળતાં સૂર્યતેજની માફક પ્રકાશનાં નાચતાં બિંદુઓ જેવાં દેખાતાં હતાં.

વીજાણુ સૂક્ષ્મદર્શક યંત્રનો સિદ્ધાંત સૌ પ્રથમ ન્યુ યૉર્કની બેલ ટેલિફોન પ્રયોગશાળામાં ડૉ. ક્લિન્ટન જે. ડેવીસોન અને ડૉ.

લેસ્ટર એચ. જરમરે સને ૧૯૨૭માં શોધી કાઢ્યો હતો. વીજાણુ એ કણ અને તરંગ એમ બન્નેની લાક્ષણિકતાઓ ધરાવતો દ્વિવિધ વ્યક્તિત્વવાળો એકમ છે એમ તેમણે શોધ્યું. તરંગના ગુણને લીધે વીજાણુને પ્રકાશની લાક્ષણિકતાઓ મળી અને કાચ [ Lens ] વડે જેમ પ્રકાશને કેન્દ્રિત કરી શકાય છે તેમ વીજાણુઓને 'કેન્દ્રિત' કરવાનાં સાધનોની શોધનો પ્રારંભ થયો.

વીજાણુને જેકીલ – હાઈડવાળી વિશિષ્ટતાની શોધ માટે — જેને લીધે એમ સિદ્ધ થયું કે આ ભૌતિક કુદરતના તમામ પ્રદેશને દ્વિમુખી વ્યક્તિત્વ છે — ડૉ. ડેવીસોનને ભૌતિક વિજ્ઞાનનું નોબેલ ઇનામ મળ્યું હતું.

સર જેમ્સ જીન્સ તેમના 'રહસ્યમય બ્રહ્માંડ' ( The Mysterious Universe ) નામના ગ્રંથમાં લખે છે : 'જ્ઞાનનો પ્રવાહ બિન-યાંત્રિક વાસ્તવિકતા તરફ આગળ ધસી રહ્યો છે. બ્રહ્માંડ એક વિરાટ યંત્રને બદલે અધિકાંશે એક મહાન વિચાર તરીકે દેખાતું જાય છે.'

આવી રીતે વીસમી સદીનું વિજ્ઞાન એ પુરાણા પ્રસિદ્ધ વેદાંતનું સ્મરણ કરાવે છે.

જો એમ જ હોય તો પછી વિજ્ઞાન પાસેથી માનવીને આ તત્ત્વ-જ્ઞાનનું સત્ય શીખી લેવા દો કે અહીં કોઈ ભૌતિક વિશ્વ છે જ નહિ; તેનો તાણોવાણો એ માયા છે, આભાસ છે, ભ્રાન્તિ છે, એનું પૃથક્કરણ થતાં એની વાસ્તવિકતાનાં મૃગજળો ઓગળી જાય છે. ભૌતિક વિશ્વની પ્રતીતિ કરાવનારા સ્તંભો એક પછી એક એની નીચે કચડાઈ જતાં માણસને હવે પોતાની મૂર્તિપૂજાના આધારવાળી શ્રદ્ધા અને 'મારી સમક્ષ તારે અન્ય કોઈ દેવદેવી હોવાં ન જોઈએ.'[૧૫૯૦૨] એ દિવ્ય આજ્ઞાના ભંગની એને ઝાંખી અનુભૂતિ થતી જાય છે.

દળ અને શક્તિની સમતુલા દર્શાવનારા પોતાના સુવિખ્યાત સમીકરણમાં આઈન્સ્ટીને સિદ્ધ કર્યું છે કે કોઈ પણ દ્રવ્યકણમાં રહેલી

વિશાળ છે કે સાચા પ્રકારને મુકાબલે બહુ ઓછા તેજપુંજો દ્વારા દૃષ્ટિવિષયક લાગણીઓ ઉપજાવી શકાય છે

સૃષ્ટિનું સત્ત્વ તેજ છે એવી દિવ્ય પ્રતીતિ જેને થઈ ગઈ છે એવો સિદ્ધ માનવી ચમત્કારોનો નિયમ અમલમાં મૂકી શકે છે. યોગી સર્વવ્યાપક પ્રકાશપરમાણુઓનો તત્કાલ આવિર્ભાવ કરી દૃશ્યમાન પદાર્થનું નિર્માણ કરી શકે છે. આવા આવિર્ભાવનું સ્વરૂપ (વૃક્ષ, દવા, મહેલ અથવા માનવીશરીર જે હોય તે) યોગીની મરજી, ઇચ્છાશક્તિ અથવા ચિત્તમાં અંકાયેલાં ચિત્ર મુજબ નિયત થાય છે.

રાત્રે માણસ જ્યારે સ્વપ્નચૈતન્યમાં પ્રવેશે છે ત્યારે જે અહંકારવૃત્તિ હમેશાં એને ભરડો લઈ રહી હોય છે તેમાંથી એ મુક્ત થાય છે. સુપ્ત અવસ્થામાં એનું મન સર્વ શક્તિમત્તાનું પ્રદર્શન કરે છે. આહા ! આ સ્વપ્નમાં ભૂતકાળમાં દેવલોક પામેલા મિત્રો, દૂરદૂરના પ્રદેશો, અથવા બાળપણના કાંઈક બનાવો એની સમક્ષ આવી ઊભા રહે છે.

સર્વ મનુષ્યો જેનાથી સુપરિચિત છે એવા આ સ્વપ્નજગતના મુક્ત અને અમર્યાદ ચૈતન્યમાં ઈશ્વરપરાયણ સંતના મનની કાયમી અને પૂર્ણસ્થિતિનું દર્શન થાય છે. કોઈ પણ વ્યક્તિગત હેતુઓથી અલિપ્ત રહેનારો અને સર્જનહારે બક્ષેલી રચનાશક્તિનો ઉપયોગ કરનારો યોગી પોતાના ભક્તની કોઈ પણ સહૃદયી વિનતિને સંતોષવા માટે વિશ્વના પ્રકાશપરમાણુઓની યોગ્ય ફેરગોઠવણી કરી શકે છે.

'અને પ્રભુએ કહ્યું : 'ચાલો, આપણે માણસને આપણી જ મૂર્તિરૂપે અને આપણાં જ લક્ષણોવાળો બનાવીએ; અને તેને સમુદ્રની માછલી, હવાનાં પક્ષીઓ, બધાં જાનવરો અને ભૂમિ ઉપર ઊગતી તમામ ચીજો ઉપર પ્રભુત્વ આપીએ.'૧૫૬-૬

આ જ હેતુથી માણસ અને સૃષ્ટિની રચના થઈ છે કે જેથી વિશ્વ ઉપર પોતાનું પ્રભુત્વ છે એ જ્ઞાન સાથે એ માયાનો પતિ બની શકે.

સને ૧૯૧૫માં હું સંન્યાસી બન્યો ત્યાર પછી થોડા જ વખતમાં પરસ્પર વિરુદ્ધ તોફાનોનું એક આંતરદર્શન મને જોવા મળ્યું. એમાં મને માનવીચૈતન્યનું સાપેક્ષ સ્વરૂપ સ્પષ્ટ રીતે અંકિત થયું હતું. હું માયાનાં દુઃખદાયક દ્વૈતોની પાછળ સનાતન પ્રકાશનું ઐક્ય ચોખ્ખી રીતે ભાળતો હતો. આવું એક દર્શન, મને એક સવારે જ્યારે હું પિતાના ગુરપર રોડ પરના ઘરના નાના ઓટલા ઉપર બેઠો હતો ત્યારે થઈ આવ્યું. કેટલાક મહિનાઓ થયા યુરોપમાં પહેલું વિશ્વયુદ્ધ ખૂબ જોરમાં ચાલતું હતું. જે જંગી માનવસંહાર થતો હતો તેનો વિચાર આવતાં મને ઘણી દિલગારી થઈ.

ધ્યાનમાં ઊતરીને મેં મારી આંખો બંધ કરી તેટલામાં જ મારું ચૈતન્ય ત્યાંના એક લડાયક વહાણના ઉપરી કેપ્ટનના શરીરમાં સંક્રાંત થયું. કિનારાનો તોપમારો અને વહાણોના વળતા જવાબોથી હવા તોપગર્જનાઓથી ગાજી ઊઠી. એક ભયંકર તોપગોળો અમારા દારૂભંડારને અથડાયો અને મારા વહાણના ભૂકા બોલી ગયા. હું પાણીમાં કૂદી પડ્યો અને મારી સાથે આફતમાંથી બચી ગયેલા ખલાસીઓ પણ પાણીમાં આવ્યા. કચરાતે હૃદયે હું સલામત કિનારે પહોંચ્યો પણ આહા! એક છૂટીછવાઈ ગોળીએ મારી છાતી વીંધી નાખી. હું લથડાતો જમીન પર પડ્યો. મારું આખું શરીર પક્ષાઘાત પામ્યું. તેમ છતાં જેમ એક પગને લકવો થયો હોય તે માણસ સભાન હોય છે તેમ હું સભાન હતો.

'આખરે મૃત્યુનો ગૂઢ ઓળો મારા પર પથરાયો.' એવો વિચાર મને આવ્યો. ડૂસકાં ખાતાં હું બેભાન અવસ્થામાં વિલીન થતો હતો એટલામાં આહા! ગુરપર રોડ પરના મારા ઘરમાં પદ્માસન વાળીને બેઠો છું એવું મને ભાન થઈ આવ્યું.

મારી આંખોમાંથી આનંદનાં આંસુઓ વહેવા લાગ્યાં. મેં મારા શરીરને થાબડ્યું અને મારી સભાનતા સાચી છે અને ગોળીના ઘાથી મારી છાતી છેક મુક્ત છે તેની ખાતરી કરવા મેં મને ચૂંટી દીધી. હું જીવંત છું તેની પુનઃખાતરી કરવા હું આમથી તેમ

મેં પ્રાર્થના કરી : ' પ્રભુ, આવો સંહાર તું શા માટે ચાલવા દે છે ? '

મારી અત્યંત અજાયબી વચ્ચે યુરોપિયન યુદ્ધક્ષેત્રોના ખરા ચિતારવાળા આંતરદર્શન રૂપે આનો મને તત્કાલ જવાબ મળી ગયો. મરણ પામેલા અને મરણ પામતા સૈનિકોથી ઊભરાતી યુદ્ધભૂમિનો કમકમાટ પેલાં સમાચારચિત્રોએ આપેલા ચિતારને ક્રૂરતામાં ક્યાંય ટપી જાય એવો હતો.

એક નમ્ર અવાજ મારા આંતરચૈતન્ય ઉપર અથડાયો : ' ધ્યાનપૂર્વક જો તું જોશે કે ફ્રાન્સમાં બનતા બનાવો બીજું કાંઈ નહીં પણ પ્રકાશ અને છાયાની યુક્તિપૂર્વકની ગોઠવણીનું નાટક માત્ર છે. પેલા થિયેટરના સમાચારચિત્રમાં જેમ તેં જોયું તેમ આ વિશ્વ-ચલચિત્ર ખોટું પણ છે અને ખરું પણ છે — નાટકમાં નાટક.'

મારું અંતઃકરણ હજી પણ શાંત પડયું નહોતું. દિવ્ય અવાજ આગળ ચાલ્યો : ' સૃષ્ટિ એ પ્રકાશ અને છાયા બન્ને છે. નહીં તો કોઈ પણ ચિત્ર શકય નથી. માયાનું સત અને અસત વારાફરતી ઉપરી પદે આવવું જોઈએ. આ જગતમાં સુખ જો નિરંતર જ હોય તો શું માણસ બીજું શોધવા જશે ખરો ? દુઃખના અનુભવ સિવાય પોતાનું અનંત ધામ એણે તજી દીધું છે એનું સ્મરણ કરવાની એને કાળજી રહેશે ખરી ? દુઃખ એને એ સ્મરણ કરાવશે. દુઃખમાંથી છૂટવાનો માર્ગ જ્ઞાન છે. મરણની કરુણતા ખોટી છે. જેઓ એનાથી ધ્રૂજે છે તેઓ અજ્ઞાની નટો જેવા છે કે જે બંદૂકના ખાલી બારથી જ માત્ર ભયથી રંગભૂમિ ઉપર મરી જાય છે. મારા પુત્રો પ્રકાશનાં સંતાનો છે. તેઓ હમેશ માટે માયામાં ઊંઘી રહેશે નહીં.

જોકે શાસ્ત્રોમાં મેં માયાનાં અનેક વૃત્તાંતો વાંચ્યાં છે, પણ આ વ્યક્તિગત આત્મદર્શનો અને તેની સાથેના શાંતિદાયક ખુલા-

સાઓથી જે ઊંડી સમજ મને જાગ્રત થઈ તેવી ત્યારે થઈ નહોતી. જ્યારે એક માણસને છેવટની સંપૂર્ણ ખાતરી થઈ જાય છે કે આ સૃષ્ટિ માત્ર એક વિશાળ ચલચિત્ર છે અને એનું પોતાનું સાચું સત્ત્વ એની અંદર નહીં પણ એની ઉપરવટ થવામાં છે ત્યારે એનાં મૂલ્યો સદંતર ફેરવાઈ જશે.

જ્યારે આ પ્રકરણ હું પૂરું કરી રહ્યો હતો ત્યારે મારા પલંગ ઉપર હું પદ્માસન વાળીને બેઠો હતો. છાયાવાળા બે દીવાઓ મારા ઓરડાને ઝાંખું અજવાળું આપી રહ્યા હતા. મારી દૃષ્ટિ ઊંચી કરીને જોઉં છું તો મને જણાયું કે છત ઝીણાં, રાઈ રંગનાં પ્રકાશ-બિંદુઓથી ભરાઈ ગઈ હતી અને રેડિયમના જેટલા તેજથી ચમકતી અને ધ્રૂજતી હતી. વરસાદની ધારા માફક પારદર્શક બાણો જેવાં અસંખ્ય તેજકિરણો મારા ઉપર શાંતિથી વરસી રહ્યાં હતાં.

મારા ભૌતિક શરીરે એકદમ તેની સ્થૂળતા છોડી દીધી. અને સૂક્ષ્મતાનો અંચળો ધારણ કરી લીધો. હું તરતો હોઉં એવું મને લાગ્યું. કેમ કે વજન વિનાનું મારું શરીર પથારીને ભાગ્યે જ સ્પર્શ કરતું હતું; અને ડાબી અને જમણી તરફ વારાફરતી આમ-તેમ હાલતું હતું. મેં ઓરડામાં ફરતે જોયું : ફર્નિચર અને દીવાલો જેમની તેમ હતી. પણ પ્રકાશનો નાનો પુંજ એટલો વિસ્તાર પામ્યો કે છત દેખાતી બંધ થઈ અને હું મંત્રમુગ્ધ થઈ ગયો.

પ્રકાશમાંથી જાણે કે કોઈ અવાજ આવ્યો : ' આ છે વૈશ્વિક ચલચિત્રની યંત્રકળા જે તારી પથારીની ચાદરોના સફેદ પડદા ઉપર પોતાનું તેજબિંબ ફેંકે છે અને તારા શરીરનું ચિત્ર તૈયાર કરે છે. જો, તારું શરીર પ્રકાશ સિવાય બીજું કાંઈ જ નથી ! '

મેં મારા હાથ સામે જોયું. અને તેને આમતેમ હલાવી જોયા પણ મને તેનું કાંઈ વજન લાગ્યું નહીં. હર્ષોર્મિના આનંદથી હું

ઊભરાઈ ગયો. મારા શરીર રૂપે બહાર આવતા પ્રકાશના આ વિશ્વ-મૂળ એ સિનેમાઘરના અંધારિયા ઓરડામાંથી ફેંકાતાં અને પડદા ઉપર પ્રતિમાઓનું નિદર્શન કરાવતાં તેજકિરણોની દિવ્ય આવૃત્તિ જેવાં દેખાતાં હતાં.

ઘણા વખત સુધી મારી પોતાની શયનખંડ રૂપી અર્ધપ્રકાશિત રંગભૂમિ ઉપર મારા શરીરના આ ચલચિત્રનો અનુભવ લીધો. ભૂતકાળમાં મને જે અનેક આંતરદર્શનો થયાં હતાં તે પૈકી આની ભાત તદ્દન નિરાળી જ હતી. જ્યારે સ્થૂળ શરીરનો મારો આભાસ સદંતર ઓગળી ગયો અને સર્વ પદાર્થોનું સત્ત્વ એક માત્ર પ્રકાશ જ છે એવી મારી પ્રતીતિ ગાઢ થઈ ત્યારે પ્રાણકણોના ધબકતા પ્રવાહ સામે મેં જોયું અને આજીજીપૂર્વક બોલ્યો :

'દિવ્ય જ્યોત ! કૃપા કરીને મારા આ નમ્ર શારીરિક ચિત્રને તારામાં સમાવી લે. જેવી રીતે પ્રકાશનો રથ ઈલીજાને સ્વર્ગમાં ખેંચી ગયો હતો તેમ.[૧૫૭]

આ વિનતિ કાંઈક ચમકાવનારી હતી. તેજબિંદુ અદૃશ્ય થયું. મારા શરીરે પુનઃ વજન ધારણ કર્યું અને પથારીમાં પડયું. છત ઉપરનાં ઝળહળતાં પ્રકાશકિરણો ઝાંખાં થયાં. અને પછી અદૃશ્ય થયાં. આ જગત છોડી જવાનો મારો સમય હજી પાકયો નહોતો.

'એ સિવાય,' મેં તત્ત્વદૃષ્ટિથી વિચાર કર્યો. 'કદાચ મારા આ અનુમાનથી ઈલીજા નાખુશ પણ થાય.'

## ૩૨

# પૂજ્ય માતાજી સાથેનો વાર્તાલાપ

'વંદનીય માતા, તમારા અવતારી પતિએ મારા બાલ્ય-કાળમાં મને પાવન કર્યો હતો. મારાં માતપિતાનાં અને મારા ગુરુ શ્રી યુક્તેશ્વરજીનાં પણ તેઓ ગુરુ હતાં. તેથી તમારા પવિત્ર દામ્પત્ય-જીવનના થોડાક પ્રસંગો મને સંભળાવવાની કૃપા નહિ કરો ?'

લાહીરી મહાશયનાં જીવનસાથી શ્રીમતી કાશીમણિને હું આ સંબોધી રહ્યો હતો. હું થોડો વખત બનારસમાં રોકાવાનો હોવાથી આ પવિત્ર મહિલાની મુલાકાત લેવાની મારી લાંબા વખતની ઇચ્છાને હું પૂરી કરતો હતો.

બનારસના ગરુડેશ્વર મહોલ્લામાં જૂના લાહીરી મકાનમાં તેમણે મારું ભાવભીનું સ્વાગત કર્યું. વૃદ્ધ હોવા છતાં કમળની માફક ખીલેલા તેમના શરીરમાંથી દિવ્ય સુગંધનો શાંત સ્રોત વહેતો હતો. મધ્યમસરની તેમની કાયા, પાતળી ગરદન, ઊજળો વાન, અને વિશાળ તેજસ્વી નેત્રોથી શોભી ઊઠતી હતી.

'બેટા, તું ભલે આવ્યો, મેડા ઉપર ચાલ.'

કાશીમણિ તેમના પતિ સાથે જે નાના ઓરડામાં થોડો વખત રહ્યાં હતાં ત્યાં મને દોરી ગયાં. એ અપ્રતિમ ગુરુએ જે તીર્થભૂમિમાં પોતાની સંસારલીલાનું નાટક ભજવ્યું હતું, તેનાં દર્શન કરીને હું ગૌરવ અનુભવી રહ્યો. આ વિનમ્ર મહિલાએ પોતાની બાજુમાં પડેલા તકિયાવાળા આસન ઉપર બેસવાનો મને ઇશારો કર્યો.

'મારા પતિ આવી ઉચ્ચ દિવ્ય કક્ષાએ પહોંચ્યા છે તેનું ભાન મને ઘણાં વરસ પછી થયું,' તેમણે શરૂઆત કરી. 'આ જ ઓરડામાં

એક રાત્રે મને બહુ સ્પષ્ટ સ્વપ્નદર્શન થયું. જાણે કે અકલ્પ્ય કૃપા વરસાવતા તેજસ્વી દેવો મારી ઉપર હવામાં તરવા લાગ્યા. આ દેખાવ એટલો સાચો હતો કે હું તરત જાગી ગઈ; આખો ઓરડો ઝળહળતા પ્રકાશથી અજબ રીતે છવાઈ ગયો.

'મારા પતિ પદ્માસન વાળીને બેઠેલી હાલતમાં ઓરડાની વચ્ચે હવામાં તરતા હતા. જુદાજુદા દેવો નમ્રભાવે અને યાચક-વૃત્તિથી તેમની ફરતે ફરીને હાથ જોડીને ભક્તિ કરતા હતા.'

'અમર્યાદ આશ્ચર્ય વચ્ચે મને ખાતરી થઈ કે હું હજી સ્વપ્નમાં છું.'

"'દેવી,' લાહીરી મહાશય બોલ્યા. 'તમે સ્વપ્નમાં નથી. તમે હવે તમારી નિદ્રા હમેશ માટે તજી દો.' ધીમે રહીને જ્યારે તેઓ જમીન ઉપર નીચે ઊતર્યા ત્યારે મેં તેમને ચરણે પડીને દંડવત્ પ્રણામ કર્યા.

'હું રડી પડી. 'ગુરુજી, વારંવાર હું તમને પગે પડું છું! અત્યાર સુધી હું તમને મારા પતિ તરીકે ગણતી આવી છું તે માટે તમે મને ક્ષમા કરશો? જેણે દિવ્ય જાગૃતિ પ્રાપ્ત કરી છે તેનું પડખું સેવ્યા છતાં હું હજી અજ્ઞાનમાં જ ઊંઘતી રહી છું એનું ભાન થતાં હું લજ્જિત થાઉં છું. આજની રાત્રિથી તમે મારા પતિ નહિ પણ ગુરુ છો. આ તુચ્છ જીવને આપની શિષ્યા તરીકે સ્વીકારશો?'

'ગુરુજીએ હળવેથી મને સ્પર્શ કર્યો, 'પવિત્ર જીવ, ઊઠ. તારો હું સ્વીકાર કરું છું,' દેવો તરફ ઇશારો કરીને કહ્યું, 'આ પવિત્ર સંતો પૈકી પ્રત્યેકને વારાફરતી પગે લાગ.'

'જ્યારે મારાં નમ્ર વંદન પૂરાં થયાં ત્યારે કોઈ શાસ્ત્રોના મંત્રો ગુંજે એમ દૈવી સૂરો એકદમ ગુંજી ઊઠયા.

"'દિવ્યાત્માની અર્ધાંગના, તમને આશીર્વાદ હો! અમે તમને વંદન કરીએ છીએ.' તેમણે મારે ચરણે નમસ્કાર કર્યા, અને આહા! તેમની તેજસ્વી આકૃતિઓ વિલીન થઈ ગઈ. ઓરડામાં પાછું અંધારું છવાઈ ગયું.

'મારા ગુરુએ પછી મને ક્રિયાયોગની દીક્ષા લેવાનું કહ્યું.

'મેં જવાબ આપ્યો. 'જરૂર, જીવનમાં અત્યાર પહેલાં દીક્ષાના આશીર્વાદ ન મળ્યા તે બદલ હું દિલગીર છું.'

'લાહીરી મહાશયે દિલાસો આપતાં હસીને કહ્યું, 'કાળ પાકચો નહોતો. તારાં ઘણાંખરાં કર્મોનો ક્ષય કરવામાં મેં તને ઘણી ગુપ્ત મદદ કરી છે. તેથી જ હવે તું ખુશીથી તૈયાર થઈ છે!

'મારે કપાળે તેમણે સ્પર્શ કર્યો. પ્રકાશનાં કુંડાળાં દેખાવા લાગ્યાં. આ પ્રકાશ ધીમેધીમે પારદર્શક ભૂરા આધ્યાત્મિક નેત્ર તરીકે રૂપાંતર પામ્યો. એની ફરતે સોનેરી કિનારીવાળું વર્તુળ સરજાયું અને તેની વચ્ચે પંચકોણ સફેદ તારો જડાઈ ગયો.

"'આ તારાને ભેદીને તમારા ચૈતન્યને અનંતના સામ્રાજ્યમાં જવા દો.' મારા ગુરુના અવાજનો રણકો દૂરના સંગીત માફક જુદી જ ભાત પાડે એવો મૃદુ હતો.

'મારા આત્મારૂપી કિનારા પર સમુદ્રની તરંગમાળા માફક દૃશ્યો પછી દૃશ્યો ઊભાં થઈને અથડાવા લાગ્યાં. આ સર્વગ્રાહી દૃશ્યો પછી આખરે પરમાવધિ આનંદમાં ઓગળી ગયાં. હું નિરવધિ સુખસાગરમાં ડૂબી ગઈ. કેટલાક કલાકો પછી જ્યારે હું આ જગતના ભૌતિક ચૈતન્યમાં જાગ્રત થઈ ત્યારે ગુરુજીએ મને ક્રિયા-યોગની દીક્ષા આપી.

'તે રાત્રિ પછી લાહીરી મહાશય મારા આ ઓરડામાં ફરી કદી સૂતા નથી. ન તો ત્યાર પછી તેઓ કદી નિદ્રસ્થ થયા. તેઓ હમેશાં નીચેના આગલા ઓરડામાં તેમના શિષ્યોની સાથે દિવસ અને રાત ગાળતા.'

આ પ્રતિભાશાળી મહિલા મૂક બની ગઈ. આવા પ્રતાપી યોગી સાથે એમના વિશિષ્ટ સંબંધનો ખ્યાલ કરીને આવા બીજા વધારે સ્મૃતિ-પ્રસંગો માટે મેં એમને આગ્રહ કર્યો.

'દીકરા, તું બહુ લોભી છે તેમ છતાં હું તને એક બીજો પ્રસંગ કહું છું.' તેમણે શરમાળભાવે હાસ્ય કર્યું. 'મારા ગુરુ-પતિ સામે કરેલા એક પાપનો હું એકરાર કરીશ. મારી દીક્ષા પછી કેટલેક મહિને મને એમ લાગ્યું કે હું ત્યકતા જેવી એકલવાયી પડી ગઈ છું. એક દિવસે સવારે લાહીરી મહાશય કાંઈ ચીજ લેવા આ નાના ઓરડામાં આવ્યા. હું તરત જ એમની પાછળ ગઈ. મોહના તીવ્ર આવરણથી અંધ બની મેં તેમની સામે ગુસ્સો કર્યો.

"'શિષ્યો સાથે જ તમે બધો વખત ગાળો છો. તમારી પત્ની અને છોકરાંઓ તરફની તમારી જવાબદારીઓનું શું ? કુટુંબને માટે વધારે પૈસાની સગવડ કરવામાં તમે મોળા છો. તેથી મને દિલગીરી થાય છે !'

'ગુરુજીએ મારી સામે એક ક્ષણભર તીવ્ર દૃષ્ટિપાત કર્યો અને તરત જ ત્યાંથી અદૃશ્ય થયા. વ્યાકુળ બની હું ધ્રૂજી ઊઠી, અને ઓરડામાંના પ્રત્યેક ખૂણામાંથી જે ધ્વનિ ગુંજતો રહ્યો તે મેં સાંભળ્યો.'

"'એ બધું શૂન્ય છે તે શું તું જોતી નથી ? શૂન્ય સરખો હું તારે માટે પૈસા ક્યાંથી પેદા કરવાનો હતો ?'

"'ગુરુજી', હું રડી પડી : 'લાખો વાર હું આપની ક્ષમા માગું છું. મારાં પાપી ચક્ષુઓ આપને સાચા સ્વરૂપમાં જોઈ શક્યાં નથી; આપનું પવિત્ર સ્વરૂપ ધારણ કરવાની કૃપા કરો.'

"'હું અહીં છું.' આ પ્રત્યુત્તર મારી ઉપરની બાજુએથી આવ્યો. મેં ઊંચે જોયું. ગુરુજીની સ્થૂળ કાયા હવામાં તરતી હતી, અને તેમનું મસ્તક ઉપરની છતને અડેલું હતું. તેમની આંખો ભભૂકતી જ્વાળાઓ

જેવી હતી. તેઓ શાંતિથી જમીન ઉપર નીચે ઊતર્યા ત્યારે ભયભીત દશામાં ડૂસકાં ભરતાં મેં તેમના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા.

'તેમણે કહ્યું, 'દેવી, દિવ્ય લક્ષ્મીની ઝંખના કર અને નહિ કે જગતના કૃત્રિમ નજીવા પદાર્થની. આંતરિક દોલતની પ્રાપ્તિ પછી બહારની સંપત્તિ આપોઆપ આવી મળશે.' તેમણે વિશેષ કહ્યું. 'મારા આધ્યાત્મિક પુત્રો પૈકીનો કોઈ એક તારે માટે યોગ્ય પ્રબંધ કરશે.'

'મારા ગુરુના શબ્દો કુદરતી રીતે જ સાચા પડ્યા; એક શિષ્ય અમારા કુટુંબ માટે એક મોટી રકમ મૂકી ગયો.'

કાશીમણિએ પોતાના અદ્ભુત અનુભવોનું મારી આગળ વર્ણન કર્યું તે માટે મેં તેમનો આભાર માન્યો.[૧૫૬] બીજે દિવસે હું તેમને ઘેર પાછો ગયો અને ટીનકૌરી અને ડ્યુકૌરી લાહીરી ભાઈઓ સાથે કલાકો સુધી જ્ઞાનની ચર્ચા કરી આનંદ લીધો. હિંદના મહાન ગૃહસ્થ યોગીના આ બે સાધુ પુત્રોએ પોતાના પિતાના ઉચ્ચ આદર્શો બહુ સરસ રીતે જાળવી રાખ્યા છે. બન્ને પુરુષો ઘઉંવર્ણા, ઊંચા, ખડતલ અને મોટી દાઢીવાળા હતા. તેમનો અવાજ મૃદુ હોઈ રીતભાતે જૂના જમાનાના હતા.

સ્ત્રીઓ પૈકી લાહીરી મહાશયનાં પત્ની જ માત્ર એકલી તેમની શિષ્યા નહોતી. મારી માતાસહિત સેંકડો સ્ત્રીઓ તેમની શિષ્યાઓ હતી. એક સ્ત્રી શિષ્યાએ ગુરુજી પાસેથી તેમના ફોટાની માગણી કરેલી, એવો એક ફોટો તેમણે આપેલો પણ ખરો, અને સાથે સૂચના આપેલી : 'તું આ ફોટાને તારા રક્ષક તરીકે માનશે તો તે તેવું કામ આપશે; નહિ તો માત્ર એક ચિત્ર જ છે એમ જાણજે.'

કેટલાક દિવસ પછી આ મહિલા અને લાહીરી મહાશયનાં પુત્રવધૂ એક ટેબલ સમક્ષ બેસીને ભગવદ્ગીતાનો અભ્યાસ કરતાં હતાં. ટેબલની પાછળ લાહીરી મહાશયનો ફોટો ટાંગેલો હતો. એકદમ વાવાઝોડાં સાથે વીજળીનું તોફાન શરૂ થયું.

'લાહીરી મહાશય, અમને બચાવો!' બંને સ્ત્રીઓએ ફોટાને વંદન કર્યા. જે ચોપડી તેઓ વાંચતાં હતાં તેના ઉપર વીજળી ત્રાટકી અને તે ભસ્મ થઈ ગઈ. પણ બન્ને ભક્તો સલામત બચી ગયાં.

પેલી શિષ્યાએ ખુલાસો કર્યો, 'બળતા તાપમાંથી બચાવવા જાણે કે બરફનું પડ મારી આજુબાજુ રચી દેવામાં આવ્યું હોય એવું મને લાગ્યું હતું.'

લાહીરી મહાશયે અભયા નામની સ્ત્રી શિષ્યાના સંબંધમાં બે ચમત્કારો સર્જ્યા હતા. એક દિવસે તે અને તેનો પતિ જે કલકત્તામાં વકીલ હતો તે ગુરુના દર્શનાર્થે બનારસ જવા ઊપડયાં હતાં. રસ્તામાં ઘણી ભીડને લીધે તેમની ઘોડાગાડી સ્ટેશન પર વખતસર પહોંચી શકી નહિ. હાવરા સ્ટેશન પર ટ્રેને ઊપડવાની સિસોટી મારી.

અભયા ટિકિટબારી આગળ શાંતિથી ઊભી હતી.

'લાહીરી મહાશય! આ ટ્રેનને થોભાવવાને હું આપને વિનવું છું.' તેણે શાંતિથી મૌન પ્રાર્થના કરી. 'આપનાં દર્શન માટે એક દિવસની ઢીલ પણ હું સહન કરી શકું એમ નથી.'

ફૂંફાડા મારતી ટ્રેનનાં પૈડાં ચક્કર ચક્કર ફરતાં જણાય પણ ટ્રેન ગતિ કરી શકતી નહોતી. એંજિનિયર અને મુસાફરો આ કૌતુક જોવા પ્લેટફૉર્મ પર નીચે ઊતર્યા. રેલવેનો એક અંગ્રેજ ગાર્ડ અભયા અને તેના પતિ પાસે આવ્યો. પ્રણાલિકા છોડીને તેણે સેવા આપવાની તૈયારી બતાવી.

'બાબુ.' તેમણે કહ્યું. 'મને પૈસા આપો. હું ટિકિટ ખરીદી લાવું છું. એ દરમિયાન તમે ગાડીમાં બેસી જાઓ.'

આ દંપતીએ ગાડીમાં પોતાની જગ્યા લીધી અને તેમને ટિકિટો મળી ગઈ કે તરત જ ટ્રેને ધીમેથી ગતિ કરવા માંડી. ગભરાટમાં ડ્રાઈવર અને ઉતારુઓએ પોતપોતાની જગ્યાઓ ફરીથી

સંભાળી લીધી. ગાડી પ્રથમ શા માટે અટકી હતી અને પછીથી કેમ ચાલુ થઈ તે કોઈએ જાણ્યું નહિ.

બનારસમાં લાહીરી મહાશયને ઘેર પહોંચ્યા પછી અભયાએ શાંતિથી ગુરુજીને દંડવત્ પ્રણામ કર્યા અને ચરણ-સ્પર્શ કરવા પ્રયત્ન કર્યો.

'અભયા, શાંત થા,' તેમણે કહ્યું, 'મને હેરાન કરવાનું તને બહુ ગમે છે! બીજી ગાડીમાં અહીં આવી શકાતું નહોતું?'

અભયા એક બીજા પ્રસંગ પર લાહીરી મહાશયની મુલાકાતે આવી હતી. આ વખતે તેને એમની મધ્યસ્થી જોઈતી હતી; ટ્રેન માટે નહિ પણ એક જીવ માટે.

'હું તમને પ્રાર્થના કરું છું કે મારું નવમું બાળક જીવે એવો મને આશીર્વાદ આપો.' અભયાએ ઉચ્ચાર્યું. 'આઠ બાળકોને મેં જન્મ આપ્યો પણ બધાં જ જન્મ પછી તરત જ મરણ પામ્યાં હતાં.'

ગુરુજીએ સમભાવપૂર્વક સ્મિત કર્યું, 'હવે પછીનું તારું બાળક જીવશે પણ મારી સૂચનાઓનો અમલ કાળજીપૂર્વક થવો જોઈએ. આ બાળક કન્યા હશે અને તેનો જન્મ રાત્રિએ થશે. એટલું ધ્યાન રાખજો કે પરોઢિયા સુધી તેલનો દીવો બળતો રહે. ઊંઘી જશો નહિ અને દીવાને બુઝાવા દેશો નહિ.'

સર્વજ્ઞ ગુરુની બરાબર આગાહી પ્રમાણે અભયાએ રાત્રિને વખતે કન્યાને જન્મ આપ્યો હતો. પ્રસૂતાએ દાયણને સૂચના આપી હતી કે દીવાને તેલથી ભરેલો રાખે. બંને સ્ત્રીઓએ મોડી રાત સુધી કડક જાગરણ કર્યું હતું. પણ છેવટે બંને ઊંઘી ગઈ. દીવામાંનું તેલ પૂરું થવા આવ્યું હતું. જ્યોત મંદ રીતે ઝબૂકા મારતી હતી. શયનખંડના બારણાનો આગળો ખસ્યો અને ઉગ્ર અવાજ સાથે બારણું ખૂલી ગયું. સ્ત્રીઓ બેબાકળી થઈ જાગી ઊઠી. વ્યાકુળ દૃષ્ટિએ તેઓ લાહીરી મહાશયનો આકાર જોઈ શક્યાં.

'અભયા, જો દીવો હોલવાઈ રહ્યો છે!' તેમણે દીવા તરફ આંગળી ચીંધી. દાયણે તરત જ દીવામાં તેલ પૂર્યું. દીવો પ્રકાશી ઊઠ્યો તેવા જ લાહીરી મહાશય ત્યાંથી અદૃશ્ય થયા. દરવાજો બંધ થયો. કોઈ દેખીતી શક્તિની મદદ સિવાય આગળો પૂર્વવત્ દેવાઈ ગયો.

અભયાનું નવમું બાળક જીવી ગયું. સને ૧૯૩૫માં મેં તપાસ કરી હતી ત્યારે તે જીવતી હતી.

વંદનીય કાળીકુમાર રોય જે લાહીરી મહાશયના એક શિષ્ય હતા તેમણે ગુરુજીના જીવન સંબંધી અનેક મોહક વિગતો મને આપી હતી.

'અનેક વખત અઠવાડિયાંઓ સુધી બનારસમાં હું એમનો મહેમાન બનતો હતો.' રોયે કહ્યું. 'મેં જોયું હતું કે રાત્રિના અંધકારમાં અનેક સંતો અને દંડી સ્વામીઓ[૧૫૯] એમના ચરણ સમક્ષ બેસવા આવી ચડતા. કેટલીક વખતે તેઓ ધ્યાનની પ્રક્રિયાઓ અને તત્ત્વજ્ઞાનના મુદ્દાઓ પર વાદે ચડી જતા. પરોઢિયે આવા સ્તુત્ય મહેમાનો પાછા ચાલ્યા જતા. મારી મુલાકાતો દરમિયાન મેં જોયું હતું કે લાહીરી મહાશય એક પણ વખત ઊંઘવા માટે સૂતા નહોતા.

'ગુરુજી સાથેના મારા શરૂઆતના સંસર્ગમાં મારા શેઠ સાથે મારે ઘણી તકરાર થતી,' રોય બોલ્યા. 'મારા શેઠ ભૌતિકવાદી હતા.'

'મારા સ્ટાફ ઉપર હું કોઈ ધર્મઝનૂનીને સહન કરી શકું નહિ.' તેમણે તિરસ્કારપૂર્વક કહ્યું. 'જ્યારે પણ મારે તમારા આ પાખંડી ગુરુ સાથે મળવાનું થશે ત્યારે એમને યાદ રહી જાય એવા શબ્દો હું સંભળાવવાનો છું.'

આ ધમકીની મારા નિયત કાર્યક્રમ પર કાંઈ જ અસર થઈ નહોતી. લગભગ દરરોજ સાંજે હું ગુરુદર્શને આવતો હતો. એક સાંજે મારા શેઠ મારી પાછળ આવ્યા અને અસભ્યતાથી સત્સંગમાં ઘૂસી ગયા. નિઃશંક રીતે એણે અગાઉ કહ્યું હતું એવું ઝેર ઓકી કાઢવાને એ કૃતનિશ્ચય હતા.

પેલા માણસે પોતાની જગ્યા લઈ લીધા પછી તરત જ લાહીરી મહાશયે લગભગ બારેક શિષ્યોના નાના સમૂહને પૂછ્યું, 'તમારે બધાંને એક ચિત્ર જોવું છે ?'

'અમે હકારમાં માથું ધુણાવ્યું કે તરત જ એમણે ઓરડાની બત્તી બંધ કરવાની આજ્ઞા આપી. 'હવે તમે ગોળાકારમાં એકબીજાની પાછળ બેસો અને તમારા હાથ સામેવાળાની આંખો પર મૂકો.'

'મારા શેઠ મારા ગુરુજીની સૂચનાઓનું અનિચ્છાએ પણ પાલન કરવા લાગી ગયા એ જોઈને મને નવાઈ લાગી નહિ. થોડી જ મિનિટમાં લાહીરી મહાશયે અમે શું જોતા હતા તે પૂછ્યું.'

મેં જવાબ આપ્યો, 'ગુરુજી, એક સુંદર સ્ત્રી દેખાઈ. લાલ કિનારીની સાડી પહેરીને તે પેલા હાથીના કાન જેવા છોડ પાસે ઊભી છે.' બીજા બધા શિષ્યોએ એ જ જવાબ આપ્યો. ગુરુજીએ મારા શેઠને પૂછ્યું, 'તમે તે સ્ત્રીને ઓળખો છો ?'

" 'હા,' આ માણસ પોતાના સ્વભાવને પ્રતિકૂળ એવી વૃત્તિઓ અનુભવી રહ્યો હતો. 'મારી પત્ની ભલી હોવા છતાં હું આની પાછળ મારા પૈસા વેડફી રહ્યો છું. જે હેતુથી હું અહીં ખેંચાઈ આવ્યો તે માટે મને ઘણી શરમ આવે છે. મને મહેરબાની કરીને માફ કરો અને મને તમારા શિષ્ય તરીકે સ્વીકારો.'

" 'તમે છ મહિના સુધી સારી નૈતિક જિંદગી ગુજારો તો હું તમને મારા શિષ્ય તરીકે સ્વીકારું; નહિ તો મારે તમને દીક્ષા આપવાની રહેશે નહિ.' ગુરુજીએ ખુલાસાથી કહ્યું.

'મારા શેઠ આ બદીથી ત્રણ મહિના સુધી મુક્ત રહ્યા : ત્યાર પછી પાછો પેલી સ્ત્રી સાથેનો સંબંધ ચાલુ કર્યો. બે મહિના પછી તેઓ ગુજરી ગયા. આ રીતે મારા ગુરુજીની આગાહીમાં રહેલી આ માણસની દીક્ષાની ગર્ભિત અસંભવિતતા મને સમજાઈ ગઈ.'

સુપ્રસિદ્ધ સ્વામી ત્રૈલંગ લાહીરી મહાશયના પરમ મિત્ર હતા. તેમનું વય ત્રણસો વરસ ઉપરનું હોવાની કિંવદંતી હતી. આ બંને યોગીઓ વારેવારે સાથે જ ધ્યાનમાં બેસતા. ત્રૈલંગ સ્વામીની કીર્તિ એટલી બધી ફેલાયેલી હતી કે એના અદ્‌ભુત ચમત્કારોની કોઈ પણ વાતમાં રહેલા સત્યની સંભાવનાનો ભાગ્યે જ કોઈ હિન્દુ ઇનકાર કરતો. ઈસુ ખ્રિસ્ત આજે પૃથ્વી પર આવીને પોતાની દિવ્ય શક્તિઓનું પ્રદર્શન કરતાં કરતાં ન્યુ યૉર્કની શેરીઓમાં ભ્રમણ કરે અને જે આશ્ચર્ય ફેલાય તેવું જ આશ્ચર્ય દાયકાઓ પહેલાં ત્રૈલંગ સ્વામીએ બનારસની ગીચ ગલીઓમાં ફેલાવ્યું હતું. કાળના પ્રવાહ સામે હિન્દને અભેદ્ય રક્ષણ આપનારા જે સિદ્ધો થઈ ગયા તે પૈકી ત્રૈલંગ સ્વામી એક હતા.

ઘણા પ્રસંગો પર સ્વામીજીએ અતિશય કાતિલ ઝેરો ગટગટાવી જવા છતાં તેમની કશી જ પ્રતિકૂળ અસર થઈ નહોતી. હજારો લોકોએ એમને ગંગાના તરંગો ઉપર તરતા જોયા હતા. અને તેઓ પૈકીના થોડા હજી હયાત છે. દિવસો સુધી પાણીની સપાટી ઉપર બેસી રહેતા અથવા ઘણા લાંબા સમય સુધી તરંગોની નીચે ડૂબેલા રહેતા. હિન્દના પ્રખર સૂર્યના બળતા તાપમાં ખુલ્લી કાયાએ બનારસના મણિકર્ણિકા ઘાટના ધગધગતા પથ્થરો ઉપર સ્થિર ચિત્તે સ્વામીજીને બેસી રહેલા જોવા એ તો એક સામાન્ય દૃશ્ય હતું.

ત્રૈલંગ સ્વામી આવા ચમત્કારોથી લોકોને એમ બતાવવા માગતા હતા કે એક યોગીનું જીવન ન તો ઑક્સિજન, ન તો કોઈ શરત કે સાવચેતીઓ ઉપર નિર્ભર છે. તેઓ પાણીની ઉપર હોય કે નીચે હોય અથવા એના શરીરને સૂર્યનાં પ્રખર કિરણો સામે મોરચો માંડવાનો હોય કે ન હોય પણ સ્વામીજીએ સિદ્ધ કર્યું હતું કે પોતે દિવ્ય ચૈતન્યશકિતથી જ જીવતા હતા. મરણ એમને સ્પર્શ કરી શકતું નહોતું.

આપણા આ યોગી માત્ર આધ્યાત્મિક રીતે જ નહિ, પણ શારીરિક રીતે પણ મહાન હતા. એમનું વજન ત્રણસો રતલ કરતાં પણ વધારે હતું. એમના જીવનના પ્રત્યેક વર્ષનો એક રતલ! આ રહસ્ય વધારે ઘેરું બને છે કેમકે તેઓ ભાગ્યે જ ભોજન લેતા. એમની ઇચ્છામાં આવે ત્યારે અથવા ખાસ કારણસર આરોગ્યના સામાન્ય નિયમોનો ઇરાદાપૂર્વક ભંગ કરતા. આવાં કોઈ કારણોના સૂક્ષ્મ હેતુની એમને જ જાણ હોય છે.

વિશ્વવ્યાપી માયાવી સ્વપ્નમાંથી જાગ્રત થયેલા અને આ જગત દિવ્ય ચેતનાના તણખામાંથી ઉત્પન્ન થયું છે એની જેને પ્રતીતિ થઈ ગઈ છે એવા મહા સંતો પોતાનાં શરીરોને ગમે તેવી સ્થિતિમાં રાખી શકે છે. કેમકે તેઓ જાણે છે કે શરીર એ સંકુચિત અથવા ઠરી ગયેલી શકિતમાંથી ઉત્પન્ન કરેલો સ્થિતિસ્થાપક આકાર છે. જો કે અત્યારના ભૌતિક વિજ્ઞાનીઓ હવે સમજવા લાગ્યા છે કે પદાર્થ એ ઠરેલી શકિત જ છે, પણ આપણા આત્મસાક્ષાત્કારી સિદ્ધ પુરુષોએ સફળ રીતે પદાર્થઅંકુશના ક્ષેત્રમાં આ સિદ્ધાંતને પ્રત્યક્ષ વ્યવહારમાં લાંબા વખતથી આચરી બતાવ્યો છે.

ત્રૈલંગ હમેશાં સંપૂર્ણ નગ્ન રહેતા. બનારસની અકળાયેલી પોલીસ એને એક કોયડારૂપ બાળક તરીકે લેખતી. ઈડનના બગીચાના આદિપુરુષ આદમની માફક નિસર્ગના આ સ્વામીને પોતાની નગ્નાવસ્થાનું ભાન જ નહોતું. પોલીસને તેનું ભાન હતું, તેથી તેમને અનૌપચારિક રીતે જેલમાં બેસાડેલા. સામાન્ય જનતામાં ગભરાટ ફેલાયો. ત્રૈલંગ સ્વામીનું વિશાળ શરીર જેમનું તેમ જેલના છાપરા ઉપર જોવામાં આવ્યું. જેલનું તાળું મજબૂત રીતે બંધ હતું. એમના છુટકારાનું રહસ્ય કોઈને સમજાયું નહોતું.

નાસીપાસ થયેલા કાયદાના અમલદારોએ ફરી એક વાર પોતાની ફરજ બજાવી. સ્વામીના જેલના ઓરડા ઉપર એક પોલીસ બેસાડ્યો. આત્મશકિત સામે દેહશકિત આ વખતે પણ ન ફાવી.

સ્વામીજી પોતાના અપ્રતિહત વિહારમાં ફરી પાછા છાપરા ઉપર દેખાયા.

ન્યાયની દેવી પોતાની આંખે પાટા બાંધે છે; ત્રૈલંગ સ્વામીની બાબતમાં હતાશ થયેલી પોલીસે ન્યાયદેવીનું અનુકરણ કર્યું.

આ મહાન યોગી હંમેશાં મૌન જ રહેતા. એમનું મોઢું ગોળ અને પેટ વિશાળ પીપ જેવું હોવા છતાં સ્વામીજી કોક વાર જ ભોજન કરતા. અનેક સપ્તાહોના અપવાસ પછી ભક્તોએ ધરાવેલાં દેગડીઓ ભરેલાં દહીંથી તેઓ પારણું કરતા. ત્રૈલંગ પાખંડી છે એવું સાબિત કરવા માટે કૃતનિશ્ચયી થયેલા એક નાસ્તિકે એક દિવસ એક ત્રાગડો રચ્યો. દીવાલ ધોળાવવાના કામમાં આવતા કળી ચૂનાની એક બાલદી સ્વામીજી સામે મૂકી.

'ગુરુજી,' પૂજ્યભાવનો ડોળ કરતો પેલો નાસ્તિક બોલ્યો. 'હું તમારે માટે દહીં લાવ્યો છું. કૃપા કરીને આરોગો.'

ત્રૈલંગ સ્વામી સળગતા ચૂનાની આખી બાલદી છેલ્લાં ટીપાં સુધી તરત જ જરા પણ અચકચા સિવાય ગટગટાવી ગયા. થોડી જ મિનિટોમાં પેલો દુષ્ટ વેદનાથી પીડાતો જમીન પર પટકાઈ પડ્યો.

'બચાવો, સ્વામી બચાવો!' પેલો બૂમ પાડી ઊઠ્યો. 'હું સળગું છું. મારી આ ક્રૂર મશ્કરી માટે મને માફ કરો.'

આ મહાયોગી પોતાનું હંમેશનું મૌન તોડતાં બોલ્યા : "ચંડાળ, મારો આત્મા તારા પોતાના આત્મા સાથે જોડાયેલો છે, એ વાત આ ઝેર મને આપતી વખતે તારા ખ્યાલમાં આવી નહિ. આ સૃષ્ટિના પ્રત્યેક કણની સાથોસાથ મારા પેટમાં પણ પરમેશ્વરનો વાસ છે એ દૃઢ જ્ઞાન મને નહોત તો આ ઝેર મને મારી નાખત. હવે તું આ તારા બાણનો દૈવી અર્થ સમજ્યો હોય તો હવે પછી બીજા કોઈ ઉપર તું આવી કરામત અજમાવતો નહિ.'

ત્રૈલંગના શબ્દોથી સાજો થયેલો અને પશ્ચાત્તાપથી નીતરો બનેલો પેલો પાપી આસ્તેથી છટકી ગયો.

વેદનાનું સ્થળાંતર એ કાંઈ ગુરુજીની ઇચ્છાશક્તિનું પરિણામ નહોતું. પણ આ સૃષ્ટિના સૌથી દૂરના વર્તુળને પણ સમતુલાથી ધારણ કરનારા ન્યાયના કાયદાના અફર અમલને આભારી છે.[૧૬૦] ત્રૈલંગ જેવા આત્મદર્શી પુરુષો આવા દિવ્ય કાયદાનો તત્કાળ અમલ થવા દે છે. એવાઓએ અહંકારના પ્રતિપ્રવાહોનો છેદ ઉડાવી દીધેલો હોય છે.

( ત્રૈલંગ સ્વામી અને તેમના સંભવિત ખૂનીના સંબંધમાં જેમ અણધારી રીતે જેવા સાથે તેવાનો ન્યાય તોળાયો તેમ ) ઘણી વખત સાત્વિકતાના સ્વયંસંચાલિત પ્રત્યાઘાતોથી જ માનવઅન્યાય સામેનો ઉતાવળિયો ક્રોધ શાંત થાય છે. પ્રભુએ કહ્યું છે, ' વેર લેવું એ મારું કામ છે, હું એનો બદલો આપીશ.'[૧૬૦·૧] માણસ પોતાનાં ટૂંકાં સાધનોથી શું કરી શકે ? આખું જગત એક સંપથી બદલો લેવા ઝંખી રહ્યું હોય છે.

મૂઢ માણસો જ દિવ્ય ન્યાય, પ્રેમ, સર્વજ્ઞતા અને અમરપણાની શક્યતાઓને ' શાસ્ત્રોની હવાઈ કલ્પનાઓ ' તરીકે નકારી કાઢે છે. આવું ભાવનાશૂન્ય દૃષ્ટિબિંદુ ધરાવતા લોકો નિસ્તેજ બનીને વિશ્વદર્શન સમક્ષ પોતાના જીવનમાં વિસંવાદી બનાવો રૂપી આગગાડીની એવી હારમાળા ગતિમાં લાવે છે કે જે તેમને જ્ઞાન ( પ્રકાશ ) શોધવાની તરત ફરજ પાડે છે.

ઈસુ ખ્રિસ્તે, જેરુસલેમમાં વિજયપ્રવેશ વેળાએ આધ્યાત્મિક કાયદાની સર્વશક્તિમત્તાનો ઉલ્લેખ કર્યો હતો. શિષ્યો અને સામાન્ય જનતા જ્યારે આનંદઘોષના પોકારો કરતી હતી — સ્વર્ગમાં શાંતિ હજો ! – ઈશ્વરનો મહિમા ગાઓ — ત્યારે કેટલાક જૂના રૂઢિગ્રસ્ત પૂજારીઓએ આ અવિવેકી દેખાવો વિરુદ્ધ ફરિયાદો કરી : ' ગુરુજી,' તેમણે વાંધો લીધો. ' તારા શિષ્યોને ઠપકો આપ.'

પણ જિસસે જવાબ આપ્યો કે જો તેમને મૌન કરવામાં આવશે તો ' આ પાષાણો તરત જ પોકારી ઊઠશે.'[૧૬૦·૨]

પુરોહિતોને આપેલા આ ઠપકામાં ઈસુ ખ્રિસ્ત એમ કહેવા માગતા હતા કે ઈશ્વરી ન્યાય એ માત્ર આલંકારિક કલ્પના જ નથી, પણ શાંતિધારી માણસને, ભલે એની જીભને તાળવેથી ખેંચી કાઢવામાં આવી હોય તોપણ સૃષ્ટિનો આધાર જે વિશ્વવ્યવસ્થા છે તેમાંથી એને એની વાચા પાછી મળશે અને એને રક્ષણ પણ મળશે.

જિસસે આગળ ચાલતાં જણાવ્યું, 'શું તમે શાંત માણસોને પણ મૂંગા બનાવી દેવા માગો છો? એના કરતાં બહેતર તો એ છે કે ઈશ્વરના અવાજને જ દાબી દેવો કે જેના પથ્થરો પણ તેની કીર્તિનાં અને સર્વજ્ઞતાનાં ગાન ગાય છે. શું તમે એવું માગો છો કે સ્વર્ગની શાંતિના આગમન માટેની ઉજવણી પણ નહીં કરવી અને આ પૃથ્વી ઉપર લડાઈ ફાટી નીકળે ત્યારે જ યુદ્ધનો ઘોષ કરવા બધા લોકોએ ભેગા થવું? હે પુરોહિતો! તૈયારી કરો કે જેથી આપણે આ દુનિયાના પાયાને જ ઉથલાવી નાખીએ કારણ કે માત્ર નમ્ર માણસો જ નહીં પણ પથ્થરો, માટી, પાણી, અગ્નિ અને હવા, તમારી સામે ઊઠશે. અને ઈશ્વરની સંવાદી વ્યવસ્થાની સાક્ષી પૂરશે.'

ઈસુ ખ્રિસ્ત સરખા યોગી જેવા ત્રૈલંગ સ્વામીની કૃપા એક વખત મારા સગ્ગે મામા પર ઊતરી હતી. એક દિવસે સવારે બનારસ ઘાટ ઉપર સ્વામીજી એમના શિષ્યસમુદાયની વચ્ચે બેઠા હતા, ત્યારે સમૂહને ભેદીને મારા મામા એમની પાસે ગયા અને નમ્રતાપૂર્વક તેમના ચરણને સ્પર્શ કર્યો. મારા મામાને આશ્ચર્ય સાથે જણાયું કે તેમનો જીર્ણ રોગ તત્ક્ષણ નાશ પામ્યો હતો.[૬૧]

આ મહાન યોગીના શિષ્યો પૈકી એક સ્ત્રી શંકરી માઈ જ્યુ હજી હયાત છે. તેઓ ત્રૈલંગ સ્વામીના એક શિષ્યની પુત્રી હોઈ બાળપણથી જ તેને સ્વામીજીનું શિક્ષણ મળ્યું હતું. બદરીનાથ, કેદારનાથ, અમરનાથ અને પશુપતિનાથની બાજુમાં આવેલી હિમાલયની એકાંત ગુફાઓમાં તેઓ ચાળીસ વરસ સુધી રહ્યાં છે. આ બ્રહ્મચારિણી

સને ૧૮૨૬માં જન્મ્યાં હોઈ આજે એક સદીની મર્યાદા વટાવી ગયાં છે છતાં વૃદ્ધત્વનાં ચિહ્નો દેખાતાં નથી. તેમના વાળ હજી કાળા છે, દાંત હજી ચકચકિત અને મજબૂત છે અને તાજુબ કરી દે એટલી સ્ફૂર્તિ છે. થોડે થોડે વર્ષને અંતરે ભરાતા મેળાઓ અને ધાર્મિક મિજલસોમાં હાજરી આપવા તેઓ એકાંત છોડી બહાર આવે છે.

આ મહિલા સંત વારંવાર લાહીરીમહાશયની મુલાકાતે આવતી. કલકત્તાના બેરેક પોર વિભાગમાં એક દિવસ જ્યારે તેઓ લાહીરી મહાશયની બાજુમાં બેઠાં હતાં ત્યારે તેમના મહાન ગુરુ બાબાજી ચુપકીદીથી તેમના ઓરડામાં દાખલ થયા અને બંનેની સાથે તેમણે લાંબા વખત સુધી ગુફ્તેગો કરી.

એક અવસર પર ગુરુ ત્રૈલંગ સ્વામીએ તેમનું હંમેશનું મૌનવ્રત તોડીને જાહેરમાં લાહીરી મહાશયની સુંદર પ્રશંસા કરી. ત્રૈલંગના એક બનારસના શિષ્યે આની સામે વાંધો લીધો.

તેણે કહ્યું, ' ગુરુજી, તમે એક સ્વામી અને ત્યાગી હોઈ એક ગૃહસ્થનું આટલું બધું સન્માન કેમ કરો છો ? '

ત્રૈલંગે જવાબ આપ્યો, ' બેટા, લાહીરી મહાશય બિલાડીના દિવ્ય બચ્ચા જેવા છે— દિવ્ય માતા એને જ્યાં પણ મૂકે ત્યાં એ રહેવા રાજી છે. સંસારી મનુષ્યની યોગ્ય ફરજો બજાવતાં એમણે સંપૂર્ણ આત્મદર્શન સાધ્યું છે જેને માટે મારે મારી લંગોટીનો પણ ત્યાગ કરવો પડ્યો છે ! '

૩૩

## મરેલો રામ પુનઃ સજીવન થાય છે

'હમણાં લેઝેરસ નામનો માણસ માંદો થઈ ગયો છે...' ઈસુ ખ્રિસ્તે જ્યારે આ સાંભળ્યું ત્યારે તેણે કહ્યું, 'આ માંદગી મરણાંતક નથી પણ આનાથી તો ઈશ્વરના પુત્રની અમર કથા લખાવાની છે અને તેનો મહિમા વધવાનો છે.'[૧-૨]

શ્રી યુક્તેશ્વર પોતાના સીરામપોર આશ્રમના ઝરૂખામાં બેસીને એક દિવસ સવારે ખ્રિસ્તી ધર્મના બાઈબલ ઉપર પ્રવચન કરી રહ્યા હતા. એમના શ્રોતાગણમાં મારી સાથે કેટલાક શિષ્યો હતા અને રાંચીની મારી શાળાના કેટલાક વિદ્યાર્થીઓનું એક નાનું ટોળું હતું.

આ અવતરણમાં જિસસ પોતાને ઈશ્વરના પુત્ર તરીકે ઓળખાવે છે. જો કે ઈશ્વરની સાથે એનો વાસ્તવિક સંયોગ થઈ ચૂક્યો હતો તેથી આ જગ્યાએ એનો ઊંડો લક્ષ્યાર્થ લેવાનો છે. મારા ગુરુ સમજાવી રહ્યા હતા :

'ઈશ્વરનો પુત્ર એટલે ક્રાઈસ્ટ અથવા માનવમાં રહેલી દિવ્ય ચેતના. કોઈ પણ મર્ત્ય માનવી ઈશ્વરનું પૂરેપૂરું ગૌરવ કરી શકતો નથી. ફક્ત એક માન જે માનવ પોતાના સર્જનહારને આપી શકે છે તે તેનો સાક્ષાત્કાર કરવો તે છે. જેને એ જાણતો નથી એવી ભાવાવસ્થાનું એ ગૌરવ કરી શકે નહીં. 'દિવ્ય પ્રભા' અથવા સંતોના મસ્તકની ફરતે રહેતું તેજવર્તુળ એ દિવ્ય ગૌરવ કરવાની તેમની શક્તિના પુરાવાનું પ્રતીક છે.'

શ્રી યુક્તેશ્વરજીએ લેઝેરસના પુનરુત્થાનની અદ્‌ભુત કથા આગળ ચલાવી. વાર્તાને અંતે ગુરુજી ઊંડા મૌનમાં ઊતરી ગયા અને પેલું પવિત્ર પુસ્તક એમના ખોળામાં ઉઘાડું પડી રહ્યું.

મારા ગુરુએ છેવટે મૌન તોડ્યું અને આવેશમાં આવી બોલ્યા, આવો જ એક ચમત્કાર પ્રત્યક્ષ જોવા હું પણ ભાગ્યશાળી થયો હતો. લાહીરી મહાશયે મારા એક મરેલા મિત્રને સજીવન કર્યો હતો.

મારી બાજુમાં બેઠેલા કેટલાક જુવાન કિશોરોની રસવૃત્તિ જાગૃત થઈ. મારામાં પણ એટલું છોકરવાદપણું તો હતું જ કે આવી વાતમાં મને ખૂબ મજા આવતી. તે તેમાં આવતા તત્ત્વજ્ઞાન માટે જ નહીં પણ શ્રી યુક્તેશ્વરજીએ પોતાના ગુરુ સાથે રહીને અનુભવેલા અદ્‌ભુત બનાવોની તેમણે કહેલી ગમે તે વાતમાં મને રસ પડતો હતો તેથી.

ગુરુજીએ શરૂઆત કરી : 'મારો મિત્ર રામ અને હું પરમ મિત્રો હતા. કેમ કે તે સ્વભાવે શરમાળ અને એકાંતપ્રિય હતો તેથી તે અમારા ગુરુ લાહીરી મહાશયને માત્ર મધ્યરાત્રિ અને પરોઢિયાના કલાકો દરમિયાન જ મળવા જવાનું પસંદ કરતો. એ વખતે દિવસનાં શિષ્યોનું ટોળું ગેરહાજર રહેતું. રામનો હું ગાઢ મિત્ર હોવાથી તેણે તેના ઊંડા આધ્યાત્મિક અનુભવો મારા વિશ્વાસે મૂક્યા હતા (કહ્યા હતા) તેની આદર્શ મૈત્રી મને પ્રેરણારૂપ નીવડી હતી.' મારા ગુરુનું મુખારવિંદ સ્મૃતિઓથી જરા કોમળ થયું.

'રામ એકાએક આકરી કસોટીએ ચડ્યો.' શ્રી યુક્તેશ્વરે આગળ ચલાવ્યું, 'એકાએક એને એશિયાટિક કોલેરા થઈ આવ્યો. ગંભીર માંદગી વખતે વૈદ્યકીય સેવા લેવાનો અમારા ગુરુએ કદી વાંધો ઉઠાવ્યો નથી. તેથી અમે બે નિષ્ણાતોને બોલાવ્યા. પટકાયેલા રોગીની સારવાર કરવાના વ્યાકુળ પ્રયત્નો દરમિયાન હું લાહીરી મહાશયની મદદ માટે ગંભીર પ્રાર્થના કરી રહ્યો હતો. દોડતો દોડતો હું તેમને ઘેર ગયો અને ડૂસકાં ભરતાં બધી વાત કરી.

'દાક્તરો રામને જોઈ રહ્યા છે. તે સારો થશે.' મારા ગુરુ આનંદથી હસ્યા.

હું હળવે હૈયે પાછો ફર્યો અને મિત્રને બિછાને આવીને ઊભો પણ એની છેલ્લી ઘડીઓ ગણાતી હતી.

એક તબીબે નિરાશાસૂચક ઈશારાથી મને કહ્યું, 'આ એક કે બે કલાક કરતાં વધારે કાઢશે નહિ.' હું ફરીથી લાહીરી મહાશય પાસે દોડતો ગયો.

'તબીબો સહૃદયી સજ્જનો છે. હું ખાતરીપૂર્વક કહું છું કે રામ સારો થશે.' ગુરુએ આનંદથી મને રજા આપી.

'રામને છોડીને બંને તબીબો ચાલ્યા ગયા હતા. એક તબીબે મારે માટે ચિઠ્ઠી મૂકી હતી.

'અમે અમારાથી બનતું કર્યું છે. આ કેસ નિરાશાજનક છે.'

મારો મિત્ર ખરેખર છેલ્લી સ્થિતિએ હતો. લાહીરી મહાશયના શબ્દો કેમ સાચા પડતા નથી તે હું સમજી શકતો નહોતો. રામનું ઝડપથી ઓસરતું જતું ચૈતન્ય મારી મનોવેદનાને સૂચવી રહ્યું હતું કે 'હવે બધું ખલાસ થયું છે.' શ્રદ્ધા અને ભયસૂચક શંકાના વમળમાં ગોથાં ખાતો હું મિત્રની મારાથી બને એટલી સારવાર કરી રહ્યો હતો. એટલામાં એ પોતે જ બેઠો થયો અને બોલી ઊઠ્યો :

"'યુક્તેશ્વર ગુરુજી પાસે દોડી જા. અને તેમને કહે કે 'હું હવે ગયો જ છું. મારા શરીરની છેલ્લી વિધિ થાય તે પહેલાં એને આશીર્વાદ આપજો.' આ શબ્દોની સાથે જ રામે પડતું મૂક્યું અને દેહ છોડ્યો.

તેના સુંદર દેહની બાજુમાં બેસીને હું કલાક સુધી રડ્યો. શાંતિને જ હમેશાં શોધનારો મૃત્યુની ગાઢ શાંતિમાં લીન થયો. બીજો એક શિષ્ય આવ્યો. હું પાછો ફરું ત્યાં સુધી તેને ઘરમાં જ રહેવાનું કહી વ્યગ્ર ચિત્તે હું ફરી પાછો ગુરુ પાસે ગયો.

"'હવે રામને કેમ છે ?' લાહીરી મહાશયનો ચહેરો હાસ્યથી પ્રફુલ્લ હતો.

"'ગુરુજી, તે કેવો છે તે તમે હમણાં જ જોશો.' આવેશમાં આવી જઈ મેં ભરડી માર્યું. 'થોડા જ કલાકમાં તમે એના શરીરને સ્મશાનઘાટ પર લઈ જતા જોશો.' હું ભાંગી પડ્યો અને મેં મોટેથી રડી દીધું.

"'યુક્તેશ્વર, સંયમ રાખ, શાંત બેસ અને ધ્યાન કર.' આટલું કહીને મારા ગુરુ સમાધિમાં ઊતરી ગયા. નમતા બપોર અને આખી રાત્રિ સમાધિમાં વીતી ગયાં. આંતરિક સ્વસ્થતા મેળવવા મેં ખૂબ નિષ્ફળ ફાંફાં માર્યાં.

"'પરોઢિયે લાહીરી મહાશયે મારી સામે દિલસોજીથી જોયું. 'હું જોઉં છું કે તું હજી વ્યાકુળ છે. ગઈ કાલે તેં મને કેમ ખુલાસો નહોતો કર્યો કે દવાના રૂપમાં પ્રતીક તરીકે રામને કાંઈક પદાર્થ મારે આપવો એવી તું અપેક્ષા રાખે છે ?' ગુરુજીએ કાચા દિવેલથી ભરેલા પ્યાલા ઘાટના દીવા તરફ નિર્દેશ કરી કહ્યું, 'આ દીવામાંથી નાની શીશી ભરીને લઈ જા અને રામના મોઢામાં સાત ટીપાં નાખજે.'

મેં સમજણ પાડતાં કહ્યું, 'ગુરુજી, ગઈ કાલે બપોરથી જ એ મરણ પામ્યો છે. હવે આ દિવેલનો શો ઉપયોગ ?'

"'કાંઈ હરકત નહીં, હું કહું છું એમ કર,' લાહીરી મહાશયનો ખુશાલ મિજાજ અકળ હતો. વિયોગની મારી વેદના ચાલુ જ હતી. થોડુંક દિવેલ રેડી હું રામને ઘેર ગયો.

મારા મિત્રનું મૃત્યુગ્રસ્ત શરીર કડક થયેલું જણાયું. એની ભયંકર સ્થિતિ તરફ દુર્લક્ષ કરીને જમણા હાથની તર્જનીથી એના હોઠ ઉઘાડી ડાબા હાથ અને બૂચની મદદથી એની બિડાયેલી દંતાવલિ ઉપર ટીપુંટીપું દિવેલ મૂકવા માંડ્યું.

એના ઠંડા હોઠ ઉપર સાતમું ટીપું પડતાં જ રામને ખૂબ ધ્રુજારી આવી. પગથી માથા સુધી એના સ્નાયુઓ હાલી ઊઠ્યા અને તાજુબી અનુભવતો એ બેઠો થયો.

'દાક્તરો રામને જોઈ રહ્યા છે. તે સારો થશે.' મારા ગુરુ આનંદથી હસ્યા.

હું હળવે હૈયે પાછો ફર્યો અને મિત્રને બિછાને આવીને ઊભો પણ એની છેલ્લી ઘડીઓ ગણાતી હતી.

એક તબીબે નિરાશાસૂચક ઈશારાથી મને કહ્યું, 'આ એક કે બે કલાક કરતાં વધારે કાઢશે નહિ.' હું ફરીથી લાહીરી મહાશય પાસે દોડતો ગયો.

'તબીબો સહૃદયી સજ્જનો છે. હું ખાતરીપૂર્વક કહું છું કે રામ સારો થશે.' ગુરુએ આનંદથી મને રજા આપી.

'રામને છોડીને બંને તબીબો ચાલ્યા ગયા હતા. એક તબીબે મારે માટે ચિઠ્ઠી મૂકી હતી.

'અમે અમારાથી બનતું કર્યું છે. આ કેસ નિરાશાજનક છે.'

મારો મિત્ર ખરેખર છેલ્લી સ્થિતિએ હતો. લાહીરી મહાશયના શબ્દો કેમ સાચા પડતા નથી તે હું સમજી શકતો નહોતો. રામનું ઝડપથી ઓસરતું જતું ચૈતન્ય મારી મનોવેદનાને સૂચવી રહ્યું હતું કે 'હવે બધું ખલાસ થયું છે.' શ્રદ્ધા અને ભયસૂચક શંકાના વમળમાં ગોથાં ખાતો હું મિત્રની મારાથી બને એટલી સારવાર કરી રહ્યો હતો. એટલામાં એ પોતે જ બેઠો થયો અને બોલી ઊઠ્યો :

"'યુક્તેશ્વર ગુરુજી પાસે દોડી જા. અને તેમને કહે કે 'હું હવે ગયો જ છું. મારા શરીરની છેલ્લી વિધિ થાય તે પહેલાં એને આશીર્વાદ આપજો.' આ શબ્દોની સાથે જ રામે પડતું મૂક્યું અને દેહ છોડ્યો.

તેના સુંદર દેહની બાજુમાં બેસીને હું કલાક સુધી રડ્યો. શાંતિને જ હમેશાં શોધનારો મૃત્યુની ગાઢ શાંતિમાં લીન થયો. બીજો એક શિષ્ય આવ્યો. હું પાછો ફરું ત્યાં સુધી તેને ઘરમાં જ રહેવાનું કહી વ્યગ્ર ચિત્તે હું ફરી પાછો ગુરુ પાસે ગયો.

" ' હવે રામને કેમ છે ? ' લાહીરી મહાશયનો ચહેરો હાસ્યથી પ્રફુલ્લ હતો.

" ' ગુરુજી, તે કેવો છે તે તમે હમણાં જ જોશો.' આવેશમાં આવી જઈ મેં ભરડી માર્યું. ' થોડા જ કલાકમાં તમે એના શરીરને સ્મશાનઘાટ પર લઈ જતા જોશો.' હું ભાંગી પડ્યો અને મેં મોટેથી રડી દીધું.

" ' યુક્તેશ્વર, સંયમ રાખ, શાંત બેસ અને ધ્યાન કર.' આટલું કહીને મારા ગુરુ સમાધિમાં ઊતરી ગયા. નમતા બપોર અને આખી રાત્રિ સમાધિમાં વીતી ગયાં. આંતરિક સ્વસ્થતા મેળવવા મેં ખૂબ નિષ્ફળ ફાંફાં માર્યાં.

" ' પરોઢિયે લાહીરી મહાશયે મારી સામે દિલસોજીથી જોયું. ' હું જોઉં છું કે તું હજી વ્યાકુળ છે. ગઈ કાલે તેં મને કેમ ખુલાસો નહોતો કર્યો કે દવાના રૂપમાં પ્રતીક તરીકે રામને કાંઈક પદાર્થ મારે આપવો એવી તું અપેક્ષા રાખે છે ? ' ગુરુજીએ કાચા દિવેલથી ભરેલા પ્યાલા ઘાટના દીવા તરફ નિર્દેશ કરી કહ્યું, ' આ દીવામાંથી નાની શીશી ભરીને લઈ જા અને રામના મોઢામાં સાત ટીપાં નાખજે.'

મેં સમજણ પાડતાં કહ્યું, ' ગુરુજી, ગઈ કાલે બપોરથી જ એ મરણ પામ્યો છે. હવે આ દિવેલનો શો ઉપયોગ ? '

" ' કાંઈ હરકત નહીં, હું કહું છું એમ કર, ' લાહીરી મહાશયનો ખુશાલ મિજાજ અકળ હતો. વિયોગની મારી વેદના ચાલુ જ હતી. થોડુંક દિવેલ રેડી હું રામને ઘેર ગયો.

મારા મિત્રનું મૃત્યુગ્રસ્ત શરીર કડક થયેલું જણાયું. એની ભયંકર સ્થિતિ તરફ દુર્લક્ષ કરીને જમણા હાથની તર્જનીથી એના હોઠ ઉઘાડી ડાબા હાથ અને બૂચની મદદથી એની બિડાયેલી દંતાવલિ ઉપર ટીપુંટીપું દિવેલ મૂકવા માંડ્યું.

એના ઠંડા હોઠ ઉપર સાતમું ટીપું પડતાં જ રામને ખૂબ ધ્રુજારી આવી. પગથી માથા સુધી એના સ્નાયુઓ હાલી ઊઠ્યા અને તાજુબી અનુભવતો એ બેઠો થયો.

એ બોલી ઊઠ્યો : 'ઝળહળતા પ્રકાશમાં મેં લાહીરી મહાશયનાં દર્શન કર્યાં. તેઓ સૂર્ય માફક પ્રકાશતા હતા. 'ઊઠ, નિદ્રાનો ત્યાગ કર.' તેમણે આજ્ઞા કરી, 'યુકતેશ્વરની સાથે મારી પાસે આવ.'

પછી જ્યારે રામે જાતે જ કપડાં પહેર્યાં અને આવી મરણતોલ માંદગી પછી ગુરુના ઘર સુધી ચાલતા આવવા જેટલી તાકાત બતાવી તે જોઈને તો હું ડઘાઈ જ ગયો. ત્યાં તેણે લાહીરી મહાશય સમક્ષ આંખમાં આભારનાં આંસુઓ સાથે દંડવત્ પ્રણામ કર્યા.

ગુરુની ખુશાલીનો પાર ન રહ્યો. મારી તરફ જોઈને તેમણે ટોળમાં નેત્રપલ્લવી કરી.

'યુકતેશ્વર,' તેમણે કહ્યું, 'હવે પછી તારી સાથે દિવેલની શીશી રાખવાનું કદી ભૂલીશ નહિ. જ્યારે પણ તું કોઈ લાશ જુએ ત્યારે આ દિવેલનો પ્રયોગ અજમાવજે. ખરેખર, આનાં સાત ટીપાં તેલ યમની શક્તિને હણી નાખશે.'

'ગુરુજી, આપ મારી મશ્કરી કરો છો. હું હજી સમજી શકતો નથી. કૃપા કરીને મારી ભૂલ બતાવશો.'

"'મેં બે વખત તને કહ્યું હતું કે રામ સારો થશે. તે છતાં તું મારામાં સંપૂર્ણ શ્રદ્ધા મૂકી શક્યો નહીં,' લાહીરી મહાશયે ખુલાસો કર્યો, 'તબીબો એને સારો કરશે એવી મારી મતલબ નહોતી. પણ તેઓ સારવાર કરે છે એટલું જ મેં કહ્યું હતું. આ બન્ને વિધાનોમાં કાર્યકરણનો કાંઈ જ સંબંધ નહોતો. તબીબોની વચ્ચે હું કાંઈ ગડબડ કરવા નહોતો માગતો. તેમને પણ જીવવું છે.' આનંદભર્યા અવાજથી મારા ગુરુએ આગળ ચલાવ્યું. 'હમેશાં યાદ રાખ કે તબીબ હોય કે ન હોય અનંત શક્તિવાળા પરમાત્મા કોઈને પણ રોગમુક્ત કરી શકે છે.'

"'હું મારી ભૂલ જોઈ શકું છું.' પશ્ચાત્તાપ સાથે મેં સ્વીકાર્યું. 'હવે મને સમજાયું કે આપનો એક સાદો શબ્દ આખા વિશ્વને બંધનકારક છે.'

જ્યારે શ્રી યુક્તેશ્વરે પોતાની આ કલ્પનાતીત વાત પૂરી કરી ત્યારે મંત્રમુગ્ધ થયેલા એક શ્રોતાએ એક એવો સવાલ પૂછવાની હિંમત કરી કે જે એક કિશોર તરફથી આવ્યો હોવાને લીધે વિશેષ ધ્યાન આપવાલાયક છે.

'ગુરુજી.' તેણે પૂછ્યું. 'આપના ગુરુએ એ દિવેલનો ઉપયોગ જ શા સારુ કર્યો ?'

'બેટા, દિવેલ જ આપવાનો કાંઈ ખાસ અર્થ ન હતો, સિવાય કે દવાના રૂપમાં કંઈક પદાર્થ અપાય એવી મારી અપેક્ષા હતી. અને લાહીરી મહાશયે મારા દિલમાં શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે મૂર્ત પદાર્થના પ્રતીક તરીકે દિવેલની જ પસંદગી કરી. ગુરુજીએ રામને મરવા દીધો કેમ કે મારી શ્રદ્ધા અધકચરી હતી. દિવ્ય ગુરુ જાણતા હતા કે જ્યારે તેમણે એક વખત કહી દીધું કે શિષ્ય સાજો થવાનો છે ત્યારે રોગ જવો જ જોઈએ. મરણ એ છેવટનો રોગ છે. પછી રામને ખુદ મૃત્યુના મુખમાંથી ઉગારવાનો હોય તોપણ.'

શ્રી યુક્તેશ્વરે બીજા સૌને રજા આપી અને મને ઇશારો કરીને તેમની બાજુના ઊનના આસન ઉપર બેસવા કહ્યું.

'યોગાનંદ,' અતિશય ગંભીર થઈને તેમણે કહ્યું. 'તું જન્મથી જ લાહીરી મહાશયના પટ્ટશિષ્યો સાથે વીંટળાયેલો રહ્યો છે. એ મહાન સંતે પોતાનું દિવ્ય જીવન લગભગ એકાંત દશામાં જ વિતાવ્યું છે. એમના ઉપદેશોની આસપાસ કોઈ સંસ્થા રચી પ્રચાર કરવાની એમના અનુયાયીઓને એમણે સખત મના કરી છે તેમ છતાં તેમણે એક મહામૂલી આગાહી કરી છે.'

તેમણે કહ્યું, 'મારા દેહાંત પછી લગભગ પચાસ વર્ષે પશ્ચિમની પ્રજાઓમાં જે ઊંડો રસ જાગશે તેને લીધે મારું જીવન-ચરિત્र

લખાશે. યોગનો આ સંદેશો આખા જગતને આવરી લેશે અને એક ઈશ્વરત્વના સીધા સાક્ષાત્કારમાંથી ઉત્પન્ન થતા વિશ્વબંધુત્વને સ્થાપવામાં મદદ કરશે.' મનુષ્યજાતિના પરમાત્માના સીધા સાક્ષાત્કારને આધારે રચાયેલું ઐક્ય.

શ્રી યુક્તેશ્વર આગળ બોલતા રહ્યા. 'મારા બેટા યોગાનંદ, આ સંદેશો ફેલાવવામાં અને આ પવિત્ર પુરુષનું જીવનચરિત્ર લખવામાં તારે તારો ભાગ ભજવવાનો છે.'

લાહીરી મહાશયના સને ૧૮૯૫માં થયેલા દેહાંતને સને ૧૯૪૫માં પચાસ વર્ષ પૂરાં થાય છે. આ પુસ્તક પણ એ જ વર્ષમાં પૂરું થાય છે. યોગાનુયોગે સને ૧૯૪૫ના વર્ષમાં એક નવો યુગ—ક્રાંતિકારી અણુશક્તિઓના પ્રાદુર્ભાવનો યુગ—પણ શરૂ થાય છે. બનાવોની આવી સંકલનાથી હું ઘણો પ્રભાવિત થયો છું. પહેલાં કદી ન બન્યું હોય એવી રીતે દુનિયાના બધા વિચારવંત પુરુષો શાંતિ અને બંધુત્વના અગત્યના પ્રશ્નો ઉપર ધ્યાન આપતા થયા છે. નહિ તો કદાચ ભૌતિક બળના સતત ઉપયોગથી આખી માનવજાત અને સાથેસાથે તેના પ્રશ્નોનો પણ નાશ થાય.

જો કે આખી માનવજાત અને તેણે કરેલી સર્વ પ્રગતિ કાળબળથી અથવા અણુશક્તિથી ભલે સમૂળી નાશ પામી જાય તોપણ સૂર્ય પોતાનો રાહ છોડવાનો નથી કે તારાઓ પોતાના માર્ગથી વિચલિત થવાના નથી. જો વિશ્વનો કાયદો સ્થગિત થવાનો કે ફરવાનો નથી તો પછી માણસે પણ પોતાના સૂરને વિશ્વના સૂર સાથે એક કરવો જોઈએ. જો આખું બ્રહ્માંડ જ બળનું વિરોધી હોય, જો સૂર્ય પણ ગ્રહો સાથે ઝઘડતો ન હોય અને તારાઓને પ્રકાશિત કરવા પોતે વખતસર અસ્ત થતો હોય તો પછી માણસની ઉગામેલી મુક્કી શા કામની? શું એનાથી કદી શાંતિ સ્થપાવાની છે? વિશ્વના તારો ભલી ભાવનાઓથી જ અને નહિ કે ક્રૂરતાથી સંધાવાના છે. શાંતિમાં વિહાર કરતી માનવજાતિ જ વિજયનાં અનંત ફળો ભોગવી શકશે. રક્તથી છંટાયેલી ભૂમિ ઉપરનાં ફળો કરતાં આનો સ્વાદ મધુરતર હશે.

રાષ્ટ્રસંઘ પોતે અસરકારક થવા માગતો હશે તો પ્રથમ એણે માનવી અંતઃકરણોની નૈસર્ગિક અને અનામી એકતા સાધવી પડશે. દુન્યવી દુઃખોના નિવારણ માટે જે વિશાળ સમભાવ અને પ્રજ્ઞા – આંતરિક ભેદભાવ સમજવાની બુદ્ધિ જોઈએ તે મનુષ્યની વિવિધતાઓના બૌદ્ધિક ઉકેલમાં મળવાનાં નથી, પણ મનુષ્યના એકત્વ-ઈશ્વરની સાથેના અદ્વૈતના જ્ઞાનમાંથી જ મળવાનાં છે જગતના ઉચ્ચતમ આદર્શની સફળતા પ્રત્યે — બંધુત્વ મારફત શાંતિની સિદ્ધિ માટે યોગ – ઈશ્વરની સાથેના વ્યક્તિગત સંયોગ–નું શાસ્ત્ર વખતસર સર્વ દેશોમાં અને સર્વ માણસોમાં પ્રસરો.

જો કે હિંદની સંસ્કૃતિ બીજા સર્વથી પ્રાચીન છે, છતાં થોડા જ ઇતિહાસકારોએ એની નોંધ લીધી છે કે રાષ્ટ્રીય અસ્તિત્વના સાતત્યનું આ પરાક્રમ કોઈ અકસ્માતનું પરિણામ નથી પણ દરેક યુગના શ્રેષ્ઠ પુરુષો દ્વારા હિંદે સનાતન સત્યોની શોધમાં જે ભક્તિ બતાવી છે તેનું જ આ સીધું પરિણામ છે અસ્તિત્વના સાતત્યથી જ – યુગો દરમિયાનની અપરિવર્તનશીલતાથી જ (કેટલા યુગો વીત્યા એ કયો ઇતિહાસકાર કહી શકે ?) હિંદે કોઈ પણ પ્રજા આપે એના કરતાં કાળના પડકારને સૌથી ઉત્તમ જવાબ આપ્યો છે.

બાઈબલની પેલી વાર્તા[૧૬૧૦૨] અબ્રાહમે પ્રભુને આજીજી કરતાં માગી લીધેલું કે સોડોમ શહેરમાં જો દશ ધાર્મિક માણસો મળી આવે તો તેનો નાશ કરવો નહીં અને પ્રભુએ જવાબ આપેલો, 'આ દશ માણસોને ખાતર હું એ શહેરનો નાશ નહિ કરું'— આ કથા નવો અર્થ સૂચવે છે કેમ કે બેબિલોન, ઇજિપ્ત અને બીજી સબલ પ્રજાઓ યુદ્ધમાં ચતુર એવી સમર્થ પ્રજાના સમ્રાટો હવે ચાલ્યા ગયા છે અને જે એક વખત હિંદની સમકાલીન હતી તેમનું વિસ્મરણ થયું છે તેમાંથી હિંદ ઊગરી ગયું છે. પ્રભુનો ઉપલો પ્રત્યુત્તર સ્પષ્ટ બતાવે છે કે પ્રજા તેનાં ભૌતિક પરાક્રમોથી નહીં પણ તેના ઉત્તમ પુરુષોથી જ જીવંત રહે છે.

જેનું પ્રથમ અર્ધશતક પૂરું થાય તે પહેલાં દુનિયા બબ્બે વખત રક્તરંગથી રંગાઈ ગઈ હોય એવી વીસમી સદીમાં જ આ દિવ્ય નાદ ગાજતો થવા દો — જે કોઈ પ્રજા નિષ્પક્ષ ન્યાયાધીશની નજરમાં મોટા ગણાય એવા દશ માણસો પણ ઉત્પન્ન કરી શકતી હોય તેનો કદી નાશ ન હો. આવી જ માન્યતાઓને લીધે કાળની હજારો છેતરપિંડી સામે હિંદ માથું ઊંચું રાખીને ઊભું છે. સૈકે સૈકે આત્મદર્શી પુરુષોએ આ ભૂમિને પાવન કરી છે. લાહીરી મહાશય અને તેમના શિષ્ય શ્રી યુક્તેશ્વરજી જેવા આધુનિક ઈસુ ખ્રિસ્ત સરખા ઋષિઓ ગર્જના કરીને કહે છે કે યોગનું જ્ઞાન અને ઈશ્વરને જાણવાનું વિજ્ઞાન માણસના સુખ માટે અને પ્રજાના દીર્ઘ જીવન માટે અતિ આવશ્યક છે.

લાહીરી મહાશયના જીવન સંબંધી અને તેમના વિશ્વવ્યાપી ઉપદેશ સંબંધી બહુ જ થોડી હકીકતો લેખબદ્ધ થઈ છે.[૧૬૨] ત્રણ દાયકા દરમિયાન હિંદ, અમેરિકા અને યુરોપમાં મુક્તિદાતા યોગના તેમના સંદેશથી ઊંડો અને અંતઃકરણપૂર્વકનો રસ જાગ્રત થયો છે એવું મેં જોયું છે. જેવી એમણે આગાહી કરી હતી, એવા ગુરુજીના લિખિત જીવનવૃત્તાંતની હવે જરૂર છે.

પ્રાચીન વંશના પવિત્ર બ્રાહ્મણ કુટુંબમાં લાહીરી મહાશયનો જન્મ ઈ. સ. ૧૮૨૮ના સપ્ટેમ્બર માસની ૩૦મી તારીખે થયો હતો. બંગાળમાં આવેલા કૃષ્ણાગર નજીક નદીઆ જિલ્લામાં આવેલું ઘુરણી ગામ એ તેમનું જન્મસ્થાન હતું. એ ગામના આગેવાન ગૌરમોહન લાહીરીની બીજી વારની પત્ની શ્રીમતી મુક્તાકાશીના તેઓ એકના એક પુત્ર હતા. (એમની પ્રથમ વારની પત્ની ત્રણ છોકરાં છોડીને યાત્રા દરમિયાન મરણ પામી હતી) એમની માતા મુક્તાકાશી એમના બાળપણ દરમિયાન ગુજરી ગયેલાં. શાસ્ત્રોમાં ‘યોગીરાજ’ તરીકે ઓળખાતા શિવજીનાં તેઓ પરમ ભક્ત હતાં. એ ખુલ્લા સત્ય સિવાય એમની બાબતમાં વિશેષ જાણવા મળ્યું નથી.

એ કિશોર જેનું પૂરું નામ શ્યામચરણ લાહીરી હતું તેણે પોતાનું બાળપણ ધુરણીના તેમના પિતૃવ્ય ઘરમાં જ વિતાવ્યું હતું. ત્રણ કે ચાર વરસની નાની ઉમરથી જ તેઓ નદીના રેતીના પટમાં યોગાસન વાળી ધ્યાનમાં બેસતા. અને માથાના ભાગ સિવાય બધું અંગ રેતીમાં ઢંકાયેલું રાખતા.

ઈ. સ ૧૮૩૩ના શિયાળાની ઋતુમાં પાસે આવેલી જાલંગી નદીએ પોતાનું વહેણ બદલતાં અને ગંગા સાથે ઊંડાણમાં અદશ્ય થતાં (મળી જતાં) લાહીરી મહાશયની બધી જમીન ધોવાઈ ગઈ (નાશ પામી). જે શિવજીનું મંદિર લાહીરીના પૂર્વજોએ બંધાવેલું તે પણ ઘર સાથે નદીમાં તણાઈ ગયું હતું. કોઈ ભક્તે શિવજીની પાષાણમૂર્તિ નદીના ઊછળતા પાણીમાંથી બચાવેલી અને તેની પ્રાણપ્રતિષ્ઠા નવા મંદિરમાં કરવામાં આવેલી. ધુરણીના શિવમંદિર તરીકે ઓળખાતું આ મંદિર આજે પણ ત્યાં ઊભું છે.

ગૌરમોહન લાહીરી અને તેના કુટુંબે ધુરણી છોડીને બનારસમાં વાસ કર્યો. ત્યારે એમના પિતાએ તરત જ એક શિવમંદિર બંધાવ્યું હતું. એમણે ઘરનો કારભાર વૈદિક પદ્ધતિ પ્રમાણે ચલાવવા માંડયો. એમને ત્યાં પૂજા નિયમિત થતી તથા દાનધર્મ, અતિથિ-સત્કાર અને શાસ્ત્રાધ્યયન પણ વખતસર આટોપાતાં. ન્યાયી અને ખુલ્લા દિલવાળા એ ગૃહસ્થે એમ છતાં આધુનિક વિચારસરણીનાં ઉપયોગી તત્ત્વોને તરછોડયાં નહોતાં.

કિશોર લાહીરીએ બનારસના અધ્યયનક્રમોમાં હિંદી અને ઉર્દૂના વિષયો લીધા હતા. જયનારાયણ ઘોષાલે શરૂ કરેલી શાળામાં એમણે સંસ્કૃત, બંગાળી, ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષાઓનું જ્ઞાન મેળવ્યું. વેદોનું ઊંડું અધ્યયન ચાલતું હતું ત્યારે નાગભટ્ટ જેવા મરાઠી પંડિત સમેત વિદ્વાન બ્રાહ્મણોની ચર્ચા આ તરુણ યોગી ધ્યાનપૂર્વક સાંભળતા.

શ્યામચરણ એક માયાળુ, નમ્ર અને હિંમતવાન યુવક હોઈ સાથીઓના પ્રીતિપાત્ર હતા. સમતોલ, ચપળ અને ખડતલ શરીર-

વાળા લાહીરી તરવાની કળા અને બીજા ઘણા શારીરિક વ્યાયામમાં કુશળ હતા.

શ્યામચરણનું લગ્ન દેવનારાયણ સન્યાલનાં દીકરી કાશીમણિ સાથે સને ૧૮૪૬માં થયું હતું. શ્રીમતી કાશીમણિએ એક આદર્શ આર્યપત્ની તરીકે કુટુંબની બધી ફરજો ઉઠાવી લીધેલી, તથા અતિથિ અને ગરીબોની સેવા કરવાની પરંપરા બરાબર જાળવી રાખેલી. તેમણે ટીનકૌરી અને ડયુકૌરી નામના બે સંતપુત્રો અને બે પુત્રી-ઓની આ લગ્ન મારફતે સંસારને ભેટ આપેલી. તેવીસ વર્ષની વયે સને ૧૮૫૧માં લાહીરી મહાશયે બ્રિટિશ સરકારના મિલિટરી એન્જિનિયરીંગ ખાતામાં હિસાબનીશની જગ્યા સ્વીકારેલી. તેમની નોકરી દરમિયાન તેમને ઘણી વખતે પગારવધારો મળ્યો હતો. આ રીતે તેઓ ઈશ્વરની દૃષ્ટિમાં જ ગુરુ હતા એમ નહિ પણ આ જગતમાં એક કચેરીના સામાન્ય કર્મચારી તરીકે આ નાના માનવનાટકમાં તેમને જે ભાગ ભજવવાનો હતો તેમાં પણ તેમણે સંપૂર્ણ સફળતા મેળવેલી.

લશ્કરી ખાતાએ જુદેજુદે વખતે લાહીરી મહાશયની બદલી પોતાના ગાઝીપુર, મીરજાંપુર, નૈનીતાલ, દાનાપુર અને બનારસનાં થાણાંઓમાં કરેલી. તેમના પિતાના મૃત્યુ પછી લાહીરી મહાશયને માથે કુટુંબની તમામ જવાબદારી સંભાળવાનું આવ્યું હતું એ માટે એમણે બનારસના શાંત ગરુડેશ્વર મહોલ્લામાં એક ઘર પણ ખરીદી લીધું હતું.

જીવનના જે આદર્શ માટે લાહીરી મહાશયને આ જગતમાં ફરી પાછો અવતાર લેવો પડચો હતો તે આદર્શ એમના જીવનના તેત્રીસ વરસની વયે સિદ્ધ થયો. હિમાલયના રાણીખેત પ્રદેશમાં એમને એમના મહાન ગુરુ બાબાજી મળ્યા અને તેમણે એમને ક્રિયાયોગની દીક્ષા આપી.

આ શુભ ઘટના માત્ર લાહીરી મહાશયને માટે જ બની હતી એવું નથી; આખી માનવજાત માટે આ એક ભાગ્યશાળી પળ

હતી. લુપ્ત થયેલી અથવા દીર્ઘકાળ પર્યંત ગુપ્ત રહેલી યોગની આ ઉચ્ચતમ કળા ફરી પાછી પ્રકાશમાં આવી.

પૌરાણિક કથા પ્રમાણે જેમ માતા ગંગાએ[૧૬૩] સ્વર્ગમાંથી પૃથ્વી પર ઊતરીને ભક્ત ભગીરથના તૃષાતુર મુખમાં પોતાનો દિવ્ય પ્રવાહ વહેવડાવ્યો તેવી જ રીતે સને ૧૮૬૧થી ક્રિયાયોગની સ્વર્ગીય નદી હિમાલયની ગુહ્ય ટેકરીઓ પરથી મનુષ્યની મેલી ઝૂંપડીઓ સુધી વહેવા લાગી છે.

## ૩૪

## સાંપ્રત હિન્દના ખ્રિસ્ત સમા યોગી બાબાજી

ઉત્તર હિમાલયના બદરીનાથ નજીકની ગિરિમાળા લાહીરીમહાશયના ગુરુ બાબાજીના પાદસંચારથી આજે પણ પાવન થઈ રહી છે. આ એકાંતવાસી મહાગુરુ સૈકાંઓથી નહિ પણ કદાચ યુગો થયાં સ્થૂળ દેહ ધારણ કરી રહ્યા છે. અમર બાબાજી અવતારી પુરુષ છે. અવતારનો અર્થ 'નીચે ઊતરવું તે' એવો થાય છે. ઉપસર્ગ 'અવ' એટલે નીચે અને 'તૃ' ધાતુનો અર્થ 'જવું' એવો થાય છે. હિન્દુ શાસ્ત્રો પ્રમાણે અવતાર એટલે ભૌતિક દેહમાં દિવ્યતાનો સંચાર.

'બાબાજીની આધ્યાત્મિક ભૂમિકા મનુષ્યબુદ્ધિથી પર છે.' શ્રી યુક્તેશ્વરે મને ખુલાસો કરતાં કહ્યું. 'મનુષ્યની ટૂંકી બુદ્ધિ પોતાના સર્વોત્કૃષ્ટ ગ્રહને પેલે પાર જોઈ શકતી નથી. અવતારના યોગૈશ્વર્યનો ખ્યાલ મેળવવા મનુષ્ય મિથ્યા પ્રયત્ન કરે છે એવો ખ્યાલ એને માટે અસંભવિત છે.'

ઉપનિષદોએ આધ્યાત્મિક પ્રગતિનું સૂક્ષ્મ વર્ગીકરણ કર્યું છે. સિદ્ધ (સંપૂર્ણ માનવપ્રાણી) આગળ જતાં જીવનમુક્ત (દેહ હોવા

છતાં મુક્ત ) બને છે અને ત્યાર પછી તે પરમ મુક્ત ( સંપૂર્ણ મુક્ત – મૃત્યુ ઉપર સંપૂર્ણ વિજય )ની અવસ્થામાં તે પ્રવેશ કરે છે; આ છેલ્લી અવસ્થાવાળો માનવી માયાના બંધનમાંથી છૂટી ગયેલો હોઈ જન્મમરણના ચક્રમાંથી પણ મુકત થઈ જાય છે; તેથી પરમ મુકત ભાગ્યે જ દેહ ધારણ કરે છે. અને જો કરે તો તે અવતાર હોઈ દિવ્ય ચેતનાની આજ્ઞા પ્રમાણે જગતની સર્વોત્તમ સેવા કરવાનું તેનું કાર્ય થઈ પડે છે.

અવતાર વિશ્વવ્યવસ્થાથી પર છે. પ્રકાશની પ્રતિમાસમું દશ્યમાન તેનું શુદ્ધ નિર્મળ શરીર માયાની સત્તાથી મુક્ત છે. સામાન્ય માનવીની દૃષ્ટિએ અવતારના સ્થૂલ દેહમાં કશું જ અસાધારણ ન દેખાતું હોય તોપણ કેટલેક પ્રસંગે નથી એ દેહનો પડછાયો પડતો કે નથી એનાં ભૂમિ પર પગલાં પડતાં. આ બંને બાહ્ય લક્ષણો આંતરિક અજ્ઞાન અને ભૌતિક આસક્તિના સંપૂર્ણ અભાવનાં પ્રતીક છે. આવો ખુદાનો બંદો જ જીવન અને મરણના પરસ્પર સંબંધોનું સાચું મૂલ્ય જાણે છે. ઉમર ખયામ, જેમને લોકોએ બરાબર ઓળખ્યા નથી, તેમણે પોતાના અમર કાવ્ય રૂબાયતમાં આવા પરમ મુક્ત પુરુષ માટે ગાયું છે :

આનંદ ચંદ્રી ચડી અટારી
નીચે નિહાળે મુજ શું નભેથી
અક્ષય્ય સ્વર્ગીય પરી ફરીથી
વિદાય હું લઈશ અહીંથી ધરાથી
પછીય કૈં કેટલી વાર પાછી
ચડી અટારી ફરી એ જ સ્વર્ગથી
તાકી રહેશે – વાંઝણી શૂન્ય ભર્ગથી.

ક્ષયરહિત આનંદનો ચંદ્ર તે જ પરમેશ્વર છે — તે જ શાશ્વત ધ્રુવ છે — તે જ સુસંવાદ છે. ફરી ફરી ઊગતો આકાશનો ચંદ્ર

એ બાહ્ય વિશ્વના નિયમને અધીન થઈ વારાફરતી અસ્ત અને ઉદય પામે છે. આત્મસાક્ષાત્કાર દ્વારા આ ઈશાની સંતને માયા અથવા પ્રકૃતિના ઉદ્યાનસરખી આ પૃથ્વી ઉપર જન્મમરણના ચક્ર-માંથી હંમેશની છુટ્ટી મળી છે. હવે ચંદ્ર તો અનેક વાર ઊગ્યા જ કરશે પણ મારું દર્શન નહિ થાય! શૂન્ય માટેની આશ્ચર્યચકિત વિશ્વની આ કેવી નિષ્ફળ શોધ!

ઈસુ ખ્રિસ્તે પોતાની મુક્તિનું વર્ણન બીજી રીતે કર્યું છે: 'અને એક પુરોહિત આવ્યો અને મને કહ્યું, 'ગુરુજી, તમે જ્યાં જ્યાં જશો ત્યાં તમારી પાછળ હું આવીશ.' અને જિસસે તેને જવાબ આપતાં કહ્યું કે શિયાળવાંને રહેવાને દર હોય છે અને હવાનાં પક્ષીઓને માળા હોય છે પણ મનુષ્યના પુત્રને માથું ટેક-વવા જેટલી જગ્યા પણ નથી.'[૧૬૩-૧]

સર્વવ્યાપક ખ્રિસ્તની પાછળ ખરેખર જવું એ શું શક્ય છે ખરું? વિશ્વભરના અનંત ચૈતન્યમાં સમાઈ જવું એવો શું એનો અર્થ નથી થતો?

કૃષ્ણ, રામ, બુદ્ધ અને પતંજલિ એ બધા પ્રાચીન ભારતના અવતારો હતા. દક્ષિણ ભારતના એક અવતાર અગસ્ત્ય ઋષિના સંબંધમાં તામિલ ભાષામાં ઘણું સાહિત્ય ઉપલબ્ધ છે. ઈસવી સનની શરૂઆતનાં આસપાસનાં સૈકાંઓમાં એમણે ઘણા ચમત્કારો સર્જ્યા હતા અને તેમણે પોતાનો સ્થૂળ દેહ આજ સુધી ટકાવી રાખ્યો છે એવી એમની ખ્યાતિ છે.

હિંદમાંના અવતારોને તેમની ખાસ કામગીરી અદા કરવામાં મદદ કરવી એ બાબાજીનું કાર્ય છે, આ રીતે શાસ્ત્રીય વર્ગીકરણ પ્રમાણે તેમને મહાવતાર (મહાન અવતાર) ગણી શકાય. તેમણે કહ્યું હતું કે હિંદના અદ્વિતીય તત્ત્વજ્ઞાની શંકરને તેમણે ક્રિયાયોગની દીક્ષા આપી હતી[૧૬૪] અને ત્યાર પછી મધ્યયુગના પ્રખ્યાત સંત

કબીરને આપી હતી, પણ આપણે જાણીએ છીએ તેમ લાહીરી મહાશય બાબાજીના ૧૯મી સદીના પટ્ટશિષ્ય હતા, જેમણે ક્રિયાયોગની લુપ્ત થતી કળાને પુનર્જીવન આપ્યું હતું.

અવતારી બાબાજી હંમેશાં ઈસુ ખ્રિસ્ત સાથે સંપર્કમાં રહે છે. તેઓ બન્ને મળીને મુક્તિ માટેના વિચારતરંગો વહેતા મૂકે છે અને આ યુગના ઉદ્ધાર માટેની આધ્યાત્મિક યોજનાઓ તૈયાર કરે છે. આ બન્ને પૂર્ણ આત્મદર્શી મહાત્માઓ – એક સદેહી અને બીજો વિદેહી–ભૌતિકવાદની ટોળાંશાહી બદીઓ, આત્મઘાતી યુદ્ધો, આંતરરાષ્ટ્રિય ઘર્ષણો અને ધાર્મિક પંથવાદોના ખંડન માટે પ્રજાઓને પ્રેરણા આપવાનું ભગીરથ કામ કરી રહ્યા છે. બાબાજી આધુનિક કાળના વલણ પ્રત્યે સંપૂર્ણ સજાગ છે. અને ખાસ કરીને પાશ્ચાત્ય સંસ્કૃતિની આંટીઘૂંટીઓ અને તેની બીજી પ્રજાઓ ઉપર પડતી અસરથી વાકેફ હોઈ, પૂર્વ અને પશ્ચિમ બન્ને ઠેકાણે એકસરખી રીતે યોગના આત્મમુક્તિના માર્ગોનો પ્રચાર કરવાની આવશ્યકતા ગણે છે.

બાબાજીના અસ્તિત્વ માટે ઐતિહાસિક પુરાવો નથી તેથી આપણે આશ્ચર્ય પામવાનું નથી. આ મહાગુરુ કોઈ પણ શતકમાં કોઈ પણ સ્થળે ખુલ્લી રીતે દેખાયા નથી. એમની યુગપ્રવર્તક યોજનાઓમાં જાહેરાતના ઊંધે રસ્તે દોરનારા અવકાશ જ નથી. મહા પ્રજાપતિ ( સૃષ્ટિના સરજનહાર )ની એકમાત્ર શાંત શક્તિની માફક બાબાજી પોતાનું કામ ગુપ્ત રીતે શાંતિથી કર્યે જાય છે.

ઈસુ ખ્રિસ્ત અને કૃષ્ણ જેવા મહાવતારો ચોક્કસ, નિર્દિષ્ટ અને પ્રદર્શક હેતુ માટે આવે છે અને તે સિદ્ધ થતાં ચાલ્યા જાય છે. બીજા અવતારો જેવા કે બાબાજી ઇતિહાસના કોઈ વિશિષ્ટ બનાવ માટે નહિ પણ મનુષ્યજાતને સૈકાઓ દરમિયાન ઉત્ક્રાંતિને ધીમે માર્ગે આગળ લઈ જવાનું કામ કરે છે. આવા ગુરુઓ જાહેર જનતાની સ્થૂલ દૃષ્ટિથી અલગ જ રહે છે અને ઇચ્છામાં

આવે ત્યારે તેઓ અદશ્ય થઈ જવાની શક્તિ પણ ધરાવે છે, આ કારણને લીધે તથા તેમના શિષ્યોને પોતાના સંબંધી મૌન જાળવવાની સૂચનાઓ આપેલી હોવાને લીધે આવી ઉચ્ચ કક્ષાના સંખ્યાબંધ આધ્યાત્મિક પુરુષો જગતથી અજાણ જ રહે છે. બાબાજી સંબંધમાં આ પાનાંઓમાં હું તેમના જીવન સંબંધી માત્ર અંગુલિનિર્દેશ જ કરું છું અને માત્ર થોડી જ હકીકતો આપું છું જે જાહેર જનતાને ઉપયોગી અને મદદરૂપ થઈ પડે એવી છે.

ઇતિહાસકારને ઉપયોગી થઈ શકે પણ બાબાજીને મર્યાદિત કરે એવી એમના કુટુંબની કે જન્મસ્થાનની કશી પણ હકીકત મળી શકી નથી. સામાન્ય રીતે તેમની ભાષા હિંદી છે પણ તેઓ કોઈ પણ ભાષામાં સહેલાઈથી વાતચીત કરી શકે છે. તેમણે બાબાજીનું સાદું નામ ( પૂજ્ય પિતા ) ધારણ કર્યું છે.[૧૬૫] લાહોરી મહાશયના શિષ્યોએ એમને આપેલાં બીજાં માનવાચક નામો ઘણાં છે. મહામુનિ બાબાજી મહારાજ ( સર્વ મૌનો સંત ), મહાયોગી ( યોગીઓમાં શ્રેષ્ઠ ), ત્ર્યંબક બાબા અને શિવબાબા ( શિવના અવતારોનાં નામ ) વગેરે. જે પૂર્ણ આત્મદર્શી અને મુક્ત છે તેનો પિતૃવંશ કયો છે તે જાણવાની જરૂર પણ શા માટે હોવી જોઈએ ?

લાહીરી મહાશયે એક વખત કહ્યું હતું : ' જે કોઈ માણસ ભક્તિભાવથી જ્યારે પણ બાબાજીનું નામ ઉચ્ચારશે ત્યારે તેને તત્કાળ દિવ્ય આશીર્વાદ મળશે.'[૧૬૬]

આ અમર ગુરુના દેહ ઉપર વયનાં કશાં જ ચિહ્નો જણાતાં નથી : પચીસ વર્ષના યુવાન કરતાં તેમનું વય વધારે દેખાતું નથી. ઘઉવર્ણા, મધ્યમ બાંધો અને તેટલી જ ઊંચાઈવાળા બાબાજીનો સુંદર અને મજબૂત દેહ દર્શનીય પ્રકાશનો પ્રવાહ છોડયા જ કરે છે. તેમનાં નેત્રો કાળાં, શાંત અને કોમળ છે. તેમના લાંબા ચકચકતા વાળ તામ્રવર્ણા છે. ખૂબીની વાત તો એ છે કે બાબાજીનું મુખારવિંદ તેમના શિષ્ય લાહીરી મહાશયને બહુ મળતું આવે છે. કેટલીક વખત આ તાદશતા એટલી બધી ઘેરી હોય છે કે પાછલી

પેલાએ પોતાની આંખો ઉઘાડી અને સર્વશક્તિમાન ગુરુ સમક્ષ નમ્રતાથી નમસ્કાર કર્યા.

"'હવે તું શિષ્યત્વને લાયક થયો ખરો !' બાબાજીએ પુનરુત્થાન પામેલા પોતાના શિષ્ય તરફ પ્રેમદૃષ્ટિ કરી. 'ઘણી મુશ્કેલ કસોટીમાંથી તું હિંમતભેર પાર ઊતર્યો ખરો.[૧૬૭] હવે મૃત્યુ તને સ્પર્શ કરી શકશે નહિ; હવે તું અમારા અમર ટોળામાંનો એક છે.' ત્યાર પછી તેમણે પ્રસ્થાન માટે પોતાના હંમેશના શબ્દો ઉચ્ચાર્યા : 'ડેરાડંડા ઉઠાઓ.' અને તેની સાથે આખી મંડળી જ પર્વત પરથી અદૃશ્ય થઈ ગઈ.

અવતારી પુરુષ સર્વવ્યાપક ચૈતન્યમાં જ વાસ કરે છે. તેને માટે દૂરના જેવું કાંઈ જ નથી. સૈકાંઓ સુધી પોતાનો ભૌતિક દેહ ટકાવી રાખવામાં બાબાજીનો એક જ હેતુ હોઈ શકે : માનવજાતને પોતાની શક્યતાઓનો પદાર્થપાઠ પ્રત્યક્ષ રીતે આપવાની ઇચ્છા. જો મનુષ્યને પોતાના ભૌતિક દેહમાં દિવ્ય ચેતનાની ઝાંખી થવાની કદી પણ આશા ન હોય તો પોતે મૃત્યુ ઉપર કદી પણ વિજય મેળવી શકવાનો નથી એવા માયાવી ભ્રમમાં એ અટવાયા જ કરશે.

જિસસ શરૂઆતથી જ પોતાના જીવનનો ક્રમ જાણતો જ હતો. એના જીવનનો પ્રત્યેક પ્રસંગ એને પોતાને માટે અથવા એના પૂર્વકર્મના ફળરૂપે નહોતો. પણ વિચારવંત મનુષ્યોના ઉત્કર્ષના એકમાત્ર હેતુ માટે જ હતો. બાઈબલના ચાર ઉપદેશકો — મેથ્યુ, માર્ક, લ્યુક, અને જહોન.—એમણે ભવિષ્યની પેઢીઓ માટે અમીટ રીતે એ પ્રસંગોને શબ્દબદ્ધ કર્યા છે.

બાબાજીને માટે ભૂત, ભવિષ્ય અને વર્તમાન જેવું કાંઈ છે જ નહિ. તેઓ શરૂઆતથી જ પોતાના જીવનનાં સઘળાં પાસાંઓથી વાકેફ છે, મનુષ્યના મર્યાદિત જ્ઞાનને અનુકૂળ રહીને જ એમણે જીવનનાં જે કાંઈ દિવ્ય કામો કર્યાં છે તે એક અથવા વધુ જણાની હાજરીમાં જ કર્યાં છે અને તેટલા જ માટે જ્યારે એમણે દેહના

અમરપણાની શકયતા જાહેર કરી ત્યારે લાહીરીમહાશયનો એક શિષ્ય ત્યાં હાજર હતો. તેને આવી વાતો સાંભળવાનો અધિકાર મળ્યો હતો. આ શબ્દો તેમણે રામગોપાળ મજમુદાર સમક્ષ ઉચ્ચાર્યા હતા, કે જેથી છેવટે બીજા મુમુક્ષોની જાણમાં આવે અને તેમને પ્રેરણા આપે. મહાપુરુષો મનુષ્યહિતના એકમાત્ર ઉદ્દેશથી જ કુદરતના સામાન્ય વહેવારમાં વાણી અને વર્તનથી દેખીતી રીતે એકસરખો ભાગ લે છે. જેમ ઈસુએ કહ્યું : 'પિતા....હું જાણું છું કે તું મને હંમેશાં સાંભળે છે, પણ મારી બાજુએ ઊભેલા લોકોની ખાતરી માટે મેં આ પ્રમાણે કહ્યું હતું કે જેથી તેઓ જાણે કે તેં મને અહીં મોકલ્યો છે.'

રણબાજપુરના રામગોપાળ ( નિદ્રારહિત સંત )ની[૧૬૮] સાથેની મારી મુલાકાત દરમ્યાન તેમણે બાબાજી સાથેના તેમના પ્રથમ મેળાપની અદ્દ્ભુત વાત મને કહી હતી.

રામગોપાળે મને કહ્યું : 'બનારસમાં લાહીરીમહાશયનાં દર્શન કરવા અને તેમને ચરણે બેસવા હું કેટલીક વખત મારી એકાંત ગુફામાંથી બહાર નીકળતો. એક મધરાતે તેઓ અને બીજા શિષ્યો સાથે હું ધ્યાનમાં બેઠો હતો ત્યારે ગુરુજીએ મને એક વિચિત્ર સૂચના કરી.'

તેમણે કહ્યું : 'રામગોપાળ, દશાશ્વમેધના સ્નાનઘાટ ઉપર હમણાં જ જા.'

હું તે જગ્યા ઉપર તરત જ પહોંચી ગયો. ચન્દ્રનો પ્રકાશ અને તારાઓના તેજથી રાત્રિ શોભતી હતી. ત્યાં શાંતિથી થોડો વખત મૌનમાં બેઠા પછી મારા પગ પાસેના એક પથ્થર તરફ મારું ધ્યાન ગયું. એ આસ્તેથી ઊંચકાયો અને મને એની અંદર ગુફા જેવું જણાયું, કોઈ અજબ કરામતથી તે પથ્થર સમતોલ ઊભો રહ્યો. એટલામાં એક યુવાન સુંદર સ્ત્રીનો વસ્ત્રાચ્છાદિત દેહ ગુફામાંથી બહાર હવામાં તરતો આવ્યો, આછા તેજથી વીંટળાયેલી તે સુંદરી મારી સામે જ

'મારા સહાધ્યાયીઓએ મને કહ્યું હતું કે આગલા દિવસની સાંજ પછી લાહીરીમહાશય પોતાના આસનથી ખસ્યા નથી.

'એક ચેલાએ મને કહ્યું : 'દશાશ્વમેધ ઘાટ પર જવા માટે તમે અહીંથી ગયા પછી અમરત્વ ઉપર એમણે બહુ જ સુન્દર પ્રવચન આપ્યું હતું. પહેલી જ વખતે મને શાસ્ત્રોના શબ્દોની સંપૂર્ણ ખાતરી થઈ કે આત્મદર્શી પુરુષ જુદેજુદે ઠેકાણે બે અથવા વધારે શરીરો ધારણ કરી હાજરી આપી શકે છે.'

રામગોપાળે ઉપસંહાર કરતાં કહ્યું : 'લાહીરીમહાશયે પાછળથી આ પૃથ્વી ઉપરની ગુપ્ત ઈશ્વરીય યોજના સંબંધી ઘણા આધિદૈવિક મુદ્દાઓના ખુલાસાઓ મને કર્યા હતા. વિશ્વચક્રની મુદત દરમિયાન બાબાજીએ દેહ ધારણ કરતા રહેવું એવી ઈશ્વરની ઇચ્છા છે. યુગો આવશે અને જશે અને છતાં સૈકાંઓનો નાટક, નિહાળતા અમર ગુરુજી[171] પૃથ્વીના તખતા ઉપર હાજર રહેશે.

## ૩૫

## હિમાલયમાં મહેલનું નિર્માણ થાય છે

'લાહીરીમહાશય સાથેની બાબાજીની પ્રથમ મુલાકાતની વાત અત્યંત પ્રભાવશાળી છે અને એમાંની થોડી એ મૃત્યુંજય અમર મહાગુરુના વિશાળ વ્યક્તિત્વની ઝીણવટભરી ઝાંખી કરાવનારી છે.'

આ શબ્દો સ્વામી કેવલાનંદે કહેલી ચમત્કૃતિપૂર્ણ રહસ્યકથાની પ્રસ્તાવનારૂપ હતા. પ્રથમ વાર જ્યારે એ કથા મેં તેમને મોઢેથી સાંભળેલી ત્યારે હું મંત્રમુગ્ધ બની ગયેલો. બીજા કેટલાય

પ્રસંગોએ મારા એ સાધુચરિત, નમ્ર સંસ્કૃત શિક્ષકને પટાવી પટાવીને તેમની પાસેથી વારંવાર એ કથાનો પુનરુચ્ચાર કરાવેલો. પાછળથી શ્રી યુક્તેશ્વરજી દ્વારા એને મેં લગભગ એ જ શબ્દોમાં સાંભળેલી. લાહીરીમહાશયના આ બન્ને શિષ્યોએ આ વિસ્મયકારક કથા તેમના ગુરુને મુખેથી સીધી જ સાંભળી હતી.

લાહીરીમહાશયે કહ્યું હતું : 'બાબાજી સાથેની મારી પ્રથમ મુલાકાત મારી તેત્રીસ વર્ષની વયે થયેલી. ઈ. સ. ૧૮૬૧ ની શરદઋતુમાં હું મિલિટરી એન્જિનીયરિંગ ખાતામાં સરકારી હિસાબનીશ તરીકે દાનાપુરમાં કામ કરતો હતો. એક દિવસે સવારે ઑફિસ મૅનેજરે મને બોલાવીને કહ્યું :

"'લાહીરી, આપણી મુખ્ય ઑફિસથી હમણાં જ તાર આવ્યો છે. તમારી બદલી રાણીખેત થઈ છે. ત્યાં હમણાં જ એક લશ્કરી થાણું[૧૭૨] સ્થાપવામાં આવ્યું છે.'

'એક નોકર સાથે હું પાંચસો માઈલની મુસાફરીએ નીકળી પડ્યો. ઘોડાની બગીમાં મુસાફરી કરતા હિમાલયના રાણીખેત થાણામાં[૧૭૩] અમે ત્રીસ દિવસે પહોંચ્યા.

'મારી ઑફિસનું કામકાજ બહુ ભારે નહોતું; એ ભવ્ય પર્વતમાળામાં ફરવાનો મને પુષ્કળ અવકાશ મળતો. મારા સાંભળવામાં આવ્યું હતું કે આ પ્રદેશ ઘણા લોકોત્તર સંતોથી પુનિત થયેલો છે. એમનાં દર્શન કરવાની મારા દિલમાં તીવ્ર ઉત્કંઠા જાગી. આવી એક રખડપટ્ટી દરમિયાન એક દિવસ પાછલે પહોરે મારા નામથી પોકાર પાડતો એક દૂરનો અવાજ સાંભળી હું ચોંકી ઊઠ્યો. પણ દ્રોણગિરિ પર્વત ઉપરનું મારું આરોહણ મેં જોરપૂર્વક ચાલુ રાખ્યું. આ જંગલ ઉપર અંધકાર ફરી વળે તે પહેલાં હું પાછો ન ફરું તો મારું શું થાય એ વિચારે મને જરા ચટપટી થઈ.

'છેવટે હું સપાટ પ્રદેશ પર આવી પહોંચ્યો, જેની બંને બાજુએ ગુફાઓ પથરાયેલી હતી. એક બાજુના ખડકવાળી કરાડ ઉપર એક

હસમુખો જુવાન માણસ સ્વાગત માટે હાથ લંબાવતો ઊભો હતો. આશ્ચર્ય સાથે મારા જોવામાં આવ્યું કે તેમના તામ્રવર્ણી વાળ સિવાય મારી સાથે તેમનું ઘણું સામ્ય હતું.

" ' લાહીરી,[૧૭૩.૧] આખરે તું આવ્યો !' તે સંતે પ્રીતિપૂર્વક હિન્દીમાં સંબોધન કર્યું. 'આ ગુફામાં વિશ્રામ લે. તને બોલાવનારો હું જ હતો.'

' એક નાની સ્વચ્છ ગુફામાં હું દાખલ થયો. ત્યાં બીજી ઘણી ઊની કામળીઓ અને થોડાંક કમંડલુઓ ( જળપાત્રો ) હતાં.

" ' લાહીરી, આ આસન તને યાદ છે ?' યોગીએ એક ખૂણામાં પડેલી ગડી વાળેલી કામળી તરફ અંગુલિનિર્દેશ કરતાં પૂછ્યું.

" ' ના, મહારાજ,' મારા આ સાહસની વિચિત્રતાથી કાંઈક સ્તબ્ધ થઈને મેં આગળ ચલાવ્યું. 'રાત પડે તે પહેલાં મારે નીકળવું જોઈએ. મારી ઑફિસમાં સવારે મારે કામ છે.'

' આ રહસ્યમય સંતે અંગ્રેજીમાં જવાબ આપ્યો.

' આ ઑફિસ તારે માટે અહીં લાવવામાં આવી છે અને નહીં કે ઑફિસ માટે તું.'

' જંગલમાં રહેનારા આ સંતને અંગ્રેજીમાં માત્ર બોલતાં જ નહિ પણ ઈસુના ઉદ્‌ગારોની[૧૭૪] સાથે સામ્ય ધરાવતી એમની વાણી સાંભળીને હું મંત્રમુગ્ધ બની ગયો.

" ' હું જોઉં છું કે મારો તાર ફળ્યો ખરો.' યોગીના ઉદ્‌ગાર ન સમજી શકાય એવા હતા; મેં તેનો મર્મ પૂછ્યો.

" ' જે તારથી તારે આ એકાંત પ્રદેશમાં આવવાનું થયું તે સંબંધી હું વાત કરું છું. તારી બદલી કરવાની તારા ઉપરી અમલદારના મનમાં ગુપ્ત પ્રેરણા કરનાર હું જ હતો. જે માણસ આખી માનવજાતિ સાથે ઐક્ય અનુભવે છે તેને માટે બધાં મગજ આંતરિક સંદેશવ્યવહારનાં મથક કે ટ્રાન્સમીટર જેવાં થઈ પડે છે, જેની

મારફતે એ પોતાની ઇચ્છા પ્રમાણે કામ લઈ શકે.' તેમણે પૂછ્યું : 'લાહીરી, આ ગુફા તને ખરેખર પરિચિત તો લાગે છે ને ?'

'જ્યારે તાજુબ પામી હું મૌન રહ્યો ત્યારે યોગીએ પાસે આવી મારે કપાળે હળવેથી ટપલી મારી. તેમના ચુંબકીય સ્પર્શથી મારા મગજમાં એક અદ્ભુત પ્રવાહ ફરી વળ્યો અને મારા પૂર્વ-જન્મની મધુરી સ્મૃતિઓ જાગી ઊઠી.

"'મને યાદ આવે છે!' મારો અવાજ આનંદાશ્રુઓથી ગૂંગળાઈ ગયો હતો, 'તમે મારા ગુરુ બાબાજી છો, જેઓ હંમેશાં મારા જ હતા. ભૂતકાળના પ્રસંગો મારા મનમાં યથાવત્ તાજા થાય છે; આ જ ગુફામાં પાછલા જન્મનાં ઘણાં વર્ષો ગાળ્યાં છે!' અવિસ્મરણીય સ્મૃતિઓથી પ્રભાવિત થતાં આંસુભરી આંખોએ હું ગુરુચરણોમાં ઝૂકી પડ્યો.

'બાબાજીનો અવાજ દૈવી પ્રેમથી રણકી ઊઠ્યો :

'ત્રણ દાયકાઓથી પણ વધારે વખત થયાં હું તારી રાહ જોઈ રહ્યો છું. તું સરકી ગયો અને મૃત્યુની પેલે પારના જીવનના કોલાહલભર્યા તરંગોમાં તું અદૃશ્ય થઈ ગયો. તારા કર્મનો જાદુઈ દંડ તને સ્પર્શી ગયો અને તું ચાલી ગયો. જોકે તું મને ભૂલ્યો છે. પણ હું તને કદી ભૂલ્યો નથી. પ્રતિભાવાન દેવદૂતો જ્યાં આવાગમન કરતા હોય એવા પ્રકાશમાં પ્રકાશમય સૂક્ષ્મ પ્રદેશમાં હું તારી પાછળપાછળ ભમતો રહ્યો છું. બચ્ચાનું રક્ષણ કરતી માતાની માફક ગમગીની, તોફાન, ઊથલપાથલ અને પ્રકાશની પળોમાં તારી પૂંઠ મેં લીધી છે. માતાના ગર્ભજીવનનો નિયત કાળ પૂરો કરી તેં શિશુસ્વરૂપે જન્મ લીધો ત્યારથી જ મારી આંખો તારા ઉપર ખોડાયેલી રહી છે. બાલ્યાવસ્થામાં તુરણીની રેતીમાં પદ્માસન વાળી તારો નાનો દેહ તું ઢાંકી દેતો ત્યારે મારી અદૃશ્ય હાજરી ત્યાં રહેતી. ધીરજથી, મહિના પછી મહિનો અને વરસ પછી વરસ વીતતાં ગયાં. તેમ છતાં આજના ધન્ય દિવસ સુધી હું તારી રાહ જોતો રહ્યો છું. હવે તું મને મળી ગયો! તને લાંબા વખતથી

પ્રિય એવી આ તારી ગુફા છે; અને મેં તારે માટે હમેશાં સ્વચ્છ રાખી છે. અહીં તારું આ કામળનું પવિત્ર આસન છે જ્યાં તું દરરોજ ઈશ્વરનું ચિંતન કરતો સમાધિમાં બેસતો. જો તે પેલું તારું કમંડલુ જેમાંથી વારંવાર મારું બનાવેલું અમૃત તું પીતો. જો આ તારો પિત્તળનો પ્યાલો મેં કેવો માંજીને ચકચકિત રાખ્યો છે કે જેથી ફરીથી કોક દિવસ તું એનો ઉપયોગ કરી શકે. મારા વહાલા, હવે તું સમજ્યો ?'

"'મારા વહાલા ગુરુદેવ, હું શું બોલું ?' હું જરા ગણુ-ગણ્યો. 'આવો અમર પ્રેમ કોઈએ કદી સાંભળ્યો પણ છે ખરો ?' જીવન અને મરણમાં એકસરખા સાથે ઊભેલા શાશ્વત ભંડાર જેવા મારા ગુરુજી તરફ ભાવાવેશથી લાંબા વખત સુધી હું જોઈ રહ્યો.

"'લાહીરી, તારે હવે પવિત્ર થવું પડશે. આ પ્યાલાનું તેલ પી જા, અને નદીકિનારે જઈને સૂઈ જા.' બાબાજીની વહેવારકુશળતા બહાર તરી આવતી હતી તે જોઈને મેં સ્મરણીય સ્મિત કર્યું.

'મેં તેમની સૂચનાઓનો અમલ કર્યો. હિમાલયની બરફ જેવી ઠંડી રાત્રી જેમજેમ વીતતી જતી હતી તેમતેમ મારા શરીરમાંના પ્રત્યેક અણુમાં આંતરિક વિદ્યુતની સુખદ ઉષ્મા ફેલાઈ જતી હતી. હું અજાયબ થયો. શું પેલાં અજાણ્યા તેલમાં વિશ્વની ઉષ્મા સમાયેલી હતી ?'

'રાત્રીના અંધકારમાં ભયંકર સુસવાટા મારતો કાતિલ ઠંડો પવન મારી આજુબાજુ ફરી વળતો હતો. ગોગાશ નદીની પાણીની ઠંડી લહેરો ખડકવાળા પથ્થરના કિનારા પર ચત્તાપાટ પડેલી મારી કાયાની આજુબાજુ વખતોવખત વીંટળાઈ વળતી હતી. બાજુમાં જ વનરાજની ત્રાડો સંભળાતી હતી. પણ મારું હૈયું ભયમુક્ત હતું. જે દિવ્ય શક્તિનો પ્રાદુર્ભાવ હમણાં જ મારા મનમાં થયો હતો તેણે મને અભેદ્ય રક્ષણની ખાતરી આપી હતી. આમ ને આમ કેટલાક કલાકો ચાલ્યા ગયા. મારા પૂર્વજીવનની ઝાંખી સ્મૃતિઓ મારા દિવ્ય ગુરુના પુનર્મિલનના સંદર્ભની ખુશાલીમાં પલટાઈ ગઈ.

'મારો એકાંતિક માનસિક ગણગણાટ કોઈના આવતા પગરવથી અટકી ગયો. કોઈ મનુષ્યના હાથની મદદથી હું બેઠો થયો અને તેણે મને સૂકાં કપડાં આપ્યાં.

'મારા સાથીદારે કહ્યું : 'ભાઈ, ચાલ, ગુરુજી તારી રાહ જુએ છે.'

'એ મને જંગલમાં થઈને લઈ ગયો. રસ્તામાં વળાંક લેતી વખતે મેં દૂરથી સ્થિર ઝળહળતો પ્રકાશ જોયો.

'મેં પૂછ્યું : 'પેલો શું સૂર્યોદય છે? મારી ખાતરી છે કે હજી આખી રાત્રી પસાર નહિ થઈ હોય?'

"'અત્યારે તો હજી મધરાત થઈ છે.' મારો ભોમિયો હળવું હસ્યો, 'સામેનો પ્રકાશ એ સુવર્ણમહેલનો ચળકાટ છે જે અદ્વિતીય એવા બાબાજીએ આજે રાત્રે નિર્માણ કર્યો છે. ઘણા દૂરના ભૂતકાળમાં તેં મહેલનું સૌન્દર્ય અને મોજમજા માણવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. આપણા ગુરુજી અત્યારે તારી એ ઇચ્છા સંતોપવા માગે છે કે જેથી તું તારાં કર્મનાં બંધનમાંથી મુક્ત થાય.'[૧૭૫] તેણે વિશેપ કહ્યું, 'આ ભવ્ય મહેલમાં તને આજે રાત્રે ક્રિયાયોગની દીક્ષા આપવાની છે. તારા લાંબા વિયોગને અંતે થતી ખુશાલીમાં ભાગ લેવા અને તારો સત્કાર કરવા તારા ગુરુ-ભાઈઓ પણ અત્રે હાજર થવાના છે. સાવધાન!'

'ઝળહળતા સુવર્ણનો બનેલો એક વિશાળ મહેલ અમારી સામે ઊભો હતો. સુશોભિત બગીચાઓથી વીંટળાયેલો અને અસંખ્ય મણિઓથી જડાયેલો આ મહેલ અદ્વિતીય શોભા આપતો હતો. દિવ્ય કાંતિવાળા સંતો આવકાર આપવાને ચકચકિત દરવાજાઓ ઉપર ખડા થયેલા હતા. માણેકના ચળકાટથી દરવાજાઓ પણ અરધા રક્તવર્ણા થઈ ગયા હતા. દરવાજાની કમાનોમાં મોટામોટા હીરા, નીલમ અને માણેકો જડી દીધાં હતાં.

ઈશ્વરના પુત્ર તરીકે અનુભવી શકે તે અમર્યાદ આત્મિક સાધનો વડે ગમે તે ધ્યેયને પાર પાડી શકે છે. એક સામાન્ય પથ્થરમાં અગાધ અણુશક્તિનું[૧૭૬] રહસ્ય છુપાયેલું પડયું છે, તે જ રીતે એક મર્ત્ય માનવી દિવ્યતાનો શક્તિભંડાર છે.'

'અમારા ભોમિયાએ બાજુના ટેબલ પરથી એક સુંદર હીરા જડેલા હાથાવાળું ફૂલદાન ઉપાડીને કહ્યું : 'આપણા ગુરુજીએ કરોડો વિશ્વકિરણોને સ્થૂળ બનાવીને આ મહેલનું સર્જન કર્યું છે.'

તેમણે આગળ ચલાવ્યું : 'આ ફૂલદાન અને એના હીરાઓને સ્પર્શ કરો તો તમને ઇન્દ્રિયજન્ય સ્પર્શના બધા જ અનુભવો થશે.'

'મેં ફૂલદાનને તપાસ્યું અને સોનાથી મઢેલી ચકચકિત દીવાલોની સુંવાળી સપાટી પર હાથ ફેરવી જોયો. ઓરડામાં ખૂબ ઉદારતાથી જ્યાં ત્યાં જડેલો પ્રત્યેક હીરો મોટા રાજાના ખજાનાને શોભા આપે એટલો કીમતી હતો. મારા મનને ઊંડો સંતોષ થયો. ભૂતકાળના મારા અનંત જન્મો દરમ્યાન મારા આંતરમનના એક ખૂણામાં છુપાઈને પડી રહેલી એક ઇચ્છા આજે યથેચ્છ સંતોષાઈ ગઈ અને પછી અદૃશ્ય પણ થઈ ગઈ.

'મારો દરબારી ભોમિયો, કોઈ શહેનશાહના મહેલને પણ આંટી જાય એવી વિધવિધ રીતે શણગારેલા સંખ્યાબંધ ઓરડાઓમાં જવા માટે સળંગ ગેલેરીઓ અને સુશોભિત બનાવેલી કમાનોમાં થઈને મને દોરી ગયો અને બંનેએ આખરે એક મોટા દીવાનખાનામાં પ્રવેશ કર્યો. તેમાં વચ્ચે એક સિંહાસન હતું. એની આજુબાજુ અનેકરંગી હીરાઓ તથા નીલમ અને માણેક જડેલાં હતાં. તેના ઉપર પુરુષોત્તમ જેવા બાબાજી પદ્માસન વાળીને બેઠા હતા. એમના ચરણ સમક્ષ મેં દંડવત્ પ્રણામ કર્યા.

"'લાહીરી, સુવર્ણ મહેલ માટેની તારી માયાવી ઇચ્છાઓ હજી તૃપ્ત થઈ નથી શું ?' મારા ગુરુની આંખો હીરાની માફક ચમકી રહી હતી. તેમણે કહ્યું: 'જાગ્રત થા! હવે તારી બધી ભૌતિક કામનાઓનો હમેશને માટે અંત આવવાનો છે.' આશીર્વાદના કેટલાક ગૂઢ શબ્દો તેઓ ગણગણી ગયા. 'મારા બેટા, ઊઠ, ક્રિયાયોગ દ્વારા ઈશ્વરના દરબારમાં પ્રવેશવાની દીક્ષા લે.'

'બાબાજીએ પોતાનો હાથ લંબાવ્યો અને હવનકુંડમાં અગ્નિ પ્રગટ્યો. એની આજુબાજુ ફૂલફળાદિનો ઢગલો હતો. આ પવિત્ર અગ્નિકુંડ સમક્ષ મુક્તિદાયક ક્રિયાયોગની દીક્ષા મને મળી.

'બધું કર્મકાંડ પરોઢિયા સુધીમાં પતાવી દીધું. દિવ્ય આનંદના ઉલ્લાસમાં નિદ્રાની જરૂર ન લાગી. મહેલની ફરતે હું ઘૂમી વળ્યો. ચારે બાજુ મૂલ્યવાન વસ્તુઓ અને કળાના ઉત્તમ પદાર્થો નજરે પડતા હતા. નીચે સુવાસિત બગીચામાં ઊતરીને આજુબાજુ જોતાં જણાયું કે આ તે જ ગુફાઓ અને બોડા પર્વત–કડાણો ગઈ કાલે હતાં જેની વચ્ચે આજે મહેલ અને ફૂલોનો બગીચો આમ નિર્માણ થઈ જશે એની કોણે કલ્પના કરેલી ?

'ઠંડા હિમાલયના સૂર્યપ્રકાશમાં ઝગારા મારતા મહેલમાં પુનઃ પ્રવેશ કરીને હું સીધો ગુરુજીના સાંનિધ્યમાં ચાલ્યો ગયો. તેઓ હજી સિંહાસનારૂઢ હતા અને શિષ્યો શાંતિથી તેમની ફરતે વીંટળાઈને બેઠા હતા.

"'લાહીરી, તને ભૂખ લાગી છે ?' બાબાજીએ પૂછ્યું. 'આંખો બંધ કર.'

'મેં આંખો ખોલી ત્યારે મોહક મહેલ અને મનોહર બગીચો અદૃશ્ય થયાં હતાં. મારું શરીર તથા બાબાજી અને શિષ્યોનાં શરીર બરાબર અદૃશ્ય થયેલા મહેલવાળી ખુલ્લી જમીન ઉપર જ બેઠેલાં

જણાયાં ત્યાંથી ગુફાઓના પ્રકાશિત દરવાજા બહુ દૂર નહોતા. આ મહેલ અદૃશ્ય થશે, એના અણુઓ છૂટા પડશે અને જ્યાંથી એમનો ઉદ્‌ભવ થયેલો તે વિચારસ્વરૂપમાં લીન થઈ જશે એવું જે ભોમિયાએ કહેલું તે મને યાદ આવ્યું. હું સ્તબ્ધ તો થઈ ગયો પણ મેં વિશ્વાસ-પૂર્વક ગુરુજી તરફ જોયું. ચમત્કારોથી ભરપૂર એવા આજના દિવસે મારે બીજા શાની આશા રાખવી તે હું કલ્પી શક્યો નહિ.

બાબાજીએ ખુલાસો કર્યો : 'જે હેતુ માટે મહેલનું સર્જન થયું હતું તે હેતુ સિદ્ધ થયો છે.' તેમણે જમીન ઉપરથી એક માટીનું વાસણ ઉપાડયું અને બોલ્યા : 'તારો હાથ આ વાસણ પર મૂક અને જે ખાવાની ઇચ્છા હોય તે માગી લે.'

મેં પેલા પહોળા ખાલી વાસણનો સ્પર્શ કર્યો કે તરત જ માખણમાં તળેલી પૂરીઓ, કઢી અને અલભ્ય મીઠાઈઓથી એ વાણસ ભરાઈ ગયું. મેં યથેચ્છ ઝાપટયું. છતાં વાસણ તો ભરેલું જ જોવામાં આવ્યું. ભોજન પૂરું કરી પાણી માટે આમતેમ જોયું. મારા ગુરુજીએ મારી સામેના પેલા વાસણ તરફ જ નિર્દેશ કર્યો. અરે ! વાસણમાંથી ખોરાક અદૃશ્ય થયો હતો અને તેની જગ્યાએ પાણી દેખાયું.

બાબાજી બોલ્યા : 'ઘણા જ થોડા માણસો એ જાણે છે કે ઈશ્વરના સામ્રાજ્યની અંદર ભૌતિક કામનાઓની પૂર્તિનો સમાવેશ થઈ જાય છે. દિવ્યતાના પ્રદેશમાં પૃથ્વી આવી જાય છે. પણ એ પૃથ્વી માયાવી હોવાથી સત્‌નો સમાવેશ તેમાં થઈ શકતો નથી.

" 'વહાલા ગુરુજી, ગઈ કાલે રાત્રે તમે મને સ્વર્ગ અને મૃત્યુલોકની લાક્ષણિકતાઓને જોડનારી કડીનું દર્શન કરાવ્યું !' અદૃશ્ય થયેલા મહેલની સ્મૃતિઓ ઉપર હું હસ્યો. મારી ખાતરી છે કે આત્માનાં અદ્‌ભુત રહસ્યો માટેની દીક્ષા લેતી વખતે કોઈ પણ સામાન્ય યોગી માટે આના કરતાં વધારે શોભાયમાન વાતાવરણ

સર્જાયું નહિ હોય. પ્રસ્તુત દશ્યોનો પરસ્પર વિરોધ હું ખૂબ શાંતિથી નિહાળી રહ્યો હતો. નીચેની ખુલ્લી જમીન, આકાશી છત્ર અને અસલી રક્ષણ આપતી સામેની ગુફાઓ : આ બધું નૈસર્ગિક દશ્ય મારી આજુબાજુ બેઠેલા દેવદૂત જેવા સંતોને અનુરૂપ જ હતું.

' તે દિવસે નમતા પહોર પછી મારા પૂર્વજીવનનાં સ્મરણો વાગોળતો હું મારા ધાબળીના આસન પર જ બેસી રહ્યો. મારા દિવ્ય ગુરુ મારી પાસે આવ્યા અને તેમણે મારા મસ્તક ઉપર હાથ ફેરવ્યો. હું નિર્વિકલ્પ સમાધિની સ્થિતિમાં ઊતરી ગયો અને એ દશામાં અખંડ સાત દિવસ સુધી રહ્યો. આત્મજ્ઞાનના જુદાજુદા સ્તરો ભેદતો હું સત્યલોકના અમર ધામમાં પહોંચી ગયો. સઘળી માયાવી મર્યાદાઓ છૂટી ગઈ. મારો આત્મા વિશ્વચૈતન્યના શાશ્વત સિંહાસન પર મજબૂત રીતે ચોંટી ગયો. આઠમે દિવસે મારા ગુરુને ચરણે પડચો અને મેં આ પવિત્ર જંગલમાં મને તેમની સાથે હમેશાં રાખવા માટે ખૂબ કાલાવાલા કર્યા.

" ' મારા દીકરા,' બાબાજીએ આલિંગન આપતાં મને કહ્યું. ' તારે તારું આ જીવન બહારની દુનિયામાં જ ગાળવાનું છે. આગલા અનેક જન્મો દરમ્યાન ખૂબ એકાંત ધ્યાનથી તું પુનિત થયો છે. તેથી હવે તારે મનુષ્યલોકમાં ભળી જવાનું છે.'

" ' તું પરણ્યો અને સંસારની થોડીક જવાબદારીઓ તારા પર આવી ત્યાં સુધી તું મને મળ્યો નહિ તેમાં પણ મોટું રહસ્ય સમાયેલું હતું. હિમાલયની આ અમારી છૂપી ટોળી સાથે જોડાઈ જવાનો તારે બિલકુલ વિચાર કરવાનો નથી. તારે તારું જીવન એક આદર્શ ગૃહસ્થ યોગીના નમૂના તરીકે સંસારના કોલાહલમાં જ પૂરું કરવાનું છે.

' તેમણે આગળ ચલાવ્યું : ' આ જગતનાં ઘણાં વ્યાકુળ અને અકળાયેલાં સ્ત્રી-પુરુષોનો દિવ્ય વિભૂતિઓ સમક્ષ કરેલો આર્તનાદ નકામો ગયો નથી. આવા અનેક આતુર જિજ્ઞાસુઓને ક્રિયાયોગ

દ્વારા આત્મિક શાંતિ આપવાનું કામ કરવા માટે તને પસંદ કરવામાં આવ્યો છે. જે લાખો લોકો કૌટુંબિક બંધનો અને સાંસારિક કઠણ જવાબદારીઓથી જકડાયેલાં છે તેઓ તેમના જેવા જ તને ગૃહસ્થ તરીકે જોઈને હિંમત રાખશે અને ઉત્સાહમાં આવશે. તારે તેમને માર્ગદર્શન આપવાનું છે કે એક કુટુંબવાળા ગૃહસ્થને ઊંચામાં ઊંચી યૌગિક સિદ્ધિઓ પણ અપ્રાપ્ય નથી. સંસારમાં રહી, જે યોગી પોતાની ફરજો નિષ્ઠાપૂર્વક વ્યક્તિગત સ્વાર્થ સિવાય અથવા અનાસક્તિથી અદા કરે છે તે આત્મવિકાસને માર્ગે જાય છે.

" 'તારે આ સંસાર છોડવાની કશી જરૂર નથી. આંતરિક રીતે કર્મનું દરેક બંધન તેં ફગાવી દીધું છે. તું સંસારનો ન હોવા છતાં તારે સંસારમાં જ રહેવાનું છે. અહીં તારે હજી ઘણાં વરસો કાઢવાનાં છે. એ દરમિયાન તારે કુટુંબની, ધંધાની, નગરની અને આધ્યાત્મિક ફરજો અંતઃકરણપૂર્વક અદા કરવાની છે. સંસારી મનુષ્યોનાં સૂનાં હૈયાંમાં દૈવી આશાનો નવો સંચાર કરવાનો છે. તારા સમતોલ જીવન ઉપરથી તેઓ બોધ લેશે કે બાહ્ય કરતાં આંતરિક વૈરાગ્ય ઉપર જ મુક્તિનો આધાર છે.'

હિમાલયના એકાંતમાં ગુરુજીના સાંનિધ્યમાં આ બધું સાંભળતાં મને મારું કુટુંબ, ઑફિસ અને જગત કેટલાં બધાં દૂર લાગ્યાં અને તેમ છતાં આ શબ્દોમાં મને ત્રિકાલાબાધિત સત્યનો રણકો દેખાયો અને તેથી શાંતિનું આ સ્વર્ગ છોડવા માટે નમ્રતાપૂર્વક કબૂલ થયો. બાબાજીએ મને ગુરુ તરફથી શિષ્યને યોગકળાનું સંક્રમણ કરવાના પુરાતન ઉગ્ર નિયમોની સમજ આપી.

' બાબાજી બોલ્યા : ' માત્ર લાયકાતવાળા શિષ્યોને જ ક્રિયા-યોગની દીક્ષા આપવી. જે દિવ્યતાની શોધ માટે સંપૂર્ણ ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરે તે જ માણસ ધ્યાનની પ્રક્રિયા દ્વારા જીવનનાં અંતિમ રહસ્યો ઉકેલવાને લાયક ગણાય.'

'ભલે, એમ થજો. તારી મારફતે દૈવી ઇચ્છા વ્યકત થઈ છે. જેઓ નમ્રતાપૂર્વક તારી પાસે સહાયની યાચના કરે તે સૌને ક્રિયાયોગ આપજે.' કૃપાળુ ગુરુએ ઉત્તર આપ્યો.

'જરાક શાંતિ જાળવીને બાબાજી વળી બોલ્યા : 'તારા પ્રત્યેક શિષ્યને स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ( જરા સરખું પણ ધર્મનું પાલન માણસને મોટા ભયમાંથી ઉગારી લે છે ) ભગવદ્ગીતાના આ વચનની યાદ આપવી.'[૧૭૮] જન્મ-મૃત્યુના સતત ફરતા ચક્રમાં મહાન દુઃખો જ સિદ્ધ થયેલાં હોય છે.

'બીજે દિવસે સવારે જ્યારે મારા પ્રસ્થાન માટે તેમના આશીર્વાદ લેવા હું તેમને ચરણે પડચો ત્યારે તેમને છોડી જવાની મારી અનિચ્છા તેમણે પારખી લીધી અને કહ્યું :

"'આપણે માટે વિયોગ છે જ નહિ, મારા વહાલા દીકરા.' તેમણે સ્નેહપૂર્વક મારા ખભા ઉપર સ્પર્શ કર્યો. 'જ્યાં પણ તું હોય અને જ્યારે પણ તું મને બોલાવશે ત્યારે તરત જ હું તને આવી મળીશ.'

'એમના આવા આશ્ચર્યકારક વચનથી દિલાસો મેળવીને અને દિવ્ય જ્ઞાનથી સમૃદ્ધ થઈને હું પર્વતની નીચે ઊતરી ગયો. ઑફિસમાં

ઠરો તરફથી આવકાર મળ્યો. તેઓ તો દશ દિવ-
દ્વારા આત્મિક નાનતા કે હિમાલયનાં જંગલોમાં હું અટવાઈ ગયો
આવ્યો છે...ફિસેથી તરત જ પત્ર આવ્યો. 'લાહીરીએ દાનાપુર[૧૭૯]
જવાબદ: પાછા આવવું. એની રાણીખેતની બદલી ભૂલથી થઈ છે.
તરીકતની ઑફિસ માટે બીજા માણસને મોકલવો જોઈતો હતો.

૨ 'હિંદના છેક દૂરના સ્થાન સુધી મને લઈ જનારા બનાવોના પરસ્પર વિરોધી ગુપ્ત પ્રવાહો ઉપર વિચાર કરતાં મને હસવું આવ્યું.

'દાનાપુર પહોંચતાં પહેલાં રસ્તામાં મોરાદાબાદમાં એક બંગાળી કુટુંબ સાથે થોડા દિવસ હું રહ્યો. મારો સત્કાર કરવા માટે છ મિત્રોની એક મંડળી ભેગી થઈ. વાતચીતનો પ્રવાહ અધ્યાત્મ તરફ વળ્યો ત્યારે મારા યજમાને ખિન્નભાવે કહ્યું: 'ખરે જ આજકાલ હિંદ સંતવિહોણું થઈ ગયું છે.'

મેં સખત વાંધો લેતાં કહ્યું: 'બાબુ, આ ભૂમિ ઉપર હજી મહાન સંતો પડેલા છે.' અતિ ઉલ્લાસના આવેશમાં હિમાલયમાં મને થયેલા ચમત્કારિક અનુભવોનું વર્ણન કરવાની મને પ્રેરણા થઈ આવી. મારી આ નાની મંડળી અશ્રદ્ધાળુ હતી પણ એમની અશ્રદ્ધા ઉગ્ર ન હતી.

'લાહીરી,' એક જણે આસ્તેથી કહ્યું. 'પર્વતની પાતળી હવામાં તારા મગજ ઉપર દબાણ પડ્યું છે. તને આવેલા દિવાસ્વપ્નનું આ વર્ણન છે.'

સત્યની સ્થાપના કરવાના અનન્ય ઉત્સાહમાં ઊંડો વિચાર કર્યા વિના હું બોલ્યો: 'હું બોલાવું તો મારા ગુરુ આ જ ઘરમાં હાજર થશે.'

'દરેકની જિજ્ઞાસા ખૂબ વધી ગઈ. આવી અણધારી અને વિચિત્ર રીતે એક સંતનાં સ્થૂળ શરીરરૂપે દર્શન કરવા આખી ટોળી ઉત્સુક હોય એમાં કાંઈ નવાઈ નહોતી. થોડીક અનિચ્છા છતાં મેં એક શાંત ઓરડો અને બે નવા ઊનના કામળાની માગણી કરી.

" 'ગુરુજી અવકાશમાંથી અવતરશે,' મેં કહ્યું. 'બારણાની બહાર તમે બધા શાંત ઊભા રહો. હું તમને તરત જ અંદર બોલાવું છું.'

'હું સમાધિમાં ઊતરી ગયો અને મારા ગુરુજીને વિનયપૂર્વક આહ્વાન કરવા લાગ્યો.' અંધારો ઓરડો ચંદ્રના ઝાંખા પ્રકાશથી ભરાઈ ગયો. બાબાજીનો તેજસ્વી દેહ દેખાયો.

" 'લાહીરી, તેં મને નકામો જ બોલાવ્યો છે, ખરું?' ગુરુજીની દૃષ્ટિ કડક હતી. 'સત્ય સાચા જિજ્ઞાસુઓ માટે જ હોઈ શકે, ખાલી કુતૂહલવૃત્તિવાળા માટે નહિ. જ્યારે એક માણસ કોઈ વસ્તુ પ્રત્યક્ષ જુએ ત્યારે તેને માનવી એ તો બહુ સહેલું છે, ત્યારે તેના અસ્તિત્વને નકારી શકાતું નથી. અતીન્દ્રિય સત્યના દર્શન માટે લાયકાત જોઈએ. કુદરતી ભૌતિક શંકાઓ ઉપર જેણે કાબૂ મેળવ્યો છે એવાઓ જ એની શોધ કરી શકે. તેમણે કહ્યું. 'મને હવે જવા દે!'

'હું તેમને કાલાવાલા કરતો પગે પડચો. 'દિવ્ય ગુરુજી, હું મારી ગંભીર ભૂલ જોઈ શકું છું. અને તેને માટે હું માફી માગું છું. આપને બોલાવવાનું મેં સાહસ કર્યું તે એટલા જ માટે કે આધ્યાત્મિક અંધોના હૃદયમાં કોઈક વિશ્વાસ જાગ્રત થાય. મારી પ્રાર્થનાથી આપ પધાર્યા છો તો મારા મિત્રો ઉપર આશીર્વાદ વરસાવ્યા સિવાય આપ કૃપા કરીને જશો નહિ. તેઓ અવિશ્વાસુ તો છે જ તેમ છતાં તેઓ મારી અદ્દભુત વાતમાં રહેલા સત્યને ચકાસવા માગે છે.'

" 'ચાલો, બહુ સારું. હું થોડો થોભી જાઉં છું. તારા મિત્રો સમક્ષ તારા શબ્દો જૂઠા પડે એ હું ઇચ્છતો નથી.' બાબાજીની મુખમુદ્રા જરા નરમ થઈ અને નમ્રતાથી તેમણે કહ્યું : 'બેટા, હવે પછી તને જરૂર હશે ત્યારે જ હું મળીશ અને નહિ કે તું બોલાવે ત્યારે.'[૧૮૦]

'મેં દરવાજો ખોલ્યો ત્યારે એ નાની ટોળીમાં સંપૂર્ણ ચુપકીદી વ્યાપેલી હતી. ઇન્દ્રિયજન્ય અનુભવો ઉપર પણ જાણે કે તેમને વિશ્વાસ ન આવતો હોય તેમ કામળાના આસન ઉપર બેઠેલી આકૃતિનાં નેત્રો સામે તાકી તાકીને જોઈ રહ્યા.

" 'આ તો સામૂહિક નજરબંધી જેવું લાગે છે!' એક માણસ ઉદ્ધતાઈથી હસ્યો. એ બોલ્યો : 'અમારી જાણ સિવાય કોઈ મનુષ્ય આ ઓરડામાં પ્રવેશી જ શકે નહિ!'

'બાબાજી હસતાં હસતાં આગળ સરક્યા અને દરેકને પોતાના શરીરના ગરમ અને નક્કર માંસને સ્પર્શ કરવાનો ઇશારો કર્યો. શંકાઓ દૂર થતાં મારા મિત્રોએ આશ્ચર્યમાં પશ્ચાત્તાપ કરતાં જમીન ઉપર પડીને દંડવત્ પ્રણામ કર્યા.

" 'હલવાનો પ્રસાદ બનાવો.'[૧૮૧] બાબાજીની સૂચનાનો હેતુ હું કળી ગયો. આખી ટોળીને તેમના ભૌતિક શરીરની વધારાની પ્રતીતિ કરાવવાની તેમની ઇચ્છા હતી. જ્યારે હલવો રંધાતો હતો, કાંજી ઊકળતી હતી ત્યારે આપણા ગુરુજી બધા સાથે ટોળાંટપ્પાં કરતા હતા. આપણા નાસ્તિક બિરાદરોનો ભારે હૃદયપલટો થઈ ગયો. તેઓ પરમ ભક્ત બન્યા. અમે બધા જમી રહ્યા પછી બાબાજીએ અમારા પૈકીના દરેકને આશીર્વાદ આપ્યા. એક જ્યોતિનો ચમકારો થયો અને બાબાજીના શરીરનાં વિદ્યુતતત્ત્વોનું રાસાયણિક પૃથક્કરણ થઈ હવાઈ પ્રકાશમાં તેનું રૂપાંતર થતું અમે નજરોનજર જોયું. ઈશ્વરપ્રેરિત ઇચ્છાશક્તિથી આકાશના જે પરમાણુઓના સંયોગથી ગુરુજીએ શરીર ધારણ કર્યું હતું તેના ઉપરની તેમની પકડ છૂટી થતાં તરત જ કોટચવધિ તેજરેખાઓ અનંત આકાશમાં સમાઈ ગઈ.

'ટોળી પૈકીના એક શ્રી મૈત્ર[૧૮૨] ભક્તિભાવપૂર્વક બોલ્યા : 'મૃત્યુંજય મહાદેવને મેં મારી આંખોએ આજે નજરોનજર જોયા.' તાજા જ મળેલા જ્ઞાનને લીધે એમની મુખાકૃતિ ઉપર આનંદની

ઝલક દેખાતી હતી. એક બાળક જેમ પરપોટાની સાથે ગેલ કરે તેમ આવા સર્વોત્તમ ગુરુ દેશ અને કાળની સાથે ખેલ ખેલે છે. મેં એક. એવા સદ્‌ગુરુને આજે જોયા જેની પાસે સ્વર્ગ અને પૃથ્વીની ચાવી છે.'

'હું દાનાપુર પાછો પહોંચી ગયો. આત્મતત્ત્વમાં આરૂઢ થઈને હવે મેં ગૃહસ્થ તરીકે, કુટુંબની અને ધંધાની અનેક જવાબદારીઓ સંભાળી લીધી.

લાહીરીમહાશયે શ્રી કેવલાનંદ અને શ્રી યુક્તેશ્વરજીને બાબાજીની સાથે તેમના થયેલા બીજા મેળાપની પણ વાત કરી હતી. 'જ્યારે જ્યારે તને મારી જરૂર પડે ત્યારે ત્યારે હું આવીશ,' એ બાબાજીના વચનને ચરિતાર્થ કરે એવો આ મેળાપ હતો.

'લાહીરીમહાશયે શિષ્યોને કહ્યું : 'અલ્હાબાદમાં કુંભમેળાનો પ્રસંગ હતો ત્યારનો આ બનાવ છે. મારી ઑફિસની કામગીરી દરમિયાન પડેલી નાની રજાઓમાં હું ત્યાં ગયો હતો. સાધુઓ અને બાવાઓ જેઓ દૂરદૂરથી મેળામાં આવ્યા હતા તેમનાં ટોળાંની વચ્ચે થઈને હું એક વખત જતો હતો ત્યારે ભભૂત લગાવેલો અને એક હાથમાં ભિક્ષાપાત્રવાળો એક સંત મારા જોવામાં આવ્યો. મારા દિલમાં એક વિચાર આવ્યો કે આ માણસ દંભી છે. બહારથી વૈરાગ્યનાં બધાં ચિહ્નો ધારણ કરવા છતાં અંદરથી એની વૃત્તિ સારી નથી.

'આ સંતની બાજુમાં થઈને હું જતો હતો ત્યારે એક બીજા જટાધારી સંતની સામે દંડવત્ પ્રણામ કરતી હાલતમાં મેં બાબાજીને જોયા.

'ગુરુજી!' હું તેમના તરફ ઉતાવળથી ધસ્યો. 'આપ અહીં આ શું કરો છો?'

"'હું આ સંતના પાદપ્રક્ષાલન કરું છું, અને પછી એમના રસોડાનાં વાસણ માંજી આપીશ.'

'બાબાજીએ મારી સામે એક નાના બાળક માફક સ્મિત કર્યું. હું સમજ્યો કે તેઓ મને એમ કહેવા માગે છે કે મારે

કહ્યું હતું કે હું તને પ્રાર્થના કરું છું કે તારા સત્ત્વનો બમણો હિસ્સો મારામાં હજો.

અને એણે કહ્યું, 'તેં ઘણી ભારે ચીજ માગી છે. તેમ છતાં જ્યારે હું તારાથી છૂટો પડું ત્યારે જો તું મને મળે તો તારા કહેવા પ્રમાણે થશે...પછી તેણે ઇલિજાનો ઝભો પડી ગયો તે ઉઠાવી લીધો.'[૧૮૪.૫]

બંને વ્યક્તિઓ પછી ઊલટાસૂલટી થઈ ગઈ. કેમ કે ઇલિશા-જિસસે હવે સંપૂર્ણ દિવ્ય સ્વરૂપ ધારણ કરી લીધું હોવાથી તેના દેખીતા ગુરુ તરીકે ઇલિજા – જ્હોનની જરૂર રહી નહિ.

પર્વત પર ક્રાઈસ્ટનું રૂપાંતર થયું[૧૮૪.૬] ત્યારે એ તેનો ગુરુ ઇલિયાસ હતો અને તેની સાથે મોઝીસ હતો એ તેણે જોયું હતું. વધસ્તંભ ઉપર એના ખરા કસોટીના કાળે જિસસ પોકારી ઊઠ્યો હતો : 'એલી એલી લામા સબાસ્થાની ?' એટલે કે 'મારા પ્રભુ, હે મારા પ્રભુ, તેં મને કેમ તજી દીધો છે ?' જેઓ ત્યાં ઊભા હતા અને તે પૈકી જેમણે આ સાંભળ્યું હતું તેમણે કહ્યું કે આ માણસ ઇલિયાસને બોલાવે છે...હવે આપણે જોઈએ કે ઇલિયાસ એને બચાવવા આવે છે કે કેમ ?'[૧૮૪.૭]

જ્હોન અને જિસસ વચ્ચે ગુરુ શિષ્ય તરીકે જેવો કાલાબાધિત સંબંધ હતો તેવો જ સંબંધ બાબાજી અને લાહીરીમહાશય વચ્ચે પણ હતો. પોતાના શિષ્યનાં પાછલાં બે જીવન વચ્ચે જે કાળ ગયો તે દરમિયાન અમર ગુરુ સહૃદય વ્યાકુળતાપૂર્વક એની પ્રતીક્ષા કરતા રહ્યા હતા. પ્રથમ બાળક તરીકે અને પછી પુરુષ તરીકે લાહીરી મહાશયને એક પછી એક એમણે લીધેલા કદમે દોરવણી આપી રહ્યાં હતાં. શિષ્ય એની તેત્રીસ વર્ષની ઉંમરે પહોંચ્યો નહોતો. ત્યાં સુધી બાબાજીની ગણતરી પ્રમાણે ગુરુ શિષ્યની અતૂટ કડી જાહેર રીતે ફરીથી સ્થાપવાનો કાળ પાક્યો ન હતો. રાણીખેતની તેમની ટૂંકી મુલાકાત

પછી પરમાર્થી ગુરુજીએ પોતાની નાની પર્વતીય ટુકડીમાંથી પોતાના અતિ લાડકા શિષ્યને બહારના જગતના હિત માટે મુક્ત કર્યા.

'મારા બેટા, જ્યારે પણ મારી જરૂર તને લાગશે ત્યારે હું હાજર થઈશ.' કયો મરણધર્મી આશક આવું અમર્યાદ વચન આપી શકે ?

સામાન્ય સમાજથી અજ્ઞાત રીતે બનારસના એક ખૂણામાંથી એક મહાન આધ્યાત્મિક પુનરુત્થાનનો પ્રવાહ વહેતો થયો હતો. ફૂલોની સુગંધ જેમ છુપાયેલી રહેતી નથી તેમ શાંત રીતે આદર્શ ગૃહસ્થ તરીકે રહેતા લાહીરીમહાશય પોતાનું નૈસર્ગિક તેજ છુપાવી શકતા નહોતા. ધીરેધીરે આ જીવનમુક્ત ગુરુના મુખમાંથી નીકળતા દિવ્યામૃતનું પાન કરવા હિંદના પ્રત્યેક ભાગમાંથી શિષ્યોનાં વૃંદ ઊભરાવા લાગ્યાં.

સૌથી પહેલાં એમની ઑફિસનો એક અંગ્રેજ અમલદાર જે એને સ્નેહથી 'ધૂની બાબુ' કહેતો. તેણે પોતાના આ સેવકમાં વિચિત્ર પણ ઉત્કૃષ્ટ ફેરફાર જોયો.

'સાહેબ, તમે ગમગીન દેખાઓ છો. એવો શો ઉચાટ આવી પડ્યો ?' એક દિવસ સવારે પોતાના અમલદારને લાહીરીમહાશયે સમભાવપૂર્વક પૂછ્યું.

'મારી પત્ની વિલાયતમાં ઘણી ગંભીર બીમાર છે. મને તેની ભારે ચિંતા થાય છે.'

'હમણાં જ હું તેની ખબર લાવું છું.' લાહીરીમહાશય ઓરડો છોડી ગયા અને એકાંતમાં જઈને થોડો વખત બેઠા. પાછા આવતાં તેઓ દિલાસાપૂર્વક હસ્યા.

'તમારી પત્નીની તબિયત સુધારા પર છે. હમણાં તે તમને એક પત્ર લખી રહી છે.' સર્વજ્ઞ ગુરુએ પત્રનો થોડોક સાર પણ આપ્યો.

રાખો કે કોઈક દિવસ એકાએક તમારે સર્વ કાંઈ અહીં છોડીને આ દુનિયામાંથી વિદાય લેવાની છે–તેથી ઈશ્વરની ઓળખાણ હમણાં જ કરી લો. આત્મદર્શનના હવાઈ બલૂનમાં દરરોજ બેસીને કોઈ પણ વખતે થનારા મૃત્યુની સૂક્ષ્મયાત્રા માટે તૈયાર થતા જાઓ. માયાના આવરણને લીધે તમે હાડ અને માંસના આ દેહને જ પોતા તરીકે માનો છો અને એ જ સર્વ દુઃખોનું મૂળ છે.[૧૮૫] હરહમેશ ધ્યાન કરતા રહો કે જેથી કરીને બહુ જ ટૂંકા સમયમાં તમે તમારી જાતને સર્વ દુઃખથી મુક્ત એવા અનંતના અમૃત તરીકે ઓળખતા થાઓ. ક્રિયાયોગની છૂપી ચાવી લગાવી શરીરના બંધનમાંથી છૂટો અને ચૈતન્યના સાગરમાં વિલીન થતાં શીખો.'

આ મહાન ગુરુ પોતાના અનેક શિષ્યોને તેમના પોતાના પંથની સર્વોત્કૃષ્ટ પ્રણાલિકાઓને આત્મસાત્ કરવાનું ઉત્તેજન આપતા. મુક્તિના વહેવારુ સાધન તરીકે ક્રિયાયોગના સર્વગ્રાહીપણા પર ભાર મૂકીને લાહીરીમહાશય પોતાના શિષ્યોને તેમનું ઘડતર આજુબાજુના સંજોગો અનુસાર કરવાની છૂટ આપતા.

'એક મુસ્લિમે દરરોજ પાંચ વખત નમાજ પઢવી જ જોઈએ. એક હિંદુએ દરરોજ અનેક વખત ધ્યાનમાં બેસવું જ જોઈએ અને એક ખ્રિસ્તીએ દરરોજ ઘણી વખત ઘૂંટણીએ પડીને પ્રાર્થના કરવી અને બાઈબલ વાંચવું જ જોઈએ.' ગુરુજી આવી રીતે દરેકનું ધ્યાન ખેંચતા.

ગુરુજી અનુયાયીઓને વિવેક વાપરીને તેમના પ્રત્યેકના નૈસર્ગિક વલણ પ્રમાણે ભક્તિ, કર્મ, જ્ઞાન અથવા રાજયોગને માર્ગે આગળ લઈ જતા. ગુરુજી પોતાના શિષ્યોને સાધુજીવનમાં પ્રવેશ કરવાની પરવાનગી આપવામાં બહુ મોળા હતા. સાધુજીવનની ઉગ્ર તપશ્ચર્યા ઉપર વિચાર કરીને પગલું ભરવાની ચેતવણી આપતા.

આ મહાન ગુરુએ શિષ્યોને શાસ્ત્રોની સૈદ્ધાંતિક ચર્ચા કરવાની મના ફરમાવી હતી. તેમણે કહ્યું : 'એ જ માણસ સુજ્ઞ છે જે

પુરાણાં શાસ્ત્રોને માત્ર વાંચીને જ નહિ પણ પ્રત્યક્ષ જીવનમાં ઉતારીને આત્મસાત્ કરવા લાગી જાય છે. ધ્યાનની મારફતે જ તમારા બધા પ્રશ્નોનો નિકાલ લાવો.[૧૮૬] નકામા ધાર્મિક વાદ-વિવાદોને બદલે ઈશ્વરસંપર્ક સાધવાનો સાચો પ્રયત્ન કરો. પંથવાદની ધાર્મિક માન્યતાઓનો કચરો મગજમાંથી કાઢી નાખો અને સીધા આત્મસાક્ષાત્કારરૂપી આરોગ્યપ્રદ જળનો જ સંગ્રહ કરો. આંતરિક દિવ્ય માર્ગદર્શનને અનુસરશો તો દિવ્ય અવાજ તમારા જીવનની પ્રત્યેક વિટંબણાનો ઉકેલ કરશે. જોકે મનુષ્યનાં દુઃખોનો અંત જ નથી તેમ છતાં તેને પહોંચી વળવાનાં અનંતઅમર શક્તિનાં સાધનો પણ તેટલાં જ અમર્યાદ છે.

ગુરુજીની સર્વવ્યાપકતાનો પરચો એક વખત એમના શિષ્યોને થયો હતો. એક દિવસ ભગવદ્ગીતાનું એમનું પ્રવચન સાંભળવા એમના શિષ્યો બેઠા હતા ત્યારે 'કૂટસ્થ ચૈતન્ય' અથવા તરંગ-સૃષ્ટિમાં વ્યાપેલી 'ક્રાઈસ્ટ ચેતના'નો અર્થ તેઓ સમજાવતા હતા ત્યારે લાહીરીમહાશય એકદમ અટકી ગયા અને બૂમ પાડી ઊઠ્યા : 'જાપાનના કિનારાની બાજુમાં થોડે દૂર અનેક આત્માઓના રૂપમાં હું ડૂબું છું !'

બીજે દિવસે સવારે તેમના શિષ્યોએ તાર દ્વારા આવેલા સંદેશામાં વર્તમાનપત્રોમાં વાંચ્યું કે જાપાનના નજીકના સમુદ્રમાં ગઈ કાલે એક વહાણ ડૂબ્યું અને તેમાં અનેક માણસો માર્યાં ગયાં.

લાહીરીમહાશયના દૂર દેશાવર રહેતા શિષ્યોને એમની સર્વ-વ્યાપક હાજરીનો પરચો ઘણી વખત મળી રહેતો. જેઓ એમની નજીક નહોતા રહી શકતા તેવા શિષ્યોના દિલાસા માટે તેઓ કહેતા : 'જેઓ ક્રિયાનો અભ્યાસ નિરંતર કરે છે તેઓ સાથે હું હંમેશાં હોઉં છું જ. તમારા ઊઘડતા જતા આત્મદર્શનના સહારાથી હું તમને દિવ્યધામ સુધી પહોંચાડીશ.'

આ મહાગુરુના એક જીવંત શિષ્ય શ્રી ભૂપેન્દ્રનાથ સન્યાલ જેમણે પુરીમાં લાહીરીમહાશયનું એક નાનું સરખું મંદિર પણ બંધાવ્યું હતું, તેઓ કહે છે કે પોતે જ્યારે કિશોર વયમાં હતા ત્યારે બનારસ જવાને અશક્ત હોવાથી આધ્યાત્મિક ઉપદેશ માટે ઘેરથી જ ગુરુજીને પ્રાર્થના કરેલી. એના જવાબમાં ભૂપેન્દ્રને લાહીરીમહાશય સ્વપ્નમાં દેખાયા અને સ્વપ્નમાં એમને ક્રિયાયોગની દીક્ષા મળી. પાછળથી આ છોકરો બનારસ ગયો હતો અને ત્યાં ગુરુજી પાસે દીક્ષાની માગણી કરેલી. લાહીરીમહાશયે જવાબ આપ્યો : 'મેં તને સ્વપ્નમાં દીક્ષા આપી દીધી છે.'

કોઈ શિષ્ય પોતાની સંસારી જવાબદારી ચૂકતો તો ગુરુજી તેને મીઠો ઠપકો આપતા અને તેને શિસ્તમાં લાવતા.

શ્રી યુક્તેશ્વરે એક વખતે મને કહ્યું હતું : 'કોઈ શિષ્યની ભૂલો માટે જાહેરમાં એને ઠપકો આપવાની જરૂર પડતી તોપણ એમના શબ્દો નમ્ર અને શાંતિદાયક રહેતા. તેમ છતાં કોઈ પણ શિષ્ય અમારા ગુરુના ઠપકામાંથી કદી પણ છટકી શકતો નહિ.' હું હસ્યા સિવાય રહી શક્યો નહિ. મેં યુક્તેશ્વરજીને ખાતરી આપી કે એમના શબ્દો તીક્ષ્ણ હોય કે ન હોય પણ મને તો એમના શબ્દો સંગીતમય જ લાગતા.

લાહીરીમહાશયે ક્રિયાના ચાર પ્રગતિક્રમો ઠરાવ્યા હતા.[૧૮૭] સાધક ચોક્કસ આધ્યાત્મિક પ્રગતિ બતાવે ત્યારે જ તેને ઉપલી ત્રણ કક્ષાઓનું શિક્ષણ અપાતું. એક દિવસ એક શિષ્ય જેને એમ લાગતું હતું કે પોતાની લાયકાતની વાજબી આંકણી થતી નથી તેથી તેણે વાંધો ઉઠાવ્યો અને કહ્યું :

'ગુરુજી, હવે હું બીજી કક્ષાને માટે જરૂર તૈયાર થઈ ગયો છું.'

આ જ ટાંકણે દરવાજો ઊઘડ્યો અને વૃંદા ભગત નામનો એક નમ્ર સાધક અંદર દાખલ થયો. એ બનારસનો ટપાલી હતો.

'વૃંદા, અહીં આવ. અને મારી પાસે બેસ. તું મને કહે કે ક્રિયાની બીજી કક્ષા માટે તું તૈયાર છે?' ગુરુજીએ પ્રેમપૂર્વક હસતાં હસતાં પૂછ્યું.

પેલા ગરીબ ટપાલીએ હાથ જોડીને વિનંતિ કરતાં કહ્યું: 'ગુરુજી, હવે વધારે દીક્ષાનું કામ નથી. દીક્ષાની ઉચ્ચતર શ્રેણીને હું કેમ કરીને પચાવી શકું? હું તમારા આશીર્વાદ મેળવવા અહીં અત્યારે આવ્યો છું. કેમકે ક્રિયાની પ્રથમ શ્રેણીથી જ હું એટલો મસ્ત રહું છું કે મારા પત્રો પણ હું બરોબર વહેંચી શકતો નથી!'

'વૃંદા ક્યારનોય ચૈતન્યસમુદ્રમાં તરતો થયો છે.' લાહીરી મહાશયના આ શબ્દો સાંભળીને એમનો પેલો શિષ્ય શરમથી નીચું જોઈ ગયો.

'ગુરુજી, હું એક ગરીબ કામદાર છું. અને મને લાગે છે કે મારાં હથિયારોને હું નકામો દોષ દઈ રહ્યો છું.' પેલા શિષ્યે કહ્યું.

પેલો ગરીબ ટપાલી, જે અશિક્ષિત હતો તેણે ક્રિયાયોગથી પાછળથી એટલો વિકાસ સાધ્યો હતો કે વિદ્વાનો શાસ્ત્રોના કેટલાક અટપટા પ્રશ્નોના ઉકેલ માટે એની પાસે આવતા. પાપપુણ્ય અને વ્યાકરણ વગેરેથી તદ્દન અલિપ્ત એવો આ નાનો વૃંદા પંડિત મંડળમાં ખાસ ખ્યાતિ મેળવી શક્યો હતો.

લાહીરીમહાશયના બનારસના અનેક શિષ્યો ઉપરાંત હિંદના બીજા દૂરના ભાગોમાંથી પણ તેમના સેંકડો શિષ્યો આવતા. તેમણે પોતે પણ બંગાળની મુસાફરી ઘણી વખત કરી હતી. એ દરમિયાન પોતાના દીકરાઓની સાસરીઓમાં પણ તેઓ ખસૂસ મુલાકાત આપી આવતા. આ રીતે તેમની હાજરીથી પુનિત થયેલા બંગાળમાં ઠેરઠેર નાનાં નાનાં ક્રિયામંડળોની જાળ પથરાઈ ગઈ હતી. ખાસ કરીને

કૃષ્ણાગર અને વિષ્ણુપુર જિલ્લાઓમાં આજે પણ ઘણા મૂગા ભક્તોએ આધ્યાત્મિક ધ્યાનનો અદૃષ્ટ પ્રવાહ ચાલુ રાખ્યો છે.

લાહીરી મહાશય પાસે ક્રિયાયોગની દીક્ષા પામનાર ઘણા સંતો પૈકી બનારસના પ્રખ્યાત સ્વામી ભાસ્કરાનંદ સરસ્વતી અને દેવગઢના ઉચ્ચ કોટિના તપસ્વી બાળાનંદ બ્રહ્મચારીને ગણાવી શકાય. થોડો વખત લાહિરીમહાશયે બનારસના મહારાજા બહાદુર ઈશ્વરી નારાયણ સિંહાના પુત્રના ખાનગી શિક્ષક તરીકે પણ કામ કર્યું હતું. ગુરુજીની આધ્યાત્મિક સિદ્ધિઓને ઓળખીને જેમ મહારાજા જ્યોતીન્દ્ર મોહન ઠાકુરે કર્યું હતું તેમ આ મહારાજા અને એમના પુત્રે પણ એમની પાસેથી ક્રિયાયોગની દીક્ષા લીધી હતી.

લાહીરીમહાશયના સંસારી પ્રતિષ્ઠાવાળા ઘણા શિષ્યો એવી ઇચ્છા ધરાવતા હતા કે જાહેરાતથી ક્રિયાયોગીઓનું મંડળ વિસ્તારવું, પણ ગુરુજીએ પરવાનગી આપી નહિ. બનારસના મહારાજાના રાજવૈદ્ય જે ગુરુજીના શિષ્ય હતા તેમણે તો લાહીરીમહાશયને ' કાશી બાબા ' ( બનારસનો શિરતાજ )નું ઉપનામ આપવાનો વ્યવસ્થિત પ્રયત્ન કર્યો હતો.[૧૮૮] ગુરુજીએ તેની પણ મના ફરમાવી હતી.

તેમણે કહ્યું : ' ક્રિયારૂપી કુસુમની સુગંધ કોઈ પણ જાતના પ્રયત્ન સિવાય આપોઆપ નૈસર્ગિક રીતે ફેલાવા દો. આધ્યાત્મિક રીતે તૈયાર થયેલાં અંતઃકરણોમાં એનાં બીજો ખચીત મૂળ નાખશે.'

જો કે આપણા ગુરુએ આધુનિક પદ્ધતિ પ્રમાણે કોઈ સંસ્થાની સ્થાપના મારફતે અથવા છાપા મારફતે એનો પ્રચાર કર્યો નથી કેમકે તેઓ જાણતા હતા કે તેમના સંદેશાની શક્તિ અભેદ્ય પૂરની માફક આગળ વધશે અને માનવીની માનસિક દીવાલો ભેદીને તેમના અંતરમાં પ્રવેશ કરશે. ભક્તોનાં વિશાળ થયેલાં પુનિત જીવનચરિત્રો જ ક્રિયાની અપાર અને અમર પ્રાણશક્તિની સાદી બાંયધરી છે.

સને ૧૮૮૬માં એટલે કે રાણીખેતમાં દીક્ષા લીધા પછી પચીસ વર્ષ પછી લાહીરીમહાશય પેન્શન પર નિવૃત્ત થયા હતા.[૧૮૯] હવે દિવસ દરમિયાન પણ તેઓ મળી શકતા હોવાથી એમના મુલાકાતીઓની સંખ્યા ખૂબ વધી ગઈ. ગુરુજી પોતાનો ઘણોખરો વખત પદ્માસન વાળીને સમાધિમાં ગાળતા. તેઓ પોતાનો નાનો ઓરડો ફરવા જવા માટે અથવા ઘરના બીજા ભાગમાં જવા માટે પણ ભાગ્યે જ છોડતા; ગુરુજીના પવિત્ર દર્શન માટે શિષ્યોનો પ્રવાહ શાંત રીતે અવિરત ચાલુ રહેતો.

દર્શનાર્થીઓ આશ્ચર્ય સાથે જોતા કે લાહીરીમહાશયનું શરીર સ્વાભાવિક રીતે અતિમાનવ લક્ષણો — જેવાં કે શ્વાસોચ્છ્વાસ અને નિદ્રાનો અભાવ, નાડી અને હૃદયના ધબકારાનો અભાવ, કલાકો સુધી આંખોનો અનિમેષ અને શાંતિનો પ્રગાઢ તેજોપુંજ — બતાવતાં હતાં. કોઈ પણ દર્શનાર્થી આત્માની ઉર્ધ્વપ્રેરણા અનુભવ્યા સિવાય પાછો ફરતો નહિ. દરેકને એમ લાગતું કે તેને ઈશ્વરના સાચા બંદાના શાંત આશીર્વાદ મળ્યા છે.

ગુરુજીએ હવે તેમના એક શિષ્ય પંચાનન ભટ્ટાચાર્યને કલકત્તામાં 'આર્ય મિશન ઈન્સ્ટિટ્યુટ' નામનું યોગકેન્દ્ર સ્થાપવાની પરવાનગી આપી. આ કેન્દ્ર તરફથી કેટલીક વનસ્પતિના યૌગિક ઉપચારોનો પ્રચાર કરવામાં આવ્યો હતો અને ભગવદ્ગીતાની પહેલી સસ્તી બંગાળી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી હતી. આર્ય મિશનની આ હિંદી અને બંગાળી ગીતાએ હજારો ઘરોમાં પ્રવેશ મેળવ્યો હતો.

પ્રાચીન રિવાજ મુજબ લાહીરીમહાશય ઘણા વ્યાધિઓના ઉપચાર તરીકે સામાન્ય રીતે લીમડાનું તેલ આપતા.[૧૯૦] જ્યારે ગુરુ કોઈ શિષ્યને તેલ ગાળવાનું ફરમાન કરતા ત્યારે તે ઝટ તૈયાર કરી શકતો હતો. પણ બીજો કોઈ માણસ આવું કરવા જતો તો તેને ઘણી મુશ્કેલીઓ અનુભવવી પડતી અને કદાચ ગાળવાની

[illegible] તેના મૂળ સ્રોતનું આપણને ભાન નથી. વિજ્ઞાનને લીધે પ્રકૃતિ સાથેનો આપણો સંબંધ ઉદ્ધત શેઠ અને તેના નોકર વચ્ચેના સંબંધ જેવો બન્યો છે અથવા તો તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ કહીએ તો પ્રકૃતિની દશા સાક્ષીના પિંજરામાં પુરાયેલા કેદી જેવી બની છે. આપણે તેની ઊલટતપાસ કરીએ છીએ, તેને પડકારીએ છીએ અને તેનાં છૂપાં મૂલ્યોના માપનું તોલન ન કરી શકનારા આપણા માનવીત્રાજવામાં તેની જુબાનીને સૂક્ષ્મ રીતે તોળીએ છીએ. ઊલટપક્ષે, જ્યારે આત્મા પરમ તત્ત્વ સાથે એકરૂપ થયો હોય છે ત્યારે પ્રકૃતિ કોઈ પણ જાતના વાંધાવચકા સિવાય આપોઆપ મનુષ્યની ઇચ્છાને શરણે જાય છે. પ્રકૃતિ ઉપરના આવા સહજ પ્રભુત્વને અણુસમજુ ભૌતિકવાદી ચમત્કાર કહે છે.

'લાહીરીમહાશયના જીવને એક ઉદાહરણ પૂરું પાડયું છે જેણે યોગ એ એક રહસ્યમય અભ્યાસ છે એવા ખ્યાલને ખોટો ઠરાવ્યો છે. પ્રત્યેક માણસ ક્રિયા મારફતે કુદરત સાથેનો પોતાનો સંબંધ યથાર્થપણે સમજી શકે છે, અને ભૌતિક વિજ્ઞાનના પ્રત્યક્ષ-પણાના વાદ છતાં પ્રકૃતિનાં સર્વ દૃશ્યો પછી તે રહસ્યમય હોય કે દરરોજના બનાવ હોય પણ તેને માટે તેને આધ્યાત્મિક પૂજ્ય-ભાવની લાગણી થશે.[૧૯૩] આપણે યાદ રાખવું જોઈએ કે હજાર વર્ષ ઉપર જે વસ્તુ રહસ્યમય લાગતી હતી તેવી આજે લાગતી નથી અને આજે જે રહસ્યમય લાગે છે તેનો ઉકેલ સો વર્ષ પછી મળી જશે.

'ક્રિયાયોગનો નિયમ શાશ્વત છે એ ગણિતશાસ્ત્ર જેટલો જ સાચો છે; સરવાળા અને બાદબાકીના સામાન્ય નિયમોની માફક ક્રિયાના કાયદાનો કદી નાશ થવાનો નથી. ગણિતશાસ્ત્ર ઉપરનાં બધાં પુસ્તકોને બાળી નાખો; પણ તાર્કિક વ્યક્તિઓ એનાં મૂળ સત્યોને ફરીથી શોધી કાઢશે. યોગ ઉપરનાં તમામ પવિત્ર પુસ્તકોનો [illegible] ધીરે રહીને કોઈ શુદ્ધ ભક્તિ અને સાથેસાથે

પવિત્ર જ્ઞાનવાળો યોગી પાકશે જે એના મૂળ સિદ્ધાંતોને ફરીથી શોધી કાઢશે.'

જેવી રીતે અવતારો પૈકી બાબાજી શ્રેષ્ઠતમ હોવાથી મહા-અવતાર છે અને શ્રી યુક્તેશ્વરજીને વાજબી રીતે જ્ઞાનાવતાર-પ્રજ્ઞાની મૂર્તિરૂપ–કહી શકાય તેમ લાહીરીમહાશય યોગાવતાર યોગની મૂર્તિ-રૂપ-હતા.[૧૯૪]

ગુણ અને સંખ્યાનાં બંને ધોરણોએ માપતાં એમણે જે સેવા આપી છે તેથી સમાજની આધ્યાત્મિક કક્ષા ઊંચી આવી છે. એમના નિકટવર્તી શિષ્યોને ઈસુની કક્ષા સુધી ઊંચે લઈ જવાની અને સામાન્ય જનસમાજમાં સત્યનો વ્યાપક પ્રચાર કરવાની એમની શક્તિની દૃષ્ટિએ લાહીરીમહાશયને માનવજાતના તારણહારોમાંના એક તરીકે જરૂર લેખી શકાય.

ક્રિયાની નિશ્ચિત પદ્ધતિને વ્યવહારુ અગત્ય આપીને યોગના દરવાજા સર્વ મનુષ્યો માટે પ્રથમ વાર જ ખુલ્લા મૂકવામાં પેગંબર તરીકેની તેમની વિશિષ્ટતા રહેલી છે. તેમના પોતાના જીવનમાંના ચમત્કારોને બાજુએ રાખીએ તોપણ આપણા યોગાવતાર ખચીત જ સર્વ અજાયબીઓને શિખરે પહોંચ્યા છે એમ કહી શકાય કેમ કે એમણે યોગની પ્રાચીન આંટીઘૂંટીઓને દૂર કરી સામાન્ય માણસને આકર્ષે એવી રીતે યોગને વહેવારુ અને સરળ બનાવ્યો છે.

ચમત્કારોના સંબંધમાં લાહીરીમહાશય વારંવાર કહેતા કે સામાન્ય લોકોને જેની ખબર ન હોય એવા સૂક્ષ્મ કાયદાઓની ક્ષમતા સંબંધી ખાસ વિવેક સિવાય તેમની જાહેરમાં ચર્ચા કે પ્રસિદ્ધિ ન થવાં જોઈએ. આ પુસ્તકમાં મેં તેની ચેતવણીના શબ્દોની અવગણના કરી હોય તો તેનું કારણ એટલું જ છે કે તેમણે મને એને માટે આંતરિક ખાતરી આપી છે તેમ છતાં મેં બાબાજી, લાહીરીમહાશય અને શ્રી યુક્તેશ્વરના જીવનમાં બનેલા સંખ્યાબંધ ચમત્કારિક બનાવોનું વર્ણન છોડી દીધું છે. આ બધી

અસાધારણ વાતો તેની સાથે તેનો ખુલાસો કરતું ગૂઢ તત્ત્વજ્ઞાન જોડયા સિવાય હું તે લખી શકયો નં હોત.

એક ગૃહસ્થ યોગી તરીકે લાહીરીમહાશય આધુનિક હિંદની જરૂરને અનુકૂળ એવો વ્યવહારુ સંદેશો લાવ્યા છે. પ્રાચીન હિંદનું ઉત્તમ કોટિનું આર્થિક અને ધાર્મિક જીવન આજે રહ્યું નથી, તેથી આ મહાયોગીએ ભિક્ષાના કમંડળુવાળા ભટકતા યોગીના જૂના આદર્શને ઉત્તેજન આપ્યું નથી. આધુનિક યોગી નિર્વાહ માટે કમાતો હોય, ભીંસાતા સમાજ ઉપર બોજારૂપ ન હોય અને છતાં ઘરને ખૂણે યોગ આચરતો હોય. આ સલાહના સમર્થનમાં તેઓ પોતાના જીવનનો દાખલો આપતા. તેઓ આધુનિક ઢબના ‘ પ્રવાહ અંકિત ’ યોગીના નમૂના રૂપ હતા. બાબાજીએ નક્કી કરી આપેલી રીત પ્રમાણે એમની જીવનપદ્ધતિ દુનિયાના બધા જ ભાગના સાધકોને માર્ગદર્શક થાય એવી રીતે યોજાયેલી હતી.

યોગાવતારે ઘોષણા કરી છે : નવા માણસો માટે નવી આશા. ‘ દિવ્ય સંયોજન આત્મપ્રયત્નથી જ શકય બને છે. એનો આધાર ધાર્મિક માન્યતાઓ ઉપર કે વિશ્વના સર્વાધિકારીની આપખુદ ઇચ્છા ઉપર પણ નથી.’

ક્રિયાયોગ રૂપ ચાવીના ઉપયોગથી જે મનુષ્યો કોઈ પણ માણસની દિવ્યતાનો સ્વીકાર કરતા નથી તેઓ આખરે પોતાને જ દિવ્યતાના ભંડાર રૂપે દેખશે.

૩૭

# બાબાજી પશ્ચિમની દુનિયામાં રસ લે છે

'ગુરુજી, તમે બાબાજીને કદી મળ્યા છો ?'

ઉનાળાની એક શાંત રાત્રે જ્યારે ઉષ્ણ કટિબંધના મોટા તારાઓ માથે આવી પ્રકાશ ફેલાવતા હતા ત્યારે સીરામપોર આશ્રમને બીજે માળે આવેલા ઝરૂખામાં શ્રી યુક્તેશ્વરની બાજુમાં હું બેઠો હતો ત્યારે મેં ઉપરનો પ્રશ્ન કર્યો હતો.

'હા.' આ મારા સીધા સવાલ ઉપર ગુરુજી હસ્યા. પૂજ્યભાવથી તેમની આંખો ચમકી આવી. 'આ અમર ગુરુનાં દર્શન કરવા હું ત્રણ વાર ભાગ્યશાળી થયો છું. અલાહાબાદના કુંભમેળામાં અમે પહેલી વખત મળ્યા હતા.'

હિન્દમાં પુરાતન કાળથી ભરાતી આવેલી આવી ધાર્મિક જાત્રાઓ કુંભમેળાના નામથી ઓળખાય છે. એમણે જનતાની નજર સમક્ષ હંમેશાં આધ્યાત્મિક ધ્યેયો જ આગળ રાખ્યા છે. ભાવિક હિન્દુઓ લાખોની સંખ્યામાં દર છ અથવા બાર વર્ષે સેંકડો સાધુઓ, યોગીઓ, સ્વામીઓ અને સર્વ પ્રકારના તપસ્વીઓનાં દર્શન કરવા ભેગા મળે છે. જેઓ પોતાના એકાંતવાસ ભાગ્યે જ છોડે એવા ઘણા મુનિઓ પણ આવા મેળામાં સંસારી સ્ત્રીપુરુષોને આશીર્વાદ આપવા નીચે ઊતરી આવે છે.

શ્રી યુક્તેશ્વરે આગળ ચલાવતાં કહ્યું : 'હું જ્યારે બાબાજીને મળ્યો ત્યારે મેં સંન્યાસદીક્ષા લીધી નહોતી પણ લાહીરીમહાશયે

મને ક્રિયાયોગની દીક્ષા તો આપી જ હતી. એમણે મને સને ૧૮૯૪માં જાનેવારી માસમાં અલાહાબાદમાં ભરવામાં આવનારા કુંભમેળામાં હાજરી આપવા ઉત્તેજિત કર્યો હતો. કુંભનો મારો એ પહેલો જ અનુભવ હતો. લોકમેદનીનો ઉછાળો અને કોલાહલ જોઈને હું કાંઈક અંજાયો. આજુબાજુ ફરતી રહેતી મારી શોધક દૃષ્ટિમાં કોઈ સિદ્ધપુરુષનો પ્રકાશિત ચહેરો મારા જોવામાં આવ્યો નહિ. મેં ગંગાને કિનારે પુલ ઓળંગતાં એક પરિચિતને ભિક્ષાનું કમંડળુ આગળ ધરીને ઊભેલો જોયો.

મોહરહિત થઈને મેં વિચાર્યું : 'અરે, આ મેળો એટલે શોરબકોર અને ભિખારીઓનો શંભુમેળો; હું આશ્ચર્ય અનુભવી રહ્યો કે જગતના વહેવારુ કલ્યાણ માટે ધૈર્યપૂર્વક પોતાના જ્ઞાનનો વિસ્તાર કરી રહેલા પશ્ચિમના વૈજ્ઞાનિકો, ધર્મના ઓથા નીચે ભિક્ષાન્નદેહિ કરનારા આવા આળસુઓના કરતાં ઈશ્વરને વિશેષ પ્રિય નથી શું ?'

સમાજસુધારા ઉપરના મારા આવા ઊડતા વિચારો એક ઊંચા સંન્યાસીના અવાજથી અટકી ગયા. તે મારી સામે આવ્યો અને બોલ્યો : 'મહારાજ, એક સાધુ તમને બોલાવે છે.'

"'કોણ છે એ ?'

"'તમે આવો અને જાતે જોઈ લો !'

'આનાકાનીથી હું તેની સલાહને અનુસર્યો ત્યારે મને તરત જ જણાયું કે આકર્ષક શિષ્યોથી વીંટળાયેલા એક ગુરુ ઝાડની ડાળીઓની છાયા નીચે બેઠા હતા. હું તેમની નજીક જઈ પહોંચ્યો. અલૌકિક તેજસ્વી દેહધારી અને કાળાં ચળકતાં નેત્રોવાળા ગુરુજી મને આવતો જોતાં જ ઊભા થયા અને મને આલિંગન આપ્યું.

'ભલે પધાર્યા, સ્વામીજી.' માયાળુ ગુરુજી બોલ્યા.

"'મહારાજ, હું હજી સ્વામી બન્યો નથી,' મેં ભારપૂર્વક જવાબ આપ્યો.

સંતે મને તદ્દન સાદા શબ્દોમાં નીચે પ્રમાણે સંબોધ્યો પણ એના શબ્દોમાં સત્યની ઊંડી પ્રતીતિનો રણકો હતો: 'જેમને "સ્વામી"ની સંજ્ઞા એનાયત કરવાની તને દિવ્ય આંતરિક આજ્ઞા મળે છે તેઓ કદી તેનો અસ્વીકાર કરતા નથી.' આધ્યાત્મિક આનંદનું એક તાત્કાલિક મોજું મારી આજુબાજુ ફરી વળ્યું.[૧૯૫] સંન્યાસીઓના પ્રાચીન આશ્રમમાં મને એકદમ બઢતી આપીને મનુષ્યરૂપે આ દેવદૂત સમી મહાન વ્યક્તિએ મારું જે બહુમાન કર્યું તે માટે ખુશ થતો હું તરત તેમને જ પગે પડ્યો.

બાબાજીએ – કારણકે તેઓ પોતે બાબાજી હતા – મને ઝાડની નીચે તેમની પડખે બેસવાનો ઇશારો કર્યો. તેઓ મજબૂત અને યુવાન હતા, અને લાહિરીમહાશયના જેવા જ દેખાતા હતા. જોકે આ બંને ગુરુઓના દેખાવમાં અસાધારણ સમાનતાઓ હતી તોપણ આ સમાનતા મારી નજરે ન ચડી. બાબાજી પાસે એક એવી શક્તિ હતી કે જેથી તેઓ કોઈ પણ વ્યક્તિના મનમાં ઉદ્દ્ભવતો ચોક્કસ વિચાર અટકાવી શકતા, તેથી આ મહાગુરુ દેખીતી રીતે જ એવું ઇચ્છતા હતા કે તેમના વ્યક્તિત્વની ઓળખથી અંજાઈ ન જતાં મારે તેમની હાજરીમાં સંપૂર્ણ સ્વસ્થ રહેવું.

"'કુંભમેળા વિશે તમે શું ધારો છો?'

"'મહારાજ, હું ખૂબ નિરાશ થયો હતો.' મેં ઉતાવળથી કહ્યું પણ તરત જ ઉમેર્યું. 'જ્યાં સુધી હું આપને મળ્યો નહોતો ત્યાં સુધી પણ તે છતાં સંતો અને આ કોલાહલ એ બેનો કોઈ રીતે મેળ ખાતો નથી.'

"'બચ્ચા,' ગુરુજી બોલ્યા. જોકે દેખીતી રીતે હું તેમના કરતાં બમણી વયનો હતો. 'ઘણાઓની ભૂલો માટે આખા વર્ગને દોષ દેવો ઉચિત નથી. આ જગતની દરેક વસ્તુ ખાંડ અને રેતીના

મિશ્રણ માફક સંયુક્ત લક્ષણવાળી હોય છે. પેલી ડાહી કીડી જેવા થવાનું છે જે ખાંડ ખાઈ જાય છે અને રેતીનો સ્પર્શ પણ કરતી નથી; જોકે અહીં ઘણા સાધુઓ માયાના મોહમાં ભટકયા કરે છે છતાં આવા મેળામાં આત્મદર્શી પુરુષો પણ હોય છે જેનાથી મેળાને આશીર્વાદ મળે છે.'

'આવા સિદ્ધ ગુરુ સાથેના મારા પ્રથમ મેળાપને લીધે હું તરત જ તેમની સાથે સહમત થયો.

"'મહારાજ,' હું ટીકા કરતાં બોલ્યો. 'અહીં જમા થયેલા લોકોના કરતાં ઘણા જ બુદ્ધિમાન, દૂરદૂર અમેરિકા અને યુરોપમાં રહેતા, જુદાજુદા પંથોમાં માનનારા, પણ આવા મેળાઓનાં સાચાં મૂલ્યાંકનોથી અજાણ એવા વૈજ્ઞાનિકોનો હું વિચાર કરતો હતો. જો તેઓ અહીં આવીને હિંદના સંતોનો સંપર્ક સાધે તો તેમને ઘણો લાભ થાય એમ છે. જોકે બૌદ્ધિક સિદ્ધિઓમાં તેઓ ઘણા ઊંચા ગયા હોવા છતાં ઘણા પાશ્ચાત્યો પ્રખર ભૌતિકવાદીઓ રહ્યા છે. બીજાઓ જેઓ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનને ક્ષેત્રે વિખ્યાત છે તેઓ ધર્મના મૂળભૂત ઐક્યમાં માનતા નથી. તેમના પંથવાદનાં અનુલ્લંઘનીય આવરણો એટલાં બધાં છે કે તેઓ આપણાથી હમેશ માટે જુદા જ રહે એવી ભીતિ રહે છે.'

"'હું જોઈ રહ્યો છું કે તું પશ્ચિમમાં અને સાથેસાથે પૂર્વમાં પણ રસ લઈ રહ્યો છે.' બાબાજીનો સંમતિસૂચક ચહેરો પ્રકાશી ઊઠ્યો. 'પૂર્વના કે પશ્ચિમના બધા જ લોકો માટે દ્રવી ઊઠતા તારા અંતઃકરણના શૂળને હું પારખી શકું છું અને તેથી જ મેં તને અહીં બોલાવ્યો છે.'

'તેમણે આગળ ચલાવ્યું : 'પૂર્વ અને પશ્ચિમ બંનેએ કર્મવાદ અને અધ્યાત્મવાદનો સોનેરી મધ્યમાર્ગ ઘડી કાઢવો પડશે. ભૌતિક વિજ્ઞાનને ક્ષેત્રે હિંદે પશ્ચિમ પાસેથી ઘણું શીખવાનું છે એના બદલામાં

પશ્ચિમ પોતાની ધાર્મિક માન્યતાઓ અચલ યોગવિદ્યાના દૃઢ પાયા ઉપર રચી શકે એટલા માટે હિંદે તેને વિશ્વવ્યાપી પદ્ધતિઓ શીખવવી પડશે.

" 'સ્વામીજી, પૂર્વ અને પશ્ચિમ વચ્ચે જે સરળ વિનિમય થવાનો છે તેમાં તમારે ચોક્કસ ભાગ ભજવવાનો છે. કેટલાંક વર્ષો પછી હું તમારે ત્યાં એક એવા શિષ્યને મોકલીશ જેને તમારે પશ્ચિમમાં યોગના પ્રચાર માટે તૈયાર કરવાનો રહેશે. ત્યાં આધ્યાત્મિક વલણવાળા ઘણા જિજ્ઞાસુ આત્માઓના વિચારતરંગોનો પ્રવાહ ધસારાબંધ મારી તરફ આવતો હું અનુભવું છું. યુરોપ અને અમેરિકામાં સંભવિત સંતોની પરંપરા હું જોઈ શકું છું. કોઈ જાગ્રત કરનારાની જ તેઓ રાહ જોઈ રહ્યા છે.

એમના વર્ણનની આ ક્ષણે શ્રી યુક્તેશ્વરે પોતાની દૃષ્ટિ મારા તરફ ફેરવી.

ચંદ્રના ઉજ્જવળ પ્રકાશમાં તેમણે હસતાં હસતાં કહ્યું : 'મારા બેટા, વરસો પહેલાં બાબાજીએ જે ચેલાને મારી તરફ મોકલવાનું વચન આપ્યું હતું તે તું જ છે.'

મને શ્રી યુક્તેશ્વર તરફ વાળવામાં બાબાજી જ કારણભૂત હતા એ જાણીને મને ખૂબ આનંદ થયો અને એમ છતાં મારા પ્રિય ગુરુ અને આશ્રમની નિર્મળ શાંતિ છોડીને દૂર પશ્ચિમમાં જઈ રહેવાની કલ્પના મને ઘણી કઠણ લાગી.

'બાબાજીએ પછી ભગવદ્‌ગીતા સંબંધી વાત કાઢી. શ્રી યુક્તેશ્વરે આગળ ચલાવ્યું, 'થોડાક પ્રશંસાના શબ્દો ઉપરથી આશ્ચર્ય સાથે હું કળી શક્યો કે મેં ગીતાનાં કેટલાંક પ્રકરણો ઉપર ટીકા લખી છે તે તેઓ જાણે છે.'

"'સ્વામીજી, મારી વિનંતિ છે કે એક બીજું કામ પણ તમે હાથમાં લો,' મહાગુરુએ કહ્યું. 'ખ્રિસ્તી અને હિંદુ ધર્મશાસ્ત્રો વચ્ચેના મૂળભૂત ઐક્ય ઉપર એક નાની પુસ્તિકા તમે ન લખો ? સમાન્તર નિવેદનો ટાંકીને બતાવી આપો કે પ્રભુપ્રેરિત પેગંબરોએ સમાન સત્યો જ ઉચ્ચારેલાં છે; પણ માણસોના પંથવાદના ઝઘડાઓમાં તે ઢંકાઈ ગયાં છે.'

"'મહારાજ !'[૧૯૬] કાંઈક અશ્રદ્ધાથી મેં જવાબ આપ્યો. 'કેવી આજ્ઞા ! શું હું એ પૂર્ણ કરી શકીશ ?'

'બાબાજી મધુરું હસ્યા : 'મારા બેટા, શા માટે તું શંકા કરે છે ?' તેમણે ખાતરીપૂર્વક કહ્યું. 'જરૂર, આ બધું કોનું કામ છે અને આ બધાં કર્મોનો કર્તા કોણ છે ? પરમાત્મા મારે મુખે જે બોલાવે છે તે સ્થૂળ જગતમાં સત્ય બનવાનું એ નક્કી છે.'

'સંતના આશીર્વાદથી મારામાં શક્તિનો સંચાર થયો હોય એવું મને લાગ્યું અને પુસ્તિકા લખવા હું કબૂલ થયો.

વિયોગની ઘડી આવી પહોંચી છે એવું ભાન થતાં હું મારા સાદડીના આસન ઉપરથી ભારે હૈયે ઊઠ્યો.

'ગુરુજીએ પૂછ્યું : 'તું લાહીરીને ઓળખે છે ?[૧૯૭] એ મહાન આત્મા છે, નહિ વારુ ? તેમને આપણી મુલાકાતની વાત કરજે.' તેમણે પછી લાહીરીમહાશય માટે મને સંદેશો આપ્યો.

'મેં તેમની વિદાય માગતી વખતે નમ્રતાથી પ્રણામ કર્યા ત્યારે તેમણે ઉલ્લાસભર્યું હાસ્ય કર્યું અને મને વચન આપ્યું : 'તારી પુસ્તિકા પૂરી થશે ત્યારે હું તને મુલાકાત આપીશ. હાલ તરત નમસ્તે.'

'બીજે જ દિવસે મેં અલ્લાહાબાદ છોડ્યું અને બનારસની ગાડીમાં ચડી બેઠો. ગુરુને ઘેરે જઈને કુંભમેળામાં મળેલા આ અદ્ભુત સંતની સવિસ્તર હકીકત મેં તેમને કહી દીધી.

" 'ઓહો ! તું તેમને ઓળખી નહીં શકયો ?' લાહીરીમહાશયની આંખો ખુશાલીથી નાચી ઊઠી હતી. 'હા, ખરું છે. તું ઓળખી ન શકયો હોઈશ કારણકે તેમણે તને તેમને ઓળખતો અટકાવ્યો હતો. દિવ્ય બાબાજી ! તેઓ મારા અદ્વિતીય ગુરુ છે.'

" 'બાબાજી !' મંત્રમુગ્ધ થઈને હું ફરી બોલ્યો, 'યોગી — ક્રાઈસ્ટ બાબાજી ! દશ્ય – અદશ્યના તારણહાર બાબાજી ! ઓહ ! ભૂતકાળનાં દશ્યો તાજાં કરી શકું અને તેમની હાજરીમાં ફરી એક વાર ઉપસ્થિત થઈને તેમના ચરણકમળમાં પડીને મારી ભક્તિ બતાવી શકું તો કેવું સારું !'

" 'કાંઈ હરકત નહિ,' લાહીરીમહાશયે દિલાસો આપતાં કહ્યું. 'તેમણે તને ફરી મળવાનું વચન આપ્યું છે પછી શો વાંધો છે ?'

" 'ગુરુદેવ, દેવાંશી ગુરુજીએ તમને એક સંદેશો આપવાનું મને કહ્યું છે. તેમણે કહ્યું છે : 'લાહીરીને કહેજો કે આ જીવન માટેની સંચિત કરેલી શક્તિ હવે ઘણી ઓછી થઈ ગઈ છે. તે લગભગ ખલાસ થઈ ગઈ છે.'

'આવા ગૂઢ શબ્દોના મારા ઉચ્ચારણ સાથે જ લાહીરીમહાશયનો દેહ વિદ્યુતપ્રવાહના સ્પર્શ માફક ધ્રુજી ઊઠયો. ક્ષણ વારમાં તેઓ શાંત થઈ ગયા, તેમનું હસતું મુખારવિંદ એકદમ કડક બની ગયું. લાકડાની મૂર્તિની માફક તેમનું શરીર ગંભીર અને નિશ્ચળ રીતે આસન ઉપર જડાઈ જઈ ફિક્કું પડી ગયું. હું ભયભીત થયો અને ગભરાઈ ગયો. આવા આનંદી આત્માને આટલી ભયંકર રીતે ગંભીરતા ધારણ કરતાં મારા જીવનમાં પહેલાં કદી જોયા નહોતા. બીજા જે શિષ્યો ત્યાં હાજર હતા તેઓ પણ ફાટી આંખે જોઈ રહ્યા.

'આ પ્રમાણે મૌનમાં ત્રણ કલાક વીતી ગયા. ત્યાર પછી લાહીરીમહાશયે પોતાનું નૈસર્ગિક આનંદી સ્વરૂપ ફરી પાછું ધારણ કર્યું અને દરેક શિષ્યની સાથે મીઠાસથી વાતો કરી. દરેકે છુટકારાનો દમ લીધો.

ગઈ હતી. ઘાટની આજુબાજુ મેં ઘણી શોધ કરી પણ મારા અંતરથી મને ખાતરી થઈ ગઈ કે આ નાની ટોળી હવાઈ પાંખથી ઊડી ગઈ હતી.

'મને ઘણું ખોટું લાગ્યું. ' ફરી પાછો અમારો મેળાપ થાય તોપણ હું તેમની સાથે બોલવાનો નથી. મેં મારા મન સાથે ગાંઠ વાળી. આટલો જલદી મને છોડી દીધો એવા તેઓ નિર્દય છે. અલબત્ત, આ પ્રેમનો ગુસ્સો હતો. અને એ સિવાય વિશેષ કાંઈ નહીં.

'કેટલાક મહિના પછી હું લાહીરીમહાશયને બનારસમાં મળ્યો. હું એમના નાના ઓરડામાં દાખલ થયો કે તરત જ તેમણે સ્મિત કરીને મને આવકાર આપ્યો. ' યુક્તેશ્વર ભલે પધાર્યા, મારા ઓરડાના પ્રવેશદ્વાર પર જ બાબાજી તમને મળ્યા ?'

" 'ના, કેમ વારુ ?' મેં આશ્ચર્યથી જવાબ આપ્યો.

" 'અહીં આવ,' લાહીરીમહાશયે મારા કપાળને હળવો સ્પર્શ કર્યો; તરત જ સંપૂર્ણ ખીલેલા કમળની માફક બાબાજીનો દેહ દરવાજામાં દેખાયો. મારી જૂની અવગણના મને યાદ આવી અને તેથી મેં પ્રણામ કર્યા નહીં. લાહીરીમહાશય આશ્ચર્યથી જોઈ રહ્યા.

'દિવ્ય ગુરુ અગાધ દૃષ્ટિથી મારી સામે જોઈ રહ્યા : 'તને મારા પર ગુસ્સો આવ્યો છે ?'

" 'મહારાજ ! હું ગુસ્સે કેમ ન થાઉં ?' મેં જવાબ આપ્યો. 'આપની ગુપ્ત મંડળી સાથે આપ અવકાશમાંથી આવ્યા અને અવકાશમાં ઊડી ગયા.'

" 'મેં તને કહ્યું હતું કે હું તને મળીશ. પણ હું કેટલો વખત રહેવાનો છું તે કહ્યું નહોતું.' બાબાજી ધીમું હસ્યા. 'તું ભારે ઉશ્કેરાટમાં હતો. હું તને ખાતરી આપું છું કે એ જ તારા ઉશ્કેરાટના ઝપાટાથી હું હવામાં વિલીન થઈ ગયો હતો.'

'આ નિર્વ્યાજ ખુલાસાથી મને એકદમ સંતોષ થઈ ગયો. હું તેમને પગે પડચો. આ મહાન ગુરુએ પ્રેમથી મારો ખભો થાબડચો.

" ' બચ્ચા, તારે હજી ખૂબ ધ્યાન કરવાનું છે,' તેમણે કહ્યું. ' તારી દૃષ્ટિ હજી નિર્મળ થઈ નથી—સૂર્યપ્રકાશની પાછળ છુપાઈ જતાં તું મને જોઈ શક્યો નથી.' દિવ્ય વાંસળીના અવાજ જેવા આ શબ્દો સાથે ગૂઢ તેજોમંડળમાં બાબાજી સમાઈ ગયા.

શ્રી યુક્તેશ્વરે ઉપસંહાર કરતાં કહ્યું : ' મારા ગુરુનાં દર્શન માટેની બનારસની આ મારી છેલ્લી મુલાકાત હતી. કુંભમેળા વખતે બાબાજીએ જેમ આગાહી કરી હતી તેમ લાહીરીમહાશયના ગૃહસ્થ જીવનનો હવે અંત આવે છે. સને ૧૮૯૫ના ઉનાળા દરમિયાન એમના ખડતલ શરીરની પીઠ પર એક નાનું ગૂમડું થયું. નસ્તર મૂકવાનો તેઓ વિરોધ કરતા હતા. કોઈક શિષ્યના અપકર્મનો ભોગવટો એમણે માથે લીધો હતો. છેવટે થોડાક શિષ્યો ખૂબ આગ્રહી થયા. ગુરુજીએ ગૂઢ જવાબ આપ્યો : ' શરીરના મૃત્યુ માટે કાંઈક કારણ તો જોઈએ જ. તમે જે કાંઈ કરશો તેમાં હું સંમત થઈશ.'

' થોડાક વખત પછી આ અલૌકિક ગુરુએ બનારસમાં પોતાનો દેહ છોડ્યો. હવે મારે એમને એમના નાનકડા બેઠકખંડમાં શોધવાના રહ્યા નહિ.

મને તો મારા જીવનનો પ્રત્યેક દિવસ એમના સર્વવ્યાપી માર્ગદર્શનથી અનુગૃહીત થયેલો જ લાગે છે.'

વરસો પછી, એમના એક પટ્ટશિષ્ય સ્વામી કેશવાનંદને[૨૦૨] મુખેથી લાહીરીમહાશયના અંતકાળની અદ્દ્ભુત કહી શકાય એવી નજરે દેખી હકીકતો સાંભળવા મળી હતી.

કેશવાનંદે મને કહ્યું : ' મારા ગુરુએ પોતાનો દેહ છોડ્યો તેના થોડા દિવસ પહેલાં હું મારા હરદ્વારના આશ્રમમાં બેઠો હતો ત્યારે તેઓ સદેહે મારી સમક્ષ આવ્યા અને કહ્યું : ' એકદમ બનારસ આવો.' આ શબ્દો બોલીને લાહીરીમહાશય એકદમ અદૃશ્ય થઈ ગયા.

'હું તરત જ બનારસની ગાડીમાં ચડી બેઠો. મારા ગુરુના ઘેરે અનેક શિષ્યોને ભેગા થયેલા જોયા. તે દિવસે[203] ગુરુજીએ કલાકો સુધી ગીતા સમજાવી. ત્યાર પછી તેમણે અમને સાદા શબ્દોમાં સંબોધ્યા. 'હું ઘેરે જાઉં છું.'

'અવિરત ધોધની માફક પરિતાપનાં ડૂસકાં વહી રહ્યાં.

"'શાંત થાઓ; હું ફરી પાછો બેઠો થઈશ.' આ શબ્દોચ્ચારણ પછી લાહીરીમહાશય પોતાના સ્થાન ઉપર બેઠા થયા. પોતાના શરીરને વર્તુળમાં ત્રણ વખત ફેરવ્યું, ઉત્તર દિશા તરફ મુખ કરીને પદ્માસન વાળ્યું અને આખરે ગૌરવભરી રીતે મહાસમાધિમાં લીન થયા.[204]

કેશવાનંદે આગળ ચલાવ્યું : 'લાહીરીમહાશયનું સુંદર શરીર જે ભક્તોને ઘણું પ્રિય હતું તેને પવિત્ર ગંગાને કિનારે મણિકર્ણિકા ઘાટ ઉપર ગૃહસ્થની ઉચિત વિધિથી અગ્નિદાહ દેવામાં આવ્યો. બીજે દિવસે સવારે દશ વાગ્યે જ્યારે હું હજી બનારસમાં જ હતો ત્યારે મારો ઓરડો તેજથી ભરાઈ ગયો. ઓહો ! લાહીરીમહાશયનો જીવંત દેહ મારી સામે ખડો થઈ ગયો ! આ શરીર જૂના શરીર જેવું જ દેખાતું હતું. તફાવત એટલો જ હતો કે એ જરા વધારે જુવાન અને તેજસ્વી દેખાતું હતું. મારા દિવ્ય ગુરુએ મને કહ્યું :

"'કેશવાનંદ !' તેમણે કહ્યું, 'એ હું છું. ભસ્મ થઈ ગયેલા મારા દેહના છૂટા પડેલા અણુઓમાંથી નવો આકાર સરજી હું બેઠો થયો છું. આ સંસારમાં મારા ગૃહસ્થ જીવનનું બધું કામ પૂરું થયું છે પણ જગત હું સંપૂર્ણપણે છોડતો નથી. હવે પછીથી બાબાજી સાથે થોડો વખત હિમાલયમાં ગાળીશ અને પછી બાબાજી સાથે અનંત બ્રહ્માંડમાં.'

'મારા ઉપર આશીર્વાદના કેટલાક શબ્દો ઉચ્ચારી અપ્રતિમ ગુરુ અંતર્ધ્યાન થઈ ગયા. અદ્ભુત પ્રેરણાઓ મારા હૃદયમાં ઊઠવા લાગી. ભૌતિક દેહ છોડ્યા પછી પોતાના ગુરુઓના જીવંત દેહો

પર નજર નાખતાં જિસસ અને કબીરના[૨૦૫] શિષ્યોના આત્માનું જેવું ઊર્ધ્વીકરણ થયું હતું તેવી ઉન્નત પ્રેરણા મને પણ થઈ આવી.

કેશવાનંદે ચાલુ રાખ્યું : 'હરદ્વારના મારા એકાંત આશ્રમમાં હું જ્યારે પાછો ફર્યો ત્યારે મારા ગુરુની પવિત્ર ભસ્મ હું સાથે લાવ્યો હતો. હું જાણું છું કે એમણે દેશકાળનું મર્યાદિત પિંજરું છોડયું છે અને સર્વવ્યાપી પક્ષી છૂટું થયું છે. તેમ છતાં તેમના પવિત્ર અવશેષોને લીધે સંસારમાં મારા આત્માને આશ્વાસન મળતું હતું.'

પુનરુત્થાન પામેલા પોતાના ગુરુનાં દર્શન કરવા ભાગ્યશાળી થયેલા બીજા શિષ્ય તે સંત પંચાનન ભટ્ટાચાર્ય[૨૦૬] હતા. હું પંચાનનને એમને ઘેરે કલકત્તામાં મળ્યો.

અને એમણે મને ગુરુ સાથેના એમના ઘણાં વર્ષોના પરિચયની ઘણી વાતો આનંદથી સંભળાવી. છેવટે એમણે એમના જીવનનો એક અત્યંત રોમાંચક પ્રસંગ મને કહ્યો.

પંચાનન બોલ્યા : 'અહીં કલકત્તામાં એમના અગ્નિસંસ્કારને બીજે દિવસે સવારે દસ વાગ્યે લાહીરીમહાશય સદેહે મારી સામે આવી ઊભા હતા.'

સ્વામી પ્રણવાનંદે — 'બે કાયાધારી સંત' — પણ મને એમના સ્વર્ગીય અનુભવની વિગતો મને વિશ્વાસથી કરી હતી. પ્રણવાનંદ મારી રાંચી શાળાની મુલાકાતે આવેલા તે વખતે તેમણે મને કહ્યું હતું :

'લાહીરીમહાશયે શરીર છોડયું તે પહેલાં મને તેમના તરફથી એક પત્ર મળ્યો હતો અને તેમાં મારે એકદમ બનારસ આવવું એવું લખ્યું હતું. હું જરા મોડો પડયો અને એકદમ નીકળી શકયો નહોતો. હું મુસાફરીની તૈયારી કરતો હતો એટલામાં સવારે લગભગ દસ વાગ્યે મારા ગુરુનું તેજસ્વી શરીર પ્રત્યક્ષ જોઈ આનંદસાગરમાં ડૂબી ગયો.

લાહીરીમહાશયે હસતાં હસતાં કહ્યું : 'બનારસ જવાની હવે ઉતાવળ શા માટે કરે છે? ત્યાં હું હવે મળી શકવાનો નથી.

'એમના શબ્દોનો મર્મ મને સમજાયો ત્યારે નિરાશ હૈયે હું ખૂબ રડયો. કેમ કે મેં જે જોયું તે માત્ર સ્વપ્ન છે એમ હું માનતો હતો.

'ગુરુજી મારી પાસે આવ્યા અને મને દિલાસો આપતાં બોલ્યા : 'મારા શરીરને સ્પર્શ કર. હું હંમેશની માફક જીવું છું. શોક ન કર; શું હું હંમેશ માટે તમારી સાથે નથી?'

આ ત્રણ મહાશિષ્યોની પાસેથી મળેલી વિગતો પ્રમાણે એક આશ્ચર્યકારક સત્ય તરી આવે છે; લાહીરીમહાશયના શરીરને અગ્નિ-સંસ્કાર આપ્યા પછી બીજે દિવસે સવારે દસ વાગ્યે પુનરુત્થાન પામેલા ગુરુ સાચા પણ રૂપાંતરિત શરીરથી ત્રણ શિષ્યોને ત્રણ જુદાંજુદાં શહેરોમાં એક જ વખતે દર્શન આપે છે.

'એટલે જ્યારે આ નાશવંત દેહ અક્ષર સ્વરૂપ ધારણ કરશે અને અમરતા પ્રાપ્ત કરશે ત્યારે નીચેની લોકોક્તિ સાચી ઠરશે : 'વિજય મૃત્યુને ગળી ગયો છે,' અરે મૃત્યુ! તારો ડંખ ક્યાં છે? ઓ કબર, તારો વિજય ક્યાં છે?'

## ૩૮

## હું અમેરિકા જાઉં છું

'અમેરિકા! ખરેખર આ લોકો અમેરિકન જ છે!'

મારી આંતરદૃષ્ટિ સમક્ષ જ્યારે પશ્ચિમના લોકોની મુખાકૃતિઓની હારમાળા મેં પસાર થતી જોઈ ત્યારે મને વિચાર આવ્યો.

રાંચી શાળાના ભંડારિયામાં ધૂળ ખાતી પડી રહેલી પેટીઓની પાછળ બેઠોબેઠો હું ધ્યાનમાં ઊંડો ઊતરી ગયો હતો. કિશોરોની

સાથે ગાળેલાં એ ધમાલિયાં વરસો દરમિયાન ત્યાં ખાનગી કહી શકાય એવી કોઈ જગ્યા ભાગ્યે જ મળતી.

ધ્યાન દરમિયાન આ દશ્ય ચાલુ રહ્યું. મારી આંતરચેતનાની રંગભૂમિ ઉપર લોકોનાં અસંખ્ય ટોળાં[૨૦૭] નાટકના નટોની માફક મારી સામે એકીટસે જોતાંજોતાં ચાલ્યાં જતાં હતાં.

ભંડારિયાનું બારણું ઊઘડયું : હંમેશની માફક એક છોકરાએ મારી એકાંતની જગ્યા શોધી કાઢી હતી.

'વિમળ, અહીં આવ.' હર્ષથી મેં તેને બોલાવ્યો. 'મારે તને કાંઈ સમાચાર આપવાના છે. ઈશ્વર મને અમેરિકા જવાનું કહે છે.'

'અમેરિકા તરફ?' મારા શબ્દોનો તેણે એવા અવાજમાં પડઘો પાડ્યો કે મેં 'ચંદ્ર તરફ' કહ્યું એવું તે સમજ્યો છે.

'હા, કોલંબસની માફક હું અમેરિકાની શોધ કરવા જાઉં છું. એણે માન્યું હતું કે એણે હિંદુસ્તાનની શોધ કરી છે. ખરેખર, આ બન્ને દેશો વચ્ચે કાંઈક વિધિનો સંબંધ છે.'

વિમળ છટકી ગયો. આ બેપગા વર્તમાનપત્રે આખી શાળાને ખબર કરી દીધી. મૂંઝાયેલા શિક્ષકમંડળને મેં બોલાવ્યું અને તેમને શાળાની સોંપણી કરી.

મેં કહ્યું : 'હું જાણું છું કે લાહીરીમહાશયના શિક્ષણમાં યોગના આદર્શો હંમેશાં તમે તમારી નજર સમક્ષ રાખશો જ. હું અવારનવાર તમને લખતો રહીશ. ઈશ્વરેચ્છા હશે તો કોઈ દિવસ હું પાછો આવીશ.'

રાંચીની સૂર્યતપ્ત ભૂમિ ઉપર અને નાનાંનાનાં ભૂલકાંએ ઉપર છેલ્લી નજર નાખતાં મારી આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. મને ખાતરી થઈ કે મારા જીવનનો એક ચોક્કસ અવધિ પૂરો થયો છે.

તેમણે કરડાકીથી પૂછ્યું : 'તું કેવી રીતે જઈ શકશે? તને પૈસા કોણ આપશે?' કેમ કે મારા શિક્ષણનો અને ત્યાર પછી અત્યાર સુધીના મારા જીવનનો તમામ ભાર તેમણે પ્રેમપૂર્વક વહન કર્યો હતો. તેથી તેમને નિઃશંક ખાતરી હતી કે તેમના આ પ્રશ્નથી મારી આખી યોજના ખોરંબે પડશે.

'ઈશ્વર મને જરૂર ખર્ચ આપી રહેશે.' આ જવાબ આપતી વખતે અનંતને મેં જે જવાબ આગ્રામાં આપેલો તેની મને યાદ આવી ગઈ. ખાસ હેતુ સિવાય સહજ રીતે હું બોલી ઊઠ્યો : 'પિતાજી, મને મદદ કરવાની પ્રેરણા ઈશ્વર કદાચ તમારા મનમાં પણ મૂકે!'

'નહિ, કદી નહિ.' દયાર્દ્રતાથી તેમણે મારી સામે જોયું. બીજે દિવસે પિતાજીએ એક મોટી રકમનો ચેક મારા હાથમાં મૂક્યો ત્યારે મને ખૂબ આશ્ચર્ય થયું.

તેમણે કહ્યું : 'હું આ રકમ તને આપું છું, એક પિતા તરીકે નહિ પણ લાહીરીમહાશયના એક વફાદાર શિષ્ય તરીકે આપું છું. હવે જ્યારે તું દૂર પશ્ચિમની ભૂમિમાં જાય છે ત્યારે ત્યાં ક્રિયાયોગના પંથવિહીન શિક્ષણનો પ્રચાર કરજે.'

મારા પિતાજીએ જે ઝડપથી વ્યક્તિગત ઇચ્છાઓને બાજુએ મૂકીને નિઃસ્વાર્થ હેતુને આગળ કર્યો તે જોઈને હું ખૂબ દ્રવી
ઠ્યો. તેમને આગલી રાત્રે ખાતરી થઈ ચૂકી હતી કે મારી આ
ત્રાનો હેતુ માત્ર પરદેશની સામાન્ય મુસાફરીનો જ ન હતો.
યોગ;ાચ આપણે આ જીવનમાં ફરી પાછા ન પણ મળીએ.' આ
અવાત પિતાજી જે સડસઠની વયના હતા તે દિલગીરીથી બોલ્યા.
હું પ ,આંતરપ્રેરણાની નિશ્ચિત ખાતરીથી મેં જવાબ આપ્યો :
। એક વખત ભગવાન આપણો મેળાપ ખાતરીથી કરાવી
ઉપર શે.'
મને . ગુરુજી અને મારી જન્મભૂમિને છોડીને અમેરિકાના અજાણ્યા
રે પહોંચવાની મારી તૈયારીઓ જેમજેમ આગળ વધતી ગઈ

થોડા વખતમાં બાબાજીએ બારણા તરફનો રસ્તો લીધો. જતાં જતાં તેમણે કહ્યું: 'મારી પાછળ આવવાનો પ્રયત્ન કરશો નહિ; એમ કરવામાં તમે ફાવશો નહિ.'

'મેં વારંવાર પોકારીને કહ્યું: 'કૃપા કરીને, બાબાજી, તમે જશો નહિ, મને સાથે લેતા જાઓ.'

તેમણે કહ્યું: 'હમણાં નહિ. બીજી કોઈ વખતે.'

ભાવનાના આવેશમાં મેં તેમની ચેતવણી ધ્યાનમાં લીધી નહિ. જેવો હું તેમની પાછળ દોડયો કે તરત જ મારા પગ ભૂમિ સાથે જડાઈ ગયા. બારણામાંથી બાબાજીએ મારા તરફ એક પ્રેમભરી દૃષ્ટિ ફેંકી. આશીર્વાદ આપતા હોય એવી રીતે ઊંચા કરેલા તેમના હાથ ઉપર મારી દૃષ્ટિ તૃષ્ણાપૂર્વક ખોડાઈ રહી.

થોડીક ક્ષણો પછી મારા પગ છૂટા થયા. હું નીચે બેસી ગયો. અને ઊંડા ધ્યાનમાં ઊતરી ગયો. મારી પ્રાર્થનાનો જવાબ મળ્યો એટલા માટે જ નહિ પણ બાબાજી સાથે મને મેળાપ કરાવી આપવા જેટલી મારા પર કૃપા કરવા માટે હું પ્રભુનો અવિરત આભાર માનતો રહ્યો. પુરાણા છતાં નિત્ય યુવાન એવા મહાગુરુના સ્પર્શ માત્રથી મને મારો આખો દેહ પવિત્ર થયેલો લાગ્યો. એમનાં પ્રત્યક્ષ દર્શન માટે હું લાંબા કાળથી તીવ્ર ઇચ્છા સેવતો હતો.

અત્યાર સુધી બાબાજી સાથેની મારી આ મુલાકાતની વાત મેં કોઈને પણ કરી નથી. મારા અનેક માનવઅનુભવો પૈકીનો આ એક પવિત્ર અનુભવ મેં મારા અંતઃકરણમાં છુપાવી રાખ્યો હતો. પણ પછી મને વિચાર આવ્યો કે એકાંતસેવી બાબાજીને મેં પ્રત્યક્ષ જોયા છે અને તેમને દુનિયાના બનાવોમાં રસ છે એવું હું કહું તો આ આત્મકથાના વાચકો એમના અસ્તિત્વનો વધારે સારી રીતે સ્વીકાર કરે. વર્તમાન હિંદના યોગી – ક્રાઇસ્ટ –ની સાચી તસવીર દોરવામાં મેં કલાકારને મદદ કરી હતી.

શ્રી નાગેન્દ્રનાથ ભાદુરી
"ઊડતા સંત"

માસ્ટર મહાશય
"પૂર્ણ સંતોષી ભક્ત"

લોસ એન્જલ્સ, કેલિફોર્નિયા — ૧૯૨૫
ફીલ હાર્મોનિક હોલ મધ્યે પ્રવચન આપતા શ્રી યોગાનંદજી

યુનાઈટેડ સ્ટેઈટ્સની સફરે જવાની આગલી સાંજે હું શ્રી યુક્તેશ્વરજીની પવિત્ર હાજરીમાં જ હતો. તેમણે તેમની લાક્ષણિક સ્વસ્થતાથી સલાહ આપતાં કહ્યું: 'હિંદુ કુટુંબમાં તું જન્મ્યો છે એ ભૂલી જજે અને અમેરિકનોની બધી જ રહેણીકરણી તું અપનાવતો નહિ. બન્ને પ્રજાઓના ઉત્તમ ગુણો ગ્રહણ કરજે. ઈશ્વરના પુત્ર જેવો તું આત્મસ્વરૂપ બન. જગતની અનેક પ્રજાઓમાં વિખરાયેલા પડેલા તારા ગુરુભાઈઓના ઉત્તમ ગુણો શોધી શોધીને તું આત્મસાત્ કરજે.'

ત્યાર પછી મને આશીર્વાદ આપતાં તેઓ બોલ્યા: 'ઈશ્વરની શોધ માટે શ્રદ્ધા રાખીને જેઓ તારી પાસે આવશે તેમને તું મદદ કરજે. જ્યારે તું એમના પર દૃષ્ટિ નાખશે ત્યારે તારી આંખોમાંથી નીકળતો આધ્યાત્મિક પ્રવાહ તેમના ચિત્તમાં પ્રવેશ કરશે અને તેમની ભૌતિક ટેવો બદલી નાખી તેમને વિશેષ ઈશ્વરાભિમુખ બનાવશે.'

તેમણે હસતાં હસતાં કહ્યું: 'નિખાલસ આત્માઓને તારા તરફ આકર્ષવા જેટલી શક્તિ વિધાતાએ તને આપેલી છે. જ્યાં જ્યાં તું જશે, જંગલમાં પણ ત્યાં તને મિત્રો મળી રહેશે.'

એમણે આપેલી બન્ને આશિષો ઘણી સારી રીતે ફળી છે. જ્યાં મને એક પણ મિત્ર નહોતો એવા અમેરિકામાં હું એકલો જ આવ્યો હતો. પણ ત્યાં મને આત્માનો અમર સંદેશો સાંભળવાને આતુર એવા હજારો લોકો મળી ગયા.

પહેલા વિશ્વયુદ્ધની સમાપ્તિ પછીની અમેરિકા જતી પહેલી ઉતારુ આગબોટ 'ધી સીટી ઑફ સ્પાર્ટા'માં ૧૯૨૦નાં ઑગસ્ટમાં મેં હિંદ છોડયું. પાસપોર્ટ મેળવવાને ભોગવવી પડતી કેટલીક અમલદારશાહી મુશ્કેલીઓનો ચમત્કારિક કહી શકાય એવો ઉકેલ થયા પછી હું પૅસેજ મેળવી શકયો.

સમુદ્રની બે માસની સફર દરમિયાન એક સહપ્રવાસીને ખબર પડી કે હું બોસ્ટનની કોંગ્રેસમાં હિન્દના પ્રતિનિધિ તરીકે જાઉં છું. અમેરિકનો જે નામથી મને પાછળથી ઓળખતા થયા તેનો સૌથી પ્રથમ ઉચ્ચાર કરનાર આ ગૃહસ્થે મને સંબોધીને કહ્યું : ‘સ્વામી યોગાનંદ, આવતા ગુરુવારે રાત્રે ઉતારુઓને એક ભાષણ આપવાની કૃપા કરશો. ‘જીવનનો સંગ્રામ અને તે કેમ ખેલવો ?’ આ વિષય ઉપરનો વાર્તાલાપ બધાને ઘણો ઉપયોગી નીવડશે.’

અરે ! બુધવારે મને ભાન થયું કે મારા જીવનનો આ પ્રથમ સંગ્રામ મારે જ ખેલી બતાવવાનો છે. મારા વિચારોને ભાષણના રૂપમાં અંગ્રેજીમાં ગોઠવવાની તનતોડ મહેનત કરતાં કરતાં કંટાળીને આખરે એ પ્રયત્ન જ મેં છોડી દીધો. સવારીએ જોડવાની તૈયારી થતી જોઈ જંગલી વછેરો જેમ કૂદાકૂદ કરે છે તેમ અંગ્રેજી વ્યાકરણના ચોકઠામાં મારા વિચારો ગોઠવાવા તૈયાર નહોતા. ગુરુજીનાં ભૂતકાળનાં વચનો પર સંપૂર્ણ શ્રદ્ધા મૂકીને ગુરુવારે રાત્રે આગબોટના દીવાનખંડમાં શ્રોતાસમુદાય સમક્ષ હું ઊભો થયો. વાચા ઊઘડી નહિ. સભા રૂબરૂ હું મૂંગો ઊભો રહ્યો. દસ મિનિટની ધૈર્યકસોટી પછી શ્રોતાગણને મારી પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો અને આખરે હસાહસ શરૂ થઈ.

મારે માટે આ પ્રસંગ ઘણો ગંભીર હતો. ગુસ્સે થઈને મેં ગુરુજીને મૂક પ્રાર્થના કરી.

‘તું બોલી શકીશ ! ચલાવ !’ તરત જ મારા આંતરચૈતન્યમાં તેમનો અવાજ સંભળાયો.

મારા વિચારોનો પ્રવાહ અંગ્રેજી ભાષામાં સડસડાટ વહેવા લાગ્યો. પિસ્તાલીસ મિનિટ પછી પણ શ્રોતાગણ ધ્યાનગ્રસ્ત હતો. આ વાર્તાલાપને પરિણામે પાછળથી મને અમેરિકાની ઘણી સંસ્થાઓ તરફથી ભાષણો માટે આમંત્રણો મળ્યાં હતાં.

આ ભાષણમાં જે કાંઈ હું બોલ્યો હોઈશ તેનો એક શબ્દ પણ મને પાછળથી યાદ આવ્યો નથી. ચોક્કસ તપાસને અંતે સંખ્યાબંધ ઉતારુ મિત્રો તરફથી જાણવા મળ્યું કે; 'તમે જુસ્સાદાર અને શુદ્ધ અંગ્રેજીમાં પ્રેરક ભાષણ આપ્યું હતું.' આ ખુશખબર સાંભળીને તેમની પ્રસંગાનુકૂળ મદદ માટે મેં મારા ગુરુજીનો નમ્રતાપૂર્વક આભાર માન્યો. અને ફરીથી મને ખાતરી થઈ કે દેશ અને કાળના તમામ અવરોધો ઓળંગી જઈને મારા ગુરુજી હંમેશાં મારી સાથે જ હતા.

બાકીની સમુદ્રસફર દરમિયાન એક વખતે બોસ્ટન કોંગ્રેસમાં મારા અંગ્રેજી ભાષણનો કેવો ફજેતો થશે તે બાબતની ભયજનક વેદનાઓ મારે અનુભવવી પડી હતી.

'પ્રભુ.' મેં ઊંડા ધ્યાનથી પ્રાર્થના કરી. 'તું જ મારું એક માત્ર પ્રેરક બળ થવાની કૃપા કર.'

'ધી સીટી ઑફ સ્પાર્ટા' સપ્ટેમ્બરના અંતમાં બોસ્ટન બંદરે લાંગરી. સને ૧૯૨૦ના ઑક્ટોબરની તા. ૬ઠ્ઠીએ બોસ્ટન કોંગ્રેસને સંબોધતાં અમેરિકામાંનું મારું પહેલું ભાષણ કર્યું. એનો સારો સત્કાર થયો. મેં નિરાંત અનુભવી. કોંગ્રેસની કાર્યવાહીના જાહેર થયેલા હેવાલમાં અમેરિકન યુનિટેરિયન એસોસિયેશનના ઉદારચેતા મંત્રીએ નીચે પ્રમાણે શેરો માર્યો છે :

'રાંચી બ્રહ્મચર્યાશ્રમના પ્રતિનિધિ સ્વામી યોગાનંદ પોતાની સંસ્થા તરફથી આપણી કોંગ્રેસ માટે અભિનંદન લાવ્યા છે. સુંદર પ્રવાહી અંગ્રેજીમાં અને આવેશભર્યા વક્તૃત્વથી 'ધર્મનું વિજ્ઞાન' એ તાત્ત્વિક વિષય ઉપર એમણે ઘણું બોધપ્રદ પ્રવચન આપ્યું હતું. વિશેષ પ્રચાર માટે એને જુદી પત્રિકારૂપે પણ છપાવવામાં આવ્યું છે. એમણે પ્રતિપાદન કર્યું છે કે ધર્મ એ વિશ્વવ્યાપી છે અને એક જ છે. આપણે કેટલાક રિવાજો અને પ્રણાલિકાઓને કદાચ સર્વવ્યાપી ન બનાવી શકીએ પણ ધર્મનાં સામાન્ય તત્ત્વોને તો જરૂર વિશ્વવ્યાપી બનાવી શકીએ. અને બધાઓને એકસરખી

રીતે તેમને અનુસરવાનું અને તે પ્રમાણે ચાલવાનું પણ કહી શકીએ.'

પિતાજીના ઉદાર મદદને લીધે કોંગ્રેસ પૂરી થઈ ગયા પછી પણ મારે માટે અમેરિકામાં રહેવાનું શક્ય બન્યું. બોસ્ટનમાં હું સામાન્ય સ્થિતિમાં ત્રણ વર્ષ રહ્યો. મેં જાહેર ભાષણો આપ્યાં—વર્ગો ચલાવ્યા, અને 'આત્માનું સંગીત' નામનું કવિતાનું એક પુસ્તક પણ લખ્યું જેની પ્રસ્તાવના સીટી ઑફ ન્યુયૉર્કની કૉલેજના પ્રમુખ ડૉ. ફ્રેડરિક બી. રોબિન્સને લખી છે.

સને ૧૯૨૪ના ઉનાળામાં મેં ખંડવ્યાપી મુસાફરી શરૂ કરી અને તે દરમ્યાન બધાં મુખ્ય મુખ્ય શહેરોમાં હજારોની મેદની સમક્ષ ભાષણો આપ્યાં હતાં. ઉત્તરમાં અલાસ્કાના સુંદર પ્રદેશમાં થોડોક કાળ ગાળવાના હેતુથી સીટલ બંદરેથી અમે બોટમાં બેઠા.

ઉદારચિત્ત વિદ્યાર્થીઓની મદદથી સને ૧૯૨૫ના અંતમાં કેલિફોર્નિયામાં લૉસ એન્જેલિસની માઉન્ટ વૉશિંગ્ટન એસ્ટેટ્સ ઉપર અમેરિકાના મુખ્ય આશ્રમની મેં સ્થાપના કરી. વરસો પહેલાં કાશ્મીરમાં મારા આંતરદર્શનમાં જોયેલા મકાન જેવું જ આ મકાન છે. દૂર અમેરિકાની મારી પ્રવૃત્તિઓનાં ચિત્રો શ્રી યુક્તેશ્વરજીને મેં મોકલી આપ્યાં હતાં. એમણે પોસ્ટ કાર્ડ મારફતે બંગાળીમાં મને જે જવાબ આપ્યો તેનો અનુવાદ હું નીચે આપું છું.

૧૧મી ઑગસ્ટ, ૧૯૨૬

મારા માનસપુત્ર, હે યોગાનંદ !

તારી શાળા અને વિદ્યાર્થીઓના ફોટાઓ જોઈને મારા દિલમાં કેટલો આનંદ ઊભરાય છે તે હું શબ્દોથી વર્ણવી શકતો નથી. જુદાંજુદાં શહેરોના તારા યોગના વિદ્યાર્થીઓને જોઈને હું ખુશાલીથી તરબોળ થઈ જાઉં છું.

સ્વીકૃતિઓનો મંત્રોચ્ચાર, આરોગ્યપ્રદ વિચારપ્રવાહો અને આરોગ્યદાયક દિવ્ય પ્રાર્થનાઓની તારી જુદીજુદી પદ્ધતિઓ જોઈને તારો અંતઃકરણપૂર્વક આભાર માન્યા સિવાય રહી શકતો નથી.

માઉન્ટ વૉશિંગ્ટન એસ્ટેટની નીચે પથરાયેલું સુંદર દૃશ્ય, ઉપર ચડવાનો વાંકોચૂંકો રસ્તો અને મુખ્ય દરવાજો એ બધું ચિત્રમાં જોઈને એને પ્રત્યક્ષ દૃષ્ટિથી નિહાળવાનું મન થઈ આવે છે.

અહીં બધું બરાબર ચાલે છે તું પણ હંમેશ આનંદમાં રહે એવી ઈશ્વરકૃપા હજો.

શ્રી યુક્તેશ્વરગિરિ

વરસો વહી ગયાં. મારી નવી ભૂમિના પ્રત્યેક પ્રદેશમાં હું પ્રવચનો કરતાં કરતાં ફરી વળ્યો અને સેંકડો ક્લબો, કૉલેજો, દેવળો અને દરેક પંથના સમૂહો સમક્ષ ભાષણો આપ્યાં. ઈ. સ. ૧૯૨૦ ને ૧૯૩૦ના દાયકા દરમિયાન મારા યોગના વર્ગોમાં લાખો અમેરિકનોએ હાજરી આપી હતી, તેમને બધાને ઉદ્દેશીને ઈ. સ. ૧૯૨૯માં ‘ અનંતનાં ગુંજનો ’ નામનું પ્રાર્થના અને કાવ્યોના સંગ્રહનું એક નવું પુસ્તક અર્પણ કર્યું હતું, જેની પ્રસ્તાવના પ્રખ્યાત ગાયક અમેલિટા ગાલીકુર્ચીએ કરી હતી.

કેટલીક વખતે ( કે જ્યારે એસ. આર. એફ.ના મુખ્ય કેન્દ્ર માઉન્ટ વૉશિંગ્ટનના નિભાવ માટે બિલો પગાર કરવા માટે મહિનાની પહેલી તારીખે આવતાં હોય છે ત્યારે ) હિન્દમાં પ્રવર્તતી શાંતિની તીવ્ર ઇચ્છા થઈ આવતી. પણ પૂર્વ અને પશ્ચિમ વચ્ચેની ગાંઠ દરરોજ વધારે મજબૂત થતી જોઈને મારો આત્મા સંતોષાયેલો રહેતો.

જ્યોર્જ વૉશિંગ્ટન, ‘ તેના દેશના પિતા,’ ઘણી વખત જેને એમ લાગતું હતું કે તેનું જીવન દિવ્ય માર્ગદર્શનથી અંકિત થયું છે તેણે (પોતાના વિદાયભાષણમાં) અમેરિકાને આધ્યાત્મિક પ્રેરણા આપતા નીચેના શબ્દો ઉચ્ચાર્યા હતા :

'સ્વતંત્ર, સંસ્કારી અને નજીકના ભવિષ્યમાં મહાન થવાને સર્જાયેલી એક પ્રજાને અનુરૂપ જ છે કે એણે સમસ્ત માનવજાતિને માટે એક એવા લોકોનો અભૂતપૂર્વ દાખલો આપવો જોઈએ કે જે ઉદારચરિત હોય અને ઉન્નત ન્યાય અને પરોપકારવૃત્તિથી પ્રેરાયેલા હોય. કોને શંકા જશે કે આવી કોઈ યોજનાનું દૃઢ અનુસરણ તાત્કાલિક ફાયદાઓને જતા કરવાથી થતા નુકસાનનું અનેકગણું વળતર આપી રહેશે? શું ઈશ્વર એક પ્રજાના ઉત્તમ ગુણોની સાથે તેનું શાશ્વત સુખ સાંકળી નહિ શકે?'

'વૉલ્ટ વ્હિટમેને ગાયેલું 'અમેરિકાનું' કીર્તિગાન.'

'તું તારા ભવિષ્યમાં
તું તારાં વિશાળ અને નીરોગ થતા જતા સ્ત્રી અને પુરુષના

વિસ્તારમાં — શારીરિક નૈતિક અને આત્મિક શક્તિમાં;
ઉત્તર દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમમાં.

તું તારી નૈતિક સંપત્તિમાં અને સંસ્કારમાં ( જેના સિવાય તારી ભૌતિક સંપત્તિ વાંઝણી રહેવાની છે. )

તું તારી કામદુગ્ધા અને સર્વગ્રાહી ભક્તિ — એક માત્ર બાઈબલ કે એક જ તારણહારમાં જ નથી.

તારા તારણહારો અસંખ્ય છે જે તારામાં જ સંભવિત અદૃશ્ય છે અને કોઈનો પણ મુકાબલો કરે એવા દિવ્ય છે.

આ બધાઓ! આ જે તારામાં જ છે ( નક્કી આવવાના છે ) હું ભવિષ્યવાણી ઉચ્ચારું છું.'

૩૯

# લ્યુથર બુરબૅંક —
# એક ગુલાબી સંત

હું જ્યારે લ્યુથર બુરબૅંકની સાથે તેમના કૅલિફૉર્નિયાના સાન્ટા રોઝાના બગીચામાં ટહેલતો હતો ત્યારે તેમણે એક સત્ય વચન ઉચ્ચાર્યું : ' શાસ્ત્રીય જ્ઞાન ઉપરાંત પ્રેમ એ પણ વનસ્પતિસંવર્ધનની રહસ્યમય ચાવી છે.' અમે ખાઈ શકાય એવા ફાફડાથોરનાં જાળાંની બાજુમાં ઊભા રહ્યા હતા.

તેમણે આગળ ચલાવ્યે રાખ્યું : ' આ ફાફડાથોરને કાંટારહિત કરવાના પ્રયોગો હું કરતો હતો ત્યારે આ છોડવાઓમાં પ્રેમનાં તરંગો ઉત્પન્ન કરવા હું તેમની જોડે ઘણીવાર વાતો કરતો ; ' તમારે કશું જ ગભરાવાનું નથી. તમારા રક્ષણ માટે આ કાંટાઓની જરૂર નથી. હું તમારું રક્ષણ કરીશ.' ધીરેધીરે આ વેરાન પ્રદેશમાં ઉપયોગી થોરની કાંટારહિત જાત ઊગી નીકળી.'

આ ચમત્કારથી હું આભો બન્યો : ' ભાઈ લ્યુથર, મારી માઉન્ટ વૉશિંગ્ટનથી વાડીમાં રોપવા માટે થોરના થોડાક છોડ આપવાની કૃપા કરશો ? '

પાસે ઊભેલો માળી કેટલાક છોડવા ઉખેડવા જતો હતો પણ બુરબૅંકે તેને અટકાવ્યો.

' હું મારી જાતે સ્વામીજી માટે થોડાક છોડ ચૂંટી દઈશ.' એમ કહીને ત્રણ ડાંખળાં તેમણે મને આપ્યાં જે મેં પાછળથી મારા બગીચામાં લાવીને રોપ્યાં હતાં. મારા વિશાળ બગીચામાં આ છોડોને ફાલેલા જોઈને મને ઘણો આનંદ થતો.

આ બગીચાનિષ્ણાતે મને કહ્યું કે એના પોતાના નામથી પ્રખ્યાત થયેલો મોટો બટાટો એ તેનો સૌથી મોટો અને નોંધપાત્ર વિજય હતો. અપ્રતિહત બુદ્ધિપ્રભાથી કુદરતની ઉપરવટ થઈને એમણે વર્ણસંકરીકરણ પદ્ધતિથી સેંકડો સુધારેલી જાતોની જગતને ભેટ ધરી છે — જેમકે તેની નવી બુરબેંક જાતનાં ટમેટાં, અનાજ, સ્ક્વોશ, ચેરીઝ, બોર, પોશદોડાનાં ફૂલ, કમળ, બેરી, ગુલાબ વગેરે.

લ્યુથર મને એક પ્રખ્યાત અખરોટના ઝાડ પાસે લઈ ગયા ત્યારે મેં મારો કેમેરા સામે ધર્યો. આ ઝાડ પર અખતરો કરીને એમણે સાબિત કર્યું : કુદરતી વિકાસને ખૂબ વેગ આપી શકાય છે.

તેમણે કહ્યું : 'માત્ર સોળ વરસના ટૂંકા ગાળામાં આ અખરોટનું ઝાડ ફળદ્રુપતાની બહુ ઊંચી કક્ષાએ પહોંચ્યું છે. બીજી કોઈ મદદ વગર માત્ર કુદરતી રીતિએ આ સ્થિતિએ આવતાં એને કદાચ બમણો વખત લાગત.'

બુરબેંકની નાની દત્તકપુત્રી આ જ વખતે તેના પ્રિય કૂતરા સાથે દોડતીકૂદતી બગીચામાં દાખલ થઈ. 'આ છોકરી મારો માનવી છોડવો છે.' લ્યુથરે વહાલભરી રીતે એના તરફ ઇશારો કરીને કહ્યું. 'હું માણસજાતને એક વિશાળ છોડ તરીકે જોઉં છું. તેના ઊંચા પ્રકારના વિકાસ માટે માત્ર પ્રેમની જ જરૂર છે. સાથે સાથે બહાર અવકાશના કુદરતી લાભો, બુદ્ધિપૂર્વકનું વર્ણસંકર સંયોગીકરણ, અને જુદીજુદી જાતની પસંદગી એ પણ એટલાં જ ઉપયોગી છે. મારા પોતાના જીવનકાળ દરમિયાન, વનસ્પતિની ઉત્ક્રાંતિમાં એવી અદ્ભુત પ્રગતિ જોઈ છે કે મને હવે આશા બંધાય છે કે જગતના નાગરિકોને બુદ્ધિપૂર્વકના સાદા જીવનસિદ્ધાંતો સમજાવી દેવામાં આવે તો જગત આજે છે તેના કરતાં વિશેષ સુખમય અને આરોગ્યમય થાય. આપણે હવે કુદરત તરફ અને કુદરતના નિર્માતા ભગવાન તરફ પાછા વળવું જોઈએ.'

'લ્યુથર, તમે રાંચીની શાળા જોઈને ખુશ થઈ જશો. ત્યાંના વર્ગો બહાર ખુલ્લામાં બેસે છે, ત્યાં આનંદ અને સાદાઈનું વાતાવરણ છે.' મારા શબ્દો બુરબેન્કના અંતઃકરણના નિકટતમ તંતુ—બાળશિક્ષણ —ને સ્પર્શી ગયા. તેમણે મારા પર પ્રશ્નોની ઝડી વરસાવી. તેની ઊંડી અને ગંભીર આંખો ઉપરથી જણાતું હતું કે એમાં એમને ખૂબ રસ હતો.

છેવટે તેમણે કહ્યું : 'સ્વામીજી, તમારા જેવી શાળાઓ જ ભાવિ યુગની આશા છે. કુદરતથી વિખૂટી અને વ્યક્તિત્વને કચડી નાખતી આપણી આજની શિક્ષણપદ્ધતિઓ સામે મારો ભારે વિરોધ છે. શિક્ષણના વહેવારુ આદર્શોમાં હું તમારી સાથે સંપૂર્ણ સહમત છું.'

આ નમ્ર સંતની જ્યારે મેં વિદાય માગી ત્યારે તેમણે મને એક નાની પુસ્તિકા ઉપર પોતાની સહી કરીને ભેટ આપી.[૨૦૯]

તેમણે કહ્યું : 'માનવ છોડની માવજત' એ નામની મારી આ પુસ્તિકા છે. માવજતમાં જુદીજુદી નવી રીતોની જરૂર છે — નિર્ભય પ્રયોગો કેટલીક વખતે ફળો અને ફૂલોમાં ઘણા સાહસિક પ્રયોગોથી સારામાં સારાં પરિણામો લાવી શકાય છે. બાળકો માટેના શૈક્ષણિક પ્રયોગો પણ હજી વધારે સાહસિક અને વધારે સારી સંખ્યામાં થવા જોઈએ.'

તે જ રાત્રે પેલી નાની પુસ્તિકા હું અતિશય રસપૂર્વક વાંચી ગયો. આ પુસ્તિકા આખી માનવજાત માટે ઘણા જ સુંદર ભવિષ્યની આગાહી કરાવે છે. તેમણે લખ્યું છે :

'ચોક્કસ લક્ષણોવાળા છોડને એક વખતે રોપ્યા પછી તે આ જગતમાં એટલો જડ બની જાય છે કે તેને તેની મૂળ સ્થિતિમાંથી ચલિત કરવો એ અતિશય મુશ્કેલ કામ છે...ધ્યાન રાખો કે જમાનાઓ થયા આ છોડવાઓએ એનાં લક્ષણોવાળું વ્યક્તિત્વ જાળવી રાખ્યું છે. કદાચ આ જ ખડકોની અંદર એના ભૂતકાળને યુગો સુધી લંબાવી શકીએ, અને આટલા લાંબા ગાળા દરમિયાન

પણ એનાં લક્ષણોમાં કોઈ ઝાઝો ફેર નહિ પડચો હોય. શું તમે એમ ધારો છો કે આ બધા જમાનાઓના તેના અસ્તિત્વ પછી આવા અપ્રતિમ ચીવટપણાને લીધે આ છોડમાં મજબૂત ઇચ્છાશક્તિ ( જો તમે એને એ નામ આપો તો )નો આવિર્ભાવ ન થાય ? ખચીત, કેટલીક જાતના તાડની માફક કેટલાક છોડ પણ એટલા જિદ્દી છે કે ગમે એવી માનવીશક્તિ એનાં લક્ષણોમાં જરા જેટલો પણ ફેરફાર કરી શકી નથી. છોડની ઇચ્છાશક્તિના પ્રમાણમાં માનવીઇચ્છાશક્તિ ઘણી નબળી છે તે છતાં જુઓ કે આ છોડનું જીવનભરનું જિદ્દીપણું માત્ર એની સાથે એક નવા છોડને જોડીને વર્ણસંકરતાથી ભેદી શકાયું છે અને એનામાં સંપૂર્ણ અને મજબૂત ફેરફાર કરી શકાયો છે. જ્યારે ફેરફાર કરવો જ હોય તો પછી લાંબા વખતની ધીરજપૂર્વકની દેખરેખ અને પસંદગી પછી જ કરવો. આ રીતે નવો છોડ નવા માર્ગે આગળ વધશે, એની ચીવટ ઇચ્છાશક્તિ ભેદાયેલી અને બદલાયેલી હોવાથી એના જૂના માર્ગ તરફ એ પાછું વાળીને પણ નહિ જુએ.

‘ જ્યારે આપણે બાળકનો સ્વભાવ જે અત્યંત તીવ્ર અને સ્થિતિસ્થાપક હોય છે તેનો વિચાર કરીએ છીએ ત્યારે પ્રશ્ન ઘણો સહેલો થઈ જાય છે.’

ચુંબકીય રીતે હું આ મહાન અમેરિકન તરફ આકર્ષાયો હતો તેથી હું વારેવારે એમની મુલાકાતે જતો. એક દિવસ સવારે ટપાલી સાથે જ હું એમને ત્યાં જઈ ચડચો. ટપાલીએ બુરબેન્કના અધ્યયનઓરડામાં હજારેક પત્રો ઠાલવ્યા. આખી દુનિયાના બગીચાનિષ્ણાતો તરફથી એમને પત્રો મળતા રહેતા.

‘ સ્વામીજી, તમારી હાજરીનું મારે બહાનું જ જોઈતું હતું કે જેથી હું બહાર બગીચામાં જઈ શકું.’ લ્યુથરે વિનોદમાં કહ્યું. તેમણે ટેબલના ખાનામાંથી સેંકડો મુસાફરી –પત્રિકાઓ બહાર કાઢી અને ફરી કહ્યું: ‘ જુઓ, હું આવી રીતે મુસાફરી કરું છું. મારા વન-

સ્પતિના છોડવાઓ અને પત્રવહેવારથી એટલો બધો હું બંધાઈ ગયો છું કે આવાં ચિત્રો ઉપર અહીંતહીં નજર નાખીને જ મારી દેશપરદેશની મુસાફરી કરવાની ઇચ્છાને સંતોષવી પડે છે.'

મારી ગાડી એમના દરવાજા સામે ઊભી હતી. લ્યુથર અને હું એ ગાડીમાં બેસીને આ નાના કસબાના મહોલ્લાઓમાં ફરવા નીકળ્યા. અમે જોયું કે ત્યાંના બગીચાઓ એમની પોતાની જુદીજુદી જાતો જેવી કે સાન્ટા રોઝા, પીચ પ્લો, અને બુરબેંક ગુલાબોથી ખીલી ઊઠયા હતા.

મારી એક પાછલી મુલાકાત દરમ્યાન આ મહાન વૈજ્ઞાનિકને ક્રિયાયોગની દીક્ષા તો મળી જ ચૂકી હતી.

'સ્વામીજી, ક્રિયાયોગનો અભ્યાસ હું ભક્તિપૂર્વક કરું છું.' એમણે શાંતિથી કહ્યું. યોગનાં વિધવિધ પાસાંઓ સંબંધી એમણે મને ઘણા ગંભીર સવાલો પૂછ્યા. પછી લ્યુથર હળવેથી બોલ્યા :

'પૂર્વની પાસે જ્ઞાનનો અખૂટ ખજાનો છે. એના સંશોધનની શરૂઆત પણ હજી પશ્ચિમ કરી શક્યું નથી.'[૨૧૦]

કુદરતના નિકટતમ સંપર્કથી એમને ( બુરબેંકને ) તેનાં અત્યંત ગુપ્ત રહસ્યો સાંપડયાં હતાં તેથી તેમને એની તરફ અમર્યાદ આધ્યાત્મિક પૂજ્યભાવ પેદા થયો હતો.

'કેટલીક વખત હું પેલી અનંત શાંતિની બહુ જ પાસે છું એવું મને લાગે છે,' સંકોચ અનુભવતાં તેમણે કહ્યું. તેમનું લાગણી-પ્રધાન સુંદર મુખારવિંદ પેલી તેમની પાછલી સ્મૃતિઓથી પ્રકાશી ઊઠયું.

'અને ત્યારે માંદા છોડવાઓ અને મારી આજુબાજુના રોગિષ્ઠ માનવીઓને પણ હું તંદુરસ્ત બનાવી શકયો છું.'

પણ એનાં લક્ષણોમાં કાઈ ઝાઝો ફેર નહિ પડચો હોય. શું તમે એમ ધારો છો કે આ બધા જમાનાઓના તેના અસ્તિત્વ પછી આવા અપ્રતિમ ચીવટપણાને લીધે આ છોડમાં મજબૂત ઇચ્છાશક્તિ ( જો તમે એને એ નામ આપો તો )નો આવિર્ભાવ ન થાય ? ખચીત, કેટલીક જાતના તાડની માફક કેટલાક છોડ પણ એટલા જિદ્દી છે કે ગમે એવી માનવીશક્તિ એનાં લક્ષણોમાં જરા જેટલો પણ ફેરફાર કરી શકી નથી. છોડની ઇચ્છાશક્તિના પ્રમાણમાં માનવીઇચ્છાશક્તિ ઘણી નબળી છે તે છતાં જુઓ કે આ છોડનું જીવનભરનું જિદ્દીપણું માત્ર એની સાથે એક નવા છોડને જોડીને વર્ણસંકરતાથી ભેદી શકાયું છે અને એનામાં સંપૂર્ણ અને મજબૂત ફેરફાર કરી શકાયો છે. જ્યારે ફેરફાર કરવો જ હોય તો પછી લાંબા વખતની ધીરજપૂર્વકની દેખરેખ અને પસંદગી પછી જ કરવો. આ રીતે નવો છોડ નવા માર્ગે આગળ વધશે, એની ચીવટ ઇચ્છાશક્તિ ભેદાયેલી અને બદલાયેલી હોવાથી એના જૂના માર્ગ તરફ એ પાછું વાળીને પણ નહિ જુએ.

'જ્યારે આપણે બાળકનો સ્વભાવ જે અત્યંત તીવ્ર અને સ્થિતિસ્થાપક હોય છે તેનો વિચાર કરીએ છીએ ત્યારે પ્રશ્ન ઘણો સહેલો થઈ જાય છે.'

ચુંબકીય રીતે હું આ મહાન અમેરિકન તરફ આકર્ષાયો હતો તેથી હું વારેવારે એમની મુલાકાતે જતો. એક દિવસ સવારે ટપાલી સાથે જ હું એમને ત્યાં જઈ ચડચો. ટપાલીએ બુરબેન્કના અધ્યયનઓરડામાં હજારેક પત્રો ઠાલવ્યા. આખી દુનિયાના બગીચાનિષ્ણાતો તરફથી એમને પત્રો મળતા રહેતા.

'સ્વામીજી, તમારી હાજરીનું મારે બહાનું જ જોઈતું હતું કે જેથી હું બહાર બગીચામાં જઈ શકું.' લ્યુથરે વિનોદમાં કહ્યું. તેમણે ટેબલના ખાનામાંથી સેંકડો મુસાફરી-પત્રિકાઓ બહાર કાઢી અને ફરી કહ્યું : 'જુઓ, હું આવી રીતે મુસાફરી કરું છું. મારા વન-

સ્પતિના છોડવાઓ અને પત્રવહેવારથી એટલો બધો હું બંધાઈ ગયો છું કે આવાં ચિત્રો ઉપર અહીંતહીં નજર નાખીને જ મારી દેશપરદેશની મુસાફરી કરવાની ઇચ્છાને સંતોષવી પડે છે.'

મારી ગાડી એમના દરવાજા સામે ઊભી હતી. લ્યુથર અને હું એ ગાડીમાં બેસીને આ નાના કસબાના મહોલ્લાઓમાં ફરવા નીકળ્યા. અમે જોયું કે ત્યાંના બગીચાઓ એમની પોતાની જુદીજુદી જાતો જેવી કે સાન્ટા રોઝા, પીચ પ્લો, અને બુરબેંક ગુલાબોથી ખીલી ઊઠ્યા હતા.

મારી એક પાછલી મુલાકાત દરમ્યાન આ મહાન વૈજ્ઞાનિકને ક્રિયાયોગની દીક્ષા તો મળી જ ચૂકી હતી.

'સ્વામીજી, ક્રિયાયોગનો અભ્યાસ હું ભક્તિપૂર્વક કરું છું.' એમણે શાંતિથી કહ્યું. યોગનાં વિધવિધ પાસાંઓ સંબંધી એમણે મને ઘણા ગંભીર સવાલો પૂછ્યા. પછી લ્યુથર હળવેથી બોલ્યા :

'પૂર્વની પાસે જ્ઞાનનો અખૂટ ખજાનો છે. એના સંશોધનની શરૂઆત પણ હજી પશ્ચિમ કરી શક્યું નથી.'[૨૧૦]

કુદરતના નિકટતમ સંપર્કથી એમને (બુરબેંકને) તેનાં અત્યંત ગુપ્ત રહસ્યો સાંપડ્યાં હતાં તેથી તેમને એની તરફ અમર્યાદ આધ્યાત્મિક પૂજ્યભાવ પેદા થયો હતો.

'કેટલીક વખત હું પેલી અનંત શાંતિની બહુ જ પાસે છું એવું મને લાગે છે,' સંકોચ અનુભવતાં તેમણે કહ્યું. તેમનું લાગણી-પ્રધાન સુંદર મુખારવિંદ પેલી તેમની પાછલી સ્મૃતિઓથી પ્રકાશી ઊઠ્યું.

'અને ત્યારે માંદા છોડવાઓ અને મારી આજુબાજુના રોગિષ્ઠ માનવીઓને પણ હું તંદુરસ્ત બનાવી શક્યો છું.'

પણ એનાં લક્ષણોમાં કોઈ ઝાઝો ફેર નહિ પડચો હોય. શું તમે એમ ધારો છો કે આ બધા જમાનાઓના તેના અસ્તિત્વ પછી આવા અપ્રતિમ ચીવટપણાને લીધે આ છોડમાં મજબૂત ઇચ્છાશક્તિ ( જો તમે એને એ નામ આપો તો )નો આવિર્ભાવ ન થાય ? ખચીત, કેટલીક જાતના તાડની માફક કેટલાક છોડ પણ એટલા જિદ્દી છે કે ગમે એવી માનવીશક્તિ એનાં લક્ષણોમાં જરા જેટલો પણ ફેરફાર કરી શકી નથી. છોડની ઇચ્છાશક્તિના પ્રમાણમાં માનવીઇચ્છાશક્તિ ઘણી નબળી છે તે છતાં જુઓ કે આ છોડનું જીવનભરનું જિદ્દીપણું માત્ર એની સાથે એક નવા છોડને જોડીને વર્ણસંકરતાથી ભેદી શકાયું છે અને એનામાં સંપૂર્ણ અને મજબૂત ફેરફાર કરી શકાયો છે. જ્યારે ફેરફાર કરવો જ હોય તો પછી લાંબા વખતની ધીરજપૂર્વકની દેખરેખ અને પસંદગી પછી જ કરવો. આ રીતે નવો છોડ નવા માર્ગે આગળ વધશે, એની ચીવટ ઇચ્છાશક્તિ ભેદાયેલી અને બદલાયેલી હોવાથી એના જૂના માર્ગ તરફ એ પાછું વાળીને પણ નહિ જુએ.

' જ્યારે આપણે બાળકનો સ્વભાવ જે અત્યંત તીવ્ર અને સ્થિતિસ્થાપક હોય છે તેનો વિચાર કરીએ છીએ ત્યારે પ્રશ્ન ઘણો સહેલો થઈ જાય છે.'

ચુંબકીય રીતે હું આ મહાન અમેરિકન તરફ આકર્ષાયો હતો તેથી હું વારેવારે એમની મુલાકાતે જતો. એક દિવસ સવારે ટપાલી સાથે જ હું એમને ત્યાં જઈ ચડયો. ટપાલીએ બુરબેન્કના અધ્યયનઓરડામાં હજારેક પત્રો ઠાલવ્યા. આખી દુનિયાના બગીચાનિષ્ણાતો તરફથી એમને પત્રો મળતા રહેતા.

' સ્વામીજી, તમારી હાજરીનું મારે બહાનું જ જોઈતું હતું કે જેથી હું બહાર બગીચામાં જઈ શકું.' લ્યુથરે વિનોદમાં કહ્યું. તેમણે ટેબલના ખાનામાંથી સેંકડો મુસાફરી –પત્રિકાઓ બહાર કાઢી અને ફરી કહ્યું: ' જુઓ, હું આવી રીતે મુસાફરી કરું છું. મારા વન-

સ્પતિના છોડવાઓ અને પત્રવહેવારથી એટલો બધો હું બંધાઈ ગયો છું કે આવાં ચિત્રો ઉપર અહીંતહીં નજર નાખીને જ મારી દેશપરદેશની મુસાફરી કરવાની ઇચ્છાને સંતોષવી પડે છે.'

મારી ગાડી એમના દરવાજા સામે ઊભી હતી. લ્યુથર અને હું એ ગાડીમાં બેસીને આ નાના કસબાના મહોલ્લાઓમાં ફરવા નીકળ્યા. અમે જોયું કે ત્યાંના બગીચાઓ એમની પોતાની જુદીજુદી જાતો જેવી કે સાન્ટા રોઝા, પીચ પ્લો, અને બુરબેંક ગુલાબોથી ખીલી ઊઠયા હતા.

- મારી એક પાછલી મુલાકાત દરમ્યાન આ મહાન વૈજ્ઞાનિકને ક્રિયાયોગની દીક્ષા તો મળી જ ચૂકી હતી.

'સ્વામીજી, ક્રિયાયોગનો અભ્યાસ હું ભક્તિપૂર્વક કરું છું.' એમણે શાંતિથી કહ્યું. યોગનાં વિધવિધ પાસાંઓ સંબંધી એમણે મને ઘણા ગંભીર સવાલો પૂછ્યા. પછી લ્યુથર હળવેથી બોલ્યા :

'પૂર્વની પાસે જ્ઞાનનો અખૂટ ખજાનો છે. એના સંશોધનની શરૂઆત પણ હજી પશ્ચિમ કરી શકયું નથી.'[૨૧૦]

કુદરતના નિકટતમ સંપર્કથી એમને (બુરબેંકને) તેનાં અત્યંત ગુપ્ત રહસ્યો સાંપડયાં હતાં તેથી તેમને એની તરફ અમર્યાદ આધ્યાત્મિક પૂજ્યભાવ પેદા થયો હતો.

'કેટલીક વખત હું પેલી અનંત શાંતિની બહુ જ પાસે છું એવું મને લાગે છે,' સંકોચ અનુભવતાં તેમણે કહ્યું. તેમનું લાગણી-પ્રધાન સુંદર મુખારવિંદ પેલી તેમની પાછલી સ્મૃતિઓથી પ્રકાશી ઊઠયું.

'અને ત્યારે માંદા છોડવાઓ અને મારી આજુબાજુના રોગિષ્ઠ માનવીઓને પણ હું તંદુરસ્ત બનાવી શકયો છું.'

ઘણી ખુશીથી પગે ચાલીને ગયો હોત.' મંત્રીઓ અને મુલાકાતીઓથી અલિપ્ત રહેવા હું એકાંતવાસમાં ગયો અને ત્યાં ચોવીસ કલાક ગાળ્યા.

બીજે દિવસે લ્યુથરની એક મોટી છબીની સામે વૈદિકપદ્ધતિ પ્રમાણે શ્રાદ્ધક્રિયા ( સ્મારકક્રિયા ) કરી. અમેરિકન શિષ્યોએ એ ક્રિયા વખતે હિંદુ કપડાં પહેરીને મંત્રો બોલતાં બોલતાં ફળો, પાણી અને અગ્નિની આહુતિ આપી – પંચ ભૂતોનાં પ્રતીકો અને તેમનું અનંતમાં વિલીન થવું.

જો કે બુરબેંકનો મૃતદેહ સાન્ટા રોઝાના તેના બગીચામાં તેણે વર્ષો પૂર્વે રોપેલાં લેબેનોન દેવદાર ઝાડની નીચે દાટ્યો છે. છતાં મારે માટે તેનો આત્મા રસ્તા પરના દરેક વિકસિત ફૂલમાં પ્રકાશે છે. કુદરતના અનંત ચૈતન્યમાં થોડો વખત પૂરતો સમાઈ જવા છતાં શું લ્યુથર હવામાં ગુંજતો નથી ? અરુણોદયની સાથે સાથે ચાલતો નથી ?

તેનું નામ હવે સામાન્ય વાણીનો વિષય બન્યું છે. વેબ્સ્ટરની ન્યુ ઈન્ટરનેશનલ ડિક્શનરી પ્રમાણે 'બુરબેંક' શબ્દની વ્યાખ્યા સકર્મક ક્રિયાપદ તરીકે કરવામાં આવી છે. અને તેનો અર્થ 'વર્ણસંકર કરવું' અથવા 'છોડવાની કલમ ખોસવી' એવો થાય છે. એટલે આલંકારિક રીતે સારાં લક્ષણોની પસંદગી કરી, નઠારાં લક્ષણોને તજી દેવાં અથવા સારાં લક્ષણોનો ઉમેરો કરવો.'

'વહાલા બુરબેંક,' આ વ્યાખ્યા વાંચ્યા પછી હું રડ્યો : 'તારું નામ જ હવે ભલમનસાઈનો પર્યાયવાચક શબ્દ છે !'

લ્યુથરે તેમની મા જે એક સાચી ખ્રિસ્તી બાઈ હતી તેના સંબંધમાં કહ્યું : 'તેના મરણ પછી તે મને સ્વપ્નમાં ઘણી વખત દેખાઈ છે અને તેણે મારી સાથે વાત પણ કરી છે.'

ઘણી નારાજીથી અમે બંને તેમના ઘર તરફ હંકારી ગયા જ્યાં એમના હજારો પત્રો એમની રાહ જોતા પડ્યા હતા.

મેં કહ્યું : 'લ્યુથર, હું તરતમાં જ પૂર્વ અને પશ્ચિમનાં સનાતન સત્યોની રજૂઆત કરતું એક સામયિક શરૂ કરું છું. એને સારુ એક યોગ્ય નામ શોધવામાં મને મદદ કરો.'

અમે થોડો વખત નામો ઉપર ચર્ચા કરી. અને છેવટે 'પૂર્વપશ્ચિમ[૨૧૧] શબ્દ ઉપર બંને સંમત થયા. જ્યારે અમે એના અધ્યયનખંડમાં ફરી પ્રવેશ કર્યો ત્યારે બુરબેંકે પોતે લખેલો 'વિજ્ઞાન અને સંસ્કૃતિ' નામનો એક લેખ મને બતાવ્યો.

આભારપૂર્વક સ્વીકાર કરતાં મેં કહ્યું : 'ઈસ્ટ-વેસ્ટ'ના પહેલા જ અંકમાં આ લેખ આવશે.'

અમારી મૈત્રી ગાઢ થતી ગઈ તેમતેમ હું બુરબેંકને 'અમેરિકન સંત' તરીકે સંબોધતો થયો. હું ઘણી વખત કહેતો : 'જુઓ, આ માણસ, એનામાં કશું છળકપટ નથી.'[૨૧૧.૧] એનું અંતઃકરણ અગાધ ઊંડું હતું. નમ્રતા, ત્યાગ અને ધૈર્ય એનામાં લાંબા વખતથી વસે છે. ગુલાબોની મધ્યમાં એમનું નાનું ઘર તપસ્વી જેવું સાદું છે. મોજશોખની નિર્માલ્યતા અને અપરિગ્રહનો આનંદ તેઓ સારી રીતે સમજે છે. વૈજ્ઞાનિક તરીકેની કીર્તિનો ભાર જે નમ્રતાથી તેઓ ઉપાડે છે તેથી મને પેલાં ફળાઉ ઝાડ જે પરિપક્વ થતાં જતાં ફળોના ભારથી નમે છે તેની યાદ આવે છે. વાંઝિયું ઝાડ જ ખોટી બડાઈમાં માથું ઊંચું રાખે છે.'

આ મારો પ્રિય મિત્ર સને ૧૯૨૬માં ગુજરી ગયો ત્યારે હું ન્યુયૉર્કમાં હતો. આંસુઓ સારતાં મને વિચાર આવ્યો : 'તેની છેલ્લી વારની ઝાંખી કરવા માટે અહીંથી સાન્ટા રોઝા સુધી હું

ઘણી ખુશીથી પગે ચાલીને ગયો હોત.' મંત્રીઓ અને મુલાકાતીઓથી અલિપ્ત રહેવા હું એકાંતવાસમાં ગયો અને ત્યાં ચોવીસ કલાક ગાળ્યા.

બીજે દિવસે લ્યુથરની એક મોટી છબીની સામે વૈદિકપદ્ધતિ પ્રમાણે શ્રાદ્ધક્રિયા ( સ્મારકક્રિયા ) કરી. અમેરિકન શિષ્યોએ એ ક્રિયા વખતે હિંદુ કપડાં પહેરીને મંત્રો બોલતાં બોલતાં ફળો, પાણી અને અગ્નિની આહુતિ આપી – પંચ ભૂતોનાં પ્રતીકો અને તેમનું અનંતમાં વિલીન થવું.

જો કે બુરબેંકનો મૃતદેહ સાન્ટા રોઝાના તેના બગીચામાં તેણે વર્ષો પૂર્વે રોપેલાં લેબેનોન દેવદાર ઝાડની નીચે દાટ્યો છે. છતાં મારે માટે તેનો આત્મા રસ્તા પરના દરેક વિકસિત ફૂલમાં પ્રકાશે છે. કુદરતના અનંત ચૈતન્યમાં થોડો વખત પૂરતો સમાઈ જવા છતાં શું લ્યુથર હવામાં ગુંજતો નથી ? અરુણોદયની સાથે સાથે ચાલતો નથી ?

તેનું નામ હવે સામાન્ય વાણીનો વિષય બન્યું છે. વેબ્સ્ટરની ન્યુ ઈન્ટરનેશનલ ડિકશનરી પ્રમાણે 'બુરબેંક' શબ્દની વ્યાખ્યા સકર્મક ક્રિયાપદ તરીકે કરવામાં આવી છે. અને તેનો અર્થ 'વર્ણસંકર કરવું' અથવા 'છોડવાની કલમ બેસવી' એવો થાય છે. એટલે આલંકારિક રીતે સારાં લક્ષણોની પસંદગી કરી, નઠારાં લક્ષણોને તજી દેવાં અથવા સારાં લક્ષણોનો ઉમેરો કરવો.'

'વહાલા બુરબેંક,' આ વ્યાખ્યા વાંચ્યા પછી હું રડ્યો : 'તારું નામ જ હવે ભલમનસાઈનો પર્યાયવાચક શબ્દ છે !'

લ્યુથર બુરબેંક
સાન્ટા રોઝા, કેલિફોર્નિયા,
યુ. એસ. એ.

તા. ૨૨મી ડિસેંબર, ૧૯૨૪

મેં સ્વામી યોગાનંદની યોગોડા પદ્ધતિ તપાસી છે. અને મારા અભિપ્રાય પ્રમાણે માનવીના શારીરિક, માનસિક અને આધ્યાત્મિક પ્રકૃતિઓના વિકાસ કેળવવા અને મેળવવા માટેનું એ એક આદર્શ શિક્ષણ છે. સ્વામીજીનો હેતુ દુનિયામાં 'કેવી રીતે જીવવું' એ દર્શાવનારી શાળાઓ સ્થાપવાનો છે. એનું શિક્ષણ બુદ્ધિના વિકાસ પૂરતું જ મર્યાદિત ન રહે; પણ શરીર, ઇચ્છાશક્તિ અને લાગણીઓના ઘડતરને પણ આવરી લે.

શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસની યોગોડા પદ્ધતિમાં સમાયેલી એકાગ્રતા અને ધ્યાનની સાદી છતાં શાસ્ત્રીય પ્રક્રિયાઓ દ્વારા જીવનના કેટલાક અટપટા સવાલોનો ઉકેલ આવી જાય છે. અને જગતમાં શાંતિ અને ભલમનસાઈ સ્થપાય છે. સ્વામીજીના અર્થ પ્રમાણે સાચી કેળવણી એટલે ભેદભાવ અને અવ્યવહારુપણાથી મુક્ત એવી સીધીસાદી સમજ. એમ ન હોત તો એ મારી મહોર મેળવી શકત નહિ.

સ્વામીજીની સાથે એમના કાર્યક્રમમાં અંતઃકરણપૂર્વક સહમત થવાની તક લેતાં મને ખૂબ આનંદ થાય છે. જીવનની કળા શીખવતી આંતરરાષ્ટ્રીય શાળાઓ માટેની એમની વિનતિને હું ટેકો આપું છું. કેમ કે એવી શાળાઓ સ્થપાય તો જેનો મને કાંઈક અનુભવ થયો છે એવા યુગનું નિર્માણ જલદીથી થાય.

Luther Burbank

( સહી ) લ્યુથર બુરબેંક

## ૪૦

# થેરેસે ન્યુમૅન — સંવેદનશીલ કેથલિક

'હિંદ પાછો ફર. પંદર વરસ સુધી ધીરજપૂર્વક મેં તારી રાહ જોઈ છે. હવે થોડા જ વખતમાં આ દેહ છોડી હું કૈલાસવાસી થવાનો છું. યોગાનંદ, આવ !'

માઉન્ટ વૉશિંગ્ટનના મારા મુખ્ય આશ્રમમાં હું ધ્યાનમાં બેઠો હતો ત્યારે શ્રી યુક્તેશ્વરજીનો અવાજ મારી આંતરશ્રવણેન્દ્રિય ઉપર અથડાયો ત્યારે મને ઘણું આશ્ચર્ય થયું. આંખના પલકારામાં દશ હજાર માઈલનું અંતર કાપી આ સંદેશો વીજળીના ઝબકારા માફક મારા શરીરમાં ફરી વળ્યો.

પંદર વર્ષ ! હા, મેં જોયું કે અત્યારે ૧૯૩૫ ચાલે છે; અમેરિકામાં મારા ગુરુના ઉપદેશનો પ્રચાર કરવામાં મેં પંદર વર્ષ ગાળ્યાં છે. હવે તેઓશ્રી મને પાછો બોલાવે છે.

થોડા જ વખત પછી મેં મારો અનુભવ મારા એક પ્રિય મિત્ર શ્રી જેમ્સ જે. લીનને કહી સંભળાવ્યો. ક્રિયાયોગના રોજના અભ્યાસને લીધે તેમણે એટલો બધો આધ્યાત્મિક વિકાસ સાધ્યો હતો કે હું તેમને 'સંત લીન' તરીકે સંબોધતો. આપણા પ્રાચીન યોગમાર્ગ મારફતે આત્મસાક્ષાત્કાર મેળવવા માટે પ્રયત્ન કરનારા સંત સાધકો પશ્ચિમમાં પણ પાકશે એવી બાબાજીની આગાહી સાચી પડવાનાં ચિહ્નો એમના અને એમના જેવા બીજા સંખ્યાબંધ પાશ્ચાત્યોમાં હું જોઈ રહ્યો હતો.

શ્રી લીને ઉદારભાવે સૂચના મૂકી આગ્રહ કર્યો કે મારી મુસાફરી માટેનો બધો ખર્ચ એમણે જ ઉપાડી લેવો. આર્થિક સવાલનો આ રીતે ઉકેલ આવી જતાં મેં યુરોપ થઈને હિન્દ પહોંચવાની ગોઠવણ કરી. સને ૧૯૩૫ના માર્ચ માસમાં કેલિફોર્નિયા સંસ્થાનના કાયદા પ્રમાણે મેં સેલ્ફ રીએલીઝેશન ફેલોશિપ સંસ્થાને (શાશ્વત કાળ માટે) બિનનફાકારક કોર્પોરેશન તરીકે નોંધાવી દીધી. મેં જે પુસ્તકો, લેખો લખ્યાં હતાં તે બધા ઉપરના હક્કોસહિત મારી તમામ મિલકત મેં આ સેલ્ફ રીએલીઝેશન ફેલોશિપ સંસ્થાને અર્પણ કરી દીધી. એસ. આર. એફ. સંસ્થાનો નિભાવ મારાં લખાણોના વેચાણમાંથી અને બીજી ઘણી શિક્ષણ અને ધાર્મિક સંસ્થાઓની માફક તેના સભાસદો તથા જાહેર જનતાના દાનમાંથી થશે.

‘ મેં મારા શિષ્યોને કહ્યું : ‘ હું પાછો આવીશ. અમેરિકાને હું કદી પણ ભૂલવાનો નથી.’

માયાળુ મિત્રો તરફથી લોસ એન્જેલિસમાં યોજવામાં આવેલા વિદાયભોજનસમારંભ વખતે મેં જ્યારે તેમના ચહેરા તરફ લાંબા વખત સુધી જોયું ત્યારે મને કૃતજ્ઞતાપૂર્વક વિચાર આવ્યો : ‘ પ્રભુ, જે તને જ સર્વના એક માત્ર દાતા તરીકે સ્વીકારે છે તેને આ લોકમાં મૈત્રીની મીઠાશની ઊણપ પડવાની નથી.’

ન્યુ યોર્કથી તા. ૯મી જૂન ૧૯૩૫ને રોજ ઊપડતી ‘ યુરોપા ’ નામની સ્ટીમરમાં હું બેઠો. મારી સાથે બે શિષ્યો પણ આવ્યા. મારા મંત્રી શ્રી રીચર્ડ સી. રાઈટ અને સિનસિનાટીનાં પ્રૌઢ મહિલા મિસ એટી બ્લેચ, અઠવાડિયાંઓની તૈયારીઓની ધમાલ પછી એની વિરુદ્ધમાં અમે સમુદ્રસફરની શાંતિ અનુભવી. તે છતાં એ શાંતિ અલ્પજીવી નીવડી કેમ કે આધુનિક આગબોટની ઝડપથી કેટલાંક અનિચ્છનીય તત્ત્વો ઉમેરાયાં હતાં.

બીજા કેટલાક જિજ્ઞાસુ પ્રવાસીઓના જૂથની માફક અમે પણ લંડન જેવું પ્રાચીન અને વિશાળ શહેર જોવામાં પહેલો દિવસ ગાળ્યો. મારા આગમનને બીજે જ દિવસે કેક્સ્ટન હૉલમાં એક મોટી સભા સમક્ષ ભાષણ આપવાનું મને આમંત્રણ મળ્યું. ત્યાં લંડનના શ્રોતાસમુદાય સમક્ષ સર ફ્રાન્સિસ યંગહસબન્ડે મારી ઓળખ આપી. અમારી મંડળીએ એક દિવસ સર હૅરી લૉડરના મહેમાન તરીકે તેમની સ્કૉટલૅન્ડની જાગીરમાં ગાળ્યો. ત્યાર પછી તરત જ મારા બે સાથીઓ અને હું ઇંગ્લિશ ચૅનલ ઓળંગીને યુરોપખંડ ઉપર પહોંચી ગયા. કેમ કે મારે ખાસ બાવેરિયાની યાત્રા કરવાની ઇચ્છા હતી. મને એમ લાગ્યું હતું કે કોનરસ્રુથની મહાન કૅથલિક સંત થેરેસે ન્યુમૅનને મળવાની મારે માટે આ જ એક ઉત્તમ તક હતી.

વરસો પહેલાં થેરેસેનું આશ્ચર્યકારક વર્ણન મેં વાંચેલું તેમાં આપેલી હકીકત નીચે પ્રમાણે હતી :

૧. સને ૧૮૯૮ના ગુડ ફ્રાઈડેને દિવસે જન્મેલી થેરેસેને વીસ વર્ષની ઉંમરે એક અકસ્માત નડ્યો. તેમાં તે આંધળી થઈ અને તેને લકવા થયો.

૨. 'નાનું ફૂલ' નામે ઓળખાતી સંત થેરેસાને તેણે કરેલી પ્રાર્થનાના પ્રતાપથી તેની આંખો સને ૧૯૨૩માં ચમત્કારિક રીતે સારી થઈ અને પાછળથી થેરેસે ન્યુમૅનના અવયવો પણ એકાએક સારા થઈ ગયા.

૩. સને ૧૯૨૩ની સાલ પછી થેરેસેએ ખોરાક અને પાણી સદંતર બંધ કરી દીધાં. સિવાય કે ઈશ્વરાર્પણ કરેલો રોટીનો એક નાનો ટુકડો જે એ દરરોજ ગળી જતાં.

૪. સને ૧૯૨૬માં થેરેસેના માથા પર, છાતી પર, હાથ પર અને પગ પર ઈસુના પવિત્ર જખમો જે જગ્યાએ થયેલા તેવાં ચિહ્નો દેખાયાં ત્યાર પછીના દરેક શુક્રવારે[૧૨] થેરેસે ઈસુના જેવા જ

મનોવિકારોમાંથી પસાર થતી હતી. તેણે જેવી ઐતિહાસિક વેદનાઓ અનુભવેલી તેવી જ આ થેરેસે પોતાના શરીરમાં અનુભવતી.

૫. પોતાના ગામની એક માત્ર સાદી જર્મન ભાષા જ તેને આવડતી હોવા છતાં શુક્રવારની સમાધિમાં થેરેસે એવાં વાક્યો બોલી જતી કે જેને વિદ્વાનો પ્રાચીન એરેમેઈક ભાષા તરીકે ઓળખાવે છે. સમાધિની કેટલીક અનુકૂળ ક્ષણો દરમિયાન તે હિબ્રૂ અથવા ગ્રીક ભાષા પણ બોલતી.

૬. ખ્રિસ્તી ધર્મોપદેશકોની પરવાનગીથી થેરેસેને ઘણી વખત વૈજ્ઞાનિક તપાસ હેઠળ રાખવામાં આવી હતી. એક પ્રોટેસ્ટંટ જર્મન વર્તમાનપત્રના તંત્રી ડૉ. ફ્રીટ્ઝ ગર્લીક ' આ કેથલિક દંભ ' ઉઘાડો પાડવા કોનરસ્રુથ ગામે ગયા હતા, પણ પાછા આવીને એમણે પૂજ્ય-ભાવથી એમનું જીવનચરિત્ર લખી નાખ્યું.

હમેશાં બને છે એ પ્રમાણે પૂર્વમાં હોય કે પશ્ચિમમાં જ્યાં પણ કોઈ સંત હોય તેની મુલાકાત લેવા હું હંમેશાં આતુર રહેતો. અમારી નાની મંડળી જુલાઈની તા. ૧૬મીને રોજ કોનરસ્રુથના અજાણ્યા ગામમાં પ્રવેશી ત્યારે મને ખૂબ આનંદ થયો.

બાવેરિયાના ખેડૂતોને અમારી ફ્રોર્ડ મોટરગાડી (જે અમે અમેરિકાથી સાથે આણી હતી)માં અને અમારી પંચરંગી મંડળી—જેમાં એક યુવાન અમેરિકન, એક પ્રૌઢ મહિલા અને જેના વાળ કોટના કોલર નીચે દબાયેલા રહે છે એવાં ભગવાં વસ્ત્રધારી પૌરસ્ત્યનો સમાવેશ થતો હતો તેમાં સારો રસ પડચો હતો.

થેરેસેનું નાનું ઝૂંપડું જે સ્વચ્છ, સુઘડ અને પ્રાચીન કૂવાની બાજુમાં ખીલેલાં ફૂલોવાળું હતું તે ખરેખર બંધ હતું. પડોશીઓ અને બાજુમાંથી ચાલી જતો ગામનો ટપાલી પણ અમને કશી માહિતી આપી શકચો નહિ. વરસાદ પડવા લાગ્યો અને મારા સાથીઓએ સૂચના કરી કે આપણે હવે પાછા ફરીએ.

'નહિ,' મેં મક્કમતાથી કહ્યું. 'થેરેસેના સંબંધમાં કશું પણ માર્ગદર્શન ન મળે ત્યાં સુધી હું અહીંથી ખસવાનો નથી.'

ભારે વરસાદને લીધે બે કલાક સુધી અમે અમારી ગાડીમાં જ બેસી રહ્યા પછી મેં ફરિયાદના રૂપમાં પ્રાર્થના કરી. 'પ્રભુ, થેરેસે જો અહીંથી ગઈ જ હતી તો પછી મને આ તરફ તું શા માટે ખેંચી લાવ્યો?'

એટલામાં એક અંગ્રેજીભાષી માણસ અમારી પડખે આવી ઊભો અને અમને મદદ આપવા વિનયપૂર્વક કહ્યું.

તેણે કહ્યું : 'થેરેસે ચોક્કસ રીતે ક્યાં છે તે હું જાણતો નથી. પણ ઘણી વખત તે અહીંથી એંસી માઈલ દૂર એઈચસ્ટાટ યુનિવર્સિટીના પરદેશી ભાષાઓના પ્રોફેસર ફ્રાન્ઝ વુટ્ઝને ત્યાં જાય છે.'

બીજે દિવસે સવારે અમારી મંડળી એઈચસ્ટાટના શાંત ગામડામાં પહોંચી ગઈ. ડૉ. વુટ્ઝે તેમને ઘેર અમારો ભાવભીનો સત્કાર કર્યો અને કહ્યું : 'હા, થેરેસે અહીં જ છે.' મુલાકાતીઓ આવ્યા છે એવો સંદેશો થેરેસેને મોકલ્યો તેનો જવાબ લઈને સંદેશવાહક તરત જ પાછો આવ્યો.

'જો કે અમારા ધર્મગુરુએ તેમની રજા સિવાય કોઈને પણ મળવાની મને મના કરી છે છતાં હિંદથી આવેલા પ્રભુના બંદાને હું મળીશ.'

આ શબ્દોથી અત્યંત પ્રભાવિત થઈને હું ડૉ. વુટ્ઝની સાથે મેડા ઉપર તેમના બેઠકખંડમાં ગયો. શાંતિ અને આનંદની પ્રભા ફેલાવતી થેરેસે તરત જ ઓરડામાં દાખલ થઈ. તેણે કાળો ઝભો પહેર્યો હતો અને માથે શુદ્ધ સફેદ વસ્ત્ર ઓઢયું હતું. જો કે આ વખતે તેની ઉંમર સાડત્રીસ વર્ષની હતી છતાં તે ઘણી યુવાન લાગતી હતી અને બાળકની નિર્દોષ મોહકતાની ઝલક એના અંગ ઉપર તરવરતી હતી. તંદુરસ્ત, સુગઠિત સુડોળ અંગોવાળી, ગુલાબી ગાલો અને

આનંદી સ્વભાવવાળી આ સંત મહિલા કશું જ ખાતી નહોતી એ તેની વિશિષ્ટતા હતી.

થેરેસેએ કોમળ હસ્તધૂનનથી મારો સત્કાર કર્યો. પ્રભુનાં (પ્રેમી) તરીકે અમે એકબીજાને ઓળખતાં હોવાથી અમે બન્ને મૂક સંપર્કના તેજમાં ઝળકી ઊઠયાં.

ડૉ. વુટ્ઝે અમારી વચ્ચે ખુશીથી દુભાષિયાનું કામ કર્યું. અમે બેઠક લીધા પછી મારી નજરમાં આવ્યું કે થેરેસે મારા તરફ નૈસર્ગિક કુતૂહલતાથી જોઈ રહી હતી. કેમ કે બાવેરિયાની ભૂમિ ઉપર હિંદુઓ ભાગ્યે જ હોય.

'તમે કાંઈ જ ખાતાં નથી?' આનો જવાબ હું એમના મુખેથી સાંભળવા માગતો હતો.

'ના, દરરોજ સવારે ૭ વાગ્યે એક 'હોસ્ટ'[૨૧૩] (પ્રભુઅર્પિત એક નાની રોટી) સિવાય બીજું કાંઈ નહિ.'

'હોસ્ટ કેટલું મોટું હોય છે?'

'કાગળ જેટલું પાતળું અને એક નાના સિક્કાના કદનું.' તેમણે ઉમેર્યું. 'પવિત્ર સંસ્કારવિધિને કારણે હું તે લઉં છું. જો તે દેવને સમર્પિત થયેલું ન હોય તો હું ગળી શકતી નથી.'

'ખરેખર, આખાં બાર વર્ષો સુધી તમે એટલા ખોરાક પર જીવી શકો નહિ?'

'હું પ્રભુના પ્રકાશ ઉપર જીવું છું.'

કેટલો સરળ તેનો જવાબ, કેટલો નિર્મોહક (આઈન્સ્ટેનિયન)? 'મને લાગે છે કે તમને પ્રતીતિ થઈ છે કે તમારા શરીરમાં શક્તિનો જે આવિર્ભાવ થાય છે તે અવકાશ સૂર્ય અને હવામાંથી આવે છે.'

તરત જ તેણીનું મુખારવિંદ હાસ્યથી ઊભરાઈ ગયું: 'હું કેવી રીતે જીવું છું તે તમે સમજો છો એ જાણીને હું ઘણી ખુશ થઈ છું.'

'તમારું પવિત્ર જીવન ઈસુના શબ્દોમાં રહેલા સત્યનું દરરોજ દર્શન કરાવે છે: મનુષ્ય માત્ર રોટીથી જીવતો નથી પણ ઈશ્વરના મુખમાંથી નીકળતા પ્રત્યેક શબ્દથી જીવે છે'[૨૨૪]

ફરીથી તેમણે મારા ખુલાસા પ્રત્યે આનંદ પ્રદર્શિત કર્યો. 'એ જ બરાબર છે. હું આ પૃથ્વી પર જીવું છું તેનો એક હેતુ એ છે કે મનુષ્ય ઈશ્વરના અદૃશ્ય તેજથી જીવે છે અને નહિ કે માત્ર ખોરાકથી એ સિદ્ધ કરવા માટે.'

'ખોરાક સિવાય કેમ જીવવું તે તમે બીજાઓને શીખવી શકશો?'

આ પ્રશ્નથી તેમને કાંઈક આંચકો લાગ્યો. તેમણે કહ્યું: 'હું એમ કરી શકું એમ નથી. પ્રભુની એવી ઇચ્છા નથી.'

એમના મજબૂત હાથો ઉપર મારી દૃષ્ટિ પડી કે તરત જ થેરેસેએ તેના દરેક હાથની પાછળ તાજા જ સાજા થયેલા ચોરસ ઘા બતાવ્યા. તેની દરેક હથેળીમાં ચંદ્રાકારના નાના તાજા જ સાજા થયેલા જખમો દેખાડ્યા. દરેક જખમ સીધો હાથની આરપાર ફૂટી નીકળતો હતો. આ દૃશ્યથી મને હજી પણ પૂર્વમાં વપરાતા લોખંડના ખીલાની સ્પષ્ટ સ્મૃતિ તાજી થઈ. આ ખીલો ચતુષ્કોણ માથાવાળો અને ચંદ્રાકાર અણીવાળો હોય છે. પશ્ચિમમાં મેં એનો ઉપયોગ થતો જોયો નથી.

સંતે તેની સાપ્તાહિક સમાધિ સંબંધી મને કાંઈક કહ્યું: 'એક પરવશ દ્રષ્ટા તરીકે ઈશુની આખી મનોવેદના હું જોઈ રહું છું.' દરેક અઠવાડિયે ગુરુવારની મધ્યરાત્રિથી શુક્રવારે બપોરે એક વાગ્યા સુધી તેના જખમો તાજા થાય છે અને દૂઝે છે. અને એના ૧૨૧ પાઉન્ડના સામાન્ય વજનમાંથી દસ પાઉન્ડ ઘટી જાય છે. સહાનુભૂતિપૂર્વકના પ્રેમને લીધે એને અપાર વેદના થવા છતાં થેરેસે તેના પ્રભુનાં આ સાપ્તાહિક દર્શનોની આતુરતાપૂર્વક આનંદથી અપેક્ષા કરતી રહે છે.

મને એકદમ ખાતરી થઈ ગઈ કે નવા કરારમાં વર્ણવ્યા પ્રમાણે ઈશુનું જીવન અને વધસ્તંભ ઉપરનું તેમનું મરણ એ ઐતિહાસિક સત્ય ઘટના છે એ વાતની સર્વ ખ્રિસ્તીઓને ફરીથી ખાતરી આપવા તથા ગેલીલીના સંત અને તેમના ભક્તો વચ્ચે અતૂટ સંબંધ છે તેનું નાટકીય પ્રદર્શન કરવા માટે એમનું આ અદ્ભુત જીવન ઈશ્વરે નિર્માણ કર્યું છે.

પ્રોફેસર વુટ્ઝે પણ સંત સાથેના તેમને થયેલા કેટલાક અનુભવોનું વર્ણન કર્યું. તેમણે કહ્યું : 'ઘણી વખત અમે થેરેસે સહિત દિવસો સુધી આખા જર્મનીમાં સ્થળદર્શન માટે મુસાફરીએ જતા. અમારી વચ્ચે વિરોધાભાસ હતો – જ્યારે અમે દિવસમાં ત્રણ વખત ભોજન ઉડાવતાં ત્યારે થેરેસે કાંઈ જ લેતી નહોતી છતાં તે હંમેશાં ગુલાબની માફક તાજી રહેતી. મુસાફરીનો જે થાક અમને લાગતો તેનાથી તે મુક્ત રહેતી. અમે જ્યારે ભૂખ્યા થતા અને આજુબાજુમાં ભોજનઘરની શોધમાં પડતા ત્યારે તે ખુશાલ હસતી.

પ્રોફેસરે કેટલીક શારીરિક હકીકતો આપી જે રસિક છે — થેરેસે કાંઈ જ ખોરાક લેતી નથી તેથી તેનું પેટ ચીમળાઈ ગયું છે, તેને દસ્ત થતો નથી પણ પરસેવાની ગ્રંથિઓ કામ કરે છે અને તેની ચામડી હંમેશાં મુલાયમ અને તંગ રહે છે.'

વિદાય વેળાએ તેની સમાધિ વખતે હાજર રહેવાની મારી ઇચ્છા મેં થેરેસેને જણાવી.

'હા, આવતા શુક્રવારે તમે કોનરસ્રુથ આવવાની કૃપા કરો.' તેમણે ભાવપૂર્વક કહ્યું. 'પાદરીસાહેબ તમને રજાચિઠ્ઠી આપશે. તમે મને અહીં એઈચસ્ટાટમાં શોધી કાઢી તેથી મને ખૂબ આનંદ થયો.'

થેરેસેએ ઘણી વખત મૃદુતાથી હસ્તધૂનન કર્યું અને અમારી મંડળીને દરવાજા સુધી વળાવવા આવી. શ્રી રાઈટ ગાડીનો રેડિયો ચાલુ કર્યો. સંતે ઉત્સાહપૂર્વક તે તપાસી જોયો. એ દરમ્યાન બાળકોનું

એવડું મોટું ટોળું જમા થયું કે થેરેસે તરત ઘરમાં ચાલી ગઈ. અમે તેને બારીમાં બેસીને અમારા તરફ બાળકની માફક નજર નાખતી અને હાથ હલાવતી જોઈ.

બીજે દિવસે થેરેસેના બે ભાઈઓ જેઓ ઘણા માયાળુ અને મિલનસાર હતા તેમની સાથે વાત કરતાં જણાયું કે આ સંત રાત્રે એક કે બે કલાક જ ઊંઘ લે છે. તેના શરીર ઉપર ઘણા જખમો હોવા છતાં તે ચપળ અને ઉત્સાહથી ભરપૂર છે. તેને પક્ષીઓ ખૂબ પ્રિય છે. તે એક મત્સ્યાગારની દેખભાળ રાખે છે અને ઘણી વખત બગીચામાં કામ કરે છે. તેનો પત્રવહેવાર ઘણો વિશાળ છે. કૅથલિક ભક્તો પ્રાર્થનાઓ અને આરોગ્ય માટેના આશીર્વાદો માગતા પત્ર લખે છે. એમની મારફતે અનેક જિજ્ઞાસુઓને ગંભીર રોગોમાંથી મુક્તિ મળી છે.

તેનો ભાઈ ફર્ડિનાન્ડ જે આસરે તેવીસ વર્ષનો છે તેણે ખુલાસો કર્યો કે પ્રાર્થનાના બળથી થેરેસેને એવી શક્તિ મળી છે કે જેથી તે બીજાઓના રોગોને પોતાના ઉપર લઈ શકે છે. એના જ પરગણાનો એક જુવાન જે સાધુમંડળમાં જોડાવાની તૈયારી કરતો હતો તેના ગળાનો સ્થાનફેર કરી પોતાને લાગુ પડે એવી તેની પ્રાર્થનાના વખતથી જ આ સંતની ખોરાકની પરહેજ શરૂ થઈ છે.

ગુરુવારે નમતે પહોરે અમે પાદરીના નિવાસસ્થાને પહોંચી ગયા. તેઓ મારા ઝૂલતા વાળને આશ્ચર્યથી જોઈ રહ્યા. એમણે તરત જ રજાચિઠ્ઠી લખી આપી. એને માટે કશી ફી આપવાની નહોતી. ધર્મસંસ્થાએ આ નિયમ એટલા માટે રાખ્યો છે કે સામાન્ય મુલાકાતીઓના વધુપડતા ધસારાની સામે થેરેસેને રક્ષણ આપવું કેમ કે આગલાં વરસોમાં શુક્રવારના દિવસોએ મુલાકાતીઓ હજારોની સંખ્યામાં આવી પડતા.

અમે શુક્રવારે સવારે લગભગ સાડા નવ વાગ્યે કોનરસ્રુથ આવી પહોંચ્યા. મેં જોયું કે થેરેસેને પુષ્કળ પ્રકાશ આપવા દેવા માટે

થેરેસેના હાથ માતૃવત્ આજીજી કરતા હોય એ રીતે આગળ લંબાયા. તેમનું મુખારવિંદ દુખાર્ત અને દિવ્ય એમ બંને ભાવો ધારણ કરતું હતું. તેમનું શરીર વધારે પાતળું દેખાયું અને તેઓ ઘણી આંતર અને બાહ્ય રીતે બદલાયેલાં જણાયાં. કોઈક અણજાણી ભાષામાં બડબડાટ કરતાં તેઓ તેમની ઊર્ધ્વચૈતન્ય દૃષ્ટિ સમક્ષ દેખાતા પુરુષોને ધ્રૂજતા હોઠથી કાંઈક કહી રહ્યાં હતાં.

આ વખતે હું એમની સાથે આંતરઐક્ય અનુભવતો હોવાથી તેમના આંતરદર્શનમાં દેખાતા બનાવોને હું પણ જોવા લાગ્યો. ઠઠ્ઠામશ્કરી[૨૧૫] કરતાં ટોળામાં ક્રૂસનાં લાકડાં ઊંચકી લઈ જતા ઈસુને એ જોતાં હતાં. એકદમ ગભરાટમાં એમણે પોતાનું માથું ઊંચક્યું. ખ્રિસ્ત પ્રભુ લાકડાના ભાર નીચે દબાતા પડ્યા. દર્શન અદૃશ્ય થયું. ઉગ્ર અનુકંપાથી થાકી જતાં થેરેસે ઓશીકા ઉપર જોરથી ઢળી પડ્યાં.

આ જ ક્ષણે મેં મારી પાછળ એક મોટો અવાજ સાંભળ્યો. મેં પાછું ફરીને ક્ષણભર જોયું તો જણાયું કે બે માણસો એક ચત્તાપાટ શરીરને લઈ જતા હતા. હું તરત જ ઊંડી ઊર્ધ્વચૈતન્ય સ્થિતિમાંથી આવેલો હોઈ પેલા પડી ગયેલા માણસને એકદમ ઓળખી શક્યો નહોતો. ફરીથી મેં મારી દૃષ્ટિ થેરેસેના મુખ તરફ ફેરવી. લોહીની ધારાઓ વહી ગયેલી હોવાથી જ્યાં મૃત્યુસૂચક ફીકાશ હતી ત્યાં હવે શાંતિ, તેજોમય શુદ્ધિ અને પવિત્રતા જણાતાં હતાં. પછીથી મેં મારી પાછળ જોયું તો ત્યાં શ્રી રાઈટ ઊભેલા દેખાયા. તેઓ પોતાના ગાલમાંથી લોહી ટપકતું હતું ત્યાં હાથ દઈને ઊભા હતા.

મેં ઈંતેજારીથી સવાલ કર્યો : ‘ ડીક, તમે પડી ગયા હતા ? ’

‘ હા, આ ભયાનક દૃશ્ય જોતાં હું બેભાન થયો.’

‘ ડીક.’ મેં દિલાસાપૂર્વક કહ્યું. ‘ તમે હિંમતવાન છો કે પાછા આવ્યા અને આ દૃશ્ય જોવા લાગ્યા.’

ધીરજપૂર્વક પ્રતીક્ષા કરતા મુલાકાતીઓની સંખ્યા જોતાં શ્રી રાઈટ અને મેં થેરેસેની મૂક વિદાય લીધી અને તેમની પવિત્ર હાજરીમાંથી અમે છટકી નીકળ્યા.[૨૧૬]

બીજે દિવસે અમારો નાનો રસાલો મોટરમાર્ગે દક્ષિણ તરફ ઊપડયો. આ વખતે અમારે આભાર માનવો રહ્યો કે અમે રેલવેટ્રેન પર આધારિત નહોતા. દેશભરમાં જ્યાં જ્યાં અમને ઠીક લાગે ત્યાં અમે ફોર્ડ ગાડીને અટકાવી શકતા હતા. જર્મની, હોલાંડ, ફ્રાન્સ અને સ્વિસ આલ્પ્સમાંની અમારી મુસાફરીની પ્રત્યેક મિનિટનો અમે આનંદપૂર્વક ઉપભોગ કર્યો હતો. ઈટાલીમાં નમ્રતાની પ્રતિમૂર્તિ જેવાં સંત ફ્રાન્સિસની પવિત્ર સ્મૃતિને માન આપવા અમે ખાસ અસીસી ગયા હતા. અમારી યુરોપયાત્રા ગ્રીસમાં પૂરી થઈ. ત્યાં અમે એથેનિયન મંદિરો અને વિનયમૂર્તિ સોક્રેટિસે[૨૧૭] જે જેલમાં ઝેરનો પ્યાલો પીધો હતો તે જોયાં. પ્રાચીન ગ્રીકોએ જ્યાં જ્યાં પોતાની કૃતિઓ આરસપહાણમાં બનાવી છે ત્યાંનું કૌશલ્ય જોઈને કોઈપણ માણસ છક થઈ જાય છે.

ભૂમધ્ય સમુદ્રમાં અમે સ્ટીમરની સફર કરી અને પેલેસ્ટાઈનમાં ઊતર્યાં. પવિત્ર ભૂમિ ઉપર દરરોજ ભમતાં ભમતાં મને એ યાત્રાની કિંમતની ખાતરી થઈ. લાગણીપ્રધાન વ્યક્તિને આખું પેલેસ્ટાઈન ખ્રિસ્તી ભાવનાથી ભરેલું લાગે. બેથલેહામ, ગેટસમાને, કાલ્વરી, ઓલીવ્સનો પવિત્ર પર્વત, જોર્ડન નદી અને ગેલીલીના સમુદ્રકિનારે હું પૂજ્યભાવથી ચાલ્યો છું.

અમારા નાના રસાલાએ જન્મભૂમિવાળો તબેલો, જોસેફની સુથારી દુકાન, લેઝેરસની કબર, માર્થા અને મેરીનું ઘર, તથા છેલ્લા ભોજનવાળું દીવાનખાનું એ સર્વ જોયું. પ્રાચીનતાનાં પડો ઉખેડયાં. યુગો સુધી સ્મરણમાં રહી જાય એવું દિવ્ય નાટક ઈસુ ખ્રિસ્તે ભજવ્યું હતું તેના દૃશ્ય પાછળનાં દૃશ્ય જોયાં.

ત્યાર પછી ઇજિપ્તમાં અર્વાચીન કેરો અને પ્રાચીન પિરામિડો, ત્યાંથી રાતા સમુદ્રમાં બોટની મુસાફરી કરી વિશાળ અરબી સમુદ્રમાં થઈ હિંદ !

## ૪૧

## હું હિંદ પાછો ફરું છું

હિંદની હવા લેતાં મેં આભારની લાગણી અનુભવી. અમારી 'રાજપુતાના' બોટ મુંબઈના વિશાળ બંદરે ૨૨મી ઑગસ્ટ, ૧૯૩૫ને રોજ લંગરાઈ. બોટ પરથી ઊતર્યા પછીનો આ પહેલો દિવસ આગામી આખા વરસની આગાહીરૂપ હતો – બાર મહિનાની અવિરત કામગીરી. મિત્રો હારતોરાઓ અને અભિનંદનપત્રો સાથે બંદર પર હાજર થયા હતા. તાજમહેલ હોટેલનો અમારો ખંડ પત્રકારો અને ફોટોગ્રાફરોના સમૂહથી ઊભરાઈ જતો હતો.

મુંબઈ શહેર મારે માટે નવું હતું. ઉત્સાહભરી રીતે અદ્યતન બનતા જતા આ શહેરે પશ્ચિમની ઘણી પદ્ધતિઓ અપનાવી હતી. વિશાળ રસ્તાઓ તાડનાં ઝાડોથી શોભી રહ્યા હતા. ભવ્ય સરકારી મકાનો સૌન્દર્યમાં મંદિરોની સ્પર્ધા કરતાં હતાં. એમ છતાં સ્થળ-દર્શન માટે ઘણો અલ્પ સમય રાખવામાં આવ્યો હતો. હું મારા પરમપ્રિય ગુરુ અને બીજાં વહાલાંઓને મળવાને ઘણો ઉત્સુક – અધીરો થઈ ગયો હતો. અમારી ફોર્ડ ગાડીને પારસલ ટ્રેનને હવાલે કરી અમારી મંડળી પૂર્વ તરફના રેલમાર્ગે કલકત્તા જવા ઊપડી.[૨૨૮]

અમે હાવરા સ્ટેશને પહોંચ્યા ત્યારે અમારો સત્કાર કરવા એવડી મોટી મેદની જમા થઈ હતી કે થોડો વખત તો અમારે માટે ટ્રેનમાંથી બહાર નીકળવાનું પણ મુશ્કેલ થઈ પડ્યું હતું. કાસિમ બજારના યુવાન મહારાજા અને મારો ભાઈ વિષ્ણુ સ્વાગત-સમિતિના આગેવાન હતા. સ્વાગતની આ ઉષ્મા અને ભવ્યતા માટે હું તૈયાર નહોતો. અમારી નાની ટોળીને અપાયેલા આ સ્વાગતની ઉષ્મા અને ભવ્યતા મને સ્પર્શી ગઈ.

મોટરગાડીઓ અને મોટર સાઇકલોની હારમાળાની બનેલી આગલી હરોળની પાછળ પડઘમ અને શંખોના હર્ષનાદોની વચ્ચે ફૂલોથી પગથી મસ્તક સુધી ઢંકાયેલા અમે — કુ. બ્લેચ, શ્રી રાઈટ અને હું — ધીરે ધીરે મોટરમાં પિતાજીને ઘેર આવી પહોંચ્યાં.

મારા વૃદ્ધ પિતા, હું જાણે કે કબરમાંથી પાછો આવ્યો હોઉં એવી રીતે મને ભેટી પડ્યા. આનંદના અતિરેકથી મૂક બની કેટલીય વાર સુધી અમે એકબીજાને જોઈ રહ્યા. ભાઈઓ અને બહેનો, કાકાઓ અને કાકીઓ, પિત્રાઈઓ, વિદ્યાર્થીઓ અને વરસોજૂના મિત્રોનો એક મોટો શંભુમેળો જામ્યો હતો. એક પણ આંખ કોરી નહોતી. પ્રેમાળ પુનર્મિલનનો આ ભવ્ય પ્રસંગ મારા સ્મૃતિપટ પર યથાવત્ અંકાઈ રહ્યો છે. અને મારા અંતરપટ પરથી એ કદી ભૂંસાશે નહિ. શ્રી યુક્તેશ્વરજી સાથેની મારી મુલાકાતનું હું શબ્દોથી વર્ણન કરી શકું એમ નથી. મારા મંત્રીએ લીધેલી નીચેની નોંધ જ બસ થશે :

'ઊંચામાં ઊંચી આશાઓથી પ્રેરાઈને આજે હું યોગાનંદજીને મોટરમાં કલકત્તાથી સીરામપોર લઈ આવ્યો.' શ્રી રાઈટે પોતાની નોંધપોથીમાં જણાવ્યું છે. 'વિવિધ પ્રકારની દુકાનોની હારમાળાઓ-માંથી પસાર થઈ છેવટે અમે એક નાની સાંકડી ગલીમાં આવ્યા. આ પૈકીની એક દુકાન યોગાનંદજીના કોલેજજીવન દરમિયાન એમનું પ્રિય ભોજનઘર હતું. ગલીની ડાબી બાજુએ વળ્યા કે તરત જ સામે બે માળવાળો સાદો પણ પ્રેરક આશ્રમ આવી રહ્યો હતો. તેનો ઝરૂખો (ગેલેરી) ઉપલે માળેથી બહાર આવેલો હતો. અહીં શાંતિભર્યા એકાંતની સામાન્ય છાપ ઊઠતી હતી.

'યોગાનંદજીની પાછળ પાછળ ગંભીર નમ્રતાના ભાવ સાથે આશ્રમની દીવાલોની અંદર આંગણામાં મેં પ્રવેશ કર્યો. જે સિમેન્ટની સીડી હજારો આત્મ-જિજ્ઞાસુઓના પાદસંચારથી ઘસાઈ ગઈ હતી તેનાં પગથિયાં અમે હૃદયના વધતા જતા ધબકારા સાથે ચડવા લાગ્યા.

આખરે સીડીને મથાળે ઋષિની પ્રતાપી મુદ્રાવાળા ગુરુવર્ય સ્વામી શ્રી યુક્તેશ્વરજી શાંત ભાવથી ઊભેલા દેખાયા. ગુરુના પ્રૌઢ સાંનિધ્યમાં હાજર રહેવાનું મને સદ્‌ભાગ્ય મળ્યું છે એ ખ્યાલથી મારું હૃદય ઉછાળા મારવા લાગ્યું. યોગાનંદજી ઘૂંટણીએ પડીને ગુરુનાં ચરણોને પ્રથમ હાથોથી અને પછી મસ્તકથી સ્પર્શ કરીને પોતાના આત્માનો આભાર અને અભિનંદન પ્રકટ કરી રહ્યા હતા ત્યારે મારી આંખો આંસુઓથી ઊભરાતી હતી. તેઓ પછી ઊઠયા અને શ્રી યુક્તેશ્વરજીએ એમને છાતીની બંને બાજુએ ગાઢ આલિંગન આપ્યું.

'શરૂઆતમાં શબ્દો નીકળી શકયા જ નહિ, પણ આત્માની મૂક વાણી દ્વારા ઉત્કટ લાગણીઓની આપલે થઈ ગઈ. આત્માના પુનર્મિલનની ઉષ્માથી આંખો કેવી પ્રદીપ્ત થઈ અને ચમકી ઊઠી. વાતાવરણમાં હવાની એક ધીમી ઝલક ફરી વળી અને પ્રસંગને શોભાવવા સૂર્યનારાયણે પણ પ્રકાશનું કિરણ ફેંક્યું.

'મેં પણ મારો અવ્યક્ત પ્રેમ અને આભારની લાગણી ગુરુજીની સમક્ષ ઘૂંટણીએ પડીને દર્શાવ્યાં. દીર્ઘકાળની સેવાથી રીઢાં થઈ ગયેલાં તેમનાં ચરણોનો સ્પર્શ કર્યા પછી મને તેમના આશીર્વાદ મળ્યા. પછી હું ઊભો થયો ત્યારે મારી સામે એક એવી વિભૂતિને ઊભેલી જોઈ કે જેની સુંદર ઊંડી આંખો આંતરઅવલોકનને લીધે ધૂંધળી થઈ હોવા છતાં આનંદથી પ્રફુલ્લ હતી. અમે એમના દીવાનખાનામાં પ્રવેશ કર્યો. એની આખી બહારની બાજુએ ઝરૂખો હતો જે રસ્તા પરથી દેખાતો હતો. ગુરુજી સિમેન્ટવાળી જમીન પર પાથરેલી જાજમ પર એક જૂના ટેબલને અઢેલીને બેઠા હતા. યોગાનંદજી અને હું ગુરુજીના ચરણ પાસે બેઠા. સાદડી પર અમને આરામથી બેસવા માટે ભગવા રંગના તકિયા ગોઠવેલા હતા.

'આ બંને સ્વામીઓ વચ્ચે થતી બંગાળી વાતચીતનું હાર્દ પકડવા મેં ખૂબ પ્રયત્ન કર્યો (કેમ કે હું જોઈ શક્યો કે તેઓ બંને ભેગા થાય ત્યારે અંગ્રેજીને રુખસદ મળતી, જો કે સ્વામીજી

મહારાજને અંગ્રેજી આવડે છે અને ઘણી વખત બોલે પણ છે.) પણ ગુરુજી મહારાજના સંતપણાનો ખરો તાગ મને એમના હૃદયોત્તેજક હાસ્ય અને પલકારા મારતી આંખોથી જ મળ્યો. તરત તારવી શકાય એવો જે ગુણ એમના ગંભીર વાર્તાલાપમાં મેં જોયો તે તેમની નિશ્ચયાત્મક વાણીનો હતો—આ લક્ષણ ડાહ્યા માણસનું છે કેમ કે એ ઈશ્વરને ઓળખે છે અને તેથી એ જાણે છે કે પોતે જાણે છે. એમની પ્રજ્ઞા, ધ્યેયનિષ્ઠા અને નિશ્ચયાત્મક બુદ્ધિ : એ એમનાં લક્ષણો દરેક વખતે બહાર તરી આવતાં હતાં.

'વખતોવખત ભક્તિપૂર્વક એમનો અભ્યાસ કર્યા પછી હું જાણી શક્યો કે એમનું કાઠું કસરતબાજ છે જેને એમણે ત્યાગવૃત્તિના આત્મભોગો અને કસોટીઓથી ખડતલ બનાવ્યું હતું. એમની સ્વસ્થતા ગૌરવશીલ હતી. જાણે સ્વર્ગને પહોંચવા મથતું હોય એવા ચોખ્ખા વળાંક લેતું એમનું ભવ્ય કપાળ એમના મુખારવિંદને શોભા આપતું હતું. એમનું નાક ઘણું પહોળું અને નમણું હતું. જેને નાના બાળકની માફક નવરાશની ઘડીએ પોતાની આંગળીઓવતી ચીમળીને ફુલાવવામાં તેઓ આનંદ માનતા હતા. એમની કાળી તેજસ્વી આંખોની ફરતે વાદળી રંગનું તેજવર્તુળ ચમકતું હતું. મધ્યમાં બે ભાગમાં વહેંચાઈ ગયેલા એમના વાળ કપાળ પાસે રૂપેરી હતા. પછીથી નીચે ઊતરતાં રૂપેરી–સોનેરી અને રૂપેરી–કાળાશ છાંટવાળા થતાં છેવટે ખભા ઉપર જતાં વાંકડિયા બની જતા હતા. એમનાં દાઢી અને મૂછ ઘણાં આછાં હતાં છતાં એમના ચહેરાને ભવ્યતા આપતાં હતાં તથા એમના સ્વભાવની માફક એકીવખતે ઊંડાં અને છીછરાં પણ હતાં.

'એમના હૃદયના ઊંડાણમાંથી નીકળતું આનંદી મુક્ત હાસ્ય અતિ ઉલ્લાસી અને દિલોજાનીભર્યું હોવાથી આખા શરીરને હલાવી નાખી શકતું હતું. એમની સ્નાયુબદ્ધ આંગળીઓની માફક એમનો ચહેરો અને આખું કાઠું સત્તાવાહી જણાતાં હતાં. તેઓ સીધા ટટાર રહીને પ્રભાવશાળી પગલાંથી જ ચાલતા.

'સામાન્ય ધોતિયું, અને સાદું પહેરણ એ એમનાં વસ્ત્રો હતાં. કેસરી પાકા રંગમાં રંગાયેલાં આ વસ્ત્રોમાંથી વખત જતાં રંગ ઊડી જઈ ઝાંખો નારંગી રંગ અવશેષ રહ્યો હતો.

'આજુબાજુ નજર કરતાં જણાયું કે ભૌતિક સગવડો તરફની એમની અનાસક્તિ એ જ આ ઓરડાની જર્જરિત હાલતનું કારણ હતું. લાંબા ઓરડાની બહારની દીવાલોનું ભૂરું પ્લાસ્ટર હવામાનના સતત પ્રહારથી ઊખડી ગયું હતું.

'ઓરડાની એક બાજુની દીવાલ પર સાદી પુષ્પમાળાથી વિભૂષિત એવો લાહીરી મહાશયનો ફોટો લટકતો હતો. યોગાનંદજી પહેલવહેલા બોસ્ટન બંદરે ઊતર્યા ત્યારે કોંગ્રેસ ઓફ રિલિજિયન્સના બીજા પ્રતિનિધિઓ સાથે તેમણે પડાવેલો એક જૂનો ફોટો પણ ત્યાં લટકતો હતો.

'પ્રાચીન અને અર્વાચીન વસ્તુઓનો વિચિત્ર સમન્વય મેં અહીં જોયો : પહેલ પાડેલા કાચના મણકાઓથી શણગારાયેલું અને મીણબત્તીઓથી પ્રકાશમાન થતું અનેક હાંડીઓવાળું એક ભવ્ય ઝુંમર જાળાં બાઝી ગયેલી હાલતમાં વપરાશ વગર પડી રહેલું હતું. જ્યારે બીજી બાજુએ દીવાલ ઉપર એક અદ્યતન સુશોભિત કેલેન્ડર લટકી રહ્યું હતું. આખા ઓરડામાં જાણે શાંતિ અને સમતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. અને ઝરૂખાની બહાર નારિયેળીનાં ઝાડો આશ્રમના રક્ષક તરીકે એના કરતાં વધારે ઊંચાઈએ હવામાં ફરકી રહ્યાં હતાં.

'ખાસ મનોરંજક વાત તો એ છે કે ગુરુજીની એક નાની સરખી તાળીથી કોઈ પણ એક નાનો શિષ્ય એમની તહેનાતમાં ખડો થઈ જતો હતો. અને જોઈતી સેવા આપતો હતો. આનુષંગિક રીતે આવા એક છોકરા તરફ હું ખૂબ આકર્ષાયો. પ્રફુલ્લ નામનો[૧૯] પાતળો છોકરો જેના લાંબા કાળા વાળ ખભા સુધી ફેલાયા હતા, જેની મર્મગ્રાહી કાળી આંખો ઝગારા મારતી હતી અને જેનું

મુખારવિંદ સ્વર્ગીય હાસ્યથી ભરેલું હતું; બીજને દિવસે સંધ્યાટાણે જેમ ચન્દ્ર અને તારાઓ ચળકે છે તેમ એની આંખો પલકારા મારતી હતી.

'દેખીતી રીતે જ સ્વામી શ્રી યુક્તેશ્વરજી પોતાના શિષ્ય (અને તેઓ તેમના શિષ્યનો શિષ્ય જે હું તેના સંબંધી પણ કાંઈક જાણવા ઉત્સુક હતા)ના પુનરાગમન માટેના આનંદનો અતિરેક અનુભવતા હતા. એટલું છતાં આ મહાગુરુના સ્વભાવની જ્ઞાન-પ્રધાનતાને કારણે લાગણીઓનું બહારનું પ્રદર્શન દબાઈ જતું હતું. શિષ્ય ગુરુને ત્યાં જાય ત્યારે દક્ષિણાના રિવાજ મુજબ યોગાનંદજીએ પણ કેટલીક ભેટો એમને ચરણે ધરી હતી. થોડા વખત પછી અમે ભોજન માટે બેઠા. ભોજન સાદું પણ સ્વાદિષ્ટ હતું. બધી જ વાનગીઓમાં શાકભાજી અને ચોખાનું મિશ્રણ હતું. સંખ્યાબંધ ભારતીય રિવાજોને હું વળગી રહ્યો છું. ખાસ કરીને હાથથી ખાવું— એ જાણી યુક્તેશ્વરજી ઘણા રાજી થયા.

'કલાકો સુધી બંગાળી ભાષાનો છૂટથી ઉપયોગ કર્યા પછી અને ઉષ્માભર્યા હાસ્ય અને આનંદી દષ્ટિપાતના અરસ-પરસના વહેવાર પતી ગયા પછી અમે એમના ચરણમાં પડી પ્રણામ[૨૦] કરી વિદાય માગી. અમે પછી કલકત્તા જવા ઊપડચા. આ પવિત્ર મિલન અને આભારદર્શનનાં સનાતન સંભારણાં પણ અમે સાથે લેતા ગયા. જો કે ગુરુજી વિષે મુખ્યત્વે મારા મન પર પડેલી બાહ્ય છાપ સંબંધી જ હું લખી રહ્યો છું છતાં સંતના સાચા આધાર જેવા – એમના આધ્યાત્મિક ગૌરવને હું ભૂલી ગયો નથી; મેં એમની શક્તિને ઓળખી હતી અને એ જ ભાવનાને દિવ્ય આશીર્વાદ સમજી હું આગળ ચાલ્યો છું.

'યુક્તેશ્વરજીને માટે અમેરિકા, યુરોપ અને (પેલેસ્ટાઈનથી) હું ઘણી ભેટો લાવ્યો હતો જે તેમણે આનંદપૂર્વક સ્વીકારી હતી અને કશી જ ટીકા કરી નહોતી. મારા પોતાના ઉપયોગ માટે જર્મનીમાંથી છત્રી–લાકડીનો બેવડો ઉપયોગ થાય એવી વસ્તુ આણી

હતી. હિંદમાં આવ્યા પછી મેં એને ગુરુજીને ભેટ તરીકે આપવાનો નિશ્ચય કર્યો.

'ખરેખર, આ ભેટની હું કદર કરું છું.' મારા ગુરુજીએ આ જાતની વ્યર્થ ટીકા કરી ત્યારે તેમની પ્રેમભરી નજર મારા તરફ ખોડાયેલી હતી. બધી ભેટો પૈકી આ જ વસ્તુને તેમણે બીજા મુલકાતીઓને બતાવવા માટે પસંદ કરી.

'ગુરુજી, દીવાનખાનામાં (નવો ગાલીચો પાથરવાની) કૃપા કરીને રજા આપો,' ફાટેલા કામળા ઉપર પાથરેલા વ્યાઘ્રચર્મ તરફ જોઈને મેં કહ્યું.

'તને ગમતું હોય તો તેમ કર.' મારા ગુરુના શબ્દો ખાસ ઉત્સાહજનક નહોતા, 'જો મારું વ્યાઘ્રચર્મ કેટલું સારું અને સ્વચ્છ છે. મારા પોતાના નાના રાજ્યમાં હું કુલમુખત્યાર છું. બહારની આખી દુનિયા બાહ્યમાં જ રાચી રહી છે.'

એમણે આ શબ્દો ઉચ્ચાર્યા કે તરત જ મને ભૂતકાળ સાંભરી આવ્યો અને ફરી પાછો હું એમની શિક્ષાના તાપથી શુદ્ધ થતો જતો એમનો યુવાન શિષ્ય બની ગયો.

સીરામપોર અને કલકત્તાથી છૂટા પડ્યા કે તરત જ શ્રી રાઈટ સાથે હું રાંચી જવા ઊપડી ગયો, ત્યાં કેટલા બધા આવકારનું હૃદયસ્પર્શી દર્શન! મારી પંદર વરસની ગેરહાજરી દરમિયાન મારી શાળાનો ઝંડો ફરકતો રાખનારા નિઃસ્વાર્થી શિક્ષકોને મેં આલિંગન આપ્યું ત્યારે મારી આંખોમાં આંસુ ઊભરાયાં. ત્યાંના આશ્રમવાસી તથા બહારના વિદ્યાર્થીઓના પ્રફુલ્લ ચહેરા તથા આનંદી સ્મિત એ જ ત્યાં અપાતી બહુલક્ષી કેળવણીના જાગતા પુરાવાઓ હતા.

પણ આહા! રાંચીની આ સંસ્થા ભારે આર્થિક ભીંસમાં હતી. કાસિમબજારના મૂળ મહારાજા સર મહેન્દ્રચન્દ્ર નંદી હવે સ્વર્ગવાસી થયા હતા. એમના જ મહેલને શાળાના મુખ્ય મકાન તરીકે રૂપાંતર કરવામાં આવ્યો હતો. એમણે અનેક બાદશાહી સખાવતો કરી હતી.

જનતાના જોઈતા ટેકાને અભાવે શાળાની ઘણી ઉપકારક પ્રવૃત્તિઓ ગંભીર રીતે સંકોચાયેલી પડી રહી હતી.

મુશ્કેલીઓ સામે નિર્ભય જુસ્સો રાખી મક્કમ સામનો કરવાનું અમેરિકાનું પ્રત્યક્ષ જ્ઞાન હું શીખ્યો નહિ હોઉં તો ત્યાંનો આટલાં વર્ષોનો મારો વસવાટ વ્યર્થ ગયો કહેવાય. રાંચીમાં હું એક અઠવાડિયું રોકાયો. તે દરમિયાન ઘણા બારીક સવાલોનો ઉકેલ કરવાનો હતો અને પછી કલકત્તામાં મુલાકાતોની પરંપરા ચાલી. આગળપડતા આગેવાનો અને શિક્ષણશાસ્ત્રીઓ સાથેની મુલાકાત, કાસિમબજારના યુવાન મહારાજા સાથે ચાલેલી લાંબી ચર્ચા અને મારા પિતાને આર્થિક મદદ માટે લખેલો વિનતિપત્ર. અને ઓહો! રાંચી શાળાના ડગમગતા પાયા પાછા સ્થિર થવા લાગ્યા. ઘણાં દાનો મળ્યાં જેમાં અણીને વખતે એક મોટી રકમનો ચેક અમેરિકન વિદ્યાર્થીઓ તરફથી પણ મળ્યો હતો.

હિન્દ આવ્યા પછી થોડા જ માસમાં રાંચીની શાળાને કાયદા પ્રમાણે રજિસ્ટર કરાવી દીધી. આ રીતે એક સ્થાયી બક્ષિસસંપન્ન યૌગિક શિક્ષણસંસ્થા સ્થાપવાનું મારું જે જીવનભરનું સ્વપ્ન હતું તે આથી સાકાર બન્યું. આ જ સ્વપ્નને આધારે આ સંસ્થાની સ્થાપના માત્ર સાત જ વિદ્યાર્થીઓથી સને ૧૯૧૭માં કરવામાં આવી હતી.

શાળા જે યોગોડા સત્સંગ વિદ્યાલયને નામે ઓળખાય છે તે વ્યાકરણ તથા હાઈ સ્કૂલના વિષયો માટે વધારાના વર્ગો પણ ચલાવે છે. આશ્રમવાસી વિદ્યાર્થીઓ તથા બહારથી આવતા છોકરાઓ બધા જ કોઈ એક પ્રકારનું ધંધાદારી શિક્ષણ પણ મેળવે જ છે.

છોકરાઓ પોતે સ્વયંસંચાલિત સમિતિઓ મારફતે બધી પ્રવૃત્તિઓનું નિયમન કરે છે. કેળવણીકાર તરીકેની મારી કારકિર્દીની શરૂઆતથી જ મેં જોઈ લીધું હતું કે જે છોકરાઓ પોતાના શિક્ષકને પજવવામાં આનંદ માનતા હોય તેવાઓ જ પોતાના સહાધ્યાયીઓએ ઘડેલા શિસ્તના નિયમો પાળવામાં ઘણા ઉત્સાહી

હોય છે. હું પોતે આદર્શ વિદ્યાર્થી કદી નહોતો, અને તેથી મને સર્વ પ્રકારની બાળચેષ્ટાઓ અને બાળપ્રશ્નો પરત્વે સંપૂર્ણ સહાનુભૂતિ છે.

ત્યાં રમતગમતને ઉત્તેજન આપવામાં આવે છે. હૉકી અને ફૂટબૉલની રમતોથી મેદાન હંમેશાં ગાજતું જ રહે છે. સ્પર્ધામાં ઘણી વખત રાંચીના વિદ્યાર્થીઓ જ કપ જીતી જાય છે. બહારની વ્યાયામશાળા ઘણી જાણીતી થઈ ગઈ છે. ઇચ્છાશક્તિથી સ્નાયુઓમાં શક્તિનો સંચાર કરવો એ યોગોડાનો અભ્યાસક્રમ છે. શરીરના કોઈ પણ ભાગમાં વિચારબળથી શક્તિનો સંચાર કરવો, આસનો કરવાં, તલવાર અને લાઠી ચલાવવી, તથા જુઈજુત્સુના દાવો વગેરે વિષયો પણ શીખવવામાં આવે છે. રાંચીના વિદ્યાર્થીઓને પ્રાથમિક ઉપચારની તાલીમ મળેલી હોવાથી તેઓ દુકાળ અને રેલ જેવા દુઃખદ પ્રસંગોએ પોતાના પ્રાંતના લોકોને પ્રશંસનીય સેવા આપતા હતા. આ વિદ્યાર્થીઓ પોતાનાં શાકભાજી ઉગાડે છે.

આ પ્રાંતની આદિવાસી કોમો જેવી કે કોલ, સંથાલ અને મુન્ડાને પ્રાથમિક વિષયોનું જ્ઞાન હિન્દીમાં અપાય છે. આજુબાજુનાં ગામડાંઓમાં છોકરીઓના વર્ગો પણ ચલાવવામાં આવે છે.

ક્રિયાયોગની દીક્ષા એ રાંચીની વિશિષ્ટતા છે. છોકરાઓ દરરોજ આધ્યાત્મિક સાધના અને ગીતાપાઠ કરવાના જ. તેમને સાદાઈ, આત્મત્યાગ, સ્વમાન અને સત્યના સદ્‌ગુણોનું શિક્ષણ ઉપદેશ અને પ્રત્યક્ષ દૃષ્ટાંતથી આપવામાં આવે છે. તેમને શીખવવામાં આવતું કે અનિષ્ટ એ છે કે જેનાથી દુઃખ જ ઉત્પન્ન થાય. ઈષ્ટ કાર્યો એ છે કે જેનાથી સાચું સુખ પરિણમે. અનિષ્ટને ઝેરભરેલા મધ સાથે સરખાવી શકાય. એ મધ લલચાવનારું છે પણ મૃત્યદાયી છે.

શરીર અને મનની ચંચળતા નષ્ટ કરવાની બાબતમાં એકાગ્રતાની પ્રક્રિયાઓના અભ્યાસથી આશ્ચર્યકારક પરિણામો આવ્યાં છે. રાંચીમાં નવ કે દસ વર્ષના નાના બાળકને અખંડ સ્થિરાસન ઉપર એક કલાક સુધી બેઠેલો, અને દૃષ્ટિ ભ્રૂકુટિ તરફ ખેંચાયેલી હોય એવી સ્થિતિમાં જોવો એ કાંઈ નવાઈની વાત નથી.

ત્યાં બગીચામાં શિવજીનું એક મંદિર છે અને તેમાં પૂજ્ય ગુરુજી લાહીરીમહાશયનું પૂતળું છે. આમ્રવૃક્ષોની ઘટા નીચે રોજ પ્રાર્થના થાય છે અને ધર્મશાસ્ત્રોના વર્ગો ચાલે છે.

યોગોડા સત્સંગ સેવાશ્રમ ( સેવાનું મંદિર ) જે આ રાંચી જાગીરમાં સ્થપાયું છે તે હિન્દના હજારો ગરીબોને વૈદકીય મદદ અને શસ્ત્રક્રિયાની સારવાર મફત આપે છે.

રાંચી સમુદ્રસપાટીથી ૨,૦૦૦ ફૂટની ઊંચાઈ પર છે. એનું હવામાન નરમ અને સમતોલ છે. એક મોટા સ્નાનક્ષમ તળાવની બાજુમાં આવેલી સિત્તેર વીઘાં જમીન ઉપર હિન્દનો એક સર્વોત્તમ ખાનગી બગીચો આવેલો છે. – પાંચસો ફળાઉ ઝાડો – આંબા, જમરૂખી, ખજૂરી, લીચી, ફણસ વગેરે.

રાંચીની લાયબ્રેરીમાં સંખ્યાબંધ સામયિકો આવે છે તથા પશ્ચિમ અને પૂર્વના દાતાઓ તરફથી ભેટ મળેલાં બંગાળી, હિન્દી અને અંગ્રેજી ભાષાઓનાં હજાર જેટલાં પુસ્તકો છે. એમાં આખી દુનિયાનાં તમામ ધર્મશાસ્ત્રોનો સંગ્રહ પણ છે ચોક્કસ વર્ગીકૃત સંગ્રહસ્થાનમાં પુરાતત્ત્વશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર અને માનવવંશશાસ્ત્રને લગતી ચીજો મૂકવામાં આવી છે – ઈશ્વરની સૃષ્ટિના વિવિધ પ્રદેશોની મારી યાત્રા દરમિયાન મળેલી સ્મારકની ચીજો મોટે ભાગે એમાં મૂકેલી છે.

રાંચીના ધોરણ ઉપર જ – યોગનું શિક્ષણ અને નિવાસની વ્યવસ્થાવાળી શાખા હાઈ સ્કૂલો ખોલવામાં આવી છે અને તે બધી ઠીક પ્રગતિ કરે છે. પશ્ચિમ બંગાળમાં લક્ષ્મણપુર નજીક છોકરાઓ માટે યોગોડા સત્સંગ વિદ્યાલય અને મિદનાપુર જિલ્લામાં — ઈજમલીચાક આગળ યોગોડા સત્સંગ હાઈ સ્કૂલ અને આશ્રમ[૨૦૦૧] ચાલે છે.

સને ૧૯૩૮માં ગંગાના કિનારા પર દક્ષિણેશ્વર આગળ યોગોડા મઠનું ભવ્ય મકાન સંસ્થાને અર્પણ કરવામાં આવ્યું હતું. કલકત્તાથી

થોડા માઈલે આવેલો આ નવો આશ્રમ શહેરવાસીઓને શાંતિના ધામ જેવો થઈ પડ્યો છે.

રાંચીની યોગોડા સત્સંગ સમાજ[૨૨૧]ની આ જાગીર એ હિંદની વાઈ. એસ. એસ. સંસ્થા, તેની શાખાઓ અને જુદાજુદા પ્રદેશોમાં આવેલા તેના આશ્રમોનું મધ્યવર્તી કેન્દ્ર છે. યોગોડા સત્સંગ સમાજની યુનાઈટેડ સ્ટેટ્સના કેલિફોર્નિયાના લૉસ એન્જેલિસ શહેરમાં સ્થાપેલી એસ. આર. એફ. – સેલ્ફ રીએલીઝેશન ફેલોશિપ સંસ્થાના આંતરરાષ્ટ્રીય મધ્યવર્તી કેન્દ્ર સાથે કાયદેસર જોડાયેલો છે. ભારતના યોગોડા સત્સંગ સમાજની પ્રવૃત્તિઓમાં યોગોડાની ત્રિમાસિક પત્રિકાની પ્રસિદ્ધિ તથા હિંદના જુદાજુદા ભાગોમાં રહેતા વિદ્યાર્થીઓને ટપાલ દ્વારા પખવાડિક શિક્ષાપત્રો મોકલવાની કામગીરીનો પણ સમાવેશ થાય છે.

'આ પાઠોમાં એસ. આર. એફ. સ્ફૂર્તિકરણ, ધારણા અને ધ્યાનવિધિઓ અંગેની વિગતવાર સૂચનાઓ આપવામાં આવે છે. આ સૂચનાઓનો નિષ્ઠાપૂર્વક અમલ ઉચ્ચતર ક્રિયાયોગનો આવશ્યક પાયો ગણાય છે અને તે વિષેનું જ્ઞાન પાછળના પાઠોમાં લાયક વિદ્યાર્થીઓને આપવામાં આવે છે.

---

"યોગોડા સત્સંગ સોસાયટી ઑફ ઇન્ડિયા" એ સનાતન અસ્તિત્વ ઇચ્છતી, બિનનફાકારક એક શિક્ષણવિષયક સંસ્થા છે. શ્રી યોગાનંદજીએ આ નામે તેમના કાર્યને હિન્દમાં સ્થાયી રૂપ આપ્યું છે. હાલમાં પશ્ચિમ બંગાળમાં દક્ષિણેશ્વર યોગોડામઠનાં બોર્ડ ઑફ ડાઈરેક્ટર્સ તેનું સરસ રીતે સંચાલન કરી રહ્યું છે. શ્રી સ્વામી શ્યામાનંદ ગિરિ, હાલમાં તેમના સ્વર્ગવાસ પહેલાં, યોગોડા સત્સંગ સોસાયટી ઑફ ઇન્ડિયાનાં જનરલ સેક્રેટરી અને ખજાનચી હતા. હિન્દના જુદાંજુદાં સ્થળોએ યોસસનાં ધ્યાનકેન્દ્રો પ્રગતિ કરી રહ્યાં છે.

પશ્ચિમમાં સંસ્કૃત શબ્દોનો ઉપયોગ ટાળવા માટે શ્રી યોગાનંદજીએ તેમની આંતરરાષ્ટ્રીય સંસ્થાનું નામ સેલ્ફ રીએલાઈઝેશન ફેલોશીપ રાખ્યું છે. શ્રી શ્રી દયામાતા સેલ્ફ રીએલાઈઝેશન ફેલોશીપ અને યોગોડા સત્સંગ સોસાયટીનાં સને ૧૯૫૫થી પ્રમુખ છે. (પ્રકાશકની નોંધ).

એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે યોગોડાની આવી શિક્ષણ અને માનવતાવિષયક પ્રવૃત્તિઓ માટે અનેક શિક્ષકો અને કાર્ય-કર્તાઓનાં સ્વાર્પણ, ત્યાગ અને ભક્તિની ખૂબ આવશ્યકતા હોય જ. એમની સંખ્યા એટલી વિશાળ છે કે એ બધાંનાં નામો આપવાનું શક્ય નથી. પણ મારા અંતઃકરણમાં તેમને માટે માન-વંતું સ્થાન છે.

દક્ષિણેશ્વર મઠ ભારતના યોગોડા સત્સંગ સમાજનું તેમ જ ભારતના જુદાજુદા વિસ્તારોમાં આવેલી તેની શાળાઓ, કેન્દ્રો અને આશ્રમોનું મુખ્ય કેન્દ્ર છે.

શ્રી રાઈટે રાંચીના ઘણા છોકરાઓ સાથે ગાઢ મૈત્રી બાંધી લીધી છે. સાદું ધોતિયું પહેરીને તેમની સાથે એમણે કલાકો ગાળ્યા છે. મુંબઈ, રાંચી, કલકત્તા, સીરામપોર, જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં એમણે મારા મંત્રી તરીકે યાત્રાની યથાસ્થિત નોંધ લીધી છે. એમની વર્ણનશક્તિ અજોડ છે.

'ઠીક, હિન્દ વિશે તમારા પર કેવી છાપ પડી?' એવો એક સવાલ મેં પૂછ્યો.

'શાંતિ,' એમણે વિચારપૂર્વક જવાબ આપ્યો. 'પ્રજાનું વલણ શાંતિનું છે.'

## ૪૨

## દક્ષિણ ભારતમાં પ્રવાસ

'ઠીક, પેલા મંદિરમાં પ્રવેશ કરનાર પહેલા પશ્ચિમવાસી તમે જ છો. ઘણાંઓએ અત્યાર અગાઉ નિષ્ફળ પ્રયત્નો કરેલા.'

મારા આ શબ્દોથી શ્રી રાઈટ ચોંકેલા દેખાયા પણ પછી ખુશ થયા. દક્ષિણ ભારતમાં મૈસુરની બાજુમાં આવેલી ટેકરીઓ ઉપર આવેલું સુંદર ચામુંડી મંદિર અમે હમણાં જ છોડયું હતું.

ત્યાં અમે મૈસુરના રાજકુટુંબની કુળદેવી ચામુંડી માતાનાં સોના-ચાંદીનાં સિંહાસનોને પગે લાગ્યા હતા.

'એ અજોડ માનના સ્મૃતિચિહ્ન તરીકે,' શ્રી રાઈટ થોડાંક પવિત્ર ગુલાબનાં ફૂલોની પાંખડીઓ ગોઠવતાં બોલ્યા. 'પૂજારીને હસ્તે ગુલાબજળથી પુનિત થયેલી આ પાંખડીઓ હું હંમેશાં સાચવી રાખીશ.'

સને ૧૯૩૫ના નવેમ્બર માસમાં, મારા સાથી અને હું મૈસુર દરબારના મહેમાન હતા. મહારાજાના પાટવી કુમાર શ્રી કૃષ્ણ નરસિંહરાજ મહારાજ વાડિયારે તેમના સુશિક્ષિત અને પ્રગતિશીલ રાજ્યની મુલાકાતે આવવાનું મારા મંત્રીને અને મને આમંત્રણ આપ્યું હતું.

પાછલા પખવાડિયા દરમિયાન ટાઉન હૉલમાં મહારાજા કૉલેજમાં અને યુનિવર્સિટી મેડિકલ સ્કૂલમાં હજારો નાગરિકો અને વિદ્યાર્થીઓ સમક્ષ મેં ભાષણો આપ્યાં હતાં; નેશનલ હાઈ-સ્કૂલ, ઈન્ટરમિજીએટ કૉલેજ અને ચેટી ટાઉન હૉલ એવી બેંગ-લોરમાં ત્રણ જાહેર સભાઓમાં સંબોધન કર્યું હતું જ્યાં ત્રણ હજાર લોકો ( નાગરિકો ) ભેગાં થયાં હતાં. અમેરિકાનું જે ગુલાબી ચિત્ર મેં દોર્યું તે ત્યાં આતુરતાપૂર્વક જમા થયેલા શ્રોતાઓને રુચ્યું કે નહિ તે તો હું જાણતો નથી, પણ પૂર્વ અને પશ્ચિમના જીવનનાં ઉત્તમ તત્ત્વોની અરસપરસની આપલેથી થનારા ફાયદા-ઓનું મેં જ્યારે વર્ણન કર્યું ત્યારે થયેલા હર્ષનાદો સૌથી વિશેષ હતા.

શ્રી રાઈટ અને હું હમણાં ઉષ્ણકટિબંધની શાંતિમાં આરામ લઈ રહ્યા હતા. મૈસુરની તેના ઉપર પડેલી છાપનો હેવાલ તેમની પ્રવાસનોંધમાં નીચે મુજબનો છે :

નીલ ગગન-મંડળની આરપાર ક્ષણેક્ષણે બદલાતા ચિત્રવિચિત્ર ઈશ્વરનિર્મિત કૅન્વાસની સામે ઘણાં આનંદદાયક ક્ષણો સુધી હર્ષોન્માદી દષ્ટિથી શૂન્યમનસ્ક જોતા અમે ઘણી વાર બેસી રહેતા.

કેમ કે તેના સ્પર્શમાત્રથી એવા રંગો નિર્માણ થતા કે જેથી જીવન તાજગીથી તરબોળ થઈ જતું. મનુષ્ય કૃત્રિમ રંગોથી એનું અનુકરણ કરવા જાય છે ત્યારે રંગોની આ તાજગી નષ્ટ થાય છે, કેમ કે ઈશ્વર–બહુ જ સાદું પણ અસરકારક માધ્યમ – માત્ર પ્રકાશનાં કિરણોનો જ ઉપયોગ કરે છે. એમાં નથી તેલ કે નથી કૃત્રિમ રંગ. પ્રકાશના એક છંટકાવથી અહીં લાલિમા છવાઈ જાય છે; ફરીથી એ પીંછી મારે છે અને ત્યાંથી ધીરે રહીને નારંગી અને સોનેરી રંગો ઊડે છે. વળી પાછું એ વાદળને ગોદા મારે છે અને ત્યાંથી જાંબુડા રંગની ધારા નીકળે છે જે આખરે રાતા વર્તુળમાં ફેરવાઈ જાય છે અને આમ ને આમ ચાલ્યા જ કરે છે, એ રમ્યા જ કરે છે. એકસરખી રીતે રાત્રિ અને દિવસભર, હંમેશાં બદલાતા, હંમેશાં નવીન, હમેશાં તાજા; કદી નકલ નહીં, નમૂનો નહીં, કદી રંગોનું સરખાપણું નહીં. હિંદમાં દિવસના રાત્રીમાં પરિવર્તનનું સૌંદર્ય આખા જગતમાં અજોડ છે.

ઘણી વખત આકાશ એવું લાગે છે કે જાણે ઈશ્વરે પોતાની થેલીમાં બધા જ રંગો ભર્યા છે અને તે બધાને ગગનમાં જબરજસ્ત ધક્કાથી છૂટાછવાયા ફેંકી દીધા છે. ( એને લીધે આપણને અનેક આકારો દેખાય છે.)

મૈસુરથી બાર માઈલ દૂર બાંધવામાં આવેલા ભવ્ય કૃષ્ણરાજ સાગર બંધની[૨૨] સંધ્યાટાણાની મુલાકાત વેળાના વૈભવનું મારે હવે વર્ણન કરવું જોઈએ. યોગાનંદજી અને હું એક નાની બસમાં બેઠા. એક નાનો છોકરો સરકારી પટાવાળા તરીકે અમે સાથે લીધો. સૂર્ય ક્ષિતિજ ઉપર પાકા ટમેટાની માફક અસ્ત થતો હતો ત્યારે સરળ ધૂળિયા રસ્તા ઉપર અમે અમારી ગાડી હંકારી મૂકી.

સર્વવ્યાપક ચતુષ્કોણવાળી ભાતની ક્યારીઓ વચ્ચે થઈને જતા અમારા રસ્તાની બંને બાજુઓ ઉપર છાયાવાળાં વટવૃક્ષોની હાર લાગેલી હતી. વચ્ચે વચ્ચે ઊંચી નારિયેળીઓનાં ઝુંડો હતાં જેની ફરતેની વનસ્પતિ જંગલ જેટલી ગાઢી હતી. આ રસ્તે

આખરે અમે એક ટેકરી ઉપર આવી પહોંચતાં એક વિશાળ કૃત્રિમ સરોવરની સામે આવી ઊભા. આ સરોવરના પાણીમાં બંધના કિનારા ઉપરની વીજળીની બત્તીઓની હારમાળા અને સુંદર બગીચાઓથી વીંટળાયેલાં તાડ અને બીજાં ઝાડોની ટોચ તથા આકાશના તારાઓનાં પ્રતિબિંબ પડતાં હતાં. એની નીચે ચળકતી શાહીના ઝરાઓ જાણે ફૂટી નીકળ્યા હોય એવા ફુવારાઓ ઉપર રંગબેરંગી પ્રકાશના દશ્યથી અમારી આંખો અંજાઈ ગઈ. એ સિવાય ભપકાદાર વાદળી ધોધ, આકર્ષક રતૂમડા ધોધ, લીલા અને પીળા રંગના છંટકાવ, પાણી ઉડાડતા હાથીઓ વગેરેથી મને ઈ. સ. ૧૯૩૩માંના શિકાગોના વિશ્વમેળાની યાદ આવી ગઈ. સાદા લોકો અને ભાતની કયારીઓવાળી આ પુરાતન ભૂમિમાં આવાં દશ્યો આધુનિકતાની છાપ પાડતાં હતાં. આ ભોળા લોકોએ અમને એટલો બધો ઉમળકાભર્યો આવકાર આપ્યો હતો કે યોગાનંદજીને પાછા અમેરિકા લઈ જવા માટે મારે ગજા ઉપરાંતનો પ્રયત્ન કરવો પડશે એવી મને ધાસ્તી લાગી.

બીજું દુર્લભ સદ્ભાગ્ય — મારી હાથી ઉપરની પ્રથમ સવારી. ગઈ કાલે યુવરાજે એમના એક હાથી ઉપરની સવારીની મોજ માટે તેમના ગ્રીષ્મ મહેલમાં આવવાનું મને આમંત્રણ આપ્યું. રેશમી ગાદીવાળી અને કઠેરાથી સજ્જ એવી હાથીની અંબાડી ઉપર પહોંચવા માટે ગોઠવેલી સીડી હું ચડી ગયો અને પછી ડોલતા, ફેંકાતા, ઝૂલતા અને દમ લેતા અમે એટલો બધો રોમાંચ અનુભવ્યો કે બીજો બધો જ ગભરાટ ભૂલી જઈને માત્ર જીવ બચાવવા કઠેરાને વળગી જ રહ્યા.

ઐતિહાસિક અને પુરાતત્ત્વોના અવશેષોથી ભરપૂર એવા દક્ષિણ ભારતની ભૂમિ ચોક્કસ પણ અનિવાર્ય સૌન્દર્યમયી છે. મૈસુરની ઉત્તરે હૈદરાબાદનું, હિંદનું મોટામાં મોટું દેશી રાજ્ય છે. પ્રચંડ ગોદાવરી નદી એના ઉચ્ચ મનોહર પ્રદેશને વીંધીને વહી જાય છે.

કેમ કે તેના સ્પર્શમાત્રથી એવા રંગો નિર્માણ થતા કે જેથી જીવન તાજગીથી તરબોળ થઈ જતું. મનુષ્ય કૃત્રિમ રંગોથી એનું અનુકરણ કરવા જાય છે ત્યારે રંગોની આ તાજગી નષ્ટ થાય છે, કેમ કે ઈશ્વર–બહુ જ સાદું પણ અસરકારક માધ્યમ – માત્ર પ્રકાશનાં કિરણોનો જ ઉપયોગ કરે છે. એમાં નથી તેલ કે નથી કૃત્રિમ રંગ. પ્રકાશના એક છંટકાવથી અહીં લાલિમા છવાઈ જાય છે; ફરીથી એ પીંછી મારે છે અને ત્યાંથી ધીરે રહીને નારંગી અને સોનેરી રંગો ઊડે છે. વળી પાછું એ વાદળને ગોદા મારે છે અને ત્યાંથી જાંબુડા રંગની ધારા નીકળે છે જે આખરે રાતા વર્તુળમાં ફેરવાઈ જાય છે અને આમ ને આમ ચાલ્યા જ કરે છે, એ રમ્યા જ કરે છે. એકસરખી રીતે રાત્રિ અને દિવસભર, હંમેશાં બદલાતા, હંમેશાં નવીન, હમેશાં તાજા; કદી નકલ નહીં, નમૂનો નહીં, કદી રંગોનું સરખાપણું નહીં. હિંદમાં દિવસના રાત્રીમાં પરિવર્તનનું સૌંદર્ય આખા જગતમાં અજોડ છે.

ઘણી વખત આકાશ એવું લાગે છે કે જાણે ઈશ્વરે પોતાની થેલીમાં બધા જ રંગો ભર્યા છે અને તે બધાને ગગનમાં જબરજસ્ત ધક્કાથી છૂટાછવાયા ફેંકી દીધા છે. (એને લીધે આપણને અનેક આકારો દેખાય છે.)

મૈસુરથી બાર માઈલ દૂર બાંધવામાં આવેલા ભવ્ય કૃષ્ણરાજ સાગર બંધની[૨૨૨] સંધ્યાટાણાની મુલાકાત વેળાના વૈભવનું મારે હવે વર્ણન કરવું જોઈએ. યોગાનંદજી અને હું એક નાની બસમાં બેઠા. એક નાનો છોકરો સરકારી પટાવાળા તરીકે અમે સાથે લીધો. સૂર્ય ક્ષિતિજ ઉપર પાકા ટમેટાની માફક અસ્ત થતો હતો ત્યારે સરળ ધૂળિયા રસ્તા ઉપર અમે અમારી ગાડી હંકારી મૂકી.

સર્વવ્યાપક ચતુષ્કોણવાળી ભાતની કયારીઓ વચ્ચે થઈને જતા અમારા રસ્તાની બંને બાજુઓ ઉપર છાયાવાળાં વટવૃક્ષોની હાર લાગેલી હતી. વચ્ચે વચ્ચે ઊંચી નારિયેળીઓનાં ઝુંડો હતાં જેની ફરતેની વનસ્પતિ જંગલ જેટલી ગાઢી હતી. આ રસ્તે

આખરે અમે એક ટેકરી ઉપર આવી પહોંચતાં એક વિશાળ કૃત્રિમ સરોવરની સામે આવી ઊભા. આ સરોવરના પાણીમાં બંધના કિનારા ઉપરની વીજળીની બત્તીઓની હારમાળા અને સુંદર બગીચાઓથી વીંટળાયેલાં તાડ અને બીજાં ઝાડોની ટોચ તથા આકાશના તારાઓનાં પ્રતિબિંબ પડતાં હતાં. એની નીચે ચળકતી શાર્હીના ઝરાઓ જાણે ફૂટી નીકળ્યા હોય એવા ફુવારાઓ ઉપર રંગબેરંગી પ્રકાશના દશ્યથી અમારી આંખો અંજાઈ ગઈ. એ સિવાય ભપકાદાર વાદળી ધોધ, આકર્ષક રતૂમડા ધોધ, લીલા અને પીળા રંગના છંટકાવ, પાણી ઉડાડતા હાથીઓ વગેરેથી મને ઈ. સ. ૧૯૩૩માંના શિકાગોના વિશ્વમેળાની યાદ આવી ગઈ. સાદા લોકો અને ભાતની ક્યારીઓવાળી આ પુરાતન ભૂમિમાં આવાં દશ્યો આધુનિકતાની છાપ પાડતાં હતાં. આ ભોળા લોકોએ અમને એટલો બધો ઉમળકાભર્યો આવકાર આપ્યો હતો કે યોગાનંદજીને પાછા અમેરિકા લઈ જવા માટે મારે ગજા ઉપરાંતનો પ્રયત્ન કરવો પડશે એવી મને ધાસ્તી લાગી.

બીજું દુર્લભ સદ્‌ભાગ્ય — મારી હાથી ઉપરની પ્રથમ સવારી. ગઈ કાલે યુવરાજે એમના એક હાથી ઉપરની સવારીની મોજ માટે તેમના ગ્રીષ્મ મહેલમાં આવવાનું મને આમંત્રણ આપ્યું. રેશમી ગાદીવાળી અને કઠેરાથી સજ્જ એવી હાથીની અંબાડી ઉપર પહોંચવા માટે ગોઠવેલી સીડી હું ચડી ગયો અને પછી ડોલતા, ફેંકાતા, ઝૂલતા અને દમ લેતા અમે એટલો બધો રોમાંચ અનુભવ્યો કે બીજો બધો જ ગભરાટ ભૂલી જઈને માત્ર જીવ બચાવવા કઠેરાને વળગી જ રહ્યા.

ઐતિહાસિક અને પુરાતત્ત્વોના અવશેષોથી ભરપૂર એવા દક્ષિણ ભારતની ભૂમિ ચોક્કસ પણ અનિવાર્ય સૌન્દર્યમયી છે. મૈસુરની ઉત્તરે હૈદરાબાદનું, હિંદનું મોટામાં મોટું દેશી રાજ્ય છે. પ્રચંડ ગોદાવરી નદી એના ઉચ્ચ મનોહર પ્રદેશને વીંધીને વહી જાય છે.

યોગીનો આ સંદેશો સિકંદરે ઓર્નીસીક્રીટાસ પાસેથી ધ્યાનપૂર્વક સાંભળ્યો અને 'ડંડામીસને જોવાની તેની ઇચ્છા તીવ્રતર બની કેમ કે એ સાધુ વૃદ્ધ અને નગ્ન હોવા છતાં તે તેનો એક માત્ર પ્રતિસ્પર્ધી હતો. ડંડામીસ, આ અનેક પ્રજાઓના વિજેતા કરતાં સવાયો નીવડ્યો.'

સિકંદરે કેટલાક ત્યાગવીર બ્રાહ્મણો જેઓ તાત્ત્વિક પ્રશ્નોના ડહાપણભર્યા ઉત્તરો આપી શકે એવાઓને તક્ષશિલા આવવાનું આમંત્રણ આપ્યું. ઇતિહાસકાર પ્લુટાર્કે આ મૌખિક વાદવિવાદનો રસભર્યો હેવાલ આપ્યો છે. આમાં પુછાયેલા બધા જ સવાલો સિકંદરે પોતે જ તૈયાર કર્યા હતા.

'કોની સંખ્યા વધારે છે : જીવતાંઓની કે મરેલાંઓની ?'

'જીવતાંઓની, કેમકે મરેલાંઓનું તો અસ્તિત્વ જ ન નથી.'

'કોણ પ્રાણીઓને વધારે સંખ્યામાં ઉત્પન્ન કરે છે — સમુદ્ર કે જમીન ?'

'જમીન, કેમકે સમુદ્ર એ જમીનનો એક ભાગ છે.'

'પશુઓમાં સૌથી બુદ્ધિમાન કોણ છે ?'

'જેની સાથે મનુષ્યને હજી ઓળખ થઈ નથી તે. (કારણ મનુષ્ય હજી અજ્ઞાતથી બીએ છે.)'

'કોણ પહેલું ઉત્પન્ન થયું – દિવસ કે રાત્રિ ?'

'દિવસ એક દિવસ આગળ હતો.' આ જવાબથી સિકંદરને ઘણું આશ્ચર્ય થયું. બ્રાહ્મણે આગળ ચલાવ્યું. 'અસંભવિત પ્રશ્નોના ઉત્તર અસંભવિત જ હોઈ શકે.'

'માણસ શી રીતે અતિપ્રિય બની શકે ?'

'જો માણસને ઘણી સત્તા મળે તો તે પ્રિય બની શકે અને તેમ છતાં તેની કોઈને બીક લાગતી નથી.'

'માણસ દેવ કેવી રીતે બની શકે ?'[૨૭]

'માણસને માટે જે વાત અશક્ય હોય અને તે કરી બતાવે તો.'

વખત મંદિરમાં જઈ વૈદિક મંત્રો સાંભળે છે અને પ્રાયશ્ચિત્તવિધિને અંતે મંદિરને લક્ષદીપમ્ એક લાખ દીવાઓની દીપમાળથી શણગારે છે.

હિન્દના અગ્નિ ખૂણામાં સાગરકાંઠે મદ્રાસ ઇલાકો આવેલો છે અને તેમાં સપાટ, વિશાળ અને સમુદ્રથી વીંટળાયેલું મદ્રાસ શહેર આવેલું છે. સોનેરી શહેર તરીકે ઓળખાતું કાંજીવરમ્ નગર જ્યાં ઈસવી સનની શરૂઆતની સદીઓમાં પલ્લવ વંશના હિન્દુ-રાજાઓએ રાજ્ય કર્યું હતું તેની રાજધાની હતું. અત્યારના મદ્રાસ ઇલાકામાં મહાત્મા ગાંધીનો અહિંસાનો આદર્શ સારો પ્રચાર પામ્યો છે. 'ગાંધી ટોપી'ને નામથી ઓળખાતી ટોપીઓ ઠેરઠેર નજરે પડે છે. ખાસ કરીને દક્ષિણમાં મહાત્માજીએ અસ્પૃશ્યોને માટે મંદિરપ્રવેશ કરાવીને વર્ણવ્યવસ્થામાં સારો સુધારો કર્યો.

મહાન કાયદાશાસ્ત્રી મનુએ ઘડેલી વર્ણવ્યવસ્થાનો મૂળ હેતુ ઘણો વખાણવાલાયક હતો. તેણે સ્પષ્ટ જોયું કે કુદરતી રીતે જ માણસો ચાર મુખ્ય વર્ગોમાં વહેંચાયેલા છે. જેઓ શારીરિક શ્રમથી સમાજને ઉપયોગી સેવા આપી શકે એવા ( શૂદ્ર ); જેઓ માનસિક રીતે હુન્નરથી, ખેતીથી, કારીગરીથી, વેપાર અને ધંધાથી સમાજને સેવા આપે એવા ( વૈશ્ય ), જેઓ બુદ્ધિથી કારભાર કરતા હોય, વહીવટ સંભાળતા હોય અને સંરક્ષણ કરતા હોય એવા રાજકર્તાઓ અને સૈનિકો ( ક્ષત્રિય ), અને જેઓ ધ્યાનમગ્ન સ્વભાવના હોય અને આધ્યાત્મિક વલણથી પ્રેરણા પામેલા અથવા પ્રેરણા આપતા હોય એવા ( બ્રાહ્મણ ). મહાભારત કહે છે કે 'એક માણસ દ્વિજ ( બ્રાહ્મણ ) છે કે નહીં તે તેના જન્મથી, કર્મકાંડથી, અધ્યયનથી કે વંશપરંપરાથી નક્કી થતું નથી. પણ તેની વર્તણૂક અને ચારિત્ર્યથી જ નક્કી થાય છે.'[૨૨૯] મનુ મહારાજના કહેવા પ્રમાણે સમાજમાં તેને જ માન મળવું જોઈએ કે જેની પાસે સારું સરખું ડહાપણ હોય, સદ્‌ગુણો હોય, વય હોય, સગપણ હોય અથવા છેવટે ધન હોય. વૈદિક યુગમાં તો જે ધનનો માત્ર સંગ્રહ જ થયો હોય અથવા

સમાજોપયોગી ન હોય તેવું ધન આ દેશમાં તિરસ્કાર પાત્ર લેખાતું. અનુદાર કે કૃપણ લક્ષ્મીપુત્રોને સમાજમાં હલકું સ્થાન મળતું.

આ વર્ણવ્યવસ્થા જ્યારે વંશપરંપરાગતના ચોકઠામાં જકડાઈ ગઈ ત્યારે ગંભીર અનિષ્ટો પેદા થયાં. સને ૧૯૪૭માં સ્વતંત્ર થયેલું હિન્દ જન્મ ઉપર નહિ પણ ફક્ત નૈસર્ગિક લાયકાત ઉપર આધારિત વર્ણપ્રથાના પ્રાચીન મૂલ્યાંકનની પુનઃસ્થાપનામાં ધીરી પણ દઢ પ્રગતિ કરી રહ્યું છે. જગતની દરેક પ્રજાને પોતપોતાનાં આગવાં અનિષ્ટ કર્મોનો સામનો કરવાનું અને તેમને માનપૂર્વક ઉઠાવવાનું કામ તો હોય છે જ. હિન્દ પણ પોતાની વિવિધ અને અજેય શક્તિનો ઉપયોગ આ વર્ણ-સુધારણાના કામમાં કરશે.

દક્ષિણ ભારત એટલું બધું મોહક છે કે શ્રી રાઈટ અને હું અમારો પ્રવાસ લંબાય એવું ઇચ્છતા હતા. પણ કાળ એની લાક્ષણિક ક્રૂરતા પ્રમાણે અમને મુદતવધારો આપે એમ નહોતું. તરત જ મને કલકત્તા યુનિવર્સિટીમાં ભરાનારી ઇન્ડિયન ફિલોસોફિકલ કોંગ્રેસની અંતિમ બેઠકમાં પ્રવચન આપવાનું આમંત્રણ મળ્યું. મૈસુરની મારી મુલાકાતને અંતે મારે ‘ ઇન્ડિયન એકેડેમી ઑફ સાયન્સિસ ’ના પ્રમુખ સર સી. વી. રમણની સાથે આનંદદાયક વાતચીત થઈ હતી. આ તેજસ્વી હિંદુ વિજ્ઞાનશાસ્ત્રીને સને ૧૯૩૦માં પ્રકાશના વિસ્તરણ ઉપર અગત્યની શોધ કરવા માટે નોબલ ઇનામ મળ્યું હતું. આ પ્રકાશવિસ્તરણ ‘ રમણ–ઇફેક્ટ ’ના નામથી ઓળખાય છે.

મદ્રાસના વિદ્યાર્થીઓ અને મિત્રોની મેદનીને નારાજીથી વિદાય-નમસ્કાર કરી શ્રી રાઈટ અને મેં પ્રયાણ કર્યું. રસ્તામાં અમે સદાશિવ બ્રાહ્મણની[૨૩૦] પવિત્ર સ્મૃતિમાં બાંધેલા એક નાના મંદિર આગળ થોભ્યા. ૧૮મી સદીના આ સંતનું જીવન અનેક ચમત્કારોથી ભરપૂર હતું. પુદુકોટાઈ રાજાએ બાંધેલું નેરૂર આગળનું મોટું સદાશિવ મંદિર રોગમુક્તિના અસંખ્ય દૈવી ચમત્કારોને લીધે યાત્રાનું ધામ થઈ પડયું છે. રાજકર્તાના માર્ગદર્શન માટે સદાશિવે સને ૧૭૫૦માં કેટલીક ધાર્મિક સૂચનાઓ કરેલી તેને પુદુકોટાઈના

એક વખત ગામના છોકરાઓએ સદાશિવની હાજરીમાં એવી ઇચ્છા વ્યક્ત કરી કે ત્યાંથી દોઢસો માઇલ દૂર મદુરામાં જે ધાર્મિક ઉત્સવ ચાલે છે તે તેમને બતાવવામાં આવે. યોગીએ છોકરાઓને સૂચના કરી કે તેમણે પોતાના શરીરને સ્પર્શ કરવો. લો! તરત જ આખી મંડળી મદુરા પહોંચી ગઈ! હજારો યાત્રાળુઓના ટોળામાં આ છોકરાઓ પણ આનંદપૂર્વક ફર્યા. થોડા કલાકમાં યોગીએ પોતાની સાદી રીત પ્રમાણે છોકરાઓને ઘેરે પહોંચાડી દીધા. મંત્રમુગ્ધ થયેલાં માબાપોએ મૂર્તિઓના વરઘોડાઓની આબેહૂબ વાતો સાંભળી અને સાથે મીઠાઈનાં પડીકાં, કેટલાક છોકરાઓએ લીધેલાં તે પણ જોયાં.

એક શ્રદ્ધાહીન યુવાને આ બનાવ સંબંધી શંકા વ્યક્ત કરી. બીજી વખતના ઉત્સવ વખતે પેલો યુવાન સદાશિવ પાસે ગયો, 'મહારાજ,' તેણે તિરસ્કારમાં કહ્યું. 'પેલા બીજા છોકરાઓની માફક મને પેલા ઉત્સવમાં કેમ લઈ જતા નથી?'

સદાશિવે સ્વીકાર કરી લીધો. તરત જ યુવાન પેલા દૂરના શહેરમાં યાત્રાળુઓના સંગાથમાં ઘૂમતો થઈ ગયો. પણ ખરે જ! તેને પાછા આવવાની વેળા થઈ ત્યારે સંત ક્યાં હતા? થાકેલો છોકરો આખરે પગપાળે ઘેર આવ્યો.

દક્ષિણ ભારતની વિદાય લેતાં પહેલાં શ્રી રાઈટ અને મેં શ્રી રમણ મહર્ષિની મુલાકાત લેવા નજીકમાં આવેલી પવિત્ર અરુણાચલ ટેકરીની યાત્રા કરી. આશ્રમમાં સંતે અમારું વહાલ ભર્યું સ્વાગત કર્યું અને પાસે પડેલાં 'ઈસ્ટ વેસ્ટ'નાં સામયિકો તરફ નિર્દેશ કર્યો. એમની અને શિષ્યોની સાથે ગાળેલા કલાકો દરમિયાન મોટે ભાગે તેઓ શાંત રહ્યા. એમનું વદન તે વખતે દિવ્ય પ્રેમ અને જ્ઞાનથી પ્રદીપ્ત હતું.

પીડિત માનવજાતને પોતાના ભુલાયેલા પૂર્ણત્વને માર્ગે લઈ જવા માટે એમનો ઉપદેશ છે કે મનુષ્યે પોતાની જાતને સતત પ્રશ્ન કરવો જોઈએ કે 'હું કોણ છું?' ખરેખર, મહાન જિજ્ઞાસા

સર્વ વિચારોનો કઠોરતાથી ત્યાગ કરીને, ભક્ત પોતાના પ્રકૃત આત્મામાં ઊંડો ઊતરતો જાય છે અને વિક્ષેપ કરનારી ચિંતાઓનો લય થાય છે.

## ૪૩

## મારા ગુરુ સાથેના અંતિમ દિવસો

'ગુરુજી, આજે સવારે તમને અહીં એકલા જોઈને મને ખૂબ આનંદ થયો.' મારી સાથે ફળ અને ગુલાબનાં ફૂલોથી મઘમઘતો કરંડિયો લઈને હું હમણાં જ સીરામપોર આશ્રમમાં આવ્યો હતો. શ્રી યુક્તેશ્વર મારી સામે નમ્રતાથી જોઈ રહ્યા.

'તારો પ્રશ્ન શો છે?' ગુરુજીએ ત્યાંથી સરકી જવા માગતા હોય એવી રીતે ઓરડામાં આજુબાજુ જોયું.

'ગુરુજી, હું તમારી પાસે પ્રથમ આવ્યો ત્યારે હાઈ સ્કૂલનો કિશોરવયનો વિદ્યાર્થી હતો. આજે હવે પ્રૌઢાવસ્થાએ પહોંચેલો માણસ છું. કદાચ એકાદ બે વાળ પણ ધોળા હશે. શરૂઆતના કલાકથી અત્યારની ઘડી સુધી આપે જોકે મારા ઉપર મૂક પ્રેમની અખંડ ધારાઓ વરસાવી છે તોપણ આપને ખબર હશે જ કે મેળાપના પ્રથમ દિવસે માત્ર એક જ વખત 'હું તને ચાહું છું' એમ કહ્યું હતું; ત્યાર પછી કદી કહ્યું છે?' હું તેમના તરફ વિનીત ભાવે જોઈ રહ્યો.

ગુરુજીએ આંખો નીચી નમાવી દીધી: 'યોગાનંદ, મારા મૂક હૃદયમાં ઉત્તમ રીતે સચવાઈ રહેલી ઉગ્ર ભાવનાઓને વાણીના ઠંડા પ્રદેશમાં મારે વહેતી મૂકવી?'

'ગુરુજી, હું જાણું છું કે તમે મને ચાહો છો. પણ મારી ભૌતિક શ્રવણેન્દ્રિય તમને એ શબ્દો બોલતા સાંભળવાને તલસી રહી છે.'

'તથાસ્તુ. મારા ગૃહસ્થજીવન દરમિયાન હું વારંવાર એક પુત્ર માટે તલસતો હતો કે જેને હું યોગમાર્ગની તાલીમ આપી તૈયાર કરું. પણ જ્યારથી તેં મારા જીવનમાં પ્રવેશ કર્યો છે ત્યારથી મને સંતોષ થયો છે. તારામાં જ મેં મારા પુત્રને ભાળ્યો.' શ્રી યુક્તેશ્વરની આંખોમાંથી બે અશ્રુબિંદુ સરકી પડયાં, 'યોગાનંદ, હું હંમેશાં તને ચાહું છું.'

'તમારો પ્રત્યુત્તર મારે મન સ્વર્ગનો પરવાનો છે.' મારા અંતર પરથી એક મોટો ભાર ઊતરી ગયેલો અને તે તેમના શબ્દોમાં ઓગળી ગયેલો લાગ્યો. ઘણી વખત મને એમના મૌનથી આશ્ચર્ય થતું. એમની વિરાગવૃત્તિ અને આત્મતૃપ્તિની ખબર હોવાથી મને ઘણી વખત એમ લાગતું કે એમને પૂર્ણપણે સંતોષ આપવામાં હું હજી સફળ થયો નથી. કદી પણ પૂર્ણ રીતે ન કળી શકાય એવો તેમનો વિચિત્ર સ્વભાવ હતો. બહારની દુનિયાને એ સ્વભાવ ઊંડો અને શાંત લાગે પણ ઐહિક મૂલ્યાંકનોને તેઓ ક્યારના વટાવી ગયા હતા.

થોડા દિવસ પછી કલકત્તાના આલ્બર્ટ હૉલમાં વિશાળ શ્રોતા-સમુદાય સમક્ષ મારે બોલવાનું થયું ત્યારે સંતોષના મહારાજા અને કલકત્તાના નગરપતિની સાથે મંચ પર શ્રી યુક્તેશ્વરજીએ પણ મારી બાજુમાં બેસવાનું સ્વીકાર્યું. જો કે ગુરુજીએ મને કશું નહોતું કહ્યું પણ મારા પ્રવચન દરમિયાન હું એમના તરફ વખતોવખત દૃષ્ટિ નાખતો હતો અને મને જણાયું હતું કે તેમની આંખોમાં આનંદની સુરખીઓ ઊભરાતી હતી.

ત્યાર પછી સીરામપોર કૉલેજના વિદ્યાર્થીવર્ગ સમક્ષ વાર્તાલાપ ગોઠવાયો. જ્યારે મેં મારા વર્ગમિત્રો ઉપર નજર કરી અને તેમણે તેમના 'પાગલ અવધૂત' ને જોયો ત્યારે તરત જ હર્ષનાં આંસુ ખુલ્લી રીતે વહેવા લાગ્યાં.[૨૩૧] મારા ફિલસૂફીના અધ્યાપક ડૉ. ઘોષાલ મને અભિનંદન આપવા આગળ આવ્યા. અમારી ગેર-સમજૂતીઓ કાળના ખપ્પરમાં હોમાઈ ગઈ હતી.

સીરામપોરના આશ્રમમાં ડિસેમ્બરની આખરે મકરક્તિ૨૭૫ ઉત્સવ ઉજવાયો. હંમેશની માફક શ્રી યુકતેશ્વરજીના શિષ્યો ઘણ્યું નજીકનાં સ્થળોથી આવીને ભેગા થયા હતા. ભક્તિપૂર્ણ ભરણું પ્રખ્યાત બંગાળી સંગીતકાર ક્રીસ્ટોદાએ ગાયેલી એકાકી ધૂાં નાના નાના વિદ્યાર્થીઓએ આપેલી મિજબાની અને આશ્રમના આંગણામાં ભરચક મેદની સમક્ષ હૃદય હલાવી નાખે એવું ગુરુજીનું પ્રવચન — આવી સ્મૃતિઓ ! ભૂતકાળમાં આવા જ આનંદદાયક ઉત્સવો થતા. આજે રાત્રે એક નવો કાર્યક્રમ ઉમેરાવાનો હતો.

'યોગાનંદ, આ સમુદાયને આજે તું પ્રવચન આપ — અંગ્રેજીમાં.' ગુરુજીએ આંખો પટપટાવતાં આવી બેવડી રીતે અસાધારણ વિનંતિ કરી. સ્ટીમર પર પહેલી જ વાર અંગ્રેજીમાં બોલતાં પહેલાં જે મૂંઝવણ મને થયેલી તેનો વિચાર શું તેઓ કરતા હશે ? મેં મારી આ વીતકકથા ગુરુભાઈઓના બનેલા આ શ્રોતાવર્ગને મુક્તકંઠે કહી અને અંતે ગુરુજીની ભારોભાર પ્રશંસા કરી.

છેવટે ઉપસંહાર કરતાં મેં જણાવ્યું : 'એમનું સર્વવ્યાપક માર્ગદર્શન મને એક માત્ર સ્ટીમર ઉપર જ નથી મળ્યું પણ અમેરિકાની વિશાળ અને સત્કારશીલ ભૂમિ ઉપરના મારા પંદર વરસના કાળ દરમિયાન સતત અને દરરોજ મળતું રહ્યું હતું.'

મહેમાનોની વિદાય પછી શ્રી યુક્તેશ્વરે મને તે જ શયનખંડમાં બોલાવ્યો જ્યાં — મારી કિશોરાવસ્થામાંના એક ઉત્સવ પછી માત્ર એક જ વખત — તેમની લાકડાની શૈયા ઉપર મને સૂવાની અનુમતિ મળી હતી. આજે રાત્રે મારા ગુરુ ત્યાં જ બેઠા હતા અને તેમની ફરતે અર્ધવર્તુળાકારે શિષ્યોનો સમુદાય ગોઠવાઈ ગયો હતો. એ ઓરડામાં હું ઉતાવળથી દાખલ થયો કે તરત જ તેમણે સ્મિત કર્યું.

'યોગાનંદ, તું હમણાં જ કલકત્તા જાય છે ? એમ છતાં આવતી કાલે મહેરબાની કરીને અહીં પાછો આવજે. મારે તને કેટલીક વાતો કહેવાની છે.'

...મહેનત પડશે તેનો હું વિચાર કરી રહ્યો હતો.[233]

'આ જગતનું મારું કાર્ય હવે પૂરું થયું છે. તારે એ આગળ ધપાવવાનું છે.' ગુરુજી ઘણી શાંતિથી બોલ્યા. તેમની આંખો સ્થિર અને નમ્ર હતી. ભયથી મારું હૃદય ધબકારા મારતું હતું.

'મહેરબાની કરીને પૂરીના આપણા આશ્રમનો[234] હવાલો લેવા કોઈને મોકલો. હું બધું જ તારા હાથમાં સોંપું છું. તારા જીવનનું નાવ અને આ સંસ્થાનું નાવ તું સામેના દિવ્ય કિનારે સલામત લઈ જશે એની મને ખાતરી છે.' શ્રી યુક્તેશ્વરે આગળ ચલાવ્યું.

આંસુભરી આંખે મેં તેમના ચરણો પકડ્યા. તેઓ ઊઠ્યા અને મને વહાલભર્યા આશીર્વાદ આપ્યા.

પછીથી તેમની મિલકતની વ્યવસ્થા સંબંધીની કાયદાની ચર્ચા અમે ગુરુજી સાથે કરી. તેમના મરણ પછી સગાંઓ તરફથી મુકદ્દમાની શક્યતા અટકાવવા તેઓ ઘણા ઇન્તેજાર હતા કેમ કે બંને આશ્રમો અને બીજી મિલકતનો કબજો તેઓ માત્ર ધાર્મિક પરોપકારી હેતુઓ માટે અર્પણ કરી દેવા માગતા હતા.

'ગુરુજીને માટે કીડરપોરની મુલાકાત સારુ વ્યવસ્થા કરવામાં આવી હતી પણ તેઓ જઈ શક્યા નહોતા.' અમૂલ્યબાબુ નામના મારા ગુરુભાઈએ મને એક દિવસ કહ્યું. મને અગમચેતીની એક ઠંડી લહેરખી આવી ગઈ. મારા આગ્રહભર્યા દબાણને લીધે શ્રી યુક્તેશ્વરજીએ માત્ર એટલો જ જવાબ આપ્યો: 'હું હવે કીડરપોર જવાનો જ નથી.' થોડીક ક્ષણો પછી ભયભીત બાળકની માફક ગુરુજી ધ્રૂજી ઊઠ્યા,

(' આપમેળે ઉપસ્થિત થયેલી શરીર માટેની આસક્તિ[૨૩૫] મોટા સંતોમાં પણ થોડા પ્રમાણમાં હોય છે.' પતંજલિએ લખ્યું છે. ' લાંબા કાળથી પાંજરામાં પુરાયેલું પક્ષી પણ જ્યારે બારણું ખોલાય છે ત્યારે ઊડી જતાં વિચાર કરે છે.' મૃત્યુ પરનાં પોતાનાં પ્રવચનોમાં પણ ગુરુજી ઉપર મુજબ અવતરણ ટાંકતા ).

' ગુરુજી,' મેં હીબકાં ભરતાં ભરતાં તેમને આજીજી કરી. ' આવું ન બોલો ! મારી સામે આવા શબ્દો કદી ન ઉચ્ચારો.'

શ્રી યુક્તેશ્વરના વદન પર શાંતિભર્યું સ્મિત પ્રસરી રહ્યું. એમની એકયાસીમી વર્ષગાંઠ પાસે આવતી હોવા છતાં તેઓ મજબૂત અને તંદુરસ્ત દેખાતા હતા.

મારા ગુરુજીના અવ્યક્ત પણ તીવ્ર રીતે અનુભવાતા પ્રેમતેજમાં રોજરોજ ઝબકોળાતો હોવાથી તેમની પાસે આવતાજતા અવસાનની તેમના તરફથી અપાતી અનેક સૂચનાઓને હું મારા મનમાંથી ખંખેરી કાઢતો હતો.

' મહારાજ, આ મહિનામાં અલાહાબાદમાં કુંભમેળો ભરાવાનો છે.' મેં બંગાળી પંચાંગમાં મેળાની તારીખો ગુરુજીને બતાવી.[૨૩૬]

' તું ખરેખર જવા માગે છે ? '

હું તેમને છોડી જાઉં તેમાં યુક્તેશ્વરજીની નાખુશી જેવું મને નહિ જણાતાં મેં કહ્યું : ' એક વખતના અલાહાબાદના કુંભમાં તને બાબાજીનાં પવિત્ર દર્શન થયાં હતાં. કદાચ આ વખતે હું તેમનાં દર્શન કરવા ભાગ્યશાળી થાઉં.'

' હું નથી ધારતો કે તેઓ તને ત્યાં મળશે.' મારા ગુરુજી આટલું બોલી મૌન રહ્યા. તેઓ મારા કાર્યક્રમમાં વિઘ્ન નાખવા માગતા નહોતા.

બીજે દિવસે એક નાની મંડળી સાથે હું અલાહાબાદ જવા ઊપડ્યો ત્યારે ગુરુજીએ તેમની હંમેશની રીત મુજબ શાંતિથી આશીર્વાદ આપ્યા. શ્રી યુક્તેશ્વરજીના વલણમાં રહેલાં સંભવિત

સૂચનો તરફ દેખીતી રીતે હું બેદરકાર જ રહ્યો કેમકે ઈશ્વરની ઇચ્છા એવી હશે કે ગુરુજીના દેહાંતના લાચાર સાક્ષી બનવાના ફરજિયાત અનુભવમાંથી હું ઊગરી જાઉં. મારા જીવનમાં એવું જ બનતું આવ્યું છે કે મારાં પ્રિયતમ સ્વજનોનાં મૃત્યુ વખતે, ઈશ્વર કૃપાળુ થઈને એવું જ ગોઠવતો આવ્યો છે કે એવે વખતે હું બનાવના સ્થળેથી દૂર જ હોઉં.[૨૩૭]

અમારી મંડળી સને ૧૯૩૬ના જાનેવારીની તા. ૨૩મીએ કુંભમેળામાં પહોંચી. શુમારે વીસ લાખ માનવીઓની ઉછાળા મારતી મેદનીનો દેખાવ આકર્ષક હતો. કદાચ કચડી નાખે એવો પણ ખરો. અદનામાં અદના ખેડૂતને પણ આત્માના મૂલ્ય માટે તથા સાધુ અને સંતો તરફ જે અંતરગત પૂજ્યભાવ હોય છે તે જ હિન્દી પ્રજાનું વિશિષ્ટ લક્ષણ છે. સાધુસંતોએ ઉચ્ચતર ધ્યેય માટે દુનિયાદારીની આસક્તિ છોડી દીધી હોય છે. એ મેળામાં, અલબત્ત, પાખંડી અને દંભીઓ પણ હોય છે પણ થોડાક સંતો પોતાના દિવ્ય આશીર્વાદથી આખી ભૂમિને ઉજાળે છે. અને તેમને ખાતર આખા સાધુસમાજને હિન્દ માન આપે છે. જે પશ્ચિમવાસીઓ આ વિશાળ દૃશ્ય જુએ છે તેમને આ ભૂમિની નાડ પારખવાની અમૂલ્ય તક છે. કાળના ઘા સામે ટકી રહેવાની હિન્દની અમોઘ શક્તિ આ આધ્યાત્મિક ઉત્સાહને જ આભારી છે.

માત્ર ટગર ટગર જોવામાં જ અમારી મંડળીએ પહેલો દિવસ પૂરો કર્યો. એક બાજુએ અસંખ્ય સ્નાનાર્થીઓ પાપના પ્રક્ષાલન માટે ગંગાના પવિત્ર જળમાં ડૂબકી મારતા હતા. બીજી બાજુએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પૂજા ચાલતી હતી. ત્રીજી બાજુએ સંતોનાં ખરડાયેલાં ચરણો સમક્ષ ભક્તિભાવે ફળફળાદિની ભેટો અર્પણ થતી હતી. જરાક પાછું જુઓ તો હાથીઓ, શણગારેલા ઘોડાઓ અને ધીમી ગતિએ ચાલતાં રાજપૂતાનાનાં ઊંટોની હારમાળા ચાલી જતી હતી અથવા નગ્ન સાધુઓની સોનેરી અને રૂપેરી રાજદંડ ઉછાળતી

અને મુલાયમ રેશમના વાવટાઓ ફરકાવતી વિચિત્ર ધાર્મિક પરેડ ધીમી ગતિએ ચાલતી નજરે પડતી હતી.

માત્ર લંગોટી ધારણ કરેલા વૈરાગીઓ નાનાનાના ટોળામાં શાંતિથી બેઠા હતા. તેમણે શરીરે ચોળેલી ભસ્મથી ઠંડી અને ગરમી સામે તેમના શરીરનું રક્ષણ થતું હતું. તેમના કપાળ પરના ચંદનના એક માત્ર ટપકાથી તેમનું ત્રીજું નેત્ર સ્પષ્ટ થતું હતું. માથે મુંડન કરેલાં ભગવાં વસ્ત્રધારી સંન્યાસીઓ હાથમાં દંડ અને ભિક્ષાપાત્ર લઈને હજારોની સંખ્યામાં ફરતા હતા. આમતેમ ફરતા હોય ત્યારે અથવા શિષ્યો સાથે તાત્ત્વિક ચર્ચા કરતા હોય ત્યારે ત્યાગીની શાંતિથી તેમનાં વદન ખીલી ઊઠતાં હતાં.

ઠેકઠેકાણે ઝાડોની નીચે કે પછી સળગતાં લાકડાંની મોટી ધૂણીની આજુબાજુ રંગબેરંગી સાધુઓનાં[૨૩૮] ઝુંડો પડાવ નાખીને પડ્યાં હતાં. તેમનાં માથાં ઉપર વાળની ગોળ જટાઓ વીંટાળેલી હતી. કેટલાકોએ કેટલાયે ફૂટ લાંબી દાઢી રાખી હતી. અને તેને ગૂંચળું વાળીને એક ગાંઠમાં બાંધી હતી. આમાંના કેટલાક શાંતિથી ધ્યાન કરતા હતા અથવા પોતાની સામે પસાર થતાં ટોળાને આશીર્વાદ આપવા હાથ લંબાવતા હતા – આવા ટોળામાં ભિખારીઓ, હાથી પર બેઠેલા મહારાજાઓ, વિવિધરંગી સાડીઓ પહેરેલી અને હાથમાં ચૂડીઓ અને પગમાં કલ્લાંના ખણખણાટ કરતી સ્ત્રીઓ, હાથ પ્રતિમાની માફક ઊંચા રાખીને ઊભેલા ફકીરો, ધ્યાન કરવા માટે કોણી-ટેકણ સાથે રાખી ફરનારા બ્રહ્મચારીઓ, જેની ગંભીરતાથી અંતરનો આનંદ ઢંકાઈ ગયો હોય એવા નમ્ર ઋષિઓ વગેરે વિવિધ જાતના લોકો હતા. આ બધા કોલાહલની ઉપરવટ થઈને પણ મંદિરમાં અવિરત થતો ઘંટાનાદ અમે સાંભળતા હતા.

મેળામાં બીજે દિવસે મારા સાથીઓ અને હું જુદાજુદા આશ્રમો અને કામચલાઉ ઊભાં કરેલાં ઝૂંપડાંઓમાં બેઠેલા મહાત્મા અને સંતોને પ્રણામ કરવા ગયા. એક ક્ષીણ અને મધુર તેજવાળી આંખોવાળા એક તપસ્વી સાધુ જેઓ સ્વામીસંસ્થાની ગિરિશાખાના

આગેવાન હતા તેમણે અમને આશીર્વાદ આપ્યા. અમારી બીજી મુલાકાત એક આશ્રમના ગુરુ સાથે થઈ. તેમણે છેલ્લાં નવ વરસથી મૌન સેવ્યું હતું અને કેવળ ફળાહાર જ કરતા હતા. આશ્રમ હૉલના મધ્ય પ્લેટફૉર્મ ઉપર શાસ્ત્રોમાં પારંગત અને બધા જ પંથના અનુયાર્યાઓના પૂજ્ય એવા પ્રજ્ઞાચક્ષુ[૨૩૯] સાધુ બિરાજતા હતા.

વેદાંત ઉપર હિંદીમાં એક ટૂંકું પ્રવચન આપ્યા પછી અમારી મંડળી આ શાંત આશ્રમ છોડીને બાજુમાં સ્વામી કૃષ્ણાનંદને નમસ્કાર કરવા ગઈ. ભરાવદાર ખભા અને ગુલાબી ગાલવાળા આ સાધુ દેખાવે ઘણા સુંદર લાગતા હતા. એમની બાજુમાં એક પાળેલી સિંહણ બેઠી હતી. આ જંગલી પ્રાણી માંસાહાર છોડીને માત્ર દૂધ અને ભાત જ ખાય છે એ મને ખાતરી છે કે આ સાધુના પ્રચંડ દેહને લીધે નહિ પણ તેમની આધ્યાત્મિક શક્તિને લીધે. સ્વામીએ આ સોનેરી વાળવાળા પ્રાણીને એની ઊંડી અને આકર્ષક ગર્જનામાં ૐનો ઉચ્ચાર કરવાનું શીખવ્યું છે. બગભગત !

હવે પછીની અમારી મુલાકાત એક તરુણ વિદ્વાન સાધુ સાથે થઈ. શ્રી રાઈટ પોતાની તળપદી યાત્રાનોંધમાં આ મુલાકાતનું વર્ણન નીચે પ્રમાણે આપે છે :

જ્યાં ગંગા ઘણી છીછરી છે ત્યાં અમે અમારી ફોર્ડ ગાડીમાં બેસીને હોડીપુલ પર થઈને સામે પાર ગયા. અનંત મેદનીમાં અતિશય ધીમી ગતિએ માર્ગ કરતા કરતા સાંકડી વાંકીચૂંકી ગલીઓમાં થઈને અને નદીના કિનારા ઉપર જે જગ્યાએ યોગાનંદજીના કહેવા પ્રમાણે યુક્તેશ્વરજી અને બાબાજીની મુલાકાત થઈ હતી ત્યાં થઈને પસાર થયા. થોડા વખત પછી ગાડીમાંથી ઊતરીને અમે થોડુંક ચાલ્યા. સાધુઓની ધૂણીઓમાંથી નીકળતા ધુમાડામાં થઈને અને સરકતી રેતીમાંથી રસ્તો કરતા અમે આખરે નાનાં, તદ્દન સાદાં, અને માટી તથા ઘાસનાં બનાવેલાં ઝૂંપડાંઓની હારમાળા સુધી આવી પહોંચ્યા. આવાં મામૂલી કામચલાઉ રહેઠાણો પૈકી એકની સામે આવી અમે ઊભા. કરપાત્રી નામના એક જુવાન ભટકતા સાધુ

તેમાં રહેતા હતા. આ સાધુ એમની અસાધારણ બુદ્ધિમત્તા માટે પંકાયેલા હતા. આ ઝૂંપડાનો પ્રવેશમાર્ગ ઘણો વામણો હતો. એને દરવાજો નહોતો. ત્યાં પલાંઠી વાળીને પીળા ઘાસની પથારી ઉપર તેઓ સ્થિરભાવે બેઠા હતા. તેમનું એક માત્ર ઓઢવાનું – એમની એક માત્ર મિલકત – તેમની ખાંધે નાખેલું ભગવા રંગનું કપડું હતું.

અમે ચારપગા થઈને આ ઝૂંપડામાં પ્રવેશ કર્યો અને આ તેજસ્વી આત્માનાં ચરણોમાં પડીને પ્રણામ કર્યા ત્યારે એમનું દિવ્ય વદન ખરેખર હસી ઊઠ્યું. પ્રવેશ આગળ કેરોસીનનો દીવો પવનના સપાટાથી હાલતો હતો અને સામેની લીંપેલી દીવાલ ઉપર અમારા પડછાયા નાચતા જણાતા હતા. એમનું વદન અને ખાસ કરીને એમની તેજસ્વી આંખો અને સંપૂર્ણ દંતાવલિ તેજસ્વી અને ચળકાટ મારતી હતી. જો કે હું એમની હિંદીથી ગૂંચવાતો હતો છતાં એમનાં વચનો ઘણાં સ્પષ્ટ હતાં. તેઓ ઉત્સાહ, પ્રેમ અને દિવ્ય તેજથી ભરપૂર હતા. એમની મહત્તા સર્વસ્વીકૃત હતી.

ભૌતિક સંસારથી અલિપ્ત એવા આ ત્યાગીના સુખી જીવનની કલ્પના કરો. કપડાંની બાબતમાં મુક્ત, આહારની તૃષ્ણાથી મુક્ત, પકાવેલાં અન્ન એક એક દિવસને અંતરે ખાવાની લીધેલી પ્રતિજ્ઞા ને તેને લીધે ભિક્ષાથી મુક્ત, ભિક્ષાપાત્ર સાથે રાખવાની જંજાળ-માંથી મુક્ત, પૈસા સાથે રાખવાની કડાકૂટમાંથી મુક્ત, ચીજોનો પરિગ્રહ કરવાની વૃત્તિમાંથી મુક્ત — એટલે જ ઈશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ. પર્યટનની ચિંતા નહિ, વાહનમાં બેસવું નહિ, આસક્તિથી બચવા એક ઠેકાણે એક અઠવાડિયા કરતાં વધારે વખતનો વાસ નહિ. પણ પવિત્ર નદીઓને કિનારે કિનારે નિરંતર પગપાળાં પર્યટન.

આવો વિનમ્ર આત્મા! વેદોનો અસાધારણ જ્ઞાતા, બનારસ યુનિવર્સિટીની એમ. એ.નો પદવીધર અને શાસ્ત્રીનો ઇલકાબધારી. એમનાં ચરણ સમક્ષ બેસતાં મારી ભવ્ય ભાવના જાગી ઊઠી. મારા મતે આ બધું દશ્ય મારી તીવ્ર ઇચ્છાના જવાબરૂપે હોય એવું મ

લઈને તેમના બાલ્યજીવન સંબંધી બધી હકીકતો ભેગી કરી તેને ચકાસી જોવાના સર્વ પ્રયત્નો હું કરતો જ રહ્યો.

સ્વામી કેશવાનંદે તેમના વૃંદાવનમાં આવેલા કાત્યાયની પીઠ આશ્રમમાં અમારી મંડળીનો ભાવભીનો સત્કાર કર્યો. આ આશ્રમનું ઈંટનું અને વિશાળ કાળા થાંભલાવાળું ભવ્ય મકાન એક સુંદર બગીચામાં આવેલું છે. તેઓ અમને એ મકાનના દીવાનખાનામાં તરત જ લઈ ગયા. આ ઓરડો લાહીરીમહાશયના એક વિશાળ ચિત્રથી શોભતો હતો. સ્વામીજી નેવુંની ઉમ્મરે પહોંચવા આવ્યા હતા. તેમ છતાં તેમનું સ્નાયુબદ્ધ શરીર બળ અને આરોગ્યની સાક્ષી પૂરતું હતું. લાંબા વાળ, ધોળી સફેદ દાઢી અને આનંદથી નાચતી આંખોને લીધે તેઓ ખરેખર કોઈ કુળના આદિપુરુષ જેવા લાગતા હતા. મેં તેમને જણાવ્યું કે હિંદના સંતો વિશેના મારા પુસ્તકમાં હું તેમનું નામ પણ મૂકવાનો છું.

'કૃપા કરીને તમારા અતીત જીવનની હકીકતો આપો.' મેં આજીજીપૂર્વક સ્મિત કરતાં કહ્યું. મહાન યોગીઓ પ્રાયઃ બહુ બોલતા નથી.

કેશવાનંદે નમ્રતા બતાવી : 'મારું બાલ્યજીવન ખાસ મહત્ત્વનું નથી. મારું આખું જીવન ખરી રીતે હિમાલયના એકાંતમાં જ એક ગુફામાંથી બીજી ગુફા સુધી પગપાળા મુસાફરી કરવામાં જ વ્યતીત થયું છે. થોડા વખત હરદ્વારની બહાર ફરતે મોટાંમોટાં ઝાડોની વચ્ચે એક નાના આશ્રમમાં હું રહેતો હતો. નાગદેવતાની સર્વવ્યાપકતાને લીધે યાત્રાળુઓથી મુક્ત એવું આ શાંત સ્થળ હતું.' કેશવાનંદ વચ્ચે મલક્યા. 'પછીથી ગંગામાં એક વખત એક મોટું પૂર આવ્યું અને તેમાં આશ્રમ અને બધા નાગદેવતાઓ તણાઈ ગયા. ત્યાર પછી વૃંદાવનનો આ આશ્રમ બાંધવામાં મારા શિષ્યોએ મદદ કરી છે.'

અમારામાંના એકે સ્વામીજીને પ્રશ્ન કર્યો કે તેઓ હિમાલયના વાઘ સામે પોતાનું રક્ષણ કેવી રીતે કરે છે.

કેશવાનંદ માથુ ધુણાવીને બોલ્યા : 'આટલી આધ્યાત્મિક ઊંચાઈએ જંગલી જાનવરો યોગીઓને ભાગ્યે જ હેરાન કરે છે. જંગલમાં એક વખત મારી સામે જ વાઘ આવી ગયો હતો. મેં એકદમ ત્રાડ પાડી અને વાઘ પથ્થરની માફક ત્યાં જ જડાઈ ગયો.' ફરીથી પોતાને સાંભરી આવેલી સ્મૃતિથી સ્વામીજી મલકાયા.[૨૪૦]

'વખતોવખત મારો એકાંતવાસ છોડીને બનારસમાં મારા ગુરુને મળવા હું જતો. હિમાલયનાં જંગલોમાં થતી મારી અવિરત પદયાત્રા માટે તેઓ મારી ઘણી મજાક કરતા.

'તેમણે મને એક વખત કહ્યું : 'તમારા પગ ઉપર ભ્રમણવૃત્તિનું ચિહ્ન છે. ખુશ થવા જેવું તો એ છે કે હિમાલય તમારા જેવાઓને સમાવી દેવા જેટલો વિશાળ છે.'

કેશવાનંદે આગળ ચલાવ્યું : 'ઘણી વખત, લાહીરીમહાશયના દેહાંત પહેલાં અને પછીથી પણ, એમણે મને સદેહે દર્શન આપ્યાં છે. એમને માટે હિમાલયનું કોઈ પણ સ્થળ અનુલ્લંઘનીય નથી.'

બે કલાક પછી તેઓ અમને ભોજનખંડમાં લઈ ગયા. મૂક ગભરાટમાં મેં નિસાસો નાખ્યો. પંદર વાનીઓનું આ બીજું ભોજન! વરસ કરતાં ઓછા સમયની હિંદની આ પરોણાગતથી મારું વજન પચાસ રતલ વધી ગયું! અને તેમ છતાં મારા માનમાં અપાયેલી અસંખ્ય મિજબાનીઓ માટે અત્યંત કાળજીપૂર્વક તૈયાર કરેલી અનેક વાનગીઓ પૈકી એકનો પણ ઇનકાર કરવો એ અસંસ્કારિતાની પરાકાષ્ઠા જ કહેવાય. હિન્દમાં (બીજે કોઈ ઠેકાણે નહિ) અલમસ્ત શરીરવાળો સંન્યાસી એ એક ખુશનુમા દૃશ્ય છે.

ભોજન પછી કેશવાનંદ મને એકાંત ખૂણામાં લઈ ગયા. 'તમારું આગમન અણધાર્યું નથી. તમને મારે સંદેશો આપવાનો છે.' તેમણે કહ્યું.

હું આશ્ચર્યમાં પડી ગયો. કેશવાનંદની મુલાકાત લેવાનો મારો કાર્યક્રમ હતો એ કોઈ જાણતું નહોતું.

સ્વામીજીએ આગળ ચલાવ્યું : ' ગયે વર્ષે બદરીનારાયણની નજીક ઉત્તર હિમાલયમાં ફરતાં ફરતાં હું એક વખત મારો રસ્તો ભૂલી ગયો. એક વિશાળ ગુફામાં આશ્રય મળે એવું લાગ્યું. એ ખાલી હતી; જો કે સપાટ ખડકમય ભૂમિ ઉપર એક ખાડામાં અગ્નિના તણખા પ્રજ્વળતા હતા. આ એકાંતવાસનો ભોક્તા કોણ હશે એવી અટકળ કરતો હું તાપણા પાસે બેઠો. પણ મારી દષ્ટિ ગુફાના પ્રવેશદ્વાર પર મંડાયેલી હતી.

" 'કેશવાનંદ, તમે અહીં આવ્યા તેથી મને આનંદ થયો.' આ શબ્દો મારી પછવાડેથી આવ્યા. હું પાછળ ફર્યો, ચોંક્યો અને બાબાજીને જોતાં અંજાઈ ગયો ! આ ગુફાના એક ખૂણામાંથી મારા ગુરુએ સ્થૂળ દેહ ધારણ કર્યો હતો. ઘણાં વર્ષો પછી એમનાં દર્શન થવાથી હું હર્ષઘેલો થઈ ગયો અને એમનાં પવિત્ર ચરણોમાં મેં સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

બાબાજીએ આગળ ચલાવ્યું : ' મેં તમને અહીં બોલાવ્યા છે અને તેથી જ તમે રસ્તો ભૂલીને અહીં આવી ચડ્યા. આ ગુફા મારું કામચલાઉ નિવાસસ્થાન છે. આપણા છેલ્લા મેળાપ પછી ઘણો વખત વહી ગયો. તમારું ફરીથી સ્વાગત કરતાં મને ખૂબ આનંદ થાય છે.'

અમર ગુરુજી આધ્યાત્મિક મદદના કેટલાક શબ્દો સાથે મને આશીર્વાદ આપીને બોલ્યા : ' યોગાનંદને માટે તમારી મારફતે હું એક સંદેશો મોકલું છું. એ હિન્દ પાછા ફરશે ત્યારે તમારી મુલાકાત લેશે. એમના ગુરુ અને લાહીરીમહાશયના હયાત શિષ્યો સાથે સંબંધ ધરાવતી કેટલીક બાબતોને લીધે યોગાનંદ ઘણા જ રોકાયેલા રહેશે. તે વખતે તેમને કહેજો કે તેઓ જો કે આતુરતાપૂર્વક આશા રાખે છે છતાં આ વખતે હું તેમને મળવાનો નથી. પણ બીજી કોઈ વખતે હું તેમને મળીશ.'

કેશવાનંદના મુખમાંથી બાબાજીના તરફનું આ દિલસોજ વચન સાંભળીને મને ખૂબ સંતોષ થયો. મારા હૈયામાં લાગેલી એક ચોટ અદૃશ્ય થઈ. શ્રીયુક્તેશ્વરજીએ સૂચન કર્યું હતું કે બાબાજી આ કુંભમેળામાં નહિ દેખાય એનો મને જે રંજ હતો તે હવે જતો રહ્યો.

આશ્રમના મહેમાનો તરીકે એક રાત્રિ ગાળીને બીજે દિવસે નમતે બપોરે અમારી મંડળી કલકત્તા જવા ઊપડી ગઈ. જમના નદીનો પુલ ઓળંગતાં સૂર્યાસ્ત વેળાના વૃંદાવન ઉપરના અગ્નિવર્ણા આકાશના ભવ્ય દર્શનની અમે મોજ માણી – જાણે સળગતી ભઠ્ઠીનો અગ્નિવર્ણો રંગ નીચેના શાંત પાણીમાં પડછાયારૂપે દેખાતો હતો.

બાળક શ્રી કૃષ્ણની સ્મૃતિઓથી જમનાનો કિનારો પવિત્ર ગણાયો છે. અહીં એણે નિર્દોષ માધુર્યથી ગોપીઓની સાથે લીલા કરી છે, અને એમ કરીને દિવ્ય અવતાર અને તેના ભક્તો વચ્ચેનો પ્રેમ કેવો દિવ્ય હોય છે તેનું એણે પ્રદર્શન કર્યું છે. પાશ્ચાત્ય ટીકાકારો કૃષ્ણ ભગવાનના જીવનને ખોટી રીતે સમજ્યા છે. શાસ્ત્રીય રૂપકોનો માત્ર શબ્દાર્થ જ સમજનારા ગૂંચવાડામાં પડે છે. એક ભાષાંતરકારે કરેલી રમૂજી ભૂલથી કેવો ગોટાળો થાય છે તેના દૃષ્ટાંતથી આનો ખુલાસો થશે. મધ્ય યુગમાં થઈ ગયેલા આત્મદર્શી ચમારસંત રવિદાસની આ વાત છે. એમણે માનવી માત્રમાં ગુપ્ત રહેલી આધ્યાત્મિક ચેતના સંબંધમાં એક ગીત તેમના ધંધાદારી સાદા શબ્દોમાં જોડી કાઢ્યું :

ભૂરા વિશાળ નભોમંડળ નીચે
દેહથી ઢંકાયેલી દિવ્ય ચેતના રહે છે.

એક વિદ્વાન પાશ્ચાત્ય લેખકે રવિદાસના આ ગીતની જે પ્રાકૃત સમજૂતી આપી છે તે સાંભળીને કોઈ પણ માણસને હસવું જ આવે. એ સમજૂતી આ પ્રમાણે છે: તેણે પાછળથી એક ઝૂંપડું બનાવ્યું. તેમાં તેણે ચામડાની બનાવેલી એક મૂર્તિ ગોઠવી અને તેની પૂજા કરવામાં તલ્લીન થયો.

મહાન સંત કબીરના ગુરુભાઈ રવિદાસ, ચિતોડની મહારાણી જેવી પ્રખ્યાત, નેક શિષ્યાના ગુરુ હતા. તેણે પોતાના ગુરુના માનમાં એક ભોજન ગોઠવ્યું અને સંખ્યાબંધ બ્રાહ્મણોને ભોજન માટે આમંત્રણ આપ્યું. તેમણે નીચ જાતિના ચમારની સાથે બેસીને ખાવાનો ઇનકાર કર્યો. જ્યારે તેઓ પોતાના સ્થાન કે પદ પ્રમાણેની સ્વતંત્ર પંગતમાં પોતાનો અસ્પૃષ્ટ આહાર જમવા બેઠા

ત્યારે પ્રત્યેક બ્રાહ્મણને પોતાની બાજુમાં રવિદાસની મૂર્તિ બેઠેલી દેખાઈ. આ સામુદાયિક દૃશ્યને લીધે ચિતોડમાં વિશાળ પાયા પર આધ્યાત્મિક પુનરુત્થાન થયું હતું.

થોડા જ દિવસોમાં અમારી નાની મંડળી કલકત્તા પહોંચી. શ્રી યુક્તેશ્વરનાં દર્શન કરવા હું અધીરો થયો હોવા છતાં મને સાંભળીને નિરાશા થઈ કે તેમણે સીરામપોર છોડયું છે અને હમણાં તેઓ દક્ષિણમાં ત્રણસો માઈલ દૂર પુરીમાં રહે છે.

'પુરી આશ્રમમાં એકદમ આવો.' આવો તાર તા. ૮મી માર્ચે એક ગુરુભાઈ તરફથી અતુલચંદ્ર રોય ચૌધરીને કરવામાં આવેલો. એ ગુરુજીના કલકત્તાવાસી શિષ્ય હતા. આ સંદેશાની ખબર મને મળી. અને એના લક્ષ્યાર્થથી દુઃખી થઈને હું ઘૂંટણીએ પડચો અને પરમેશ્વરને પ્રાર્થના કરી કે તે મારા ગુરુજીનું જીવન બચાવે. હું જ્યારે મારા પિતાજીનું ઘર છોડીને ટ્રેન પકડવા જતો હતો ત્યારે દિવ્ય અવાજ સંભળાયો.

'આજે રાત્રે તું પુરી જઈશ નહિ. તારી પ્રાર્થના સ્વીકારાશે નહીં.'

'પ્રભુ,' દુઃખી હૃદયે હું બોલ્યો : 'તું પુરીમાં મારી સાથે ગજ-ગ્રાહના ઝઘડામાં પડવા માગતો નથી. કેમ કે ત્યાં મારા ગુરુના જીવન માટેની મારી સતત પ્રાર્થનાનો તારે અસ્વીકાર કરવો પડશે. શું તારી આજ્ઞા અનુસાર ઉચ્ચતર કર્તવ્યો માટે તેણે અહીંથી જવું જ પડશે ?'

અંતરની આજ્ઞાને અનુસરીને મેં તે રાત્રે પુરી તરફ પ્રયાણ કર્યું નહીં. બીજે દિવસે સાંજે હું ટ્રેન પકડવા ગયો; રસ્તામાં સાત વાગ્યે કાળું, સૂક્ષ્મ વાદળ આકાશને એકદમ ઘેરી વળ્યું.[૨૪૧] પછીથી જ્યારે ટ્રેન પુરી તરફ દોડી રહી હતી ત્યારે શ્રી યુક્તેશ્વરે મને મારી સામે આવીને પ્રત્યક્ષ દર્શન આપ્યું. તેઓ બેઠા હતા. મુખમુદ્રા ગંભીર હતી અને બંને બાજુએ પ્રકાશ હતો.

'શું બધું પતી ગયું?' વિનતિપૂર્વક મેં મારા હાથ ઊંચા કર્યા. તેમણે માથું હલાવ્યું. પછી ધીમેથી અદશ્ય થયા.

હું પુરીના સ્ટેશન પર બીજે દિવસે સવારે નિરાશ થઈ આશા રાખીને ઊભો હતો ત્યારે કોઈ અપરિચિત માણસ મારી પાસે આવ્યો : 'તમારા ગુરુ ગયા એ વાત તમે સાંભળી છે?' અને બીજો એક પણ શબ્દ બોલ્યા વગર તે ચાલી ગયો. તે કોણ હતો તે હું શોધી શક્યો નથી તથા મને ક્યાં શોધવો તે તેણે કેવી રીતે જાણ્યું હશે!

મારી બુદ્ધિ બહેર મારી ગઈ. પ્લેટફોર્મની દીવાલ ઉપર હું ઢળી પડ્યો. મને સમજ પડી ગઈ કે આ વિનાશક સમાચાર મને પહોંચાડવાને મારા ગુરુજી વિધવિધ રીતો અજમાવતા હતા. બળવાખોર વૃત્તિથી ઊકળતો મારો આત્મા જ્વાળામુખી જેવો થઈ ગયો હતો. પુરીના આશ્રમ સુધી પહોંચતાં હું બેભાન જેવો થઈ ગયો. અંદરનો અવાજ મને કોમળ ટકોરા મારતો હતો : 'તારી જાતને સંભાળ, શાંત થા.'

જ્યાં ગુરુજીનું શબ હતું તે આશ્રમના ઓરડામાં હું ધ્રૂજતો ધ્રૂજતો દાખલ થયો. આરોગ્ય અને પ્રેમસૌન્દર્યની પ્રતિમા જેવું પદ્માસન પર બેઠેલું આ શબ કલ્પનાતીત રીતે જીવંત જેવું લાગતું હતું. એમના અવસાનના થોડા વખત પહેલાં જ મારા ગુરુને થોડો તાવ આવ્યો હતો. પણ અનંતના આરોહણના એક દિવસ અગાઉ એમનું શરીર તદ્દન સાજું થઈ ગયું હતું. એમના પ્રિય દેહને મેં ગમે તેટલી વાર જોયો, વારંવાર જોયો પણ મને ખાતરી ન થઈ કે એમાંથી હવે જીવન ચાલી ગયું છે. એમની ત્વચા સુંવાળી અને નરમ હતી, એમના વદન ઉપર સ્વસ્થતાસભર સ્વર્ગસમા સુખની ઝલક હતી. ગૂઢ આમંત્રણને આધીન થઈને એમણે ચેતનદશામાં જ પોતાનો દેહ છોડ્યો હતો.

'બંગાલનો સિંહ ગયો.' હું મૂંઝાઈ જઈ બોલ્યો.

૧૦મી માર્ચે મેં એમની અંતિમ વિધિઓ પતાવી.[૨૪૨] શ્રી યુક્તેશ્વરના શબને પુરી આશ્રમના બગીચામાં સ્વામીઓની પ્રાચીન પ્રણાલિકા મુજબ દફનાવવામાં આવ્યું. નજીક અને દૂરથી એમના શિષ્યો ગુરુજીને અંજલિ આપવા મકરસંક્રાંતને દિવસે ભેગા થયા. કલકત્તાના અગ્રગણ્ય વર્તમાનપત્ર ' અમૃતબઝાર પત્રિકા 'એ એમની છબી સાથે નીચેની નોંધ પ્રસિદ્ધ કરી :

'શ્રીમંત સ્વામીજી શ્રી યુક્તેશ્વરગિરિ મહારાજ, વય ૮૧નો મૃત્યુભંડારા ઉત્સવ પુરીમાં તા. ૨૧મી માર્ચે ઉજવવામાં આવ્યો હતો. આ પ્રસંગે તેમના અનેક શિષ્યો અહીં આવ્યા હતા.

સ્વામીજી મહારાજ ભગવદ્‌ગીતાના એક મહાન ભાષ્યકાર હતા. બનારસના યોગીરાજ શ્રી શ્યામચરણ લાહીરીમહાશયના તેઓ એક અગ્રગણ્ય શિષ્ય હતા. સ્વામીજી મહારાજે હિન્દમાં યોગોડા સત્સંગનાં ( સેલ્ફ રીએલાઈઝેશન ફેલોશિપ ) ઘણાં કેન્દ્રો ખોલ્યાં હતાં. તેમના પટ્ટશિષ્ય યોગાનંદે યોગની આ પ્રવૃત્તિને પશ્ચિમમાં પહોંચાડી. તેના તેઓ મૂળ પ્રેરક હતા. શ્રી યુક્તેશ્વરની ભવિષ્ય-દર્શક શક્તિ અને તેમના ઊંડા આત્મજ્ઞાનથી પ્રેરાઈને સ્વામી યોગાનંદે સમુદ્રપર્યટન કરી અમેરિકામાં હિંદના ધર્મગુરુઓનો સંદેશો પહોંચાડ્યો હતો.

'ભગવદ્‌ગીતા અને બીજાં શાસ્ત્રો ઉપરની એમની ટીકાઓ એમ બતાવે છે કે પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાન ઉપર એમનો કાબૂ અસાધારણ હતો. અને બંને વચ્ચેના ઐક્યની જરૂરિયાત ઉપર ભાર મૂકે છે. તેઓ સર્વ ધર્મોની એકતામાં માનતા હોવાથી શ્રી યુક્તેશ્વર મહારાજે ધર્મમાં વૈજ્ઞાનિક વૃત્તિ દાખલ કરવાના હેતુથી અનેક ધર્મો અને પંથોના આગેવાનોના સહકારથી એક સાધુસભા ( સંતોની મંડળી ) પણ સ્થાપી હતી. એમના દેહાંત વખતે એમના ઉત્તરાધિકારી સ્વામી યોગાનંદને એ સાધુસમાજના પ્રમુખ તરીકે નિયુક્ત કરતા ગયા છે.

'આવા મહાન પુરુષના અવસાનથી હિંદને ખરેખર ન પુરાય એવી આજે ખોટ ગઈ છે. જેઓ એમના અંતેવાસી થવા ભાગ્યશાળી થયા હોય તેઓ હિન્દની સંસ્કૃતિ અને સાધના જે એમનામાં મૂર્તિમંત થયાં હતાં તેનું સાચું હાર્દ પોતાનામાં આત્મસાત્ કરે.'

હું કલકત્તા પાછો ફર્યો. પવિત્ર સ્મરણોવાળા શ્રીરામપોર આશ્રમમાં હજી જવાને મારું મન માનતું ન હતું. તેથી શ્રી યુક્તેશ્વરના નાના શિષ્ય પ્રફુલ્લને બોલાવ્યો અને રાંચીની શાળામાં તેને દાખલ કરવાની ગોઠવણ કરી.

પ્રફુલ્લે કહ્યું : 'જે દિવસે તમે અલાહાબાદના મેળા માટે ગયા તે જ દિવસે સવારે ગુરુજી ટેબલ ઉપર પછડાઈ પડ્યા હતા.'

" 'શું યોગાનંદ ગયા !' એમણે બૂમ પાડી કહ્યું, 'શું યોગાનંદ ગયા ?' ફરી પાછી સંતપ્ત હૃદયે એમણે બૂમ પાડી.' મારે એને એ વાત બીજી કોઈ રીતે કહેવી જોઈએ, પછી કલાકો સુધી તેઓ મૌન બેસી રહ્યા.

મારા દિવસો ભાષણો, વર્ગો, મુલાકાતો અને જૂના મિત્રો સાથેનાં પુનર્મિલનોથી ભરપૂર હતા. મારું કૃત્રિમ હાસ્ય અને અવિરત પ્રવૃત્તિઓવાળા જીવનની નીચે ચિંતાજનક વિચારોનો એક કાલિમામય ઝરો વહેતો હતો. આજ સુધીના મારા તમામ અનુભવોને ભીંજવતી મારા આંતરસુખની એક સરિતા સર્પાકારે વહી રહી હતી તેને ઉપરોક્ત ઝરો કલુષિત કરતો હતો.

'એ દિવ્ય સંત ક્યાં ગયા ?' સંતપ્ત આત્માના ઊંડાણમાંથી હું મૂક ભાવે ગણગણ્યો.

કોઈ જવાબ ન આવ્યો.

'ગુરુજીએ વિશ્વચૈતન્ય સાથે પોતાનું સંપૂર્ણ ઐક્ય સાધી લીધું હોય તો ઉત્તમ જ છે.' મને મારા મનથી ખાતરી થઈ : તેઓ અમરત્વના પ્રદેશમાં જ અનંતકાળ સુધી ચળકતા જ રહેવાના છે.

મારું હૈયું વલોપાત કરતું હતું : 'તમે એને ફરી કદી જૂના સીરામપોરના આશ્રમમાં નહિ જોશો. એમનાં દર્શન કરાવવા માટે હવે તમે તમારા મિત્રોને અહીં લાવીને ગર્વપૂર્વક એમ નહિ કહી શકશો કે 'જુઓ, હિંદના જ્ઞાનાવતાર પેલા બેઠા છે.'

શ્રી રાઈટે આગામી જૂનની શરૂઆતમાં અમારી મંડળીની મુંબઈથી પશ્ચિમની દરિયાઈ મુસાફરી માટેની ગોઠવણ કરી દીધી. મે માસના પ્રથમ પખવાડિયામાં કલકત્તામાંની વિદાયમિજબાનીઓ અને ભાષણો પૂરાં કરી કુ. બ્લેચ, શ્રી રાઈટ અને હું અમારી ફોર્ડ ગાડીમાં મુંબઈ જવા નીકળ્યાં. અહીં આવ્યા પછી આગબોટ-અધિકારીઓએ અમારી ટિકિટો રદ કરાવવા કહ્યું કેમ કે ફોર્ડ ગાડી માટે આગબોટમાં જગ્યા નહોતી અને યુરોપમાં અમારે એ ગાડીનો ઉપયોગ કરવાનો હતો.

'કાંઈ હરકત નહિ,' મેં શ્રી રાઈટને દિલગીરીથી કહ્યું. 'હું ફરી પાછો એક વખત પૂરી જવા ઇચ્છું છું.' મેં મૂક ભાવે વધારામાં કહ્યું : 'મારા ગુરુની સમાધિ પર મારાં આંસુઓનો ફરી એક વાર અભિષેક થવા દો.'

## ૪૪

## શ્રી યુક્તેશ્વરજીનું પુનરુત્થાન

'ભગવાન શ્રી કૃષ્ણ !' મુંબઈની રિજેન્ટ હોટેલના મારા ઓરડામાં હું બેઠો હતો ત્યારે સંધ્યાકાળના ઝાંખા પ્રકાશમાં આ અવતારી પુરુષનો તેજસ્વી આકાર મારા જોવામાં આવ્યો. હું ત્રીજા માળની મારી ખુલ્લી બારીમાંથી બહાર નજર ફેંકતો હતો ત્યારે રસ્તાની સામી બાજુના ઊંચા મકાનના છાપરા ઉપરનું ચળકતું આ અવર્ણનીય દૃશ્ય એકાએક મારી દૃષ્ટિ ઉપર પડ્યું.

આ દિવ્ય આકૃતિએ સ્વાગતનું હાસ્ય કરતાં અને માથું ડોલાવતાં મારા તરફ હાથ ફરકાવ્યો. ભગવાન કૃષ્ણનો ચોક્કસ સંદેશ હું કળી શક્યો નહિ ત્યારે તેઓ આશીર્વાદનો સંકેત કરી ચાલી

ગયા. ચમત્કારિક પ્રોત્સાહન મળતાં મને લાગ્યું કે કોઈક આધ્યાત્મિક ઘટના બનવાની છે.

મારી પશ્ચિમની સફર તત્કાળ પૂરતી મુલતવી રહી હતી. બંગાળ તરફની મારી વળતી મુસાફરી પહેલાં મુંબઈમાં મારાં ઘણાં જાહેર પ્રવચનો ગોઠવાયાં હતાં.

કૃષ્ણ-દર્શન પછી એક અઠવાડિયે--સને ૧૯૩૬ના જૂનની ૧૯મીને દિવસે બપોરે ત્રણ કલાકે મુંબઈની એક હોટેલના મારા બિછાના પર હું ધ્યાનમાં બેઠો હતો ત્યારે એક આહલાદક પ્રકાશથી જાગી ઊઠ્યો. મારી ઉઘાડી અને આશ્ચર્યચકિત આંખો સમક્ષ મારા આખા ઓરડાનું એક વિચિત્ર જગતમાં રૂપાંતર થયું અને સૂર્યના પ્રકાશનું ઉર્ધ્વીકરણ થઈ દિવ્ય તેજ બની ગયું.

શ્રી યુક્તેશ્વરનો રક્ત અને માંસથી બનેલો દેહ જ્યારે મારા જોવામાં આવ્યો ત્યારે મને એકદમ હર્ષોન્માદ થઈ આવ્યો!

'મારા બેટા,' દેવને પણ દુર્લભ એવા સ્મિતભર્યા વદનથી કોમળ સ્વરે ગુરુજી બોલ્યા.

તેમને વંદન કરવા માટે હું તેમને પગે ન પડ્યો હોઉં એવો પ્રસંગ જીવનમાં આ પ્રથમ જ હતો. તેમને બાથમાં ભીડી લેવાની તીવ્ર ઇચ્છાથી હું તરત જ આગળ વધ્યો. ક્ષણો પછી ક્ષણો જવા લાગી. પરમાનંદનો જે ધોધ અત્યારે વરસી રહ્યો હતો એના પ્રમાણમાં પાછલા મહિનાઓમાં અનુભવેલો સંતાપ કશી જ ગણતરીમાં નહોતો.

'ગુરુજી મારા, મારા અંતરના પ્યારા, મને છોડીને તમે કેમ ગયા?' હર્ષના અતિરેકમાં મારું બોલવાનું તુટક હતું: 'તમે મને કુંભમેળામાં જવા જ શા માટે દીધો? તમને છોડી જવા માટે મેં મારી જાતને કેટલી ઠપકારી હતી.'

'મને યાત્રામાં જે સ્થળે બાબાજી પ્રથમ મળ્યા હતા તેનાં દર્શન કરવાની તારી સુખમય અપેક્ષાની વચ્ચે હું આવવા માગતો

શરીર; ઝીણું સૂક્ષ્મ શરીર જેમાં મનુષ્યોનાં મન અને ભાવનાઓ હોય છે; અને સ્થૂળ ભૌતિક શરીર. પૃથ્વી પર મનુષ્યોને સ્થૂળ ઇન્દ્રિયો આપવામાં આવી છે. સૂક્ષ્મ શરીરવાળો ચૈતન્ય, ભાવનાઓ અને પ્રાણોથી કામ કરશે.[૨૪૫] કારણશરીરવાળો માણસ વિચાર-તરંગોના આનંદમય સામ્રાજ્યમાં જ રહે છે. જેઓ કારણજગતમાં પ્રવેશવાની તૈયારી અથવા પુનઃ પ્રવેશવાની તૈયારી કરતા હોય એવાં સૂક્ષ્મ પ્રાણીઓને મદદ કરવાનું મારું કામ હોય છે.'

'પૂજ્ય ગુરુજી, કૃપા કરીને સૂક્ષ્મ વિશ્વ સંબંધમાં મને વધુ વીગત આપો.' જો કે શ્રી યુકતેશ્વરની વિનંતીથી મારું આલિંગન મેં કાંઈક હળવું કર્યું હતું, છતાં મારી ભુજાઓ તેમની ફરતે વીંટળાયેલી જ હતી. ખજાનાઓના ખજાનારૂપ, મારા ગુરુએ મને મળવાને માટે મૃત્યુને પણ હસી કાઢ્યું !

ગુરુજીએ આગળ ચલાવ્યું : 'ત્યાં અનેક સૂક્ષ્મ ગ્રહો છે અને તેમાં સૂક્ષ્મ દેહધારી પ્રાણીઓની ભરચક વસ્તી છે. આ રહેવાસીઓ એક ગ્રહ પરથી બીજા ગ્રહ પર જવા માટે સૂક્ષ્મ વિમાન અથવા પ્રકાશના ગોળાઓનો ઉપયોગ કરે છે. આ સાધનો વીજળી અને પ્રકાશપ્રવર્તિત શક્તિઓ કરતાં વધારે ઝડપી છે.

'સૂક્ષ્મ વિશ્વ જે પ્રકાશ અને રંગનાં વિધવિધ સૂક્ષ્મ કંપનોનું બનેલું છે તે સ્થૂળ વિશ્વ કરતાં સેંકડોગણું મોટું છે. આ સમગ્ર, સ્થૂળ સૃષ્ટિ એ સૂક્ષ્મ જગતના વિશાળ તેજોમય બલૂનની નીચે લટકતી એક નાની સ્થૂળ ટોપલી જેવી લટકતી રહી છે. જેમ અવકાશમાં અનેક સ્થૂળ સૂર્યો અને તારાઓ ભમે છે તેવી જ રીતે અસંખ્ય સૂક્ષ્મ સૂર્યમાળાઓ અને તારામંડળો પણ ત્યાં છે. તેમના ગ્રહોને સૂક્ષ્મ સૂર્યો અને ચન્દ્રો હોય છે. અને તેઓ સ્થૂળના કરતાં વિશેષ સુંદર પણ હોય છે. આ સૂક્ષ્મ આકાશી, તેજસ્વી પદાર્થો અરુણોદય જેવા હોય છે — સૂર્યનો સૂક્ષ્મ તેજ (ઓરોરા) મૃદુ કિરણોવાળા ચંદ્ર તેજ (ઓરોરા) કરતાં વિશેષ તેજસ્વી હોય છે. ...ક્ષ્મ રાત્રિ અને દિવસ પૃથ્વીના કરતાં વધારે લાંબાં છે.

'સૂક્ષ્મ વિશ્વ અત્યંત સુંદર, સ્વચ્છ, પવિત્ર અને વ્યવસ્થિત હોય છે. ત્યાં મૃત ગ્રહો અથવા ઉજજડ જમીન નથી. ભૂમિગત અવરોધો: ખડ, કીટાણુઓ, જંતુઓ અને સાપોનું ત્યાં અસ્તિત્વ જ નથી. પૃથ્વી પરની ઋતુઓ અને વાતાવરણનું અનિશ્ચિતપણું અને હેરફેરીને બદલે સૂક્ષ્મ ગ્રહો પર વસંતઋતુનું સમતોલ વાતાવરણ હંમેશાં જ રહે છે. વચ્ચે વચ્ચે સફેદ બરફ અને બહુરંગી પ્રકાશનો વરસાદ વરસે છે. સૂક્ષ્મ ગ્રહો ઉપર નિર્મળ પારદર્શક પાણીનાં સરોવરો, ચળકતા સમુદ્રો, અને મેઘધનુષ્યવાળી અનેક નદીઓ પુષ્કળ પ્રમાણમાં છે.

'સામાન્ય સૂક્ષ્મ વિશ્વ – અને નહિ કે હિરણ્યલોકનું સૂક્ષ્મદર્શી સ્વર્ગ, લાખો સૂક્ષ્મ જીવો જેઓ પૃથ્વી પરથી તાજેતરમાં અથવા નજીકના ભૂતકાળમાં આવ્યા હોય, તેમનાથી વસેલું છે. એટલું જ નહિ પણ જાદુઈ પરીઓ, મત્સ્યકન્યાઓ, મચ્છીઓ, પ્રાણીઓ, ભૂતપ્રેતો, મચ્છરો, યક્ષો અને જીવાત્માઓ જેઓ પોતાનાં કર્મોની યોગ્યતા પ્રમાણે જુદાજુદા સૂક્ષ્મ ગ્રહો ઉપર વસતાં હોય તેમનો પણ એમાં સમાવેશ થાય છે. પવિત્ર અને દુષ્ટ જીવાત્માઓ માટે જુદાજુદા સ્તરોના અનેક મહેલો અથવા તરંગપ્રવાહોના પ્રદેશો નિર્માણ કરેલા હોય છે. પવિત્ર આત્માઓ ગમે ત્યાં મુક્ત વિહાર કરી શકે છે. પણ દુષ્ટોને માટે મર્યાદિત પ્રદેશો જ મુકરર કરેલા હોય છે. જેવી રીતે મનુષ્ય, પ્રાણીઓ પૃથ્વી પર રહે છે, કીડાઓ ભૂમિ પર વાસ કરે છે, માછલાં પાણીમાં રહે છે અને પક્ષીઓ હવામાં ઊડે છે તેવી રીતે જુદીજુદી જાતના સૂક્ષ્મ જીવો માટે તેમની લાયકાત પ્રમાણે અનુકૂળ તરંગી પ્રદેશો મુકરર કરવામાં આવેલા હોય છે.

'બીજી દુનિયાઓમાંથી બહિષ્કાર કરાયેલા પતિત અને દુષ્ટ દેવતાઓમાં ઘર્ષણ અને યુદ્ધો ફાટી નીકળે છે ત્યારે તેઓ પ્રાણોના બોંબનો અથવા માનસિક મંત્રોનાં[૪૬] તરંગ–કિરણોનો ઉપયોગ કરે છે. આ જીવો નિમ્નતર સૂક્ષ્મ વિશ્વોના દુઃખથી ઘેરાયેલા પ્રદેશોમાં રહીને પોતાનાં દુષ્ટ કર્મોનો ક્ષય કરતા રહે છે.

'આ અંધકારમય સૂક્ષ્મ જેલની ઉપરના વિશાળ પ્રદેશોમાં સર્વ કોઈ સુન્દર અને પ્રકાશમય છે. ઇચ્છા અને પૂર્ણતાપ્રાપ્તિની દિવ્ય યોજનામાં પૃથ્વી કરતાં આ સૂક્ષ્મ વિશ્વ કુદરતને વધારે અનુકૂળ છે. દરેક સૂક્ષ્મ પદાર્થ પ્રથમ ઈશ્વરની ઇચ્છાથી અને આંશિક રીતે સૂક્ષ્મ જીવોની ઇચ્છાશક્તિથી પ્રાદુર્ભાવ પામે છે. ઈશ્વરે જે કાંઈ સર્જ્યું હોય તેનો આકાર અને સૌન્દર્યની વૃદ્ધિ કરવાની અથવા રૂપાંતર કરવાની શક્તિ આ જીવો ધરાવે છે. તેણે પોતાનાં સૂક્ષ્મ બાળકોને સૂક્ષ્મ પદાર્થોને ઇચ્છા મુજબ બદલવાનો અથવા તેના અણુઓમાં વધઘટ કરવાનો દિવ્ય હક આપેલો છે. પૃથ્વી ઉપર એક નક્કર પદાર્થને પ્રવાહી અથવા બીજા આકારમાં બદલવા માટે કુદરતી અથવા રાસાયણિક રીતો અજમાવવી પડે છે. પણ સૂક્ષ્મ નક્કરોનું ત્યાંના રહેવાસીઓની એક ઇચ્છામાત્રથી તરત જ સૂક્ષ્મ પ્રવાહી, વાયુ અથવા બીજી શક્તિમાં રૂપાંતર કરી શકાય છે.'

મારા ગુરુએ બોલવાનું ચાલુ રાખ્યું : 'સમુદ્ર, જમીન અને હવા ઉપરની ખૂનામરકી અને યુદ્ધખોરીને લીધે આ પૃથ્વી દુઃખમય છે. પણ સૂક્ષ્મ વિશ્વોમાં સુખમય સંવાદિતા અને સમાનતા પ્રવર્તે છે. સૂક્ષ્મ પ્રાણીઓ પોતાના દેહો મરજી મુજબ સરજી શકે છે અને છૂટા પાડી શકે છે. ફૂલો, અથવા મત્સ્યો અથવા પશુઓ થોડા વખત માટે સૂક્ષ્મ મનુષ્યોનું રૂપ ધારણ કરી શકે છે. સઘળા સૂક્ષ્મ જીવો કોઈ પણ આકાર ધારણ કરવાને સ્વતંત્ર છે અને એકબીજા સાથે સહેલાઈથી વાતચીત કરવાને શક્તિમાન છે. કોઈ પણ નિશ્ચિત, મર્યાદિત અથવા નૈસર્ગિક નિયમ તેને બાંધી લેતો નથી – ઉદાહરણ તરીકે કોઈ પણ સૂક્ષ્મ વૃક્ષને સૂક્ષ્મ આમ્રફળ કે બીજું કોઈ ઇચ્છિત સૂક્ષ્મ ફળ, ફૂલ અથવા કોઈ પણ વસ્તુ આપવાની સફળતાપૂર્વક આજ્ઞા આપી શકાય છે. કેટલાંક કર્મનાં બંધનો જરૂર છે પણ સૂક્ષ્મ જગતમાં જુદાજુદા આકારો ધારણ કરવાની ઇચ્છા પર કોઈ પણ પ્રતિબંધ નથી. સર્વ કાંઈ ઈશ્વરના સર્જનાત્મક પ્રકાશથી ડોલાયમાન છે.

'સ્ત્રીયોનિથી કોઈ જ જન્મતું નથી. સૂક્ષ્મ જીવો તેમની વિશ્વેચ્છાની મદદથી ચોક્કસ ચોકઠામાં સૂક્ષ્મ ઘન સ્વરૂપે બાળકોને ઉત્પન્ન કરે છે. તરતનો જ મૃત્યુ પામેલો જીવ પોતાના જેવી જ નૈસર્ગિક અને આધ્યાત્મિક વૃત્તિઓથી આકર્ષાઈને એવા જ સૂક્ષ્મ કુટુંબના આમંત્રણથી ત્યાં જાય છે.

'સૂક્ષ્મ શરીર ઠંડી, ગરમી અથવા એવી બીજી કોઈ નૈસર્ગિક સ્થિતિને આધીન નથી. એના સૂક્ષ્મ હાડપિંજરમાં સૂક્ષ્મ મગજ, અથવા પ્રકાશનું સહસ્રદળ કમળ અને સુષુમ્ણા નાડીમાં આવેલાં જાગ્રત થયેલાં ષટ્ચક્રો અથવા સૂક્ષ્મમેરુદંડનો સમાવેશ થાય છે. હૃદય આ સૂક્ષ્મ મગજમાંથી વિશ્વશક્તિ અને પ્રકાશ ખેંચે છે અને સૂક્ષ્મ નાડીઓ અને શરીરના કોશો અથવા પ્રાણો તરફ ધકેલે છે. સૂક્ષ્મ જીવો પ્રાણશક્તિથી અથવા પવિત્ર મંત્રોના પ્રવાહથી પોતાનાં શરીરોને સારી કે નબળી અસર પહોંચાડે છે.

'કેટલાક દાખલાઓમાં સૂક્ષ્મ શરીર એ છેવટના સ્થૂળ શરીરની આબેહૂબ પ્રતિમૂર્તિ જ હોય છે. સૂક્ષ્મ જીવો પોતાના છેલ્લા પાર્થિવ જીવનની યુવાનીનો જે દેખાવ હોય તે જ જાળવી રાખે છે. કોઈક વખત જ મારી માફક કોઈ સૂક્ષ્મ જીવ તેની વૃદ્ધાવસ્થાનો દેખાવ રાખવાનું પસંદ કરે છે.' નીતરતી યુવાનીવાળા ગુરુજી મંદમંદ હસ્યા.

શ્રી યુક્તેશ્વરે આગળ ચલાવ્યું : 'માત્ર પાંચ ઇન્દ્રિયોથી અનુભવાતાં ત્રણ પરિમાણોવાળા આ મર્યાદિત ભૌતિક જગતથી નિરાળા સૂક્ષ્મ પ્રદેશો સર્વગ્રાહી છઠ્ઠી ઇન્દ્રિય–આંતરપ્રેરણાને પણ દૃષ્ટિગ્રાહ્ય થાય છે. માત્ર આંતરપ્રેરિત સંવેદન દ્વારા સર્વ સૂક્ષ્મ જીવો જુએ છે, સાંભળે છે, સૂંઘે છે, સ્વાદ લે છે અને સ્પર્શ કરે છે. તેમને ત્રણ આંખો છે જેમાંની બે અરધી બંધ રહે છે. ત્રીજી અને મુખ્ય સૂક્ષ્મ આંખ જ ખુલ્લી છે કેમ કે એ ભ્રૂમધ્યે કપાળ પર સીધી લીટીમાં મુકાઈ છે. સૂક્ષ્મ જીવોને બધી જ બાહ્ય ઇન્દ્રિયો હોય છે — કાન, નાક, આંખ, જીભ અને ત્વચા. પણ શરીરના કોઈ

પણ ભાગ પરની લાગણીઓ જાણવાને માટે માત્ર અંતર્જ્ઞાનનો ઉપયોગ કરે છે. તેઓ કાન, નાક કે ત્વચાથી જોઈ શકે છે. આંખો અને જીભથી સાંભળી શકે છે. કાન અને ત્વચાથી સ્વાદ ચાખી શકે છે અને એવી જ રીતે બીજું બધું કરી શકે છે.[૨૪૭]

'માણસના સ્થૂળ શરીરને અસંખ્ય ભયસ્થાનો હોય છે અને તેને બહુ જ આસાનીથી ઇજા પહોંચાડી શકાય છે અથવા કાપી શકાય છે. સૂક્ષ્મ શરીરને જોકે કદાચ કાપી શકાય અથવા ઉઝરડા પાડી શકાય. પણ ઇચ્છા કરવા માત્રથી એને એકદમ સાજો પણ કરી શકાય છે.'

'ગુરુદેવ! સઘળા સૂક્ષ્મ પુરુષો સૌંદર્યવાન હોય છે?'

'સૂક્ષ્મ જગતમાં સૌંદર્ય એ એક આધ્યાત્મિક લક્ષણ છે અને નહિ કે માત્ર બાહ્ય ઘાટ.' શ્રી યુક્તેશ્વરે જવાબ આપ્યો. 'અને તેથી સૂક્ષ્મ જીવો મુખાકૃતિ ઉપરનાં ચિહ્નોને બહુ મહત્ત્વ આપતા નથી. તેમ છતાં તેમને ઇચ્છા મુજબ સૂક્ષ્મ રીતે આકાર પામેલાં નવાં અને રંગબેરંગી શરીરો ધારણ કરવાનો હક આપેલો છે. જેવી રીતે સંસારી મનુષ્યો ઉત્સવો પ્રસંગે નવાં કપડાં પહેરે છે તેમ સૂક્ષ્મ જીવો પણ વખતોવખત ખાસ આકારો ધારણ કરી આનંદ કરે છે.

'જ્યારે કોઈ સૂક્ષ્મ જીવ આધ્યાત્મિક પ્રગતિને લીધે સૂક્ષ્મ જગતમાંથી મુક્ત થઈ કારણજગતના સ્વર્ગમાં પ્રવેશ મેળવવાનો હોય ત્યારે હિરણ્યલોક જેવા ઉચ્ચતર સૂક્ષ્મ ગ્રહો પર સૂક્ષ્મ આનંદોત્સવો ઉજવાય છે. આવે પ્રસંગે નિરાકાર, અદૃશ્ય સ્વર્ગીય પિતા અને જે સંતો એમનામાં વિલીન થયા હોય એ બધા તેમની ઇચ્છામાં આવે તેવાં સ્થૂળ શરીરો ધારણ કરે છે અને આવા સૂક્ષ્મ ઉત્સવોમાં ભાગ લે છે. પોતાના પ્રિય ભક્તને ખુશ કરવા પરમ પિતા (ભગવાન) તેના ભક્તને કોઈ પણ ઇચ્છિત રૂપ ધારણ કરે છે. જો ભક્ત ભક્તિ કરીને આગળ વધ્યો હોય તો તે ભગવાનને દિવ્ય માતાના રૂપમાં જુએ છે. જિસસને બીજાં બધાં સ્વરૂપો કરતાં અનંત પરમાત્માનું પિતૃસ્વરૂપ બહુ ગમતું હતું. સર્જનહારે તેણે

સર્જેલા પ્રત્યેક પ્રાણીને વ્યક્તિત્વની જે નવાજેશ કરી છે તેથી ભગવાનની બહુરૂપી શક્તિ પર સંભવિત અથવા અસંભવિત માગણી થવાની જ. મારા ગુરુ અને હું બંને એકીસાથે આનંદ અનુભવતા હસી પડયા.

'ગત જીવનના મિત્રો સૂક્ષ્મ જગતમાં એકબીજાને સહેલાઈથી ઓળખી કાઢે છે.' શ્રી યુક્તેશ્વરે સુંદર અને મધુર અવાજ સાથે આગળ ચલાવ્યું, 'પાર્થિવ જીવનના દુઃખદાયક અને આભાસી (મૃત્યુ) વિયોગ વખતે પ્રેમના અવિનાશીપણાની જે શંકા ઊભી થઈ હતી તેનું નિરાકરણ થઈ જતાં મૈત્રીની શાશ્વતીથી થતો આનંદ તેઓ અનુભવતા.

'સૂક્ષ્મ જીવો અંતર્જ્ઞાન દ્વારા પાર્થિવ આવરણને છેદીને મનુષ્યોની આ પૃથ્વી પરની પ્રવૃત્તિઓ નિહાળી શકે છે પણ માણસ, તેની છઠ્ઠી ઇન્દ્રિયને થોડોઘણો પણ (વિકાસ) ન થયો હોય તો, સૂક્ષ્મ જગતને જોઈ શકતો નથી. પૃથ્વી પરના હજારો રહેવાસીઓને સૂક્ષ્મ જીવની અથવા સૂક્ષ્મ જગતની ક્ષણિક ઝાંખી તો થઈ જ હોય છે.[૨૪૮]

'હિરણ્યલોક પરના ઉત્તમ જીવો સૂક્ષ્મ જગતના લાંબા દિવસ-રાત દરમિયાન વિશ્વરાજવહીવટના અટપટા સવાલોનો નિકાલ કરવાના કામમાં અથવા પાર્થિવ વૃત્તિના ઉડાઉ દીકરાઓના પુનરુદ્ધારના કામમાં મદદ આપવા માટે ઉલ્લાસપૂર્વક જાગ્રત જ રહે છે. જ્યારે હિરણ્ય-લોકના જીવો ઊંઘે છે ત્યારે તેમને કોઈ કોઈ વખત સ્વપ્ન સરખાં સૂક્ષ્મ દર્શનો થાય છે. તેમનું ચિત્ત સામાન્ય રીતે ઉત્કૃષ્ટ નિર્વિકલ્પ સમાધિના ચૈતન્યમય આનંદમાં જ મગ્ન થયેલું હોય છે.

'એમ છતાં સૂક્ષ્મ જગતોના બધા જ પ્રદેશોના રહેવાસીઓને, માનસિક યાતનાઓને આધીન થવું પડે છે. હિરણ્યલોક જેવા ગ્રહોના ઉચ્ચતર જીવોને પોતાની વર્તણૂકમાં અથવા સત્યના દર્શનમાં કાંઈ ભૂલ થાય તો તેમના સંવેદનશીલ ચિત્તને તીવ્ર દુઃખ થાય છે. આવા

ઉત્કૃષ્ટ જીવો પોતાના પ્રત્યેક વિચાર અને કર્મને આધ્યાત્મિક નિયમની પૂર્ણતા સાથે સુસંગત રાખવાનો પ્રયત્ન સતત કર્યા કરે છે.

'સૂક્ષ્મ જગતના રહેવાસીઓનો તમામ વહેવાર સૂક્ષ્મ અંતર્શ્રવણ અને અંતરદર્શનથી જ ચાલે છે. પૃથ્વીવાસીઓના લિખિત અને વાચિક શબ્દોમાંથી જે ગડબડ અને ગેરસમજૂતીઓ ઊભી થાય છે તેનો ત્યાં સદંતર અભાવ હોય છે. જેવી રીતે સિનેમાના પડદા પર પ્રકાશને જોરે મનુષ્યો હરતાંફરતાં અને કામ કરતા દેખાય છે, પણ ખરેખર શ્વાસ લેતાં નથી તે જ પ્રમાણે સૂક્ષ્મ જીવો બુદ્ધિપૂર્વક અને પ્રકાશની સંવાદિત મૂર્તિઓની માફક હરેફરે અને કામ કરે છે પણ તેમને ઑક્સિજનમાંથી શક્તિ મેળવવાની જરૂર પડતી નથી. માણસને પોતાના પોષણ માટે ઘન, પ્રવાહી અથવા વાયુના પદાર્થોમાંથી મળતી શક્તિ પર આધાર રાખવો પડે છે. સૂક્ષ્મ જીવો મુખ્યત્વે વિશ્વપ્રકાશ-માંથી જ શક્તિ મેળવે છે.'

'મારા પ્રિય ગુરુજી, સૂક્ષ્મ જીવો કાંઈ ખાય છે ખરા?' હું મારી તમામ વૃત્તિઓ — મન, અંતઃકરણ અને આત્માની એકાગ્રતાથી એમનું અલૌકિક વર્ણન પીતો હતો. સત્યના ઉચ્ચતમ ચૈતન્યનાં દર્શનો શાશ્વત, સાચાં અને અફર છે. જ્યારે ક્ષણભંગુર ઇન્દ્રિયોના અનુભવો અને સંસ્કારો તાત્કાલિક રીતે અથવા સાપેક્ષ રીતે જ સાચા હોય છે અને તેમનું તેજસ્વીપણું સ્મરણશક્તિમાંથી તરત જ ભૂંસાઈ જાય છે. મારા ગુરુના શબ્દો મારા ચૈતન્યની સપાટી ઉપર એટલી બધી દૃઢતાથી ઊંડા કોતરાઈ ગયા છે કે મારા ચિત્તને ઊર્ધ્વચૈતન્યની સ્થિતિમાં મૂકતાં જ આ દિવ્ય અનુભવોનો હું ફરીથી સ્પષ્ટ સ્વાદ લઈ શકું છું.'

તેમણે જવાબ આપ્યો : 'સૂક્ષ્મ ભૂમિ પર તેજસ્વી કિરણો સરખાં પુષ્કળ શાકભાજી થાય છે.' સૂક્ષ્મ જીવો શાકભાજી ખૂબ ખાય છે અને પ્રકાશના શોભાયમાન ફુવારાઓમાંથી નીતરતું અને સૂક્ષ્મ ઝરાઓ અને નદીઓમાં વહેતું અમૃત પીએ છે. જેવી રીતે પૃથ્વી પરના માણસની અદૃશ્ય પ્રતિમા હવામાંથી ખેંચીને ટેલિવિઝનના

યંત્રથી બતાવી શકાય છે અને પછી અવકાશમાં અદૃશ્ય કરી શકાય છે તે જ પ્રમાણે ઈશ્વરસર્જિત અદૃષ્ટ, સૂક્ષ્મ શાકભાજી અને છોડવાના હવામાં તરતા સૂક્ષ્મ નકશાને રહેવાસીઓની ઇચ્છાશક્તિથી સૂક્ષ્મ ગ્રહ ઉપર ઘન ( સ્થૂળ ) સ્વરૂપમાં ફેરવી શકાય છે. એ જ પ્રમાણે આ જીવોની ઉત્કટ કલ્પનામાંથી સુગંધી ફૂલોના આખા બગીચાઓ સ્થૂળરૂપે નિર્માણ થાય છે જે પાછળથી અવકાશમાં લીન થાય છે. હિરણ્યલોક જેવા સ્વર્ગીય ગ્રહોમાં રહેતા લોકો ખોરાકની જરૂરમાંથી લગભગ મુક્ત છે. એના કરતાં પણ આગળ જઈએ તો કારણ-જગતમાં લગભગ સંપૂર્ણ મુક્ત જીવો ઉચ્ચતર કક્ષાનું બિનશરતી જીવન જીવતા હોઈ આનંદના ભોજન સિવાય બીજું કશું લેતા નથી.

'પૃથ્વીથી મુક્ત થયેલો સૂક્ષ્મ જીવ પોતાના ભૂતકાળના અનેક પાર્થિવ જન્મો[૨૪૯] દરમિયાન સંબંધિત થયેલાં સંખ્યાબંધ બાળકો, પિતાઓ, માતાઓ, પત્નીઓ, પતિઓ અને મિત્રોને, જ્યારે તેઓ સૂક્ષ્મ જગતના જુદાજુદા પ્રદેશોમાં આવે છે ત્યારે મળે છે. તે વખતે પેલો સૂક્ષ્મ જીવ એ બધામાં કોને વિશેષ પ્રેમ કરવો તે અંગે ગૂંચવાય છે; પણ એ રીતે એ બધાં ઈશ્વરનાં વ્યકિતગત રૂપો હોઈ તેનાં બાળકો છે. માટે તેઓ બધાં તેના દિવ્ય અને સમાન પ્રેમનાં અધિકારી છે એવું શીખી જાય છે. કોઈ પણ વ્યક્તિગત જીવનના છેલ્લામાં છેલ્લા જીવન દરમિયન નવાં લક્ષણોનો વધતો-ઓછો વિકાસ થયો હોય તેના પ્રમાણમાં તેના બાહ્ય દેખાવમાં કાંઈક અંશે ફેર પડે છે. તેમ છતાં તે સૂક્ષ્મ જીવ બીજી સૃષ્ટિઓમાંનાં તેનાં પ્રિયજનોને શોધી કાઢવામાં પોતાના અચૂક અંતરજ્ઞાનનો ઉપયોગ કરે છે અને પછી તેમના નવા સૂક્ષ્મ નિવાસમાં તેમને સત્કારે છે. કારણકે સૃષ્ટિના પ્રત્યેક અણુને અવિનાશી વ્યક્તિત્વની[૨૫૦] બક્ષિસ કરવામાં આવેલી હોવાથી સૂક્ષ્મ મિત્રને તે ગમે તેવો પહેરવેશ ધારણ કરે તોપણ ઓળખી કાઢી શકે છે. જેવી રીતે ગમે તેવો વેશાંતર છતાં પૃથ્વી ઉપરના નટને સામ્ય બારીક અવલોકનથી ઓળખી શકાય છે તેમ.

'સૂક્ષ્મ જગતોમાં જીવનની મર્યાદા પૃથ્વી કરતાં ઘણી લાંબી હોય છે. કાળનાં પાર્થિવ ધોરણો પ્રમાણે ગણતાં એક ઉત્તમ, સૂક્ષ્મ જીવની સરેરાશ આયુમર્યાદા પાંચસોથી હજાર વરસની હોય છે—જેમ કેટલાંક જંગલી ઝાડો બીજાં ઝાડો કરતાં યુગો પર્યંત ટકે છે અથવા જેમ કેટલાક યોગીઓ સેંકડો વરસ સુધી જીવે છે (પણ મોટા ભાગના લોકો સાઠ વર્ષ પહેલાં જ મરી જાય છે.) તેમ અપવાદરૂપ લોકો સૂક્ષ્મ જગતમાં લગભગ બે હજાર વર્ષ સુધી જીવે છે. સૂક્ષ્મગ્રહમાં રહેતો એક મનુષ્ય અમુક સમય સુધી ત્યાં રહે છે. ભૌતિક કર્મનાં વજન પ્રમાણે નક્કી થયેલા તેના કાયદા પ્રમાણે નિયત કરેલે સમયે તેના પાર્થિવ રાજ્યમાં પાછો ખેંચી લાવે છે. કેટલાક જીવો ભૌતિક મૃત્યુ પછી તરત જ તેમની તે પ્રમાણેની તીવ્ર ઇચ્છાને કારણે પૃથ્વી પર પાછા ફરે છે.

'સૂક્ષ્મ જીવને પોતાનો તેજસ્વી દેહ છોડતી વખતે મૃત્યુ સાથે દુઃખદાયક જંગ ખેલવો પડતો નથી. એમ છતાં, ઘણાખરા જીવો સૂક્ષ્મતર કારણદેહમાં જતી વખતે સૂક્ષ્મ દેહ છોડવાના વિચાર માત્રથી ગભરાઈ જાય છે. અનિચ્છા મરણ, રોગ અને વૃદ્ધાવસ્થાથી સૂક્ષ્મ જગત મુક્ત છે. આ ત્રણ જ પૃથ્વીનાં ભયાનક સ્થાનો છે કેમ કે જે ક્ષણભંગુર ભૌતિક શરીરને ટકાવવા માટે પણ હવા, આહાર અને ઊંઘની સતત જરૂર પડે છે તેને જ મનુષ્યે પોતાના ચૈતન્ય તરીકે ગણી લીધું છે.

'પ્રાણોનું તિરોધાન અને માંસપિંડોનું વિશ્લેષણ એ સ્થૂળ મરણનાં લક્ષણો છે. સૂક્ષ્મ જીવોના જીવનનાં શક્તિકેન્દ્રો જેવા પ્રાણોનું વિસર્જન એ સૂક્ષ્મ મરણ છે. સ્થૂળ મરણ વખતે જીવ દેહભાન ભૂલી જાય છે અને સૂક્ષ્મ જગતના પોતાના સૂક્ષ્મ દેહનું ભાન થવા માંડે છે. વખત જતાં સૂક્ષ્મ મરણનો અનુભવ કરતાં એક જીવની ચેતના સૂક્ષ્મ જીવન-મરણ પરથી ઊઠીને સ્થૂળ જન્મમરણ તરફ ખેંચાય છે.

'સૂક્ષ્મ અને સ્થૂળ દેહનાં આ પુનરાવર્તી ચક્રો એ જ મૂઢ જીવોનું અનિવાર્ય ભાવિ હોય છે. સ્વર્ગ અને નરકની શાસ્ત્રીય

વ્યાખ્યાઓ કેટલીક વખતે, આનંદદાયક સૂક્ષ્મ અને દુઃખદાયક સ્થૂળ જગતના તેના અનુભવોની લાંબી હારમાળાઓ જે અત્યાર સુધી આંતરમનના ઊંડા ગર્તમાં હોય છે તેના સ્મરણને સતેજ કરે છે.'

'પ્રિય ગુરુજી,' મેં કહ્યું. 'કૃપા કરીને, સ્થૂળ સૂક્ષ્મ અને કારણજગતમાં થતા પુનર્જન્મનો પારસ્પરિક ભેદ વધારે વિગતથી સમજાવશો ?'

'મનુષ્ય વ્યક્તિગત આત્મા તરીકે મુખ્યત્વે કારણશરીરધારી છે.' મારા ગુરુએ ખુલાસો કરતાં કહ્યું : 'આ કારણશરીર ઈશ્વરને જોઈતી ૩૫ મૂળભૂત કલ્પનાઓનું બીજસ્થાન છે. જેમાંથી પાછળથી એણે વહેંચણી કરીને ઓગણીસ તત્ત્વોનું સૂક્ષ્મ શરીર બનાવ્યું અને સોળ તત્ત્વોનું સ્થૂળ શરીર બનાવ્યું.

'સૂક્ષ્મ શરીરનાં ઓગણીસ તત્ત્વોનો સમાવેશ પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશોમાં થઈ જાય છે. ઓગણીસ તત્ત્વો છે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, રૂપ, રસ, ગંધ, દર્શન અને શ્રવણની પાંચ જ્ઞાનેન્દ્રિયોની તન્માત્રાઓ, પ્રજનન, મલવિસર્જન, વાણી, હાથ અને પગની પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ પ્રાણો જેને લીધે શરીરની વિશ્લેષણ, સમીકરણ, વિસર્જન, અભિસરણ અને સમન્વયીકરણની બધી ક્રિયાઓ થાય છે તે. આ ઓગણીસ તત્ત્વોનો સૂક્ષ્મ દેહ સ્થૂળ મૃત્યુ પછી પણ ટકી રહે છે. સ્થૂલ દેહ સોળ ભૌતિક સૈન્દ્રિય રસાયણોનો બનેલો છે.

'કારણશરીરની પાંત્રીસ કલ્પના–કક્ષાઓમાંથી ઈશ્વરે મનુષ્યની ઓગણીસ સૂક્ષ્મ અને સોળ સ્થૂળ તન્માત્રાઓની અટપટી રચના કરી છે. તેણે (વિચારની) તરંગશક્તિઓને પ્રથમ સૂક્ષ્મમાં અને પછી સ્થૂળમાં ઢાળીને તેમાંથી માણસનું પ્રથમ સૂક્ષ્મ શરીર અને પછી તેનું સ્થૂળ શરીર ઘડ્યું. સાપેક્ષવાદના નિયમ પ્રમાણે મૂળ સાદા એક તત્ત્વમાંથી અજાયબીભરી વિવિધતાઓ સરજાઈ છે. તેથી કારણ-વિશ્વ અને કારણશરીર —સૂક્ષ્મ વિશ્વ અને સૂક્ષ્મશરીર– એકબીજાંથી

જુદાં પડે છે. તે જ પ્રમાણે સ્થૂળ વિશ્વ અને સ્થૂળ શરીર લાક્ષણિક રીતે જ સૃષ્ટિના બીજા પદાર્થોથી જુદાં પડે છે.

ઈશ્વરે પોતાના મનમાં જુદા જુદા વિચારો ઘડી કાઢ્યા અને તેને સ્વપ્નો મારફતે મૂર્ત કર્યા. આ રીતે વિશ્વની સ્વપ્નરાણી સાપેક્ષતાનાં અનંત અને અસંખ્ય આભૂષણોથી વિભૂષિત થઈને આવિર્ભાવ પામી.

'હાડમાંસનું આ શરીર સ્રષ્ટાનાં નિશ્ચિન ઘનીભૂત થયેલાં સ્વપ્નોનું બનેલું છે. પૃથ્વી પર દ્વન્દ્વોનું સનાતન અસ્તિત્વ છે. રોગ અને આરોગ્ય; દુઃખ અને સુખ; નુકસાન અને નફો હંમેશાં સાથે જ ચાલે છે. માનવી પ્રાણીઓને ત્રણ પરિમાણવાળા પદાર્થોમાં મર્યાદા અને અવરોધો મળવાના જ, જ્યારે મનુષ્યની જીવવાની ઇચ્છા, રોગ અથવા બીજાં કારણોથી સખત રીતે ડગમગી જાય છે ત્યારે મરણ આવે છે અને ત્યારે જ તે આત્માના ઉપલા માંસયુક્ત ભારે શરીરને થોડા વખત માટે છોડે છે. એમ છતાં, આત્મા પોતાનાં કારણ અને સૂક્ષ્મ શરીરોમાં પડ્યો રહે છે.[૨૫૧] આ ત્રણે શરીરોને સાથે જોડી રાખનારી સંગ્રાહક શક્તિ તે ઇચ્છા છે. અતૃપ્ત ઇચ્છાઓની શક્તિ એ જ માણસની ગુલામીનું મૂળ છે.

'ભૌતિક ઇચ્છાઓ અહંકાર અને વિષયસુખોની ઇચ્છામાંથી ઉદ્‌ભવે છે. વિષયસુખના અનુભવનું દબાણ અથવા આકર્ષણ, સૂક્ષ્મ પદાર્થોની આસક્તિઓ અથવા કારણજગતનાં દિવ્ય દર્શનો માટેની ઇચ્છા કરતાં ઘણું બળવાન હોય છે.

'સૂક્ષ્મ ઇચ્છાઓ વિચાર-તરંગો દ્વારા સંતોષાઈ જાય છે. સૂક્ષ્મ જીવો જુદાજુદા લોકોનું આકાશી-સંગીત સાંભળે છે અને આખી સૃષ્ટિને નિત્ય બદલાતા પ્રકાશનાં અમર્યાદ સ્વરૂપો તરીકે નિહાળીને હર્ષોન્માદ અનુભવે છે. સૂક્ષ્મ જીવો પ્રકાશની ગંધ લઈ શકે છે, તેનો સ્વાદ ચાખી શકે છે અને તેનો સ્પર્શ પણ કરી શકે છે. આ રીતે સૂક્ષ્મ ઇચ્છાઓ, સર્વ પદાર્થો અને અનુભવોને પ્રકાશનાં રૂપો તરીકે

અથવા ઠારેલા વિચારો અથવા સ્વપ્નો તરીકે ઘનીભૂત કરવાની સૂક્ષ્મ જીવની શક્તિ સાથે સંકળાયેલી છે.

'કારણજગતની દિવ્ય ઇચ્છાઓ દર્શન માત્રથી સંતોષાય છે. માત્ર એક કારણશરીરમાં વાસ કરી રહેલા લગભગ મુક્ત જીવો આખા વિશ્વને ઈશ્વરની સ્વપ્નકલ્પનાઓની અભિવ્યક્તિ તરીકે જ નિહાળે છે. તેઓ પોતાના વિચાર માત્રથી કોઈ પણ વસ્તુનું અથવા દરેક વસ્તુનું નિર્માણ કરી શકે છે. તેથી કારણજીવોને શારીરિક ઇંદ્રિયો અથવા સૂક્ષ્મ આનંદના ઉપભોગો (તેમના આત્માની બારીક ચેતનાઓને) કર્કશ અને ગૂંગળાવનારા જ લાગે છે. કારણશરીરધારી જીવો પોતાની ઇચ્છાઓને તરત જ મૂર્ત સ્વરૂપ આપે છે.[૨૫૨] જેઓ એકમાત્ર કારણશરીરના નાજુક આવરણથી જ ઢંકાયેલા હોય તેઓ સરજનહારની માફક અનેક વિશ્વોને ઉત્પન્ન કરી શકે છે. કેમકે સઘળી સૃષ્ટિ વિશ્વસ્વપ્નજાળમાંથી ઉદ્ભવી છે. અને કારણશરીરના પાતળા આવરણમાં વાસ કરતો જીવ શક્તિનાં અનંત પ્રદર્શનો કરી જાણે છે.

'જીવ, નૈસર્ગિક રીતે જ અદૃશ્ય હોવાથી શરીર અથવા શરીરોના અસ્તિત્વથી જ ઓળખી શકાય છે. દેહનું અસ્તિત્વ જ એમ બતાવે છે કે અતૃપ્ત ઇચ્છાઓ હજી તેમાં વાસ કરી રહી છે.[૨૫૩]

'જ્યાં સુધી મનુષ્યનો જીવ, એક, બે અથવા ત્રણ દેહોમાં અજ્ઞાન અને ઇચ્છાઓના દૃઢ આવરણથી બદ્ધ થયેલો છે ત્યાં સુધી એ ચૈતન્યસમુદ્રમાં વિલીન થઈ શકતો નથી. જ્યારે માણસનો હથોડો એના સ્થૂળ ભૌતિક દેહને તોડી નાખે છે ત્યારે બીજાં બે આવરણો – સૂક્ષ્મ અને કારણદેહ – એને સર્વવ્યાપક જીવન સાથે સભાન રીતે ઐક્ય અનુભવતાં અટકાવે છે. જ્યારે જ્ઞાન દ્વારા નિષ્કામ દશા પ્રાપ્ત થાય છે ત્યારે એ શક્તિ બંને આવરણોને ભેદી શકે છે. આખરે નાનકડો માનવી જીવ-મુક્ત થઈ બહાર આવે છે અને અનંત વ્યોમમાં ભળી જાય છે.'

મેં મારા દિવ્ય ગુરુને ઉન્નત અને નિગૂઢ એવા કારણવિશ્વ ઉપર વિશેષ પ્રકાશ પાડવા વિનંતી કરી.

'કારણજગત અવર્ણનીય રીતે સૂક્ષ્મ છે.' એમણે જવાબ આપ્યો. 'એને સાચી રીતે સમજવા માટે માણસે એકાગ્રતાની એટલી બધી વિપુલ શક્તિઓ મેળવવી જોઈએ કે જેથી એ પોતાની આંખો બંધ કરતાંની સાથે જ એને સૂક્ષ્મ વિશ્વ અને સ્થૂળ વિશ્વ તેમની સર્વ વિશાળતાઓ સાથે – મજબૂત સ્થૂળ ટોપલી સાથેનું પ્રકાશમય બલૂન જેવું માત્ર વિચારોમાં જ અસ્તિત્વ ધરાવતું જોઈ શકે. આવી અતિમાનવ એકાગ્રતા દ્વારા જો કોઈ માણસ અટપટી રચનાવાળાં આ બંને વિશ્વોને માત્ર કલ્પનામાં રૂપાંતર કરી નાખે અથવા લય કરી નાખે તો તે પછી કારણજગતમાં પ્રવેશ કરી શકે છે અને અહીંની મર્યાદા-રેખા પર ઊભો રહીને જડ અને ચેતનનો સમન્વય કરી શકે છે. અહીંથી જ એને સઘળી સૃષ્ટિની ચીજો – નક્કર ઘન પદાર્થો, પ્રવાહીઓ, વાયુઓ, વીજળી, શક્તિ, સર્વ પ્રાણીઓ, દેવો, માનવો, પશુઓ, વનસ્પતિ, જંતુઓ ચૈતન્યનાં જુદાંજુદાં સ્વરૂપો જેવાં દેખાશે. જેવી રીતે માણસ આંખો બંધ કરે છે અને છતાં અનુભવ કરે છે કે તે હયાત છે. જો કે ચર્મચક્ષુઓથી તે તેનું સ્થૂળ શરીર જોતો નથી પણ કલ્પનામાં તે હાજર છે.

'પાર્થિવ મનુષ્ય જે કાંઈ કલ્પનામાં વિચારી શકે છે તે બધું એક કારણશરીરધારી જીવ વાસ્તવિક રીતે સત્ય કરી શકે. મહાન, અતિવિરાટ, માનવકલ્પનાશક્તિ માત્ર માનસિક રીતે જ વિચારના એક છેડાથી બીજા છેડા સુધી દોડી જઈ શકે છે, અથવા એક ગ્રહ ઉપરથી બીજા ગ્રહમાં પહોંચી જાય છે અથવા પાતાળના ઊંડા ખાડામાં ઊંધે માથે ગબડી શકે છે અથવા આકાશગંગાના છત્ર નીચે રૉકેટની માફક ધસ્યો જાય, અથવા તો તારામંડળની ઉપર અન્વેષણ-બત્તીની માફક ઝળહળ્યા કરે છે. પણ કારણજગતના જીવોને ઘણી વધારે સ્વતંત્રતા છે. અને કોઈ પણ પ્રકારના સ્થૂળ અથવા સૂક્ષ્મ

અવરોધ અને કર્મબંધનની કોઈ પણ મર્યાદા સિવાય વગર પ્રયત્ને પોતાના વિચારોને તત્કાળ સ્થુળરૂપ આપી શકે છે.

'કારણશરીરધારી જીવો સમજે છે કે ભૌતિક વિશ્વ, ખરી રીતે અણુઓનું બનેલું નથી. અને સૂક્ષ્મ વિશ્વ પ્રાણોનું બનેલું નથી. બંને સાચી રીતે ઈશ્વરચૈતન્યના અતિશય બારીક કણોમાંથી બનેલાં છે. માયા અથવા સાપેક્ષવાદના નિયમ પ્રમાણે આ કણોના ટુકડાઓ થઈ છૂટા પડયા છે જે દેખીતી રીતે જ એમ સૂચવે છે કે સૃષ્ટિ સરજનહારથી જુદી છે.

'કારણજગતના જીવો એકબીજાને આનંદચૈતન્યનાં વ્યક્તિગત બિંદુઓ તરીકે જ ઓળખે છે. તેમની આજુબાજુની સૃષ્ટિ વિચાર-પદાર્થોથી જ રચાયેલી હોય છે. કારણજીવો માટે માત્ર કલ્પના એ જ વિચાર અને ઘન પદાર્થ વચ્ચેનું અંતર છે. જેમ એક મનુષ્ય આંખો બંધ કરીને આંજી નાખે એવો સફેદ પ્રકાશ અથવા ઝાંખો નીલો રંગ આંતરદર્શનથી કલ્પના કરીને જોઈ શકે છે તે જ પ્રમાણે કારણજીવો માત્ર વિચારથી જ જોવાનું, સાંભળવાનું, સ્પર્શ કરવાનું, સ્વાદ ચાખવાનું અને લાગણી અનુભવવાનું કામ કરી શકે છે. તેઓ કોઈ પણ ચીજનું સર્જન કરી શકે છે અથવા વિશ્વ-માનસશક્તિથી વિસર્જન પણ કરી શકે છે.'

'કારણજગતમાં મરણ અને પુનર્જન્મ બંને મનોમય જ છે. સનાતન સત્યજ્ઞાન એ જ કારણજગતના જીવોનો અમૃતમય આહાર છે. શાંતિરૂપી ઝરાનું તેઓ પાણી પીએ છે. આભાસદર્શનની વણખેડાયેલી પગદંડી પર તેઓ ચાલે છે અને સુખના અનંત સાગરમાં તેઓ સ્નાન કરે છે. ઓહો! જુઓ તેમનાં તેજસ્વી વિચારશરીરો, ચૈતન્યસર્જિત કરોડો ગ્રહો, વિશ્વોરૂપી નવા પરપોટાઓ, જ્ઞાનરૂપી તારામંડળો, અને અનંત વ્યોમમાં લટકી રહેલાં રંગબેરંગી સોનેરી વાદળોના પ્રતિનિધિ જેવાં છે!

'ઘણા જીવો હજારો વર્ષો સુધી કારણજગતમાં રહેવાનું પસંદ કરે છે. પછી ગાઢ હર્ષાવેશમાં આવી જઈને મુક્ત જીવ પોતાનું

નાનું કારણશરીર છોડી દઈ કારણવિશ્વની વિશાળતા ધારણ કરે છે. એના વિચારોના તમામ જુદાજુદા તરંગો — શક્તિનાં કેન્દ્રિત મોજાં — જેવાં કે પ્રેમ, ઇચ્છા, આનંદ, શાંતિ, અંતરઅવાજ, સમતા, આત્મસંયમ અને એકાગ્રતા એ સર્વ નિસ્સીમ આનંદના સમુદ્રમાં ઓગળી જાય છે. હવે પછી એ જીવને ચૈતન્યનાં સ્વતંત્ર વ્યક્તિગત મોજાં તરીકેનો આનંદ અનુભવવાનો રહેતો નથી. પણ તમામ તરંગોની સાથે — સનાતન હાસ્ય, રોમાંચના અનુભવો, હૃદયનાં કંપનો વગેરે વિવિધતાની એકરૂપતા સાથે — એક વિશ્વ-મહાસાગરમાં એણે વિલીન થઈ જવાનું છે.

'જીવ જ્યારે આ ત્રણે શરીરરૂપી કોશેટામાંથી બહાર નીકળે છે ત્યારે હંમેશને માટે એ સાપેક્ષવાદના નિયમથી પર થઈ જાય છે. અને અનંત તથા અમર કોટિમાં પ્રવેશ કરે છે.[૨૫૪] સર્વવ્યાપક પતંગિયું જુઓ, જેની પાંખો પર તારાઓ, ચંદ્રો અને સૂર્યનાં ચિત્રો અંકિત કરાયેલાં છે, જીવનું બ્રહ્મમાં ઊર્ધ્વીકરણ થતાં ઈશ્વરની સ્વપ્નસૃષ્ટિમાં આનંદના આવેશમાં મસ્ત બની પ્રકાશરહિત પ્રકાશ અંધકારરહિત અંધકાર અને વિચારરહિતના વિચારવાળા પ્રદેશમાં એ સ્વતંત્ર બની એકાકી રહેતો થાય છે.'

'મુક્ત આત્મા!' હું આશ્ચર્યમાં બોલી ઊઠચો.

'જ્યારે જીવ, માયાવી શરીરરૂપી ત્રણે કોશોમાંથી છેવટને માટે છૂટો થઈને બહાર આવે છે ત્યારે એ પોતાના વ્યક્તિગતને ખોયા સિવાય અનંતમાં ભળી જાય છે. જિસસ તરીકે જન્મ્યા પહેલાં જ ખ્રિસ્તે પોતાની આ છેવટની સ્વતંત્રતા મેળવી લીધી હતી. એના પૂર્વજીવનના ત્રણ તબક્કાઓ દરમિયાન જે એના પાર્થિવ જીવનમાં મરણ અને પુનરુત્થાનના અનુભવના ત્રણ દિવસ તરીકે લેખી શકાય તેમાં એણે ચૈતન્યમાં પુનરુત્થાન પામવાની સર્વશક્તિ મેળવી લીધી હતી.

'આ ત્રણે શરીરોમાંથી સંપૂર્ણપણે મુક્ત થવા માટે એક અવિકસિત મનુષ્યને અસંખ્ય વખત સ્થૂળ, સૂક્ષ્મ અને કારણદેહો ધારણ કરવા જ પડશે, અને છેવટે જ્યારે એ અંતિમ મુક્તિ મેળવે

છે ત્યારે એ કાં તો બીજા અનેકોને ઈશ્વરાભિમુખ બનાવવા પેગંબર તરીકે પૃથ્વી ઉપર અવતરશે અથવા મારી માફક કારણવિશ્વમાં જ નિવાસ કરી રહેવાનું પસંદ કરશે. ત્યાં આ પેગંબર ત્યાંના રહેવાસીઓનાં કર્મનો કાંઈ બોજો પોતે ઓઢી લેશે[૨૫૫] અને એવી રીતે તેમને સૂક્ષ્મ વિશ્વના તેમના જન્મમરણના ચક્રને તોડીને કારણજગતમાં હંમેશનું સ્થાન મેળવી આપવામાં મદદ કરશે અથવા તો આવો મુક્ત આત્મા કારણજગતમાં પ્રવેશ કરીને ત્યાંના જીવોને નિવાસમર્યાદા કમી કરી પૂર્ણાનંદની પ્રાપ્તિ કરાવી આપવામાં મદદ કરશે.

'હે પુનરુત્થાન પામેલા સંત ! જીવોને જે કર્મથી વારંવાર આ ત્રણે શરીરોમાં આવવાની જરૂર પડે છે તેના સંબંધમાં મને વિશેષ કહો.' મારા આ સર્વજ્ઞ ગુરુને હું હંમેશાં સાંભળ્યા જ કરું એવો મને વિચાર આવ્યો. તેમના પાર્થિવ જીવન દરમિયાન એક જ દિવસમાં તેમનું આટલું બધું જ્ઞાન હું કદી પણ મેળવી શક્યો નહોતો. અત્યારે આ પહેલી જ વાર જીવન અને મરણના તખતા પર બંને વચ્ચેનાં ગૂઢ રહસ્યો સંબંધેનો ચોખ્ખો અને સ્પષ્ટ ખ્યાલ હું આજે જ મેળવું છું.

'માણસનાં સ્થૂળ કર્મ અથવા વાસનાઓનો સંપૂર્ણ ક્ષય થઈ ગયા પછી સૂક્ષ્મવિશ્વોમાં તેનો સનાતન નિવાસ શક્ય બને છે.' મારા ગુરુ તેમના રોમાંચકારી અવાજથી ખુલાસો કરતા બોલ્યા : 'સૂક્ષ્મ-જગતમાં બે જાતના જીવો વસે છે : જેમને પાર્થિવ કર્મો હજી ભોગવવાનાં બાકી હોય અને તેથી કરીને તેમણે એ કર્મોનો ક્ષય કરવા માટે સ્થૂળ શરીરમાં પાછું જવાનું હોય તેમને સૂક્ષ્મ જગતના 'સ્થાયી રહેવાસી' ન ગણતાં 'હંગામી રહેવાસીઓ' તરીકે જ લેખવામાં આવે છે.

'પાર્થિવ કર્મબંધનમાંથી સદંતર મુક્ત ન થયા એવા જીવોને સૂક્ષ્મ મરણ પછી દિવ્ય કલ્પનાઓના ઉચ્ચતર કારણપ્રદેશમાં જવાની રજા આપવામાં આવતી નથી. એમણે તો સ્થૂળ

નાનું કારણશરીર છોડી દઈ કારણવિશ્વની વિશાળતા ધારણ કરે છે. એના વિચારોના તમામ જુદાજુદા તરંગો — શક્તિનાં કેન્દ્રિત મોજાં — જેવાં કે પ્રેમ, ઇચ્છા, આનંદ, શાંતિ, આંતરઅવાજ, સમતા, આત્મસંયમ અને એકાગ્રતા એ સર્વ નિસ્સીમ આનંદના સમુદ્રમાં ઓગળી જાય છે. હવે પછી એ જીવને ચૈતન્યનાં સ્વતંત્ર વ્યક્તિગત મોજાં તરીકેનો આનંદ અનુભવવાનો રહેતો નથી. પણ તમામ તરંગોની સાથે — સનાતન હાસ્ય, રોમાંચના અનુભવો, હૃદયનાં કંપનો વગેરે વિવિધતાની એકરૂપતા સાથે — એક વિશ્વ-મહાસાગરમાં એણે વિલીન થઈ જવાનું છે.

‘ જીવ જ્યારે આ ત્રણે શરીરરૂપી કોશેટામાંથી બહાર નીકળે છે ત્યારે હંમેશને માટે એ સાપેક્ષવાદના નિયમથી પર થઈ જાય છે. અને અનંત તથા અમર કોટિમાં પ્રવેશ કરે છે.[૨૫૪] સર્વવ્યાપક પતંગિયું જુઓ, જેની પાંખો પર તારાઓ, ચંદ્રો અને સૂર્યનાં ચિત્રો અંકિત કરાયેલાં છે, જીવનું બ્રહ્મમાં ઊર્ધ્વીકરણ થતાં ઈશ્વરની સ્વપ્નસૃષ્ટિમાં આનંદના આવેશમાં મસ્ત બની પ્રકાશરહિત પ્રકાશ અંધકારરહિત અંધકાર અને વિચારરહિતના વિચારવાળા પ્રદેશમાં એ સ્વતંત્ર બની એકાકી રહેતો થાય છે.’

‘ મુક્ત આત્મા ! ’ હું આશ્ચર્યમાં બોલી ઊઠચો.

‘ જ્યારે જીવ, માયાવી શરીરરૂપી ત્રણે કોશોમાંથી છેવટને માટે છૂટો થઈને બહાર આવે છે ત્યારે એ પોતાના વ્યક્તિગતને ખોયા સિવાય અનંતમાં ભળી જાય છે. જિસસ તરીકે જન્મ્યા પહેલાં જ ખ્રિસ્તે પોતાની આ છેવટની સ્વતંત્રતા મેળવી લીધી હતી. એના પૂર્વજીવનના ત્રણ તબક્કાઓ દરમિયાન જે એના પાર્થિવ જીવનમાં મરણ અને પુનરુત્થાનના અનુભવના ત્રણ દિવસ તરીકે લેખી શકાય તેમાં એણે ચૈતન્યમાં પુનરુત્થાન પામવાની સર્વશક્તિ મેળવી લીધી હતી.

‘ આ ત્રણે શરીરોમાંથી સંપૂર્ણપણે મુક્ત થવા માટે એક અવિકસિત મનુષ્યને અસંખ્ય વખત સ્થૂળ, સૂક્ષ્મ અને કારણદેહો ધારણ કરવા જ પડશે, અને છેવટે જ્યારે એ અંતિમ મુક્તિ મેળવે

છે ત્યારે એ કાં તો બીજા અનેકોને ઈશ્વરાભિમુખ બનાવવા પેગંબર તરીકે પૃથ્વી ઉપર અવતરશે અથવા મારી માફક કારણવિશ્વમાં જ નિવાસ કરી રહેવાનું પસંદ કરશે. ત્યાં આ પેગંબર ત્યાંના રહેવાસીઓનાં કર્મનો કાંઈ બોજો પોતે ઓઢી લેશે[૫૫] અને એવી રીતે તેમને સૂક્ષ્મ વિશ્વના તેમના જન્મમરણના ચક્રને તોડીને કારણજગતમાં હંમેશનું સ્થાન મેળવી આપવામાં મદદ કરશે અથવા તો આવો મુક્ત આત્મા કારણજગતમાં પ્રવેશ કરીને ત્યાંના જીવોને નિવાસમર્યાદા કમી કરી પૂર્ણાનંદની પ્રાપ્તિ કરાવી આપવામાં મદદ કરશે.

'હે પુનરુત્થાન પામેલા સંત ! જીવોને જે કર્મથી વારેવારે આ ત્રણે શરીરોમાં આવવાની જરૂર પડે છે તેના સંબંધમાં મને વિશેષ કહો.' મારા આ સર્વજ્ઞ ગુરુને હું હંમેશાં સાંભળ્યા જ કરું એવો મને વિચાર આવ્યો. તેમના પાર્થિવ જીવન દરમિયાન એક જ દિવસમાં તેમનું આટલું બધું જ્ઞાન હું કદી પણ મેળવી શક્યો નહોતો. અત્યારે આ પહેલી જ વાર જીવન અને મરણના તખતા પર બંને વચ્ચેનાં ગૂઢ રહસ્યો સંબંધેનો ચોખ્ખો અને સ્પષ્ટ ખ્યાલ હું આજે જ મેળવું છું.

'માણસનાં સ્થૂળ કર્મ અથવા વાસનાઓનો સંપૂર્ણ ક્ષય થઈ ગયા પછી સૂક્ષ્મવિશ્વોમાં તેનો સનાતન નિવાસ શક્ય બને છે.' મારા ગુરુ તેમના રોમાંચકારી અવાજથી ખુલાસો કરતા બોલ્યા : 'સૂક્ષ્મજગતમાં બે જાતના જીવો વસે છે; જેમને પાર્થિવ કર્મો હજી ભોગવવાનાં બાકી હોય અને તેથી કરીને તેમણે એ કર્મોનો ક્ષય કરવા માટે સ્થૂળ શરીરમાં પાછું જવાનું હોય તેમને સૂક્ષ્મ જગતના 'સ્થાયી રહેવાસી' ન ગણતાં 'હંગામી રહેવાસીઓ' તરીકે જ લેખવામાં આવે છે.

'પાર્થિવ કર્મબંધનમાંથી સદંતર મુક્ત ન થયા એવા જીવોને સૂક્ષ્મ મરણ પછી દિવ્ય કલ્પનાઓના ઉચ્ચતર કારણપ્રદેશમાં જવાની રજા આપવામાં આવતી નથી. એમણે તો સ્થૂળ

અને સૂક્ષ્મ જગતોમાં વારાફરતી આવજા કર્યા જ કરવાની રહે છે. અને તે દરેક વખતે સૂક્ષ્મ શરીરનાં ઓગણીસ અને સ્થૂળ શરીરનાં સોળ તત્ત્વોનું એમને સતત સ્મરણ રહે છે જ. વળી, સ્થૂળ શરીરના દરેક મૃત્યુ પછી પૃથ્વી પરથી આવતો દરેક અવિકસિત જીવ લાંબા વખત સુધી મરણનિદ્રાવાળી ગાઢ બેભાન અવસ્થામાં રહે છે અને સૂક્ષ્મ જગતના સૌન્દર્યનો ભાગ્યે જ ઉપભોગ કરી શકે છે. આવો માણસ સૂક્ષ્મ જગતના હંગામી આરામ પછી વિશેષ તાલીમ માટે પાછો ભૌતિક જગતમાં જાય છે. આવા વારંવારના પુનરાગમન પછી આસ્તે આસ્તે એ સૂક્ષ્મ જગતની ખૂબીઓથી ટેવાતો જાય છે.

'ઊલટી રીતે, જેઓ પાર્થિવ વાસનાઓમાંથી હંમેશના મુક્ત થઈ ગયા હોય એવા સૂક્ષ્મ જગતના સામાન્ય અથવા લાંબા કાળના નિવાસીઓને પૃથ્વીના સ્થૂળ જગતમાં ફરી પાછું આવવાનું રહેતું નથી. એવા જીવોને તો માત્ર સૂક્ષ્મ અને કારણકર્મોમાંથી જ છૂટવાનું હોય છે. આવા લોકોને સૂક્ષ્મ મરણ પછી તરત જ અત્યંત બારીક અને સૂક્ષ્મતર કારણપ્રદેશમાં જવાનું હોય છે. વિશ્વનિયમ પ્રમાણે નક્કી થયેલી ચોક્કસ મુદત પૂરી થયા પછી આવા ઉન્નત જીવો સૂક્ષ્મ શરીર ધારણ કરીને સૂક્ષ્મ કર્મબંધનમાંથી મુક્ત થવા હિરણ્યલોકમાં અથવા એવા કોઈ બીજા ઉચ્ચ સૂક્ષ્મ ગ્રહમાં જાય છે.

'મારા બેટા, હવે તને ઘણી સુસ્પષ્ટ રીતે સમજાયું હશે કે હું ઈશ્વરના આદેશથી પુનરુત્થાન પામ્યો છું.' શ્રી યુક્તેશ્વરે કહ્યું. 'પૃથ્વી પરથી આવતા સૂક્ષ્મ જીવો માટે નહિ પણ ખાસ કરીને કારણજગતમાંથી પાછા ફરીને સૂક્ષ્મ જગતમાં જન્મ પામતા જીવોના તારણહાર તરીકે હું અત્રે આવ્યો છું. પૃથ્વી પરથી આવતા લોકો જો તેઓએ સ્થૂળ કર્મનો કોઈ પણ અંશ ભોગવ્યા સિવાયનો બાકી રાખ્યો હોય છે, તો તેઓ હિરણ્યલોક જેવા ઉચ્ચ સૂક્ષ્મ પ્રદેશોમાં જઈ શકતા નથી.

'જેવી રીતે પૃથ્વી પરના ઘણા લોકો ધ્યાનપ્રાપ્ત દર્શનો દ્વારા સૂક્ષ્મજીવનનો ઉત્કૃષ્ટ આનંદ અને તેનાં ફળોની કિંમત કરી શકતા ન હોય, અને તેથી તેમને મરણ વખતે પૃથ્વીની મર્યાદિત અને અપૂર્ણ મજાઓ માટેની ઇચ્છા ચાલુ રહી હોય છે તે જ પ્રમાણે ઘણા સૂક્ષ્મ જીવો તેમનાં સૂક્ષ્મ શરીરોનાં મરણ વખતે કારણજગતના આધ્યાત્મિક આનંદની ઉચ્ચ સ્થિતિનું ચિત્ર ખડું કરી શકતા નથી. અને સૂક્ષ્મ જગતના જડ અને ભપકદાર સુખના વિચારોમાં જ રમ્યા કરી સૂક્ષ્મ સ્વર્ગમાં જ પાછા આવવાની તલપ સેવે છે. આવા લોકોએ કારણજગતની વિચારમય દુનિયામાં શાશ્વત સ્થાન મેળવવા સારુ સૂક્ષ્મ કર્મોના તીવ્ર બંધનમાંથી છુટકારો મેળવી લેવો જોઈએ. કારણજગત અને વિશ્વસ્રષ્ટા વચ્ચેનું આવરણ બહુ જ પાતળું હોય છે.

'જ્યારે કોઈ જીવને સૂક્ષ્મ વિશ્વના નયનમનોહર અનુભવોની કોઈ પણ વાસના બાકી રહેતી નથી અને ત્યાં જવાની કશી પણ લાલચ થતી નથી ત્યારે જ કારણજગતમાં તેને વાસ મળી શકશે, ત્યાં જઈને કારણશરીરનાં બધાં કર્મો અથવા પાછલી વાસનાઓનાં તમામ બીજોનો ક્ષય કર્યા પછી જ બદ્ધ આત્મા અજ્ઞાનરૂપી ત્રણે ઢાંકણો પૈકી છેલ્લાને ફગાવી દે છે અને કારણશરીરરૂપી છેલ્લી બરણીમાંથી બહાર આવી અનંત બ્રહ્મમાં વિલીન થઈ જાય છે.

'હવે તું સમજ્યો ?' ગુરુજીએ એમનું મનમોહક સ્મિત કર્યું.

'હા, આપની કૃપાથી.' હું આનંદ અને આભારની લાગણીથી અવાક્ બની ગયો.

ન તો કોઈ ગીત કે વાર્તામાંથી આવું પ્રેરણાત્મક જ્ઞાન મને કદી મળ્યું હતું. જોકે હિન્દુ શાસ્ત્રો ઊર્ધ્વ અને સૂક્ષ્મ લોકોની તથા ત્રણે દેહોની ઘણી વાતો કરે છે પણ પુનરુત્થાન પામેલા મારા ગુરુના અસલ અને સ્વાનુભવી સત્ય આગળ પેલાં વર્ણનો કેટલાં જૂનાં અને અર્થહીન લાગે છે! ખરેખર, એમને માટે એવો એક પણ 'અણ-

શોધાયેલો પ્રદેશ નથી જેની સરહદ ઓળંગીને કોઈ મુસાફર પાછો આવ્યો નહિ હોય.'[૨૫૫.૧]

'મનુષ્યનાં ત્રણ શરીરો સંબંધીનું નિરૂપણ એના ત્રિગુણાત્મક સ્વભાવ દ્વારા ઘણી સારી રીતે થઈ શકે.' મારા ગુરુએ આગળ ચલાવ્યું. 'પૃથ્વી પરની એની જાગ્રત અવસ્થામાં એક માનવપ્રાણીને વધતેઓછે અંશે એનાં ત્રણે શરીરોનું ભાન હોય છે. જ્યારે એ ઇન્દ્રિયો દ્વારા રૂપ, રસ, ગંધ, શ્રવણ અને સ્પર્શથી કામ કરે છે ત્યારે મુખ્યત્વે એ શરીરનો ઉપયોગ કરે છે. એ કલ્પના કરતો અથવા ઇચ્છા કરતો હોય ત્યારે મુખ્યત્વે એ સૂક્ષ્મ શરીરનો ઉપયોગ કરે છે. માણસ જ્યારે વિચાર કરે છે અથવા ધ્યાન અથવા આત્મનિરીક્ષણમાં ઊંડો ઊતરે છે ત્યારે એના કારણશરીરને એ વ્યક્ત કરે છે. જે માણસ કારણશરીરના સતત સંપર્કમાં રહેતો હોય તેને જ બુદ્ધિવૈભવના વિશ્વવિચારો આવે છે. આ નિરૂપણ પ્રમાણે એક જ વ્યક્તિને ત્રણ વર્ગમાં મૂકી શકાય : 'સ્થૂળ મનુષ્ય,' 'પ્રાણવંત મનુષ્ય' અથવા 'બુદ્ધિશાળી મનુષ્ય.'

'એક મનુષ્ય દરરોજ સોળ કલાક સુધી પોતાને સ્થૂળ દેહ તરીકે જ લેખતો હોય છે. પછી તે ઊંઘી જાય છે. જો એને સ્વપ્નું આવે તો એ સૂક્ષ્મ શરીરમાં જાય છે અને સૂક્ષ્મ જીવોની માફક વગર મહેનતે કોઈ પણ પદાર્થનું સર્જન કરે છે. જો એની ઊંઘ ઘણી ગાઢી અને સ્વપ્નરહિત હોય તો કેટલાક કલાકો સુધી એના ચૈતન્ય અથવા હુંપણાની વૃત્તિને એ કારણશરીરમાં મોકલી દે છે. આવી નિદ્રા નવચેતન આપનારી હોય છે. એક સ્વપ્નસેવીને કારણશરીરનો નહિ પણ સૂક્ષ્મશરીરનો જ સંપર્ક થાય છે. એની નિદ્રા સર્વાંગી, તાજગી આપનારી હોતી નથી.' શ્રી યુક્તેશ્વર જ્યારે આશ્ચર્યજનક ખુલાસો કરી રહ્યા હતા ત્યારે હું તેમને પ્રેમપૂર્વક નિહાળી રહ્યો હતો.

'દેવાંશી, ગુરુ,' મેં કહ્યું. 'તમારું શરીર, પુરી આશ્રમમાં જ્યારે હું એને માટે રડ્યો હતો ત્યારે જેવું હતું તેવું જ અત્યારે દેખાય છે.'

'હા, બિલકુલ સાચી વાત. મારું નવું શરીર જૂનાની સંપૂર્ણ નકલ જ છે. હું ગમે ત્યારે મારી ઇચ્છા પ્રમાણે અને પૃથ્વી પર હું કરતો હતો તેના કરતાં વધારે વખત ઝડપી વિચ્છેદનને લીધે હું એનું નિર્માણ કરી શકું છું અથવા વિચ્છેદ કરી શકું છું. હું એક ગ્રહ પરથી બીજા ઉપર અથવા સુક્ષ્મ વિશ્વ ઉપરથી કારણ અથવા સ્થૂળ વિશ્વો તરફ તરત જ પ્રકાશની ગતિથી પ્રવાસ કરી શકું છું.' મારા દિવ્ય ગુરુ હસ્યા. 'જો કે અત્યારે તું બહુ ઝડપથી મુસાફરી કરે છે છતાં મુંબઈમાં તને શોધી કાઢવામાં મને કશી મુશ્કેલી પડી નથી!'

'ઓ ગુરુજી, હું તમારા મરણ માટે કેટલો સંતાપ કરતો હતો!'

'અરે પણ હું મર્યો જ ક્યાં છું? આમાં તને કાંઈ વિરોધાભાસ નથી લાગતો?' તેમની આંખો પ્રેમ અને રમૂજથી ચમકતી હતી.

'તમે પૃથ્વી પર માત્ર સ્વપ્ન અનુભવતા હતા. અને એ પૃથ્વી પર તમે મારું સ્વપ્ન-શરીર જોયું.' તેમણે ચલાવ્યું. 'પાછળથી એ સ્વપ્ન-આકારને દફનાવી દીધો. હવે મારું સુક્ષ્મતર હાડમાંસનું શરીર — જે તમે જુઓ છો અને જેને તમે હમણાં ગાઢ ભીંસમાં લીધું છે — ઈશ્વરના બીજા સ્વપ્નગ્રહ પર પુનરુત્થાન પામ્યું છે. કોઈક દિવસ પેલું સૂક્ષ્મતર સ્વપ્નશરીર અને સૂક્ષ્મતર સ્વપ્નગ્રહ નાશ પામશે, તે બન્ને પણ સનાતન નથી. સઘળા સ્વપ્નપરપોટાઓ છેવટની જ્ઞાનજાગૃતિના સ્પર્શથી ફૂટી જ જવા જોઈએ. મારા બેટા યોગાનંદ! હવે સ્વપ્નો અને સત્ય વચ્ચેનો સાચો વિવેક કર!'

વેદાંતિક પુનરુત્થાનની[૨૫૬] આ કલ્પનાએ મને મંત્રમુગ્ધ બનાવી દીધો. મને ઘણી શરમ આવી કે પુરીમાં ગુરુજીના નિર્જીવ દેહને જોઈને હું તેની દયા ખાતો હતો. મને હવે છેવટે પ્રતીતિ થઈ કે મારા ગુરુ હંમેશાં પ્રભુ તરફની જાગ્રત નિષ્ઠામાં જ મગ્ન રહેતા હતા. તેઓ એમના પૃથ્વી પરના જીવનને અને હાલના એમના પુનરુત્થાનને વિશ્વ-સ્વપ્નની દૈવી કલ્પનાઓના સાપેક્ષ ભાગો તરીકે જ લેખતા આવ્યા છે.

'યોગાનંદ, મેં હવે તને મારાં જીવન, મરણ અને પુનરુત્થાનનાં સત્ય રહસ્યો કહી દીધાં છે. મારે માટે સંતાપ કરતો નહિ. ઊલટું, મનુષ્યોની ઈશ્વરીય સ્વપ્ન-દુનિયામાંથી બીજા સૂક્ષ્મ જીવોથી વસેલી ઈશ્વરીય સ્વપ્ન-ગ્રહ પર મારું પુનરુત્થાન થયું છે એ વાતની જગજાહેર ઘોષણા કર! આથી દુનિયાના દુઃખપીડિત લોકો અને મૃત્યુના ભયથી થરથરતા સ્વપ્નસેવીઓનાં હૃદયોમાં નવી આશાનો સંચાર થશે.'

'હા ગુરુજી! એમના પુનરુત્થાનના અપૂર્વ આનંદમાં બીજાઓની સાથે ભાગીદાર થવામાં મને કેટલી બધી ખુશાલી થશે!'

'આ દુનિયા પર, મારાં ધોરણો એટલાં ઊંચાં હતાં કે ઘણાખરા માણસોના સ્વભાવને એ અનુકૂળ ન આવે. મારે ગુસ્સે થવું જોઈએ તેના કરતાં ઘણી વાર મેં તને ઠપકો આપ્યો હતો. તું મારી કસોટીમાં પાર ઊતર્યો હતો. મારા વાક્પ્રહારોનો ઝડીભાર વરસવા છતાં તારો પ્રેમ શુદ્ધ અને અબાધિત રહ્યો છે.' તેમણે કોમળ સ્વરે ઉમેર્યું : 'હું આજે પાછો કહેવા આવ્યો છું. ઉગ્ર ઠપકાભરી દૃષ્ટિ હું તારા ઉપર ફેંકીશ નહીં, હું તને કદી ઠપકો નહીં આપું.'

મારા મહાન ગુરુના ઠપકાઓની ખોટ મને બહુ સાલે છે! પ્રત્યેક ઠપકો મારે માટે રક્ષણના દેવદૂત જેવું કામ કરતો હતો.

'પ્રિય ગુરુજી! લાખો વાર મને ઠપકારો, અત્યારે પણ!'

'હું હવે તને ઠપકો આપીશ નહિ.' તેમનો દિવ્ય અવાજ ગંભીર હતો. પણ તેમાં હાસ્યની છાંટ હતી. 'તું અને હું, જ્યાં સુધી ઈશ્વરની માયાસૃષ્ટિમાં આપણા બંનેના દેહો અલગ દેખાય છે ત્યાં સુધી આપણે બંને સાથે જ હસીશું. અંતે આપણે બંનેએ વિશ્વનિયમોમાં એક થઈ વિલીન થવાનું છે. આપણી ખુશાલી એ એની ખુશાલી હશે અને સનાતન કાળ સુધી ગુંજતા રહેનારા આનંદનું આપણું સંયુક્ત સંગીત ઈશ્વરાભિમુખ જીવોને આપણે હંમેશાં સંભળાવતા રહેવું પડશે!'

શ્રી યુક્તેશ્વરે બીજી કેટલીક બાબતોમાં મારા ઉપર સારો પ્રકાશ નાખ્યો જે હું અહીં જાહેર કરી શકતો નથી. મુંબઈની હોટેલના એક ઓરડામાં જે બે કલાક એમણે મારી સાથે ગાળ્યા તે દરમિયાન એમણે મારા દરેક પ્રશ્નનો જવાબ આપ્યો હતો. સને ૧૯૩૬ના જૂન માસમાં તે દિવસે તેમણે જે કેટલીક આગાહીઓ ઉચ્ચારેલી તે બધી સાચી પડી છે.

'મારા લાડકા! હવે હું જાઉં છું.' આ શબ્દો બોલી મારા હાથોની ભીંસમાંથી ગુરુજી છટકી ગયા.

'બેટા મારા!' મારા આત્માના પટ પર ટકોર મારતો હોય એવો તેમનો અવાજ રણકી ઊઠ્યો. જ્યારે પણ નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત થઈ તું મને બોલાવશે ત્યારે હું આજની માફક સદેહે તારી પાસે આવીશ.'

આ દિવ્ય વચન આપીને શ્રી યુક્તેશ્વર મારી દૃષ્ટિથી અગોચર થયા. આકાશી ગર્જના વારંવાર સંગીતમય રીતે સંભળાવા લાગી: 'બધાને કહો કે જે કોઈ મનુષ્ય નિર્વિકલ્પ સમાધિ દ્વારા અનુભવ કરી લે કે આ પૃથ્વી એ ઈશ્વરનું સ્વપ્ન છે તે હિરણ્ય-લોકના સૂક્ષ્મ સ્વપ્નજનિત ગ્રહમાં આવી શકશે અને ત્યાં મને પાર્થિવ શરીરની માફક પુનરુત્થાન પામેલી સ્થિતિમાં મળી શકશે. યોગાનંદ, સર્વને સંભળાવો!'

'વિયોગનો ઉદ્વેગ ચાલ્યો ગયો. તેમના મરણ માટે ઊપજેલી કરુણા અને શોક, જેણે મારી શાંતિનો ભંગ કર્યો હતો તે શરમને લીધે અલોપ થઈ ગયાં. આત્માનાં નવાં ઊઘડેલાં અસંખ્ય છિદ્રોમાંથી શાંતિનો ફુવારો ઊડી રહ્યો હતો. બિનઉપયોગને લીધે પ્રાચીન કાળથી રૂંધાઈ રહેલાં છિદ્રો હર્ષાવેશના જુસ્સાથી પવિત્ર થઈને પહોળાં થયાં. મારા ગત જન્મો મારાં આંતરચક્ષુ સમક્ષ ચલચિત્રોની માફક એક પછી એક દેખાવા લાગ્યા. મારાં શુભ અને અશુભ બધાં સંચિત કર્મો ગુરુજીના દિવ્ય મિલનથી પથરાયેલા પ્રકાશમાં બળી ગયાં. મારા આત્મચરિત્રના આ પ્રકરણમાં આ શુભ સમાચારનો પ્રચાર

'યોગાનંદ, મેં હવે તને મારાં જીવન, મરણ અને પુનરુત્થાનનાં સત્ય રહસ્યો કહી દીધાં છે. મારે માટે સંતાપ કરવો નહિ. ઊલટું, મનુષ્યોની ઈશ્વરીય સ્વપ્ન-દુનિયામાંથી બીજા સૂક્ષ્મ જીવોથી વસેલી ઈશ્વરીય સ્વપ્ન-ગ્રહ પર મારું પુનરુત્થાન થયું છે એ વાતની જગજાહેર ઘોષણા કર! આથી દુનિયાના દુઃખપીડિત લોકો અને મૃત્યુના ભયથી થરથરતા સ્વપ્નસેવીઓનાં હૃદયોમાં નવી આશાનો સંચાર થશે.'

'હા ગુરુજી! એમના પુનરુત્થાનના અપૂર્વ આનંદમાં બીજાઓની સાથે ભાગીદાર થવામાં મને કેટલી બધી ખુશાલી થશે!'

'આ દુનિયા પર, મારાં ધોરણો એટલાં ઊંચાં હતાં કે ઘણાખરા માણસોના સ્વભાવને એ અનુકૂળ ન આવે. મારે ગુસ્સે થવું જોઈએ તેના કરતાં ઘણી વાર મેં તને ઠપકો આપ્યો હતો. તું મારી કસોટીમાં પાર ઊતર્યો હતો. મારા વાક્પ્રહારોનો ઝડીભાર વરસવા છતાં તારો પ્રેમ શુદ્ધ અને અબાધિત રહ્યો છે.' તેમણે કોમળ સ્વરે ઉમેર્યું : 'હું આજે પાછો કહેવા આવ્યો છું. ઉગ્ર ઠપકાભરી દૃષ્ટિ હું તારા ઉપર ફેંકીશ નહીં, હું તને કદી ઠપકો નહીં આપું.'

મારા મહાન ગુરુના ઠપકાઓની ખોટ મને બહુ સાલે છે! પ્રત્યેક ઠપકો મારે માટે રક્ષણના દેવદૂત જેવું કામ કરતો હતો.

'પ્રિય ગુરુજી! લાખો વાર મને ઠપકારો, અત્યારે પણ!'

'હું હવે તને ઠપકો આપીશ નહિ.' તેમનો દિવ્ય અવાજ ગંભીર હતો. પણ તેમાં હાસ્યની છાંટ હતી. 'તું અને હું, જ્યાં સુધી ઈશ્વરની માયાસૃષ્ટિમાં આપણા બંનેના દેહો અલગ દેખાય છે ત્યાં સુધી આપણે બંને સાથે જ હસીશું. અંતે આપણે બંનેએ વિશ્વનિયમોમાં એક થઈ વિલીન થવાનું છે. આપણી ખુશાલી એ એની ખુશાલી હશે અને સનાતન કાળ સુધી ગુંજતા રહેનારા આનંદનું આપણું સંયુક્ત સંગીત ઈશ્વરાભિમુખ જીવોને આપણે હંમેશાં સંભળાવતા રહેવું પડશે!'

શ્રી યુક્તેશ્વરે બીજી કેટલીક બાબતોમાં મારા ઉપર સારો પ્રકાશ નાખ્યો જે હું અહીં જાહેર કરી શકતો નથી. મુંબઈની હોટેલના એક ઓરડામાં જે બે કલાક એમણે મારી સાથે ગાળ્યા તે દરમિયાન એમણે મારા દરેક પ્રશ્નનો જવાબ આપ્યો હતો. સને ૧૯૩૬ના જૂન માસમાં તે દિવસે તેમણે જે કેટલીક આગાહીઓ ઉચ્ચારેલી તે બધી સાચી પડી છે.

'મારા લાડકા! હવે હું જાઉં છું.' આ શબ્દો બોલી મારા હાથોની ભીંસમાંથી ગુરુજી છટકી ગયા.

'બેટા મારા!' મારા આત્માના પટ પર ટકોર મારતો હોય એવો તેમનો અવાજ રણકી ઊઠ્યો. જ્યારે પણ નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત થઈ તું મને બોલાવશે ત્યારે હું આજની માફક સદેહે તારી પાસે આવીશ.'

આ દિવ્ય વચન આપીને શ્રી યુક્તેશ્વર મારી દષ્ટિથી અગોચર થયા. આકાશી ગર્જના વારંવાર સંગીતમય રીતે સંભળાવા લાગી: 'બધાને કહો કે જે કોઈ મનુષ્ય નિર્વિકલ્પ સમાધિ દ્વારા અનુભવ કરી લે કે આ પૃથ્વી એ ઈશ્વરનું સ્વપ્ન છે તે હિરણ્ય-લોકના સૂક્ષ્મ સ્વપ્નજનિત ગ્રહમાં આવી શકશે અને ત્યાં મને પાર્થિવ શરીરની માફક પુનરુત્થાન પામેલી સ્થિતિમાં મળી શકશે. યોગાનંદ, સર્વને સંભળાવો!'

'વિયોગનો ઉદ્વેગ ચાલ્યો ગયો. તેમના મરણ માટે ઉપજેલી કરુણા અને શોક, જેણે મારી શાંતિનો ભંગ કર્યો હતો તે શરમને લીધે અલોપ થઈ ગયાં. આત્માનાં નવાં ઊઘડેલાં અસંખ્ય છિદ્રોમાંથી શાંતિનો ફુવારો ઊડી રહ્યો હતો. બિનઉપયોગને લીધે પ્રાચીન કાળથી રૂંધાઈ રહેલાં છિદ્રો હર્ષાવેશના જુસ્સાથી પવિત્ર થઈને પહોળાં થયાં. મારા ગત જન્મો મારાં આંતરચક્ષુ સમક્ષ ચલચિત્રોની માફક એક પછી એક દેખાવા લાગ્યા. મારાં શુભ અને અશુભ બધાં સંચિત કર્મો ગુરુજીના દિવ્ય મિલનથી પથરાયેલા પ્રકાશમાં બળી, મારા આત્મચરિત્રના આ પ્રકરણમાં આ શુભ સમા

કરવાની ગુરુજીની આજ્ઞાનો જ હું અમલ કરી રહ્યો છું. જો કે જિજ્ઞાસાહીન એવી આ પેઢીને ફરી વાર એ ખળભળાવી મૂકશે. માણસ તિરસ્કાર કરવાનું બહુ સારી રીતે જાણે છે, નિરાશા પણ તેને અજાણી નથી. પણ આ બધી જીવનની વક્રતાઓ છે. આ સાચું મનુષ્યત્વ નથી. જે દિવસે એ નિશ્ચય કરશે તે જ દિવસે એ મુક્તિને પંથે પડશે એમ સમજવું. અજેય આત્માને ઉવેખીને 'તું માટીનું પૂતળું છે' એવી ઘોર નિરાશાવાદી સલાહ અત્યાર સુધી તેં બહુ સાંભળી.'

પુનરુત્થાન પામેલા ગુરુને પ્રત્યક્ષ જોવાને ભાગ્યશાળી હું એકલો જ ન હતો.

શ્રી યુક્તેશ્વરનાં અનેક શિષ્યો પૈકી એક વૃદ્ધા પણ હતાં; જેમનો વાસ પુરીના આશ્રમની બાજુમાં જ હતો અને જે 'મા'ના હુલામણા નામથી ઓળખાતી હતી. ગુરુજી એમની સવારની ફેરી દરમિયાન ઘણી વખત એની સાથે વાત કરવા રોકાતા. ૧૬મી માર્ચ ૧૯૩૬ને રોજ સાંજે મા આશ્રમમાં આવ્યાં અને ગુરુને મળવા માગણી કરી.

'અરે, ગુરુજી અઠવાડિયા પહેલાં જ પરલોકવાસી થયા.' સ્વામી સેવાનંદ જેઓ પુરી આશ્રમના વ્યવસ્થાપક હતા તેમણે દિલગીરી દર્શાવતાં કહ્યું.

'આ અસંભવિત છે.' તેણે હસતાં હસતાં કહ્યું. 'ના,' સેવાનંદે દફનક્રિયાની બધી વિગતો આપીને કહ્યું, 'અહીં આવો, હું તમને બગીચામાં તેમની સમાધિ પાસે લઈ જાઉં.'

માએ માથું ધુણાવ્યું : 'તેમને માટે કબર હોય જ નહિ! આજે સવારે દશ વાગ્યે તેઓ હંમેશની માફક મારા દરવાજા આગળથી જ ગયા હતા. પૂરતા પ્રકાશમાં બહાર મેં તેમની સાથે કેટલીય મિનિટો સુધી વાત કરી છે.

"'આજે સાંજે આશ્રમમાં આવજો.' તેમણે કહ્યું.

'આ સૂચના પ્રમાણે હું અહીં આવી છું'! આ સફેદ વાળવાળા મસ્તક ઉપર આશીર્વાદ વરસો! અમર ગુરુ મને આ રીતે સમજાવવા માગતા હતા કે તેઓ આજે સવારે કેવા અનુભવઅતીત રૂપમાં મળ્યા હતા!'

મંત્રમુગ્ધ સેવાનંદે આ વૃદ્ધાને વંદના કરી. 'મા,' તેણે કહ્યું. 'મારા અંતઃકરણ ઉપરથી તમે કેવડો મોટો બોજો હળવો કર્યો! તેમનું ઉત્થાન થયું છે!'

## ૪૫

## મહાત્મા ગાંધી સાથે વર્ધામાં

'ભલે પધાર્યા, સ્વામીજી!' મહાત્મા ગાંધીના મંત્રીશ્રી મહાદેવ દેસાઈએ મિસ બ્લેન્ચ, શ્રી રાઈટ અને મારું આ શબ્દોથી ભાવભર્યું સ્વાગત કર્યું. અને અમને હાથે કાંતેલા સૂતરના હારો અર્પણ કર્યા. રેલવે ટ્રેનની મુસાફરીથી થાકેલો અમારો નાનો રસાલો ઑગસ્ટ મહિનાની એક સવારે વર્ધા સ્ટેશને ઊતર્યો. અમારો સામાન એક બળદગાડીમાં ગોઠવી શ્રી દેસાઈ અને તેમના સાથી બાબાસાહેબ દેશમુખ અને ડૉ. પિંગળેની સાથે અમે એક ઉઘાડી મોટરગાડીમાં બેઠા. ગામડાના કાદવવાળા રસ્તાઓ ઉપર થોડુંક આગળ ચાલ્યા એટલે હિંદના રાજકીય સંતના મગનવાડી આશ્રમમાં અમે આવી પહોંચ્યા.

મહાત્મા ગાંધી જે લેખનખંડમાં પલાંઠી વાળીને બેઠા હતા ત્યાં જ શ્રી દેસાઈ અમને લઈ ગયા. તેમના એક હાથમાં કલમ અને બીજા હાથમાં કાગળનો ટુકડો હતો. તેમનું વિશાળ વદન ઉમળકાભર્યા મનોહારી હાસ્યથી છલકાતું હતું.

'ભલે પધારો!' તેમણે હિંદીમાં લખ્યું. એ દિવસે સોમવાર — એમના સાપ્તાહિક મૌનનો વાર — હતો.

જો કે અમારી પ્રથમ જ મુલાકાત હતી છતાં અમે એકબીજાને પ્રેમથી જોઈ રહ્યા. મહાત્માજીએ સને ૧૯૨૫ની સાલમાં રાંચીની શાળાની મુલાકાત લઈને એને ગૌરવ આપ્યું હતું અને ત્યાંની અતિથિની નોંધપોથીમાં બહુ સુંદર શેરો લખ્યો હતો.

સો રતલના આ બટુક સંત શારીરિક, માનસિક અને આધ્યાત્મિક આરોગ્યની મૂર્તિ જેવા હતા. એમની નરમ ઘઉંવર્ણી આંખોમાં તીવ્ર બુદ્ધિ, નિખાલસતા અને વિવેક તરવરતાં હતાં. આ રાજદ્વારી પુરુષે હજારો સામાજિક અને રાજકીય ક્ષેત્રે વાક્યુદ્ધ ખેલ્યાં છે અને આખરે એ અજેય રહ્યા છે. હિન્દનાં કરોડો અશિક્ષિત લોકોનાં હૃદયમાં જે ચિરસ્થાયી સ્થાન ગાંધીજીએ મેળવ્યું છે એવું જગતના કોઈ પણ નેતાએ મેળવ્યું નથી. મહાત્મા – ' મહાન આત્મા 'નું ઉપનામ એ જ લોકોના સ્વયંભૂ અર્ઘ્યનું દ્યોતક છે. કછોટો ધારણ કરવામાં ગાંધીજી એમ બતાવવા માગતા હતા કે જે દલિત વર્ગ આના કરતાં વધારે વસ્ત્ર ધારણ કરી શકે એમ નથી તેની સાથે પોતે એકરૂપ હતા.

' આશ્રમવાસીઓ આપને સર્વાંશે આધીન છે. આપ એમની પાસેથી કોઈ પણ જાતની સેવા લઈ શકશો.' શ્રી દેસાઈ જ્યારે અમને અતિથિગૃહ તરફ લઈ જતા હતા ત્યારે ગાંધીજીએ મને પોતાના લાક્ષણિક વિવેક સાથે ઉતાવળમાં લખેલી એક ચિઠ્ઠી આપી.

અમારા માર્ગદર્શક અમને બગીચાઓ અને પાકથી લહેરાતાં ખેતરોમાં થઈને જાળીવાળી બારીઓ અને નળિયાંના છાપરાવાળા એક મકાનમાં લઈ આવ્યા. શ્રી દેસાઈએ કહ્યું કે આંગણામાં જે કૂવો છે તે ૨૫ ફૂટ વ્યાસનો છે અને ઢોરો ત્યાંથી પાણી પીએ છે એની બાજુમાં ભાત ખાંડવાની ગોળ ફરતી ચક્કી છે. અમારા નાનાનાના શયનખંડોમાં માત્ર જરૂર પૂરતી જ ચીજો હતી. હાથે બનાવેલી કાથીનો એક ખાટલો – ધોળાવેલા રસોડાના એક ખૂણામાં પાણીનો નળ હતો અને બીજે ખૂણે રાંધવાનો ચૂલો. સાદા ઘૂમટીઆ અવાજો

અમારે કાને આવ્યા કરતા હતા – કાગડા અને ચકલીઓના અવાજ, ઢોરના ભાંભરવાનો અવાજ અને પથ્થર ફોડવાની છીણીના ટંકારાનો અવાજ.

શ્રી રાઈટ પાસેની પ્રવાસનોંધ જોઈને, શ્રી દેસાઈએ એક પાનું ઉઘાડ્યું અને તેમાં મહાત્મા ગાંધીના ચુસ્ત સત્યાગ્રહીઓએ લેવાનાં વ્રતોની યાદી લખી.[૨૫૭]

' અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, શરીરશ્રમ, સ્વાદસંયમ, અભય, સર્વધર્મ સમભાવ, સ્વદેશી ( ગૃહઉદ્યોગના વણાટોનો ઉપયોગ ), અસ્પૃશ્યતાનો ત્યાગ.' આ અગિયાર વ્રતો નમ્રભાવે પાળવાં જોઈએ.

( ગાંધીજીએ પોતે બીજે દિવસે તા. ૨૭મી ઑગસ્ટ ૧૯૩૫ને રોજ પાના પર સહી કરી છે. )

અમે ત્યાં પહોંચ્યા પછી બે કલાકે અમને નાસ્તા માટે બોલાવવામાં આવ્યા. મહાત્માજી, લેખનખંડના આંગણાની સામે આશ્રમના સભામંડપની કમાન નીચે ક્યારના આવીને બેઠા હતા. લગભગ પચીસેક ઉઘાડપગા સત્યાગ્રહીઓ પિત્તળનાં થાળીવાડકા સામે પલાંઠી વાળીને બેઠા હતા. સામૂહિક પ્રાર્થના થયા પછી ભોજન પિરસાયું. થૂલાવાળી ઘી ચોપડેલી ચપાતી, ( તલસારી બાફીને સમારેલાં શાક ) અને લીંબુનું અથાણું એ અમારું ભોજન હતું.

મહાત્માએ ચપાતી, બાફેલા કંદ, કાચાં શાકભાજી, અને નારંગી આરોગ્યાં. તેમના થાળીની બાજુમાં કડવા લીમડાનાં પાનનો છુંદો હતો. એનો રસ ઘણો રક્તશોધક છે. તેમના ચમચાથી એમાંનો થોડો ભાગ છૂટો પાડી મહાત્માજીએ મારી થાળીમાં મૂક્યો. હું એને પાણી સાથે ગટગટાવી ગયો. બાળપણમાં આ કડવાશને ગળી જવાની મા તરફથી મને ફરજ પડતી હતી તે દિવસો યાદ આવ્યા. ગાંધીજી આ ચટણીને આસ્તે આસ્તે કશા પણ અણગમા વગર ખાતા હતા.

આ નજીવી વાત પરથી, ઇચ્છા પ્રમાણે મનને ઇંદ્રિયોથી અલિપ્ત રાખવાની મહાત્માની શક્તિનું માપ હું કાઢી શક્યો,

કેટલાંક વરસો પર એમની ઉપર આંતરપુચ્છ (એપેન્ડિસાઈટિસની) શસ્ત્રક્રિયા કરવામાં આવી હતી તેની મને યાદ આવી. ક્લોરોફોર્મ સુંઘાડવા સામે એમણે વિરોધ કરેલો. આખી શસ્ત્રક્રિયા દરમિયાન એમણે શિષ્યો સાથે હસતે મુખડે વાતો જ કર્યા કરી હતી. એમનું (શાંત) હાસ્ય એમને કશું દુઃખ થતું નહોતું એની સાક્ષી આપતું હતું.

એક નમતે બપોરે મને કુ. મેડેલીન સ્લેડ, હવે મીરાંબહેન[૨૫૮] જેઓ એક બ્રિટિશ નૌકાઅધિકારીનાં પુત્રી અને ગાંધીજીનાં શિષ્યા છે તેમની સાથે વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો. તેની દરરોજની પ્રવૃત્તિઓનું શુદ્ધ હિંદીમાં જ્યારે તે વર્ણન કરતી હતી ત્યારે તેનો દૃઢ અને શાંત ચહેરો ઉત્સાહથી ઊભરાતો હતો.

'ગ્રામ્યપુનર્રચનાનું કામ ઘણું ફળદાયક છે! અમારો એક સંઘ દરરોજ સવારે પાંચ વાગ્યે આજુબાજુના ગામવાસીઓની સેવા કરવા અને તેમને સાદી સ્વચ્છતાનું શિક્ષણ આપવા નીકળી પડે છે. આ સંઘ તેમનાં સંડાસો અને માટીનાં ઝૂંપડાં સાફ કરે છે. આ ગામડિયાઓ નિરક્ષર છે. પ્રત્યક્ષ દૃષ્ટાંત સિવાય તેમને કેળવી શકાય એમ નથી.' આનંદ સાથે તે હસી પડી.

આ ઉચ્ચ કુળની અંગ્રેજ મહિલા તરફ હું સાનંદાશ્ચર્ય જોઈ રહ્યો. એની ક્રિશ્ચિયન નમ્રતા એને આ સફાઈનું કામ કરવા પ્રેરે છે. એ કામ અહીં માત્ર અસ્પૃશ્યો જ કરે છે.

તેણે કહ્યું : 'હું હિંદુસ્થાનમાં સને ૧૯૨૫માં આવી. આ ભૂમિમાં મને એવી આત્મીયતાની લાગણી થાય છે કે જાણે હું 'મારે ઘેરે પાછી આવી છું.' હવે મને મારા પૂર્વજીવન અને તેના સંબંધો તરફ પાછા ફરવાનું કદી મન નહિ થાય.'

અમે થોડો વખત અમેરિકાની વાત કરી. તેણે જણાવ્યું : 'હિંદની મુલાકાતે આવતા ઘણા અમેરિકનોને આધ્યાત્મિક વિષયોમાં ઊંડો રસ લેતા જોઈને મને ઘણો આનંદ અને આશ્ચર્ય થાય છે.'[૨૫૯]

મીરાંબાઈએ તરત જ ચરખો લીધો અને કાંતવા માંડ્યું. —આશ્રમમાં ચરખો એ સર્વવ્યાપક છે અને ખરેખર મહાત્માના પ્રયત્નોથી એ ગ્રામ્ય હિંદમાં પણ સર્વવ્યાપક થઈ ગયા છે.

ગાંધીજીની પાસે ગૃહઉદ્યોગોના પુનરુદ્ધારના પ્રોત્સાહન સારુ સબળ આર્થિક અને સાંસ્કૃતિક કારણો છે અને તેમ છતાં સર્વ આધુનિક પ્રગતિનો ઉગ્ર ઇનકાર કરવાની તેઓ સલાહ આપતા નથી. યંત્રો, આગગાડી, મોટર વાહનો, તારસંદેશ વગેરેએ એમના ભવ્ય જીવનમાં ઘણો જ અગત્યનો ભાગ ભજવ્યો છે. જેલમાં અને જેલની બહાર મળીને થયેલી એમની પચાસ વર્ષની જાહેર સેવાથી (જે દરમિયાન રાજકીય જગતની વહેવારુ વિગતો અને કઠણ સત્યો સામે દરરોજ જંગ ખેલાયો હોય) એમની સમતા, નિખાલસપણું, ડહાપણ અને મનુષ્યસ્વભાવની વિચિત્રતાઓની વિનોદી ઓળખ ખસૂસ વૃદ્ધિંગત થયાં છે.

અમારી ત્રિપુટીએ બાબાસાહેબ દેશપાંડેના મહેમાન તરીકે સાંજે ૭ વાગ્યે તેમને ત્યાં વાળુ કર્યું. સાત વાગ્યાની પ્રાર્થના વખતે અમે પાછા મગનવાડી આશ્રમમાં આવ્યા જ્યાં ત્રીસ સત્યાગ્રહીઓ અગાસી ઉપર મહાત્માની આસપાસ અર્ધવર્તુળ આકારે બેઠા હતા. ગાંધીજી એક સાદડી ઉપર પલાંઠી વાળીને બેઠા હતા. તેમની સામે એક જૂનું ખિસ્સાઘડિયાળ લટકતું હતું. આથમતો સૂર્ય પોતાનાં છેલ્લાં કિરણો ઝાડો ઉપર ફેંકી રહ્યો હતો. રાત્રિમાં તમરાંનો ગણુગણાટ શરૂ થઈ ગયો હતો. વાતાવરણ શાંત અને ગંભીર હતું. હું આનંદની મસ્તીમાં હતો.

શ્રી દેસાઈએ એક પવિત્ર ધૂન ગવડાવી અને તેમાં મંડળીએ ઝીલીને સાથ આપ્યો. પછી ગીતાવાચન થયું. છેવટની પ્રાર્થના માટે મહાત્માજીએ મને ઇશારો કર્યો. વિચારો અને અભિલાષાઓનો કેવો દિવ્ય સંયોગ! ચિરસ્મરણીય પ્રસંગ! સમીસાંજે આકાશની છત્રછાયા નીચે વર્ધાની અગાશી ઉપર મળેલી ધ્યાનસભા!

બરાબર આઠ વાગ્યે ગાંધીજીએ મૌન છોડયું. એમના જીવનનાં ભગીરથ કાર્યો એમના જીવનના ક્ષણેક્ષણની યોગ્ય વહેંચણી માગી લે છે.

'ભલે પધાર્યા સ્વામીજી!' મહાત્માએ કરેલું આ વખતનું સ્વાગત ચિઠ્ઠી દ્વારા નહોતું થયું. અગાશી ઉપરથી ઊતરી અમે એમના અભ્યાસખંડમાં આવ્યા. આ ખંડ બિલકુલ સાદો હતો. ખુરશી નહિ પણ જમીન પર ચટાઈઓ જ પાથરેલી હતી. એક નાનું ડેસ્ક, તેના પર ચોપડીઓ, કાગળો અને થોડી સામાન્ય કલમો (ફાઉન્ટન પેન નહિ) પડેલી હતી; એક ખૂણામાં નામરહિત ઘડિયાળ ટકટક કરતું હતું. શાંતિ અને ભક્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. ગાંધીજી પોતાનું મોહક, પોલું અને લગભગ દંતવિહોણું હાસ્ય વેરી રહ્યા હતા.

તેમણે ખુલાસો કર્યો : 'વર્ષો પહેલાં મારા પત્રવહેવારને પહોંચી વળવા માટે વખત મેળવવા સારુ મેં અઠવાડિયામાં એક દિવસ મૌન પાળવાનું શરૂ કર્યું. પણ હવે એ ચોવીસ કલાક મારે માટે ખાસ આધ્યાત્મિક જરૂરિયાતના થઈ પડયા છે. નિયતકાલનું મૌનવ્રત એ યાતના નથી પણ આશીર્વાદ છે.'

હું અંતઃકરણપૂર્વક સંમત થયો.[૨૬૦] મહાત્માએ મને અમેરિકા અને યુરોપ સંબંધી ઘણું પૂછ્યું; અમે હિંદ અને વર્તમાન જગતની સાંપ્રત સ્થિતિ સંબંધી ઘણી ચર્ચા કરી.

શ્રી દેસાઈ જ્યારે ઓરડામાં આવ્યા ત્યારે મહાત્માએ કહ્યું : 'મહાદેવ, આવતી કાલે રાત્રે ટાઉન હૉલમાં સ્વામીજી યોગ ઉપર બોલે એવી ગોઠવણ કરો.' જ્યારે હું રાત્રિ સારુ મહાત્માની રજા માગતો હતો ત્યારે તેમણે મને (લીંબુના) તેલની એક બાટલી વિનયપૂર્વક આપી.

તેમણે હસતાં હસતાં કહ્યું : 'સ્વામીજી, વર્ધાના મચ્છરો અહિંસાનો પાઠ[૨૬૧] હજી શીખ્યા નથી!'

બીજે દિવસે સવારે અમારા નાના રસાલાએ ઘઉંની રાબડી, ગોળ અને દૂધનો નાસ્તો કર્યો. સાડાદસ વાગ્યે અમને આશ્રમના

સભામંડપમાં ગાંધીજી અને સત્યાગ્રહીઓ સાથે ભોજન માટે બોલાવવામાં આવ્યા. આજની વાનગીઓમાં વણછેદાયેલા ચોખા, નવાં શાકભાજી, અને એલચીદાણા હતા. બપોરે આશ્રમભૂમિ ઉપર હું ટહેલવા નીકળ્યો ત્યારે ગૌચરણમાં થોડીક સ્વસ્થ ગાયો મેં જોઈ. ગૌરક્ષા એ ગાંધીજી માટે ધર્મકર્તવ્ય હતું.

મહાત્માએ ખુલાસો કરતાં કહ્યું: 'ગાય એ મારે માટે મનુષ્યેતર અધઃજગતની પ્રતિનિધિ છે જે મનુષ્યની સહાનુભૂતિની અપેક્ષા રાખે છે. ગાયની મારફતે માણસ જીવ માત્ર સાથેના પોતાના ઐક્યનો અનુભવ કરી શકે છે. પ્રાચીન ઋષિઓએ આ ઉચ્ચ પદ માટે ગાયને જ કેમ પસંદ કરી તે મને હવે સ્પષ્ટ સમજાય છે. હિન્દમાં ગાય એ સૌથી સારો સાથી હતી. તે ઘણું આપનાર હતી. એ માત્ર દૂધ જ આપતી નથી પણ ખેતીને પણ શક્ય બનાવે છે. એ કરુણાની મૂર્તિ છે. આ નમ્ર પ્રાણીમાં તમને કરુણા જ દેખાશે. માનવજાતિના લાખો માટે તે બીજી માતા છે. ગાયની રક્ષા એટલે પરમેશ્વરના સમગ્ર મૂગા જગતનું રક્ષણ છે. સૃષ્ટિના આ નીચલા થરની વિનતી વધારે ધ્યાનપાત્ર એટલા માટે બને છે કે તેને વાચા નથી.'

પ્રત્યેક રૂઢિચુસ્ત હિન્દુએ દરરોજ ત્રણ યજ્ઞો કરવાના હોય છે. પ્રથમ 'ભૂતયજ્ઞ' એટલે પ્રાણીજગતને અન્ન આપવું તે. આ ક્રિયાથી મનુષ્ય તેનાથી ઓછા વિકાસ પામેલા સૃષ્ટિના જીવો તરફની પોતાની જવાબદારીનો સ્વીકાર કરે છે. આ જીવો પ્રકૃતિથી જ સ્થૂળ શરીર સાથેના પોતાના ઐક્યમાં જ માને છે, જે માન્યતા માનવી જીવન માટે હાનિકર્તા છે. મનુષ્યજાતિના ખાસ લક્ષણ તરીકે ગણાતો મોક્ષદાયી વિવેકના ગુણનો તેમનામાં અભાવ છે. આ રીતે ભૂતયજ્ઞ નિર્બળોને મદદ કરવાની માણસની વૃત્તિને ઉત્તેજન આપે છે કેમકે ઉચ્ચતર કોટિના અદૃશ્ય જીવો તરફથી એને પણ અસંખ્ય લાભ મળતા હોય છે. કુદરતની જે જમીન, સમુદ્ર અને આકાશ ઉપરની ઉદાર બક્ષિસો છે તેનો પણ પુનરુદ્ધાર કરવા માટે મનુષ્ય બંધાયેલો

છે. ઉત્ક્રાંતિને લીધે કુદરત, પ્રાણીઓ, મનુષ્ય, અને સૂક્ષ્મ દેવદૂતોના પરસ્પરના સંબંધના અભાવથી ઉત્પન્ન થતા અવરોધને શાંત પ્રેમથી જીતી શકાય છે.

દરરોજના બીજા બે યજ્ઞો તે નૃ અને પિતૃ છે. પિતૃ યજ્ઞમાં ભૂતકાળના ઋણ સ્વીકાર તરીકે બાપદાદાઓને અંજલિ આપવાની હોય છે જેના જ્ઞાનનું સત્ત્વ આજે પણ માનવજાતિને ઉજાળી રહ્યું છે. નૃ યજ્ઞમાં મનુષ્યના સહજીવીઓ તરફની જવાબદારીઓના પ્રતીક તરીકે અતિથિઓ અને ગરીબોને અન્નદાન કરવાનું હોય છે.

બપોરે નાની છોકરીઓ માટેના ગાંધી આશ્રમની મુલાકાત લઈને મારો નૃ યજ્ઞ મેં પૂરો કર્યો આ દસ મિનિટની મુલાકાત વખતે શ્રી રાઈટ મારી સાથે હતા. ટચૂકડી ફૂલ જેવા ચહેરાવાળી બાલિકાઓનાં કોમળ શરીર ઉપર પહોળી કિનારની રંગબેરંગી સાડીઓ ઝૂલતી હતી. બહાર ખુલ્લા મેદાનમાં હું હિંદીમાં થોડીક વાતો પૂરી કરી રહ્યો હતો. એટલામાં વાદળાં એકદમ ચડી આવ્યાં અને વરસાદ પડવો શરૂ થયો. હસતાં હસતાં શ્રી રાઈટ અને હું ગાડીમાં ચડી બેઠા, અને વરસતે વરસાદે મારતી ગાડીએ અમે મગનવાડીમાં પહોંચી ગયા. ઉષ્ણકટિબંધનો આ ઉકળાટ અને વરસાદ !

અતિથિગૃહમાં પુનઃ પ્રવેશ કર્યા પછી, ત્યાંની અણિશુદ્ધ સાદાઈ આત્મત્યાગના સાર્વત્રિક પુરાવાઓ જોઈ ફરીથી હું મંત્રમુગ્ધ થયો. ગાંધીજીનું અપરિગ્રહનું વ્રત તેમના પરિણીત જીવનના પ્રથમ તબક્કાથી જ શરૂ થયું હતું. સાઠ હજાર રૂપિયાની વાર્ષિક આવક આપતો એમનો વકીલાતનો ધીકતો ધંધો છોડતાંની સાથે જ મહાત્માજીએ પોતાની બીજી દોલત પણ ગરીબોને આપી દીધી હતી.

શ્રી યુક્તેશ્વરે ત્યાગના સામાન્ય રીતે સ્વીકારાયેલા અધૂરા ખ્યાલો બાબત હળવી વિનોદી ટકોર કરી હતી.

ગુરુજી કહેતા : ' એક ભિખારી દોલતનો ત્યાગ ન કરી શકે. જો કોઈ માણસ અફસોસ કરે કે મારો ધંધો પડી ભાગ્યો, મારી બાયડી મને છોડી ગઈ, હું હવે બધું છોડીને મઠમાં ચાલ્યો જાઉં છું. તો એ કયા સંસારી ત્યાગની વાત કરે છે ? એણે દોલત અને પ્રેમનો ત્યાગ નથી કર્યો. પણ તેઓ એને છોડી ગયાં છે.'

ઊલટ પક્ષે, ગાંધીજી જેવા સંતોએ માત્ર દેખીતો ભૌતિક વસ્તુઓનો જ ત્યાગ નથી કર્યો પણ સ્વાર્થી હેતુ, અને મનુષ્ય-જાતિના સમગ્ર પ્રવાહમાં પોતાની જાતને જ હોમી દઈને વ્યક્તિગત આકાંક્ષાઓનો વધારે દુસ્તર ત્યાગ પણ કરી બતાવ્યો છે.

મહાત્માની પ્રખ્યાત પત્ની કસ્તૂરબાઈએ પણ જ્યારે તેણે જાણ્યું કે પોતાના પતિએ પોતાને માટે તથા છોકરાંઓ માટે કશી પણ દોલત જુદી મૂકી નથી ત્યારે તેણે કશો વિરોધ કર્યો નહોતો. કિશોર અવસ્થામાં પરણેલાં ગાંધીદંપતીએ ચાર છોકરાંઓના જન્મ પછી બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી હતી.[૨૬૨] એક ઉજ્જ્વળ નાટક જેવા તેમના સંયુક્ત જીવનની શાંત નાયિકા તરીકે કસ્તૂરબા ગાંધીજીની પાછળ પાછળ જેલમાં ગયાં હતાં. ત્રણત્રણ અઠવા-ડિયાંઓના તેમના ઉપવાસોમાં તેણે ભાગીદારી કરી હતી. અને તેમણે ઉઠાવેલી અનંત જવાબદારીઓમાં પોતાનો પૂરેપૂરો હિસ્સો નોંધાવ્યો હતો. તેમણે ગાંધીજીની નીચે પ્રમાણે પ્રશસ્તિ કરી છે.

'તમારી અર્ધાંગના અને જીવનસાથી થવાનો જે હક મને પ્રાપ્ત થયો છે તે માટે હું તમારો આભાર માનું છું. બ્રહ્મચર્ય અને નહિ કે વિષયભોગના પાયા ઉપર આધાર રાખતા જગતના સૌથી સંપૂર્ણ એવા આપણા લગ્નજીવન માટે હું તમારો આભાર માનું છું. હિંદ માટેના તમારા જીવનકાર્ય (Mission)માં તમે મને સમાન ભાગીદાર ગણી છે તે માટે હું તમારો આભાર માનું છું. જેમ એક કિશોર પોતાના બાળપણના રમકડાને કંટાળીને છોડી દે છે તેમ ઘણા પતિઓ પત્નીઓ અને સંતાનોને છોડીને સટ્ટો, શરત, મદ્ય, માનિની અને સંગીતમાં પોતાનો વખત બરબાદ કરે છે તેવા પતિ

ન થવા માટે હું તમારો આભાર માનું છું. હું કેટલી ભાગ્યશાળી છું કે તમે એવા પતિ નથી કે બીજાઓના શ્રમ ઉપર જ પૈસાદાર થવામાં બધો વખત ગાળે.

'હું કેટલી ભાગ્યશાળી છું કે તમે લાંચરુશવતને બાજુએ મૂકીને ઈશ્વર અને દેશને આગળ મૂકયાં છે. તમારી માન્યતાઓમાં તમને શ્રદ્ધા હોઈ તેમને આચારમાં મૂકવાની તમને હિંમત છે અને ઈશ્વરમાં સંપૂર્ણ અને અચળ શ્રદ્ધા છે. હું કેટલી ભાગ્યશાળી છું કે મને એવો પતિ મળ્યો છે કે મારા કરતાં ઈશ્વર અને દેશને આગળ કરે છે. હું તમારી આભારી છું કે આપણી જીવનપદ્ધતિમાં આટલું વધારે તેના કરતાં આટલું ઓછું એવા ફેરફારો તમે કરેલા તેની સામે બબડવા કે બળવો કરવા જેવી મારી યુવાવસ્થાની ભૂલોને અને મને તમે નિભાવી લીધાં છે.

'એક બાળ કુળવધૂ તરીકે હું તમારા ઘરમાં આવી. તમારી માતા એક મહાન સદ્‌ગુણી સ્ત્રીરત્ન હતાં. તેમણે મને કેળવી અને નીડર અને બહાદુર ધર્મપત્ની બની તેમના પુત્ર અને મારા પતિનો પ્રેમ અને આદર સંપાદન કરતાં મને શીખવ્યું. જેમજેમ વરસો વીતતાં ગયાં તેમતેમ મારા જીવનમાં તમારા તરફની કોઈ પણ જાતની ચિંતા રહી નહિ. બીજા દેશોમાં ઘણી વાર એવું બને છે કે પતિ જયારે વિજયની પરિસીમા પર પહોંચે છે ત્યારે તે પોતાની પત્નીને બાજુએ ફેંકે છે. મારા જીવનમાં આવું બન્યું નથી. મરણ આવે તોપણ આપણે બંને પતિપત્ની તરીકે જ રહેવાનાં છીએ.'

કસ્તૂરબાઈએ વરસો સુધી મહાત્માજીએ જાહેર ઉઘરાણા તરીકે ઊભા કરેલા લાખો રૂપિયાના ખજાનચી તરીકે સેવા આપી છે. ગાંધીજીની સભાઓમાં પોતાની પત્નીઓ ઘરેણાં પહેરીને જાય તે સામે ઘણા પતિઓને વાંધો હતો; એવી મતલબની વિનોદી વાતો ઘણાં ઘરોમાં થતી સંભળાતી હતી. કેમ કે દલિત વર્ગોની વકીલાત કરતા મહાત્માજીની આકર્ષક વાણીથી લક્ષ્મીવંતોના હાથ અને ગળાંની

સોનાની પહોંચીઓ અને હીરાકંઠીઓ આકર્ષાઈને ગાંધીજીની સંગ્રહ-ઝોળીમાં જતી રહેતી હતી.

એક દિવસ જાહેર ફાળાનાં ખજાનચી કસ્તૂરબાઈ ચાર રૂપિયાના ખર્ચનો હિસાબ આપી શકયાં નહીં. ત્યારે ગાંધીજીએ પોતાની પત્નીની આ ભૂલનો જાહેરમાં એકરાર કર્યો હતો.

મારા અમેરિકન વિદ્યાર્થીઓના વર્ગો સમક્ષ મેં આ વાત ઘણી વખત કરી હતી. એક સાંજે હોલમાંની એક અમેરિકન મહિલાએ ભારે અન્યાય થયો હોય એવો ફૂંફાડો માર્યો.

તે બરાડી ઊઠી : 'મહાત્મા હોય કે ન હોય જો એ મારો પતિ હોત તો આવા નકામા જાહેર અપમાન માટે હું એમને બતાવી દેત.' અમારી વચ્ચે અમેરિકન પત્નીઓ અને હિંદુ પત્નીઓ સંબંધમાં ઠીકઠીક હાસ્યવિનોદ અને ઠઠ્ઠામશ્કરી થયા પછી મેં આ બાબતનો સ્પષ્ટ ખુલાસો આપ્યો.

કસ્તૂરબાઈ મહાત્માજીને પોતાના પતિ તરીકે નહિ પણ ગુરુ તરીકે ગણતી હોવાથી તેઓ પોતાની નાનામાં નાની ભૂલને માટે પણ ઠપકો દેવાના અધિકારી છે એમ માનતી હતી. મેં બતાવ્યું કે 'કસ્તૂરબાઈને જાહેર ઠપકો આપ્યા પછી થોડા વખતમાં ગાંધીજીને રાજકીય ગુના માટે જેલની સજા થઈ. જ્યારે શાંત ચિત્તે ગાંધીજી પત્નીની વિદાય લેવા ગયા ત્યારે પગે પડીને તે નમ્રતાથી બોલી : 'ગુરુજી, મેં તમારો કશો પણ અપરાધ કર્યો હોય તો મને માફી આપવાની કૃપા કરશો.'

તે જ દિવસે વર્ધામાં બપોરે ત્રણ વાગ્યે આગળથી નક્કી કર્યા પ્રમાણે હું સંતના લેખનખંડ તરફ ગયો. આ મહાપુરુષે પોતાની પત્નીને દૃઢ શિષ્યા બનાવીને એક ચમત્કાર સર્જ્યો હતો. ગાંધીજીએ પોતાના અવિસ્મરણીય હાસ્યથી મને આવકાર્યો.

તકિયા વગરની સાદડી ઉપર તેમની બાજુમાં પલાંઠી વાળીને બેસતાં મેં પૂછ્યું : 'મહાત્માજી, અહિંસાની તમારી વ્યાખ્યા મને મહેરબાની કરીને સમજાવશો ?'

ન થવા માટે હું તમારો આભાર માનું છું. હું કેટલી ભાગ્યશાળી છું કે તમે એવા પતિ નથી કે બીજાઓના શ્રમ ઉપર જ પૈસાદાર થવામાં બધો વખત ગાળે.

'હું કેટલી ભાગ્યશાળી છું કે તમે લાંચરુશવતને બાજુએ મૂકીને ઈશ્વર અને દેશને આગળ મૂક્યાં છે. તમારી માન્યતાઓમાં તમને શ્રદ્ધા હોઈ તેમને આચારમાં મૂકવાની તમને હિંમત છે અને ઈશ્વરમાં સંપૂર્ણ અને અચળ શ્રદ્ધા છે. હું કેટલી ભાગ્યશાળી છું કે મને એવો પતિ મળ્યો છે કે મારા કરતાં ઈશ્વર અને દેશને આગળ કરે છે. હું તમારી આભારી છું કે આપણી જીવનપદ્ધતિમાં આટલું વધારે તેના કરતાં આટલું ઓછું એવા ફેરફારો તમે કરેલા તેની સામે બળડવા કે બળવો કરવા જેવી મારી યુવાવસ્થાની ભૂલોને અને મને તમે નિભાવી લીધાં છે.

'એક બાળ કુળવધૂ તરીકે હું તમારા ઘરમાં આવી. તમારી માતા એક મહાન સદ્‌ગુણી સ્ત્રીરત્ન હતાં. તેમણે મને કેળવી અને નીડર અને બહાદુર ધર્મપત્ની બની તેમના પુત્ર અને મારા પતિનો પ્રેમ અને આદર સંપાદન કરતાં મને શીખવ્યું. જેમજેમ વરસો વીતતાં ગયાં તેમતેમ મારા જીવનમાં તમારા તરફની કોઈ પણ જાતની ચિંતા રહી નહિ. બીજા દેશોમાં ઘણી વાર એવું બને છે કે પતિ જ્યારે વિજયની પરિસીમા પર પહોંચે છે ત્યારે તે પોતાની પત્નીને બાજુએ ફેંકે છે. મારા જીવનમાં આવું બન્યું નથી. મરણ આવે તોપણ આપણે બંને પતિપત્ની તરીકે જ રહેવાનાં છીએ.'

કસ્તૂરબાઈએ વરસો સુધી મહાત્માજીએ જાહેર ઉઘરાણા તરીકે ઊભા કરેલા લાખો રૂપિયાના ખજાનચી તરીકે સેવા આપી છે. ગાંધીજીની સભાઓમાં પોતાની પત્નીઓ ઘરેણાં પહેરીને જાય તે સામે ઘણા પતિઓને વાંધો હતો; એવી મતલબની વિનોદી વાતો ઘણાં ઘરોમાં થતી સંભળાતી હતી. કેમ કે દલિત વર્ગોની વકીલાત કરતા મહાત્માજીની આકર્ષક વાણીથી લક્ષ્મીવંતોના હાથ અને ગળાંની